'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

॥ ॐ तत्सत् ब्रह्मणे नमः ॥

# બૃહદારણ્યક ઉપનિષદ

[ ઉત્તરાર્દ્ધ—અ૦ ૪થી ૬ ]

( અન્વય અને શાંકરભાષ્યના અનુવાદ સહિત )

ભાષાંતરકર્તા :

શ્રી વાસુદેવ મહાશંકર જોષી

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

બન્ને ભાગના આઠ રૂપિયા

# અનુક્રમ

## અધ્યાય ૪ થો

### પ્રથમ બ્રાહ્મણ



### દ્વિતીય બ્રાહ્મણ



### તૃતીય બ્રાહ્મણ

## ચતુર્થ બ્રાહ્મણ

## અધ્યાય ૫ મો

### ચતુર્દશ બ્રાહ્મણ



### પંચદશ બ્રાહ્મણ



## અધ્યાય ૬ ઠ્ઠો

### પ્રથમ બ્રાહ્મણ

## દ્વિતીય બ્રાહ્મણ

१-७-१९५९ ॥ॐ माँ ॥

# અધ્યાય ૪ થો

## પ્રથમ બ્રાહ્મણ

### જનક–યાજ્ઞવલ્ક્ય સંવાદ

**भाष्य :** 'जनको ह वैदेह आसाञ्चक्रे' આનો પાછલા અધ્યાય સાથે આ પ્રમાણે સંબંધ છે: શારીરાદિ આઠ પુરુષોનું નિરૂપણ કરીને પછી તેમનો હૃદયમાં ઉપસંહાર કરી, પછી દિશાઓના ભેદથી તેમને પાંચ ભાગોમાં વિભક્ત કરીને ફરીથી તેમનો હૃદયમાં ઉપસંહાર કરી તથા એકબીજામાં પ્રતિષ્ઠિત હૃદય અને શરીરનો પ્રાણાદિ પાંચ વૃત્તિઓવાળા સમાનસંજ્ઞક જગદાત્મા સૂત્રમાં ઉપસંહાર કરી જે 'नेति–नेति' આ પ્રમાણે બતાવાયેલો ઔપનિષદ પુરુષ શરીર, હૃદય અને સૂત્રમાં સ્થિત જગદાત્માને અતિક્રમણ કરીને રહેલ છે, તેનો જ 'બ્રહ્મ વિજ્ઞાન અને આનંદરૂપ છે' આ પ્રમાણે સાક્ષાત્ અને ઉપાદાન કારણરૂપથી નિર્દેશ કરવામાં આવ્યો છે. તેનો જ વાગાદિ દેવતારૂપ દ્વારથી ફરીથી બોધ કરાવવાનો છે, તેથી આ બે બ્રાહ્મણોનો આરંભ કરવામાં આવ્યો છે. (અહીં) આખ્યાયિકા તો આચાર પ્રદર્શિત કરવા માટે છે.

### જનકની સભામાં યાજ્ઞવલ્ક્યનું આગમન: જનકનો પ્રશ્ન

**ॐ जनको ह वैदेह आसाञ्चक्रेऽथ ह याज्ञवल्क्य आवव्राज। तꣳ होवाच याज्ञवल्क्य किमर्थमचारीः पशूनिच्छन्नण्वन्तानिति उभयमेव सम्राडिति होवाच ॥ १ ॥**

वैदेहः जनकः=વિદેહ જનક, आसाञ्चक्रे=આસન પર બેઠેલા હતા, अथ ह=ત્યારે (તેની પાસે), याज्ञवल्क्यः आवव्राज=યાજ્ઞવલ્ક્ય આવ્યા,

तम् ह उवाच=તે( યાજ્ઞવલ્કય )ને ( તેમણે ) કહ્યું, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! किमर्थम् अचारीः=શા હેતુથી આવ્યા છો ? पशून् इच्छन् अणु अन्तान् इति=પશુઓની ઇચ્છાથી કે સૂક્ષ્મ વસ્તુનો નિર્ણય કરનારા ( પ્રશ્નો સાંભળવા ) માટે ? सम्राट्=હે રાજન્ ! उभयम् एव इति ह उवाच=હું બન્ને માટે આવ્યો છું, આમ (યાજ્ઞવલ્કયે) કહ્યું.

વિદેહ દેશના રાજા જનક બેઠા હતા, ત્યાં યાજ્ઞવલ્કય આવી પહોંચ્યા. જનકે તેમને કહ્યું: 'હે યાજ્ઞવલ્કય ! તમારું કેમ આગમન થયું ? શા હેતુથી આવ્યા છો ? પશુ લેવાની ઇચ્છાથી આવ્યા છો કે સૂક્ષ્મ વસ્તુનો નિર્ણય કરનારા બારીક પ્રશ્નો સાંભળવા ?' યાજ્ઞવલ્કયે કહ્યું: 'હે રાજન્ ! બંને માટે આવ્યો છું.' ૧

**ભાષ્ય :** વિદેહ દેશના રાજા જનક આસન પર બેઠેલા હતા અર્થાત્ રાજાનાં દર્શન કરવાની ઇચ્છાવાળાઓ માટે સમય આપી રાખ્યો હતો. ત્યારે તે સમયે પોતાના યોગક્ષેમ માટે અથવા રાજાની જિજ્ઞાસા જોઈને તેના પર કૃપા કરવા માટે યાજ્ઞવલ્કય ત્યાં આવ્યા. યાજ્ઞવલ્કયને આવેલા જોઈને તેમની ઘટતી પૂજા કરીને રાજા જનકે કહ્યું: 'હે યાજ્ઞવલ્કય ! આપ શા હેતુથી આવ્યા છો ? શું ફરીથી પશુઓ લેવાને માટે જ આવ્યા છો ? અથવા મારી પાસેથી સૂક્ષ્મ વસ્તુના નિર્ણય માટે બારીક પ્રશ્ન સાંભળવાની ઇચ્છાથી આવ્યા છો ?'

'હે સમ્રાટ ! પશુ અને પ્રશ્ન બન્ને માટે આવ્યો છું.' 'સમ્રાટ' આ પદ વાજપેય યજ્ઞ કરનારનું સૂચક છે. જે કોઈ પણ પોતાની આજ્ઞાથી રાજ્ય પર શાસન કરે છે, તે સમ્રાટ હોય છે; 'હે સમ્રાટ !' આ તેનું જ સંબોધન છે; અથવા સમસ્ત ભારતવર્ષનો રાજા સમ્રાટ કહેવાયો છે. ૧

## શૈલિનીએ બતાવેલા વાક્-બ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

यत्ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे जित्वा शैलिनिर्वाग् वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तच्छैलिनिरब्रवीद् वाग् वै ब्रह्मेत्यवदतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद् वा एतत् सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य। वागेवायतनमाकाशः प्रतिष्ठा प्रज्ञेत्येनदुपासीत। का प्रज्ञता याज्ञवल्क्य। वागेव सम्राडिति होवाच। वाचा वै सम्राड् बन्धुः प्रज्ञायते ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टꣳ हुतमाशितं पायितमयं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि वाचैव सम्राट् प्रज्ञायन्ते वाग् वै सम्राट् परमं ब्रह्म नैनं वाग् जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते। हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः। स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ २ ॥

ते=તમને, कश्चित्=કોઈ આચાર્યે, यत् अब्रवीत्=જે કંઈ કહ્યું છે, तत्=તે, शृणवाम इति=અમે સાંભળીએ, शैलिनिः जित्वा=શિલિનના પુત્ર જિત્વાએ, मे अब्रवीत्=મને કહ્યું છે કે, वाक् वै ब्रह्म इति=વાણી એ જ બ્રહ્મ છે, मातृमान् पितृमान् आचार्यवान् यथा ब्रूयात्=કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ જેમ કહે, तथा=તેમ, शैलिनिः=શિલિનના પુત્ર જિત્વાએ, अब्रवीत्=તમને કહ્યું કે, वाक् वै तत् ब्रह्म इति=વાણી એ બ્રહ્મ છે, हि=કેમ કે, अवदतः=જે માણસ બોલી ન શકે, (तस्य) किमु स्यात् इति=(તેની) શી દશા થાય? तस्य तु आय

तनम् प्रतिष्ठाम् ते अब्रवीत्=પણ એ( બ્રહ્મ )નું રહેઠાણ કયાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું? मे=મને, न अब्रवीत् इति=કહ્યું નથી, सम्राट्=હે સમ્રાટ! एतत् वै एकपाद् इति=એ તો એ બ્રહ્મનો એક જ અંશ થયો, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! सः वै=તો તે હવે, नः=અમને, ब्रूहि=કહો–સમજાવો, वाक् एव आयतनम्=વાણી જ તે બ્રહ્મનું રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ તેનો આધાર છે, एनत्=એ બ્રહ્મને, प्रज्ञा इति उपासीत=પ્રજ્ઞા( જ્ઞાન )રૂપે પૂજવુ જોઈએ, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! प्रज्ञता का=પ્રજ્ઞા (જ્ઞાન) એટલે શું? सम्राट् वाक् एव इति ह उवाच=હે સમ્રાટ! વાણી એ જ પ્રજ્ઞા છે, सम्राट्=હે સમ્રાટ! वाचा वै=વાણીથી જ, बन्धुः=બંધુને, प्रज्ञायते=ઓળખી શકાય છે, ऋग्वेदः=ઋગ્વેદ, यजुर्वेदः=યજુર્વેદ, सामवेदः=સામવેદ, अथर्वाङ्गिरसः=અથર્વાંગિરસવેદ, इतिहासः=ઇતિહાસ, पुराणम्=પુરાણ, विद्या=વિદ્યા, उपनिषदः=ઉપનિષદો, श्लोकाः=શ્લોકો, सूत्राणि=સૂત્રો, अनुव्याख्यानानि=ટીકાઓ. व्याख्यानानि=ભાષ્યો, इष्टम्=યજ્ઞ, हुतम्=હોમ, आशितम्=બીજાને ખવડાવેલું અન્ન, पायितम्=તેમને પાયેલું પાણી, अयम् लोकः=આ લોક, परश्च लोकः=પરલોક, सर्वाणि च भूतानि=બધાં પ્રાણીઓને, सम्राट्=હે સમ્રાટ! वाचा एव=વાણી વડે જ, प्रज्ञायन्ते=જાણી શકાય છે, सम्राट्=હે સમ્રાટ! वाक् वै=વાણી જ, परमम् ब्रह्म=પરબ્રહ્મ છે, एवम् विद्वान्=એમ જાણીને, यः=જે માણસ, एतत् उपास्ते=એને પૂજે છે, एनम्=એને, वाक्=વાણી, न जहाति=કદી તજી દેતી નથી, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, एनम्=એને, अभिक्षरन्ति=ઉપહાર વગેરે આપે છે, देवः भूत्वा=દેવ બનીને, देवान् अप्येति=દેવો પાસે જાય છે, वैदेहः जनकः उवाच=વિદેહના રાજા જનકે કહ્યું, हस्तिऋषभम् सहस्रम् ददामि इति=હાથી જેવા બળદ થાય એવી હજાર ગાયોનું ધણ હું તમને આપું છું, सः ह याज्ञवल्क्यः उवाच=યાજ્ઞવલ્કયે કહ્યું, मे पिता अमन्यत=મારા પિતાનો એવો મત હતો કે, अननुशिष्य न हरेत इति=શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.

'તમને કોઈએ જે કંઈ જ્ઞાનની વાત કરી હોય, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.'

જનકે કહ્યું : 'શિલિનના પુત્ર જિત્વાએ મને કહેલું, 'વાણી એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્ક્ય : 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ કહે, તેમ શિલિનના પુત્ર જિત્વાએ તમને કહ્યું કે, 'વાણી એ બ્રહ્મ છે;' કેમ કે જે માણસ બોલી ન શકે તેની શી દશા થાય? પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું?'

'ના, નહોતું કહ્યું.' હે સમ્રાટ! 'ત્યારે તો, એ બ્રહ્મનો એક જ અંશ થયો.' 'તો હે યાજ્ઞવલ્ક્ય! હવે તમે મને સમજાવો.' 'વાણી એ તેનું રહેઠાણ છે, આકાશ તેનો આધાર છે. એ બ્રહ્મને પ્રજ્ઞા(જ્ઞાન) રૂપે પૂજવું જોઈએ.'

'હે યાજ્ઞવલ્ક્ય! પ્રજ્ઞા (જ્ઞાન) એટલે શું?'

હે સમ્રાટ! વાણી એ જ પ્રજ્ઞા, હે સમ્રાટ! વાણી વડે જ મિત્રને ઓળખી શકાય છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, ટીકાઓ, ભાષણો, યજ્ઞ, હોમ, બીજાને ખવડાવેલું અન્ન, તેમને પાયેલું પાણી, આ લોક, પરલોક અને બધાં પ્રાણીઓને વાણી વડે જ જાણી શકાય છે. હે સમ્રાટ! વાણી એ પરબ્રહ્મ છે, એમ જાણીને જે માણસ તેને પૂજે છે, તેને વાણી કદી તજી દેતી નથી. બધાં પ્રાણીઓ એને ઉપહાર વગેરે આપે છે; તે દેવ બનીને દેવો પાસે જાય છે.'

વિદેહના રાજા જનકે કહ્યું: 'હાથી જેવા બળદ જેમાંથી થાય એવી હજાર ગાયોનું ધણ હું તમને આપું છું.'

યાજ્ઞવલ્કયે કહ્યું : 'મારા પિતાનો એવો મત હતો કે, શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.' ૨

**ભાષ્ય :** પરંતુ તમને કોઈ આચાર્યે જે કંઈ જ્ઞાનની વાત કરી હોય તે હું સાંભળવા ચાહું છું; કેમ કે તમે અનેક આચાર્યોની સેવા કરનારા છો. આથી ઇતરે (જનકે) કહ્યું : જિત્વા નામવાળા શિલિનના પુત્ર શૈલિનીએ મને કહ્યું હતું કે, 'વાણી એ જ બ્રહ્મ છે' અર્થાત્ 'વાગ્દેવતા બ્રહ્મ છે.'

ઇતર (યાજ્ઞવલ્કય) બોલ્યા : 'જે પ્રમાણે માતૃમાન–જે પુત્રનું સારી પેઠે અનુશાસન કરનારી માતા વિદ્યમાન છે, તે માતૃમાન–માવાળો, ત્યારપછી જેનું અનુશાસન કરનારો પિતા છે, તે પિતૃમાન–પિતાવાળો ને ઉપનયન પછી સમાવર્તન સંસ્કાર સુધી આચાર્ય જેનું અનુશાસન કરનારો છે, તે આચાર્યવાન–આચાર્યવાળો છે; આ પ્રમાણે જે ત્રણ પ્રકારની શુદ્ધિના હેતુઓથી સંયુક્ત છે, તે સાક્ષાત્ આચાર્ય કયારેય પ્રમાણથી ચલિત થઈ શકતો નથી. તે જે પ્રમાણે પોતાના શિષ્યને ઉપદેશ કરે, તે જ પ્રમાણે આ શિલિનના પુત્ર જિત્વાએ તમને આ ઉપદેશ કર્યો છે કે, વાણી એ જ બ્રહ્મ છે; કારણ કે ન બોલનારાને શો લાભ થઈ શકે છે? મૂગાને તો આ લોકનો કે પરલોકનો કશો જ લાભ થઈ શકતો નથી; પરંતુ શું તેણે તમને તે બ્રહ્મનું–આયતન રહેઠાણ અને પ્રતિષ્ઠા આધાર-પણ કહેલાં છે ખરાં? આયતન શરીરને કહેવામાં આવે છે અને જે ત્રણેય કાળમાં આશ્રય હોય તે પ્રતિષ્ઠા કહેવાય છે.

બીજાએ (જનકે) કહ્યું : 'મને નથી કહ્યાં.'

યાજ્ઞવલ્કય બોલ્યા : 'જો આમ છે તો તે એક પાદ—અંશવાળું બ્રહ્મ થયું. જે બ્રહ્મને એક પાદ હોય તે એકપાદ બ્રહ્મ છે. તાત્પર્ય એ છે કે, તે ત્રણ પાદોથી શૂન્ય બ્રહ્મ–ઉપાસના કરાય તોપણ ફળ આપનારું થતું નથી.'

(જનક:) 'જો આમ છે તો, હે યાજ્ઞવલ્કય! આપ તેના જ્ઞાતા છો, તેથી અમને તે કહો.'

યાજ્ઞવલ્કય બોલ્યા: 'વાક્ એ જ આયતન છે–તે વાગ્દેવરૂપ બ્રહ્મનું વાક જ કરણ–આયતન અર્થાત્ શરીર છે, ને તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વખતે અવ્યાકૃત–જેની વ્યાખ્યા કરાઈ નથી એવું અવ્યાકૃતસંજ્ઞાવાળું આકાશ તેની પ્રતિષ્ઠા–આશ્રય છે, તેની 'પ્રજ્ઞા' આ રૂપથી ઉપાસના કરવી. 'પ્રજ્ઞા' આ ઉપનિષદ તે બ્રહ્મનો ચોથો પાદ છે. 'પ્રજ્ઞા' આમ માનીને તે બ્રહ્મની ઉપાસના કરવી.'

(જનક:) 'હે યાજ્ઞવલ્કય! પ્રજ્ઞતા એટલે શું? શું પોતે પ્રજ્ઞા એ જ પ્રજ્ઞતા છે અથવા જેનું પ્રજ્ઞા નિમિત્ત છે, (તે વાક્) પ્રજ્ઞતા છે? જેવી રીતે આયતન અને પ્રતિષ્ઠા (વાક્રૂપ) બ્રહ્મથી ભિન્ન છે, તેવી જ રીતે પ્રજ્ઞતા પણ છે કે શું? જો આમ નથી તો પછી કઈ રીતે છે?'

'હે સમ્રાટ! તે વાક જ છે.' આવો (યાજ્ઞવલ્કયે) ઉત્તર આપ્યો, 'વાક જ પ્રજ્ઞા છે, પ્રજ્ઞા તેનાથી ભિન્ન નથી'–આ પ્રમાણે યાજ્ઞવલ્કયે કહ્યું. પરંતુ વાક જ પ્રજ્ઞા કઈ રીતે છે, તે કહે છે: 'હે સમ્રાટ! વાક્થી જ–વાણીથી જ મિત્ર–બંધુ વગેરે ઓળખાય છે 'આ અમારો બંધુ છે' આમ કહેવામાં આવ્યા પછી જ બંધુને ઓળખી શકાય છે. એવી જ રીતે ઋગ્વેદ વગેરે ઇષ્ટ–યજ્ઞથી થનારા ધર્મો, હુત–હોમ–હવનથી થનારા ધર્મો, આશિત–બીજાઓને ખવડાવવાથી થયેલો ધર્મ, પાયિત–પાણી પિવડાવવાથી થતો ધર્મ, આ લોક, આ જન્મ, પરલોક, આગળ ઉપર પ્રાપ્ત થનારો જન્મ અને બધાં પ્રાણીઓ–હે સમ્રાટ! આ બધાંનું વાણીથી જ જ્ઞાન થાય છે–વાણી વડે જ એ બધાંને જાણી શકાય છે; તેથી હે સમ્રાટ! વાણી જ પરબ્રહ્મ છે. આ ઉપર કહેવામાં આવેલા બ્રહ્મને જાણનારાને વાણી કદી તજી જતી નથી. બધાં પ્રાણીઓ એને ઉપહાર વગેરે આપીને એનો ઉપકાર કરે છે. એને આ પ્રમાણે જાણીને જે એની ઉપાસના

કરે છે, તે આ લોકમાં દેવ થઈને, શરીર પડ્યા પછી દેવોની પાસે જાય છે.'

આ સાંભળી વિદેહ દેશના રાજા જનકે કહ્યું: 'આ વિદ્યાના બદલામાં હું આપને, જે ગાયોમાંથી હાથી જેવા બળદ થાય છે, એવી એકહજાર ગાયો આપું છું.'

એટલે યાજ્ઞવલ્ક્યે કહ્યું: 'મારા પિતા એમ માનતા હતા કે, શિષ્યને પૂરું શિખવાડ્યા વિના શિષ્યની પાસેથી ધન લેવું ન જોઈએ ને હું પણ એમ જ માનું છું.' ૨

## ઉદંકે કહેલી પ્રાણ–બ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्म उदङ्कः शौल्बायनः प्राणो वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तच्छौल्बायनोऽब्रवीत् प्राणो वै ब्रह्मेत्यप्राणतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद् वा एतत् सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य प्राण एवायतनमाकाशः प्रतिष्ठा प्रियमित्येनदुपासीत का प्रियता याज्ञवल्क्य प्राण एव सम्राडिति होवाच प्राणस्य वै सम्राट् कामायायाज्यं याजयत्यप्रतिगृह्यस्य प्रतिगृह्णात्यपि तत्र वधाशङ्कं भवति यां दिशमेति प्राणस्यैव सम्राट् कामाय प्राणो वै सम्राट् परमं ब्रह्म नैनं प्राणो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते। हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ३॥

कश्चित् एव=કોઈ પણ આચાર્યે, ते=તમને, यत् अब्रवीत्=જે કંઈ

જ્ઞાનની વાત કરી હોય, तत्=તે, शृणवाम इति=અમે સાંભળવા ઇચ્છીએ છીએ, शौल्बायनः उदङ्कः=શુલ્બના પુત્ર ઉદંકે, मे=મને, अब्रवीत्=કહેલું કે, प्राणः वै ब्रह्म इति=પ્રાણ એ જ બ્રહ્મ છે, मातृमान्=માતાવાળો. पितृमान्= પિતાવાળો, आचार्यवान्=આચાર્યવાળો, यथा ब्रूयात्=જેમ કહે, तथा= તેમ, शौल्बायनः=શુલ્બના પુત્રે, अब्रवीत्=કહ્યું કે, प्राणः वै ब्रह्म इति= પ્રાણ બ્રહ્મ છે, हि=કેમ કે, अप्राणतः किम् स्यात् इति=જે માણસમાં પ્રાણ ન હોય તેની શી દશા થાય? तस्य तु आयतनम्=તેનું રહેઠાણ, प्रतिष्ठाम्=અને તેનો આધાર અર્થાત્ તે બ્રહ્મ શાને આધારે ટકી રહ્યું છે, ते=તમને, अब्रवीत्= તેમણે કહેલું ખરું? मे=મને, न अब्रवीत् इति=તેમણે કહ્યું નહોતું, सम्राट्=હે, સમ્રાટ! एकपाद् वै एतत् इति=ત્યારે તો એ બ્રહ્મનો એક જ અંશ થયો, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! सः वै नः ब्रूहि=તે અમને કહો, प्राणः एव आयतनम्=પ્રાણ જ રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ તેનો આધાર છે, एनत्=એ બ્રહ્મને, प्रियम् इति उपासीत=પ્રિયરૂપે પૂજવું જોઈએ, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! प्रियता का=પ્રિય એટલે શું? सम्राट्=હે સમ્રાટ. प्राण एव इति=પ્રાણ એ જ પ્રિય, सम्राट्=હે સમ્રાટ! प्राणस्य वै कामाय=પ્રાણ ટકાવવાને ખાતર જ, अयाज्यम् याजयति=જેને ત્યાં યજ્ઞ ન કરાવવો ઘટે તેને ત્યાં યજ્ઞ કરાવે છે, अप्रतिगृह्यस्य=જેની પાસેથી દાન લેવું ન ઘટે તેની પાસેથી પણ, प्रतिगृह्णाति=દાન લે છે, सम्राट्=હે સમ્રાટ! प्राणस्य कामाय एव=માણસ પ્રાણ બચાવવાને ખાતર જ, याम् दिशम्=જે દિશામાં, वधाशंकम् भवति=પોતાનો વધ થવાની આશંકા રહેતી હોય અર્થાત્ જેમાં જીવનું જોખમ હોય, तत्र एति=તેવી દિશામાં જાય છે, सम्राट्=હે સમ્રાટ્! प्राणः वै परमम् ब्रह्म=પ્રાણ જ પરબ્રહ્મ છે, यः=જે, एनत्=એને, एवम् विद्वान् उपास्ते= આમ સમજીને જે માણસ પૂજે છે, एनम्=એને, प्राणः न जहाति= પ્રાણ કદી તજી દેતો નથી, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, एनम्= એને, अभिक्षरन्ति=ઉપહાર આપીને ઉપકાર કરે છે, देवः भूत्वा=તે દેવ બનીને, देवान् अप्येति=દેવોની પાસે જાય છે, वैदेहः जनकः ह उवाच=

વિદેહ દેશના રાજા જનકે કહ્યું, सहस्रम् हस्त्यृषभमम् ददामि इति=જે ગાયોમાંથી હાથી જેવા બળદ થાય એવી એકહજાર ગાયો હું તમને આપું છું, सः ह याज्ञवल्क्यः उवाच=યાજ્ઞવલ્કયે કહ્યું કે, मे पिता अमन्यत=મારા પિતા એમ માનતા હતા કે, अननुशिष्य न हरेत इति= શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.

યાજ્ઞવલ્કયે ફરી કહ્યું: 'તમને કોઈ આચાર્યે જે કંઈ જ્ઞાનની વાત કરી હોય, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.'

જનકે કહ્યું: 'શુલ્બના પુત્ર ઉદંકે મને કહેલું કે, 'પ્રાણ એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્કય: 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ કહે, તેમ શુલ્બના પુત્ર ઉદંકે તમને કહેલું કે, 'પ્રાણ એ બ્રહ્મ છે;' કેમ કે જે માણસમાં પ્રાણ ન હોય, તેની શી દશા થાય? પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું?'

'ના, નહોતું કહ્યું.' 'ત્યારે તો હે સમ્રાટ! એ બ્રહ્મનો એક અંશ જ થયો.' 'હે યાજ્ઞવલ્કય! હવે તમે મને સમજાવો.' 'પ્રાણ એ તેનું રહેઠાણ છે, આકાશ તેનો આધાર છે. એ બ્રહ્મને પ્રિયરૂપે પૂજવું જોઈએ.' 'હે યાજ્ઞવલ્કય! પ્રિય એટલે શું?' 'હે સમ્રાટ! પ્રાણ એ જ પ્રિય. હે સમ્રાટ! માણસ પ્રાણ ટકાવવાને ખાતર જ જેને ત્યાં યજ્ઞ ન કરાવવો ઘટે તેને ત્યાં યજ્ઞ કરાવે છે; જેની પાસેથી દાન ન લેવું ઘટે, તેની પાસેથી દાન લે છે. હે સમ્રાટ! માણસ પ્રાણ ટકાવવાને ખાતર જ જેમાં જીવનું જોખમ હોય તેવી દિશામાં જાય છે. હે સમ્રાટ! પ્રાણ એ પરબ્રહ્મ છે, એમ જાણીને જે માણસ તેને પૂજે છે,

તેને પ્રાણ કદી તજી દેતો નથી. બધાં પ્રાણીઓ તેને ઉપહાર આપી ઉપકાર કરે છે; તે દેવ બનીને દેવોની પાસે જાય છે.'

વિદેહના રાજા જનકે કહ્યું : 'હું તમને હાથી જેવા બળદ જે ગાયોમાંથી થાય એવી એક હજાર ગાયો આપું છું.'

યાજ્ઞવલ્કયે કહ્યું : 'મારા પિતાનો એવો મત હતો કે, શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.'

ભાષ્ય : 'यदेव ते कश्चिदब्रवीत्' इत्यादि—મને ઉદંક નામવાળા શૌલ્બાયન–શુલ્બના પુત્રે કહ્યું છે કે, પ્રાણ જ બ્રહ્મ છે. પહેલાંની જેમ 'પ્રાણ'વાયુ દેવતા છે. પ્રાણ જ રહેઠાણ છે ને આકાશ તેનો આધાર છે. આની 'પ્રિય'રૂપે ઉપાસના કરવી—આ ઉપનિષદ છે.

'પરંતુ આનું પ્રિયપણું કઈ રીતે છે?'

'હે સમ્રાટ! પ્રાણની જ ઇચ્છાથી—પ્રાણને ટકાવવાને ખાતર જ જેને ત્યાં યજ્ઞ ન કરાવવો ઘટે તેને ત્યાં—પતિત—નીચ વર્ણને ત્યાં પણ યજ્ઞ કરાવે છે; અને દાન ન લેવું ઘટે એવા ઉગ્ર—તોછડા માણસો પાસેથી પણ દાન લે છે તેમ જ ચોર અને લુંટારા વગેરેથી ઘેરાયેલી દિશામાં અર્થાત્ જીવનું જોખમ હોય તેવી દિશામાં પણ માણસ પ્રાણને ટકાવવા ખાતર જાય છે. એટલે કે પ્રાણને ટકાવવા માટે ગમે તેવું જોખમ ખેડવા તૈયાર થાય છે. પ્રાણ વહાલો હોવાથી જ આમ થાય છે. હે સમ્રાટ! પ્રાણની ખાતર જ આ બધું થાય છે. એટલા માટે હે રાજન્! પ્રાણ જ પરબ્રહ્મ છે એમ જાણીને જે માણસ તેને પૂજે છે, તેને પ્રાણ કદી તજી દેતો નથી.' બાકી બધું પહેલાંની જેમ છે. ૩

## બર્કુએ બતાવેલા ચક્ષુર્બ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

**यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे बर्कुर्वार्ष्णश्चक्षुर्वै**

ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तद् वार्ष्णोऽब्रवीच्चक्षुर्वै ब्रह्मेत्यपश्यतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद् वा एतत् सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य चक्षुरेवायतनमाकाशः प्रतिष्ठा सत्यमित्येनदुपासीत का सत्यता याज्ञवल्क्य चक्षुरेव सम्राडिति होवाच चक्षुषा वै सम्राट् पश्यन्तमाहुरद्राक्षीरिति स आहाद्राक्षमिति तत् सत्यं भवति चक्षुर्वै सम्राट् परमं ब्रह्म नैनं चक्षुर्जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते। हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ४ ॥

कश्चित्=કોઈ આચાર્યે, ते=તમને, यत् अब्रवीत्=જે કંઈ જ્ઞાનની વાત કરી હોય, तत्=તે, शृणवाम इति=અમે સાંભળવા ઇચ્છીએ છીએ, वार्ष्णः बर्कुः=વૃષ્ણુનો પુત્ર વાર્ષ્ણ કે જેનું નામ બર્કુ હતું તેણે, मे=મને, अब्रवीत्=કહ્યું હતું કે, चक्षुः वै ब्रह्म इति=ચક્ષુ એ જ બ્રહ્મ છે, यथा=જેવી રીતે, मातृमान्=માતાવાળો, पितृमान्=પિતાવાળો, आचार्यवान्=આચાર્યવાળો, ब्रूयात्=માણસ કહે, तथा=તેવી રીતે, वार्ष्णः अब्रवीत्=વૃષ્ણુના પુત્ર બર્કુએ તમને કહ્યું કે, चक्षुः वै=આંખ એ જ, तत् ब्रह्म इति=તે બ્રહ્મ છે, हि अपश्यतः किम् स्यात् इति=કેમ કે જે માણસ જોઈ ન શકતો હોય, તેની શી દશા થાય? तस्य तु आयतनम्=તેનું રહેઠાણ, प्रतिष्ठाम्=અને તેનો આધાર, ते अब्रवीत्=તમને તેણે કહેલું ખરું? मे=મને, न अब्रवीत् इति=નહોતું કહ્યું, सम्राट्=હે સમ્રાટ! एतत् वै=આ તો, एकपाद् इति=(બ્રહ્મનો) એક અંશ જ થયો, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! सः वै नः ब्रूहि=તમે મને તે સમજાવો, चक्षुः एव आयतनम्=આંખ જ તેનું રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ તેનો આધાર છે, एनत्=એ બ્રહ્મને, सत्यम् इति उपासीत=સત્યરૂપે પૂજવું જોઈએ, याज्ञवल्क्य=

હે યાજ્ઞવલ્ક્ય ! सत्यता का=સત્ય એટલે શું ? सम्राट्=હે સમ્રાટ ! चक्षुः इति ह उवाच='આંખ એ જ સત્ય' આમ તેણે કહ્યું, सम्राट्=હે સમ્રાટ ! चक्षुषा पश्यन्तम्=આંખ વડે જોનારને, आहुः=કોઈ પૂછે, अद्राक्षीः इति=તેં જોયું ? सः आह=(અને) તે જવાબ આપે કે, अद्राक्षम् इति= હા, જોયું, तत् सत्यम् भवति=તો એ સાચું ઠરે છે, सम्राट्=હે સમ્રાટ ! चक्षुः वै परमम् ब्रह्म=આંખ એ પરબ્રહ્મ છે, एवम् विद्वान्=એમ જાણીને, यः=જે, एतत् उपास्ते=એને પૂજે છે, एनम् चक्षुः न जहाति=એને આંખ છોડી જતી નથી, एनम्=એને, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, अभिक्षरन्ति=ઉપહાર આપે છે, देवः भूत्वा=તે દેવ બનીને, देवान् अप्येति= દેવો પાસે જાય છે. जनकः वैदेहः ह उवाच=વિદેહના રાજા જનકે કહ્યું, हस्तिऋषभम् सहस्रम् ददामि इति=હાથી જેવા બળદ જે ગાયોમાંથી થાય એવી એકહજાર ગાય તમને આપું છું, सः ह याज्ञवल्क्यः उवाच= યાજ્ઞવલ્કયે કહ્યું, मे पिता अमन्यत=મારા પિતા એમ માનતા હતા કે, अननुशिष्यः न हरेत इति=શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.

યાજ્ઞવલ્કયે ફરી કહ્યું : 'તમને કોઈએ જે કંઈ જ્ઞાનની વાત કરી હોય, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.'

જનકે કહ્યું : 'વૃષ્ણના પુત્ર બર્કુએ મને કહેલું કે, 'આંખ એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્કય : 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ કહે, તેમ વૃષ્ણના પુત્ર બર્કુએ તમને કહ્યું કે, 'આંખ એ બ્રહ્મ છે;' કેમ કે જે માણસ જોઈ ન શકતો હોય, તેની શી દશા થાય ? પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું ?'

'ના, નહોતું કહ્યું.' 'ત્યારે તો હે સમ્રાટ ! એ બ્રહ્મનો એક જ અંશ થયો.' 'તો હે યાજ્ઞવલ્કય ! હવે તમે મને સમ-

જાવો.' 'આંખ એ તેનું રહેઠાણ છે. આકાશ તેનો આધાર છે. એ બ્રહ્મને સત્યરૂપે પૂજવું જોઈએ.' 'હે યાજ્ઞવલ્કય! સત્ય એટલે શું?'

હે સમ્રાટ! આંખ એ જ સત્ય. હે સમ્રાટ! આંખ વડે જોનારને કોઈ પૂછે: 'તેં જોયું?' અને તે જો જવાબ આપે કે, 'હા, જોયું' તો એ સાચું ઠરે છે. હે સમ્રાટ! 'આંખ એ પરબ્રહ્મ છે' એમ જાણીને જે માણસ તેને પૂજે છે, તેને આંખ કદી તજી દેતી નથી. બધાં પ્રાણીઓ તેને ઉપહાર આપે છે; તે દેવ બનીને દેવો પાસે જાય છે.'

વિદેહના રાજા જનકે કહ્યું: 'હાથી જેવા બળદ જે ગાયોમાંથી થાય એવી એકહજાર ગાયો હું તમને આપું છું.'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'મારા પિતાનો એવો મત હતો કે, શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.' ૪

ભાષ્ય: 'यदेव ते कश्चित्'–બર્કુ આ નામવાળા વાર્ષ્ણ–વૃષ્ણના પુત્રે 'ચક્ષુ જ બ્રહ્મ છે' આમ કહ્યું છે. ચક્ષુમાં આદિત્ય દેવતા છે. તેનું 'સત્ય' આ ઉપનિષદ છે; કારણ કે કાનથી સાંભળેલું તો ખોટું પણ હોઈ શકે છે, પરંતુ આંખે દીઠેલું ખોટું હોઈ શકતું નથી. હે સમ્રાટ! એથી જ જોનારાને પૂછવામાં આવે છે કે, 'તમે હાથી જોયો?' આના જવાબમાં જો તે એમ કહે કે, 'જોયો છે' તો તે સત્ય જ હોય છે. જો કોઈ બીજું એમ કહે કે, 'મેં સાંભળ્યું છે' તો તેમાં તો ફેર પડી શકે છે; પરંતુ જે કંઈ આંખથી જોયેલું હોય તેમાં ફેર પડતો ન હોવાથી તે સત્ય જ હોય છે. ૪

## ગર્દભીવિપીતે કહેલા શ્રોત્રબ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मेगर्दभीविपीतो

भारद्वाजः श्रोत्रं वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तद् भारद्वाजोऽब्रवीच्छ्रोत्रं वै ब्रह्मेत्यशृण्वतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद् वा एतत् सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य श्रोत्रमेवायतनमाकाशः प्रतिष्ठानन्त इत्येनदुपासीत कानन्तता याज्ञवल्क्य दिश एव सम्राडिति होवाच तस्माद् वै सम्राडपि यां कां च दिशं गच्छति नैवास्या अन्तं गच्छत्यनन्ता हि दिशो दिशो वै सम्राट् श्रोत्रꣳ श्रोत्रं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ श्रोत्रं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानुपास्ते । हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः । स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ५ ॥

कश्चित्=કોઈ આચાર્યે, ते=તમને, यद् अब्रवीत्=જે કંઈ જ્ઞાનની વાત કહી હોય, तत् शृणवाम इति=તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ, भारद्वाजः गर्दभीविपीतः=ભારદ્વાજ ગોત્રવાળા ગર્દભીવિપીતે, मे=મને, अब्रवीत्=કહેલું કે, श्रोत्रम् वै ब्रह्म इति=શ્રોત્ર એ જ બ્રહ્મ છે, मातृमान्=માતાવાળો, पितृमान्=પિતાવાળો, आचार्यवान्=આચાર્યવાળો, यथा ब्रूयात्=જેમ કહે, तथा=તેમ, भारद्वाजः=ભારદ્વાજ ગોત્રવાળા ગર્દભીવિપીતે, तत् श्रोत्रम् वै=એ શ્રોત્રને, ब्रह्म इति अब्रवीत्=બ્રહ્મ હોવાનું કહ્યું, हि=કેમ કે, अशृण्वतः किम् स्यात् इति=જે સાંભળતો ન હોય તેની કેવી દશા થાય ! तस्य=તેનું, आयतनम्=રહેઠાણ, प्रतिष्ठाम् तु=અને આધાર તો, ते=તમને, अब्रवीत्=તેણે કહેલાં ખરાંને ! मे=મને, न अब्रवीत् इति=તેણે કહ્યાં નથી, सम्राट्=હે સમ્રાટ ! एतत् वै एकपाद् इति=ત્યારે તો એ બ્રહ્મનો એક જ અંશ થયો, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! सः वै नः ब्रूहि=તો હવે તમે અમને તે સમજાવો, श्रोत्रम् एव आयतनम्=એ બ્રહ્મનું કાન એ રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ એ આધાર છે, एतत्=

એ બ્રહ્મની, अनन्तः इति उपासीत=અનંતરૂપ પૂજા કરવી; याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય, अनन्तता का=અનંતતા એટલે શું? सम्राट्=હે સમ્રાટ! दिशः एव=દિશાઓ એ જ બ્રહ્મ છે, इति ह उवाच=આમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું, तस्मात्=તેથી, सम्राट्=હે સમ્રાટ! याम् काम् अपि च दिशम् वै गच्छति=કોઈ માણસ ગમે તે દિશામાં જાય તોપણ, अस्य अन्तम् न एव गच्छति=એનો અંત તે પામતો જ નથી, हि=કેમ કે, सम्राट्=હે સમ્રાટ! दिशः अनन्ताः=દિશાઓનો અંત નથી. श्रोत्रम् वै दिशः=દિશાઓ એ શ્રોત્ર છે, सम्राट्=હે સમ્રાટ! श्रोत्रम् वै परमम् ब्रह्म=કાન એ પરબ્રહ્મ છે, यः=જે માણસ, एवम् विद्वान्=એમ જાણીને, एतत् उपास्ते=એને પૂજે છે, एनम्=એને, श्रोत्रम् न जहाति=કાન તજી દેતો નથી, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, एनम् अभिक्षरन्ति=એને ઉપહાર આપે છે, देवः भूत्वा=દેવ બનીને, देवान् अप्येति=દેવોની પાસે જાય છે, हस्तिऋषभम्=હાથી જેવા બળદ થાય એવી, सहस्रम् ददामि इति ह उवाच जनकः वैदेहः=વિદેહના રાજા જનકે કહ્યું કે, હું તમને એક હજાર ગાય આપું છું, सः ह याज्ञवल्क्यः उवाच=તે યાજ્ઞવલ્કયે કહ્યું, मे पिता=મારા પિતા, अमन्यत=એમ માનતા હતા કે, अननुशिष्यः=શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના, न हरेत इति=તેની પાસેથી ધન લેવું નહિ.

યાજ્ઞવલ્કયે ફરી કહ્યું: 'તમને કોઈ આચાર્યે જે કંઈ જ્ઞાનની વાત કરી હોય; તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.

જનકે કહ્યું: 'ભારદ્વાજ ગોત્રના ગર્દભીવિપીતે મને કહેલું કે, 'કાન એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્કય: 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ કહે, તેમ ભારદ્વાજ ગોત્રના ગર્દભીવિપીતે તમને કહ્યું કે, 'કાન એ બ્રહ્મ છે;' કેમ કે જે માણસ સાંભળી ન શકતો હોય, તેની શી દશા થાય? પણ એ બ્રહ્મનું

રહેઠાણુ ક્યાં છે, ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું ?'

'ના, નહોતું કહ્યું.' 'હે સમ્રાટ એ બ્રહ્મનો એક જ અંશ થયો.' 'હે યાજ્ઞવલ્કય હવે તમે મને સમજાવો.' 'કાન એ તેનું રહેઠાણુ છે. આકાશ તેનો આધાર છે. એ બ્રહ્મને અનંત માનીને પૂજવું જોઈએ. 'હે યાજ્ઞવલ્કય! અનંતતા એટલે શું ?'

'હે સમ્રાટ! દિશાઓ એ જ અનંતતા. હે સમ્રાટ! તેથી માણુસ કોઈ પણુ દિશામાં જાય, તોપણુ તેના અંત લગી પહોંચી શકતો નથી; કેમ કે દિશાઓનો અંત છે જ નહીં. હે સમ્રાટ! દિશાઓ તે કાન છે; અને હે સમ્રાટ! કાન એ પરબ્રહ્મ છે. એમ જાણીને જે માણુસ તેને પૂજે છે, તેને કાન કદી તજી દેતા નથી. બધાં પ્રાણીઓ તેને ઉપહાર આપે છે; તે દેવ બનીને દેવો પાસે જાય છે,'

વિદેહના રાજા જનકે કહ્યું : 'હાથી જેવા બળદો જેમાંથી થાય, એવી એકહજાર ગાયો હું તમને આપું છું.'

યાજ્ઞવલ્કયે કહ્યું : 'મારા પિતાનો એવો મત હતો કે, શિષ્યને પૂરું શિક્ષણુ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.

**ભાષ્ય** : —'યદેવ તે'—ગર્દભીવિપીત એવા નામવાળા ને ભારદ્વાજ ગોત્રવાળાએ 'કાન એ જ બ્રહ્મ છે.' આમ કહ્યું છે. શ્રોત્રમાં દિગ દેવતા છે તેની 'અનંત' રૂપથી પૂજા કરવી જોઈએ. શ્રોત્રની અનંતતા શી છે? હે સમ્રાટ! દિશાઓ જ શ્રોત્ર—કાનની અનંતતા છે, તેથી કોઈ માણુસ પૂર્વ કે ઉત્તર ગમે તે દિશાએ જાય તોપણુ તેનો છેડો પામતો નથી; તેથી દિશાઓ અનંત છે. હે સમ્રાટ! દિશાઓ જ કાન છે. માટે દિશાઓની અનંતતા જ કાનની અનંતતા છે.

## જાબાલે કહેલ મનોબ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे सत्यकामो जाबालो मनो वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान् ब्रूयात्तथा तज्जाबालोऽब्रवीन्मनो वै ब्रह्मेत्यमनसो हि किं स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य मन एवायतनमाकाशः प्रतिष्ठाऽऽनन्द इत्येनदुपासीत काऽऽनन्दता याज्ञवल्क्य मन एव सम्राडिति होवाच मनसा वै सम्राट् स्त्रियमभिहार्यते तस्यां प्रतिरूपः पुत्रो जायते स आनन्दो मनो वै सम्राट् परमं ब्रह्म नैनं मनो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभं सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ६ ॥

कश्चित्=કોઈ આચાર્યે, ते=તમને, यत् एव अब्रवीत्=જે કંઈ પણ જ્ઞાનની વાત કરી હોય, तत्=તે, शृणवाम इति=અમે સાંભળવા ઇચ્છીએ છીએ, सत्यकामः जाबालः मे अब्रवीत्=સત્યકામ જાબાલે મને કહ્યું કે, मनः वै ब्रह्म इति=મન એ જ બ્રહ્મ છે, मातृमान्=માતાવાળો, पितृमान्=પિતાવાળો, आचार्यवान्=આચાર્યવાળો, यथा ब्रूयात् तथा=જેમ કહે તેમ, जाबालः अब्रवीत्=જાબાલે કહ્યું કે, मनः वै ब्रह्म इति=મન એ બ્રહ્મ છે, हि=કેમ કે, अमनसः=મન વિનાનો હોય તે માણસની, किम् स्यात् इति=કેવી દશા થાય? तस्य तु आयतनम्=તેનું રહેઠાણ અને, प्रतिष्ठाम्=તેનો આધાર, ते अब्रवीत्=તમને તેણે કહેલાં ખરાં? मे न अब्रवीत् इति=ના, મને કહ્યાં નથી, सम्राट्=હે સમ્રાટ! एतत् वै एकपाद् इति=આ તો

બ્રહ્મનો એક જ અંશ છે, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! सः वै नः ब्रूहि=હવે તે અમને તમે સમજાવો, मनः एव आयतनम्=મન એ જ બ્રહ્મનું રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ તેનો આધાર છે, एनत्=એ-(બ્રહ્મ)ની, आनन्दः इति उपासीत='આનંદ'રૂપે પૂજા કરવી, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! आनन्दता का=આનંદત્વ એટલે શું : सम्राट्=હે સમ્રાટ ! मनः एव इति ह उवाच=મન એટલે જ આનંદ આમ તેણે કહ્યું, सम्राट्=હે સમ્રાટ ! मनसा वै=મનથી જ, स्त्रियम्=સ્ત્રીની, अभिहार्यते=પ્રાર્થના કરે છે, तस्याम्=તે(સ્ત્રી)માં, प्रतिरूपः=પોતાના જેવો જ, पुत्रः जायते=પુત્ર ઉત્પન્ન થાય છે, सः आनन्दः=તે આનંદ છે, सम्राट्=હે સમ્રાટ ! मनः वै परमम् ब्रह्म=મન જ પરબ્રહ્મ છે, यः=જે માણુસ, एवम् विद्वान्=એમ જાણીને, एतत् उपास्ते=એની પૂજા કરે છે, एनम्=એને, मनः न जहाति=મન તજી જતું નથી, एनम्=એને, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, अभिक्षरन्ति=ઉપહાર આપે છે, देवः भूत्वा=દેવ બનીને, देवान् अप्येति=દેવોની પાસે જાય છે, हस्तिऋषभम्=હાથીના જેવા બળદ થાય એવી, सहस्रम् ददामि इति ह उवाच जनकः वैदेहः=એકહજાર ગાય હું તમને આપું છું, આમ વિદેહના રાજા જનકે કહ્યું, सः ह याज्ञवल्क्यः उवाच=યાજ્ઞવલ્કયે કહ્યું, मे पिता=મારા પિતા, अमन्यत=(એમ) માનતા હતા કે, अननुशिष्य=શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના, न हरेत इति=તેની પાસેથી ધન લેવું નહીં.

યાજ્ઞવલ્કયે કહ્યું : 'તમને કોઈ આચાર્યે જે કંઈ જ્ઞાનની વાત કરી હોય તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.'

જનકે કહ્યું : 'જાબાલાના પુત્ર સત્યકામે મને કહેલું કે, 'મન એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્કય : 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણુસ કહે, તેમ જાબાલાના પુત્ર સત્યકામે તમને કહ્યું કે, 'મન એ બ્રહ્મ છે;' કેમ કે જે માણુસના મનનું

ઠેકાણું ન હોય, તેની શી દશા થાય? પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું?'

'ના, નહોતું કહ્યું.' 'ત્યારે તો, હે સમ્રાટ! એ બ્રહ્મનો એક જ અંશ થયો.' 'તો હે યાજ્ઞવલ્ક્ય! હવે તમે મને સમજાવો.' 'મન એ તેનું રહેઠાણ છે. આકાશ તેનો આધાર છે; એ બ્રહ્મને આનંદરૂપ માનીને પૂજવું જોઈએ.' 'હે યાજ્ઞવલ્ક્ય! આનંદ એટલે શું?'

'હે સમ્રાટ! મન એ જ આનંદ છે. હે સમ્રાટ! માણસને મન જ સ્ત્રી પાસે લઈ જાય છે ને તેની પ્રાર્થના કરે છે. તેનાથી તેને પોતાના જેવો જ પુત્ર જન્મે છે; તે આનંદસ્વરૂપ છે. હે સમ્રાટ! મન એ પરબ્રહ્મ છે, એમ જાણીને જે તેને પૂજે છે તેને મન કદી તજી જતું નથી. તેને બધાં પ્રાણીઓ ઉપહાર આપે છે; તે દેવ બનીને દેવોની પાસે જાય છે.'

વિદેહના રાજા જનકે કહ્યું: 'હાથી જેવા બળદ થાય એવી તમને હું એકહજાર ગાયો આપું છું.'

યાજ્ઞવલ્ક્ય: 'મારા પિતાનો એવો મત હતો કે શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહીં.' ૬

**ભાષ્ય:** સત્યકામ નામવાળા જાબાલ–જાબાલાના પુત્રે કહ્યું હતું મનમાં ચંદ્રમા દેવતા છે. 'આનંદ' આ ઉપનિષદ છે; કારણ કે મન જ આનંદ છે, તેથી સમ્રાટ! મનથી સ્ત્રીની ઇચ્છા કરતો તેનું અભિહરણ કરે છે–અર્થાત્ પ્રાર્થના કરે છે. આથી જે સ્ત્રીની કામના કરતો પ્રાર્થના કરે છે, તેમાં જ પ્રતિરૂપ–પોતાના જેવો જ પુત્ર ઉત્પન્ન થાય છે. તે પુત્ર આનંદનો હેતુ છે. જે મન દ્વારા તે નિષ્પન્ન થાય છે, તે મન આનંદ છે. ૬

## શાકલ્યે કહેલ હૃદયબ્રહ્મની ઉપાસનાનું ફળ સહિત વર્ણન

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे विदग्धः शाकल्यो हृदयं वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तच्छाकल्योऽब्रवीद्धृदयं वै ब्रह्मेत्यहृदयस्य हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद् वा एतत् सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य हृदयमेवायतनमाकाशः प्रतिष्ठा स्थितिरित्येनदुपासीत का स्थितता याज्ञवल्क्य हृदयमेव सम्राडिति होवाच हृदयं वै सम्राट् सर्वेषां भूतानायतनꣳ हृदयं वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा हृदये ह्येव सम्राट् सर्वाणि भूतानि प्रतिष्ठितानि भवन्ति हृदयं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ हृदयं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ७ ॥

ते=તમને, कश्चित्=કોઈ આચાર્યે, यत् एव अब्रवीत्=જે કંઈ કહ્યું હોય, तत् शृणवाम इति=તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ. विदग्धः शाकल्यः मे अब्रवीत्=વિદગ્ધ શાકલ્યે મને કહ્યું કે, हृदयम् वै ब्रह्म इति=હૃદય એ જ બ્રહ્મ છે, मातृमान् पितृमान् आचार्यवान् यथा ब्रूयात् तथा=માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો જેમ કહે તેમ, शाकल्य अब्रवीत्=શાકલ્યે કહ્યું કે, हृदयम् वै ब्रह्म इति=હૃદય એ જ બ્રહ્મ છે, हि=કેમ કે, अहृदयस्य किम् स्यात्=જે માણસને હૃદય ન હોય તેની શી દશા થાય? तस्य तु आयतनम् प्रतिष्ठाम्=પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે, ને તે શાને આધારે ટકી રહ્યું છે, ते=તમને, अब्रवीत्=તેમણે કહેલું ખરું?

मे=મને, न अब्रवीत् इति=તેણે કહ્યું નથી, सम्राट्=હે સમ્રાટ ! एतत् वै=આ તો, एकपाद् इति=બ્રહ્મનો એક અંશ થયો, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! सः वै नः ब्रूहि=તે હવે તમે અમને સમજાવો, हृदयम् एव आयतनम्=હૃદય જ તેનું રહેઠાણ છે, आकाशः प्रतिष्ठा=આકાશ તેનો આધાર છે, एनत्=એ બ્રહ્મને, स्थितिः इति उपासीत=સ્થિરતારૂપે પૂજવું જોઈએ, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! स्थितता का=સ્થિરતા એટલે શું ? सम्राट्=હે સમ્રાટ ! हृदयम् एव=હૃદય એ જ સ્થિરતા, इति ह उवाच=(આમ) તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું, सम्राट्=હે સમ્રાટ ! हृदयम् वै सर्वेषाम् भूतानाम् आयतनम्=હૃદય એ જ બધાં પ્રાણીઓનું રહેઠાણ છે, सम्राट्=હે સમ્રાટ ! हृदयम् वै सर्वेषाम् भूतानाम् प्रतिष्ठा=હૃદય એ જ બધાં પ્રાણીઓનો આધાર છે, हि=કેમ કે, सम्राट्=હે સમ્રાટ ! हृदये एव सर्वाणि भूतानि प्रतिष्ठितानि भवन्ति=હૃદયને આધારે જ પ્રાણીમાત્ર ટકી રહે છે, सम्राट्=હે સમ્રાટ ! हृदयम् वै परमम् ब्रह्म=હૃદય એ જ પરબ્રહ્મ છે, यः=જે માણસ, एवम् विद्वान्=આમ જાણીને, एतत् उपास्ते=એ બ્રહ્મને પૂજે છે, एनम्=એ માણસને, हृदयम् न जहाति=હૃદય તજી દેતું નથી, एनम्=એને, सर्वाणि भूतानि अभिक्षरन्ति=પ્રાણીમાત્ર ઉપહાર આપે છે, देवः भूत्वा=તે દેવ બનીને, देवान् अप्येति=દેવતાઓની પાસે જાય છે, हस्तिऋषभम् सहस्रम् ददामि इति=હાથી જેવા બળદ થાય એવી એકહજાર ગાયો હું તમને આપું છું આમ, जनकः ह वैदेहः उवाच=વિદેહના રાજા જનકે કહ્યું, सः ह याज्ञवल्क्यः उवाच=તે યાજ્ઞવલ્કયે કહ્યું, मे पिता अमन्यत=મારા પિતા એમ માનતા હતા કે, अननुशिष्य न हरेत इति=શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ.

યાજ્ઞવલ્કયે ફરી કહ્યું : તમને કોઈ આચાર્યે જે કંઈ જ્ઞાનની વાત કરી હોય, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.'

જનકે કહ્યું : 'શકલના પુત્ર શાકલ્ય વિદગ્ધે મને કહેલું કે, 'હૃદય એ બ્રહ્મ છે.'

યાજ્ઞવલ્કય : 'જેમ કોઈ માતાવાળો, પિતાવાળો, આચાર્યવાળો માણસ કહે, તેમ શકલના પુત્ર શાકલ્ય વિદગ્ધે તમને કહ્યું કે, 'હૃદય એ બ્રહ્મ છે;' કેમ કે જે માણસને હૃદય ન હોય, તેની શી દશા થાય ? પણ એ બ્રહ્મનું રહેઠાણ ક્યાં છે ને તે શાને આધારે ટકી રહ્યું છે, એ તેમણે તમને કહેલું ખરું ?'

'ના, નહોતું કહ્યું.' 'ત્યારે તો, હે સમ્રાટ! એ બ્રહ્મનો એક જ અંશ થયો.' 'તો હે યાજ્ઞવલ્કય ! હવે તમે મને સમજાવો.' 'હૃદય એ તેનું રહેઠાણ છે. આકાશ તેનો આધાર છે; એ બ્રહ્મને સ્થિરતારૂપે પૂજવું જોઈએ.' 'હે યાજ્ઞવલ્કય ! સ્થિરતા એટલે શું ?'

'હે સમ્રાટ ! હૃદય એ જ સ્થિરતા છે. હે સમ્રાટ ! હૃદય એ પ્રાણીમાત્રનું રહેઠાણ છે. હે સમ્રાટ! હૃદય એ પ્રાણીમાત્રનો આધાર છે. હે સમ્રાટ ! પ્રાણીમાત્ર હૃદયને આધારે જ ટકી રહે છે. હે સમ્રાટ ! હૃદય એ પરબ્રહ્મ છે, એમ જાણીને જે માણસ તેને પૂજે છે, તેને હૃદય કદી તજી દેતું નથી. બધાં પ્રાણીઓ તેને ઉપહાર આપે છે; તે દેવ બનીને દેવો પાસે જાય છે.'

વિદેહના રાજા જનકે કહ્યું : 'હાથી જેવા બળદ જે ગાયોમાંથી થાય એવી હું તમને એક હજાર ગાયો આપું છું.'

યાજ્ઞવલ્કય : 'મારા પિતા એમ માનતા હતા કે શિષ્યને પૂરું શિક્ષણ આપ્યા વિના તેની પાસેથી ધન લેવું નહિ. ૭

વિદગ્ધ શાકલ્યે હૃદયને જ બ્રહ્મ હોવાનું કહ્યું. હે સમ્રાટ ! હૃદય એ પ્રાણીમાત્રનું રહેઠાણ છે. નામ, રૂપ અને કર્માત્મક ભૂતો—પ્રાણીઓ હૃદયને લીધે જ ટકેલાં છે અર્થાત્ તેમને જીવિત રહેવા માટે કેવળ હૃદયનો જ આધાર છે—આ પ્રમાણે અમે શાકલ્ય બ્રાહ્મણમાં કહી ગયા

છીએ. આથી હે સમ્રાટ! બધાં પ્રાણીઓ હૃદયમાં જ પ્રતિષ્ઠિત–સ્થિતિ કરીને રહેલાં છે. એટલા માટે હૃદયની 'સ્થિતિ'રૂપથી પૂજા કરવી. હૃદયમાં પ્રજાપતિ દેવતા છે. ૭

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં ચોથા અધ્યાયમાં પ્રથમ ષટ્ આચાર્ય બ્રાહ્મણ ૧

## દ્વિતીય બ્રાહ્મણ

### યાજ્ઞવલ્કય પાસે જનકનું શિષ્યભાવે ગમન

**जनको ह वैदेहः कूर्चादुपावसर्पन्नुवाच नमस्तेऽस्तु याज्ञवल्क्यानु मा शाधीति स होवाच यथा वै सम्राण्महान्तमध्वानमेष्यन् रथं वा नावं वा समाददीतैवमेवैताभिरुपनिषद्भिः समाहितात्मास्येवं वृन्दारक आढ्यः सन्नधीतवेद उक्तोपनिषत्क इतो विमुच्यमानः क्व गमिष्यसीति नाहं तद् भगवन् वेद यत्र गमिष्यामीत्यथ वै तेऽहं तद् वक्ष्यामि यत्र गमिष्यसीति ब्रवीतु भगवानिति ॥ १ ॥**

वैदेहः ह जनकः=વિદેહ દેશના રાજા જનક, कूर्चात्=કૂર્ચ–ખાસ પ્રકારના આસન પરથી ઊઠીને, उप=(તેમની) પાસે જઈ, अवसर्पन्=ચરણોમાં પડી, उवाच=બોલ્યા, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! ते=તમને, नमः अस्तु=નમસ્કાર છે, मा (माम्)=મને, अनुशाधि इति=ઉપદેશ આપો, सः ह उवाच=તે (યાજ્ઞવલ્કય) બોલ્યા, सम्राट्=હે સમ્રાટ! यथा वै= જેવી રીતે, महान्तम् अध्वानम् एष्यन्=લાંબા પંથે જનારો માણુસ, रथम् वा नावम् वा समाददीत=સ્થળની મુસાફરીએ જતાં રથનો અને જળમાર્ગે જતાં હોડીનો આશ્રય લે, एवम् एव=એવી જ રીતે, एताभिः उपनिषद्भिः=આ ઉપનિષદોથી યુક્ત પ્રાણુ આદિ બ્રહ્મોની ઉપાસના કરીને, समाहित आत्मा असि=(ગૂઢ જ્ઞાન વડે) તમે આત્મામાં એકાગ્રચિત્તવાળા છો, एवम्=એવી જ રીતે, वृन्दारकः=તમે પૂજ્ય

છો-સર્વમાં શ્રેષ્ઠ છો, आढ्यः=ધનિક છો, अधीतवेदः=તમે વેદ ભણ્યા છો, उपनिषत्कः=ગુરુઓએ તમને ઉપનિષદોનું જ્ઞાન કહ્યું છે, (एवम्) सन्=આ પ્રમાણે બધી વિભૂતિઓ-ઐશ્વર્યથી યુક્ત હોવા છતાં પણ તમે ભયમાં જ છો-અકૃતાર્થ જ છો, इतः विमुच्यमानः=આ દેહમાંથી છૂટીને, क्व गमिष्यसि इति वेद=ક્યાં જશો એ જાણો છો ? भगवन्= હે ભગવન્ ! यत्र गमिष्यामि तत् अहम् न वेद इति=હું ક્યાં જઈશ તે જાણુતો નથી-એની મને ખબર નથી, अथ वै यत्र गमिष्यसि=તો તમે ક્યાં જશો, तत्=તે, अहम्=હું, ते=તમને, वक्ष्यामि इति=કહું, भगवान् ब्रवीतु इति=કહો, ભગવન્ !

જનકરાજા સિંહાસન પર બેઠા હતા, ત્યાંથી નીચે ઊતર્યા ને યાજ્ઞવલ્કયની પાસે આવી કહેવા લાગ્યા : 'હે યાજ્ઞવલ્કય ! હું તમને વંદન કરું છું. મને જ્ઞાનનો ઉપદેશ કરો.'

યાજ્ઞવલ્કયે કહ્યું : 'સમ્રાટ ! લાંબી મુસાફરીએ જવા ઇચ્છનાર માણસ રથ કે નાવ ગ્રહણ કરે છે, એની પેઠે તમે ગૂઢ જ્ઞાન વડે આત્મામાં એકાગ્ર ચિત્તવાળા છો. વળી તમે સર્વમાં શ્રેષ્ઠ છો; તમારી પાસે ધન છે; તમે વેદ ભણ્યા છો; ગુરુઓએ તમને ઉપનિષદોનું જ્ઞાન કહ્યું છે તમે આ દેહમાંથી છૂટીને ક્યાં જશો, એ જાણો છો ?'

જનક : 'ના, ભગવન્ ! હું ક્યાં જઈશ, એની મને ખબર નથી.'

'તો તમે ક્યાં જશો, એ હું તમને કહું.' 'કહો, ભગવન્ !' ૧

**भाष्य :** 'जनको ह वैदेहः' યાજ્ઞવલ્કય વિશેષણો સહિત સર્વ બ્રહ્મને જાણે છે, તેથી જનક આચાર્યકત્વ( જ્ઞાનીપણાના અભિમાન )નો ત્યાગ કરી કૂર્ચ-ખાસ પ્રકારના આસન પરથી ઊઠીને તેમની પાસે

જઈ અર્થાત્ તેમના પગમાં પડીને બોલ્યા : ' હે યાજ્ઞવલ્ક્ય ! તમને નમસ્કાર છે. ' अनु मा शाधि '–મારું અનુશાસન કરો–મને ઉપદેશ આપો. ( शाधीति એમાં ) ' इति ' શબ્દ વાક્યની સમાપ્તિ સૂચક છે.

તે યાજ્ઞવલ્ક્યે કહ્યું : ' હે સમ્રાટ ! લોકમાં જેવી રીતે લાંબે પંથે જનારો માણસ સ્થળમાર્ગે જતાં રથ અને જળમાર્ગે જતાં નાવને ગ્રહણ કરે છે, તેવી જ રીતે તમે આ ઉપનિષદો–ઉપાસનાઓથી યુક્ત આ બ્રહ્મોની ઉપાસના કરીને આત્મામાં એકાગ્રચિત્તવાળા થયા છો અર્થાત્ આ ઉપાસનાઓથી અત્યંત સંયુક્ત ચિત્તવાળા થઈ ગયા છો; કેવળ ઉપનિષદો( ઉપાસનાઓ )થી સમાહિત ( સંયુક્ત ) જ નથી. એવી જ રીતે વૃંદારક–પૂજ્ય અને આઢ્ય અર્થાત્ પૈસાદાર પણ છો; ભાવ એ છે કે દરિદ્ર નથી. વળી તમે અધીતવેદ–વેદ ભણીને બેઠા છો અને આચાર્યોએ તમને ઉપનિષદોનો ઉપદેશ કર્યો છે, તેથી તમે ઉપનિષત્ક છો. '

આ પ્રમાણે તમામ સાહ્યબીથી ભર્યાભાદર્યા હોવા છતાં પણ પરમાત્માનું જ્ઞાન થયા વિના તમે ભયની વચમાં જ રહેલા છો અર્થાત્ જ્યાં સુધી પરબ્રહ્મને જાણતા નથી ત્યાં સુધી તો તમે અકૃતાર્થ જ છો. તમે અહીંથી–આ દેહથી છૂટીને આ નાવ અને રથસ્થાનીય ઉપાસનાઓથી સંયુક્ત થઈને ક્યાં જશો ? કઈ વસ્તુ પામશો ? '

( જનક : ) ' હે ભગવન્ ! હે પૂજ્ય ! હું ( દેહ છોડ્યા પછી ) જ્યાં જઈશ, તે વસ્તુને જાણતો નથી. '

( યાજ્ઞવલ્ક્ય : ) ' ઠીક, તમે ક્યાં જવાથી કૃતાર્થ થશો, આ વાત જો ન જાણતા હોય તો તમે જ્યાં જશો તે સ્થાન હું તમને બતાવું. '

( જનક : ) ' જો આપ મારા પર પ્રસન્ન છો તો ભગવન્ ! મને તેનો ઉપદેશ કરો. '

( યાજ્ઞવલ્ક્ય : ) ' સાંભળો. ' ૧

## જમણી આંખોમાં રહેલા ઇંદ્ર સંજ્ઞાવાળા પુરુષની ઓળખાણ

**इन्धो ह वै नामैष योऽयं दक्षिणेऽक्षन् पुरुषस्तं वा एतमिन्धꣳ सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेणैव परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ॥ २ ॥**

दक्षिणे अक्षन् ( अक्षणि )=જમણી આંખમાં, यः=જે, अयम् पुरुषः= આ પુરુષ છે, एषः ह वै=એ, इन्धः नाम='ઇન્ધ' એવા નામવાળો છે, तम् वै एतम् इन्धम् सन्तम्=એ 'ઇન્ધ' એવા નામવાળો હોવા છતાં, परोक्षेण इन्द्रः एव इति आचक्षते=પરોક્ષે 'ઇંદ્ર' એમ જ કહેવાય છે; हि=કેમ કે, देवाः=દેવતાઓને, परोक्षप्रियाः इव=જાણે પરોક્ષ–ગૂઢ અર્થવાળાં નામ ગમતાં હોય, प्रत्यक्षद्विषः=( અને ) સ્પષ્ટ અર્થવાળાં નામ ન ગમતાં હોય એમ લાગે છે.

યાજ્ઞવલ્ક્યે કહ્યું : 'જમણી આંખમાં જે પુરુષ ( ચેતન ) વસે છે, તેનું નામ ઇંધ છે. એ છે તો ઇંધ; છતાં લોકો ઇંદ્ર એવા પરોક્ષ ગૂઢ અર્થવાળા નામથી એને કહે છે. દેવોને જાણે ગૂઢ અર્થવાળાં નામ ગમતાં હોય, સ્પષ્ટ અર્થવાળાં નામ ન ગમતાં હોય, એમ લાગે છે. ૨

**भाष्य :** 'इन्धो ह वै नाम'–'इन्ध' આવા નામવાળો છે. 'ચક્ષુ જ બ્રહ્મ છે' આ પ્રમાણે જે આદિત્યના અંતર્ગત–આદિત્યમાં રહેલા પુરુષનું પહેલાં વર્ણન કરવામાં આવ્યું છે તે એ છે કે જે ખાસ કરીને જમણી આંખમાં રહેલો છે; તે 'સત્ય' એવા નામવાળો છે; દીપ્તિ ગુણવાળો હોવાથી એનું 'ઇન્ધ' આવું સ્પષ્ટ અર્થવાળું–પ્રત્યક્ષ નામ છે. તે આ પુરુષ 'ઇન્ધ' હોવા છતાં પણ ગૂઢ રીતે–પરોક્ષ રૂપે એને 'ઇન્દ્ર' કહેવામાં આવે છે; કારણ કે દેવતાઓને જાણે ગૂઢ અર્થવાળાં નામ ગમતાં હોય અને સ્પષ્ટ અર્થવાળાં નામ ન

ગમતાં હોય–સ્પષ્ટ અર્થવાળાં નામ સાથે દ્વેષ કરતા હોય એમ લાગે છે. આ તમે વૈશ્વાનર આત્માને પ્રાપ્ત થઈ ગયા છો. ૨

## ડાબી આંખમાં રહેલી ઇંદ્રની પત્ની તથા વિરાટની ઓળખાણ અને તે બંનેનું મિલનસ્થાન, અન્ન તેમ જ માર્ગ વગેરેનું વર્ણન

**अथैतद् वामेऽक्षणि पुरुषरूपमेषास्य पत्नी विराट् तयोरेष सꣳस्तावो य एषोऽन्तर्हृदय आकाशोऽथैनयोरेतदन्नं य एषोऽन्तर्हृदये लोहितपिण्डोऽथैतयोरेतत् प्रावरणं यदेतदन्तर्हृदये जालकमिवाथैनयोरेषा सृतिः सञ्चरणी यैषा हृदयादूर्ध्वा नाड्युच्चरति यथा केशः सहस्रधा भिन्न एवमस्यैता हिता नाम नाड्योऽन्तर्हृदये प्रतिष्ठिता भवन्त्येताभिर्वा एतदास्रवदास्रवति तस्मादेष प्रविविक्ताहारतर इवैव भवत्यस्माच्छारीरादात्मनः ॥ ३ ॥**

अथ=ત્યાર પછી, वामे अक्षन्=ડાબી આંખમાં, एतत् पुरुषरूपम्=આ જે પુરુષરૂપ છે, एषा=આ, अस्य पत्नी विराट्=એની 'વિરાજ' (એવા નામવાળી) પત્ની છે, अन्तर् हृदये=હૃદયની અંદર, यः एषः आकाशः=આ જે ખાલી જગા છે, एषः=એ, तयोः=ઇંદ્ર અને વિરાજ એ બંનેને, संस्तावः=ભેગા મળવાની જગ્યા છે, अथ=અને, अन्तर् हृदये=હૃદયની અંદર, यः=જે, एषः लोहितपिण्डः=આ લોહીનો ગઠ્ઠો છે તે, एनयोः=એ બે જણનું, अन्नम्=ખાવાનું છે, अथ=અને, अन्तर् हृदये=હૃદયની અંદર, यत्=જે, एतत् जालकम् इव=આ જાળ જેવું છે, एतत्=એ, एनयोः=એમનું, प्रावरणम्=ઓઢવાનું છે, अथ=અને, हृदयात् या नाडी ऊर्ध्वा उच्चरति=હૃદયમાંથી જે નાડી ઊંચે જાય છે, एषा=એ, एनयोः सञ्चरणी सृतिः=એમને ફરવાનો રસ્તો છે, सहस्रधा भिन्नः केशः यथा (स्यात् तथा)=વાળના હજારમા ભાગ જેવડી, एताः हिता नाम नाड्यः=હિતા નામની નાડીઓ, अन्तर् हृदये प्रतिष्ठिताः भवन्ति=હૃદયની

અંદર રહેલી છે, एतत् वै (अन्नम्) एताभिः आस्रवत् आस्रवति=એ ખોરાકનો રસ એની વાટે પસાર થાય છે, तस्मात्=તેથી, अस्मात् शारीरात् आत्मनः=આ શરીરરૂપી આત્માના કરતાં, एषः=એ અંદરના આત્માને, प्रविविक्त: आहारतरः इव एव भवति=વધારે ચોખ્ખો ખોરાક મળે છે.

'ડાબી આંખમાં જે માણસનું રૂપ છે, તે એની પત્ની વિરાજ છે. હૃદયની અંદર જે ખાલી જગ્યા છે, તે ઇંદ્ર અને વિરાજને ભેગાં મળવાની જગ્યા છે. હૃદયની અંદર જે લોહીનો ગઠ્ઠો છે, તે એ બે જણનું ખાવાનું છે. હૃદયની અંદર જે જાળ જેવું છે, તે એમનું ઓઢવાનું છે. હૃદયમાંથી જે નાડી ઊંચે જાય છે, તે એમને ફરવાનો રસ્તો છે. વાળના હજારમા ભાગ જેવડી 'હિતા' નામની નાડીઓ હૃદયની અંદર રહેલી છે. એની વાટે ખોરાકનો રસ પસાર થાય છે; તેથી આ શરીરરૂપી આત્મા કરતાં એ અંદરના આત્માને વધારે ચોખ્ખો ખોરાક મળે છે.' ૩

**ભાષ્ય :** અને આ જે ડાબી આંખમાં પુરુષરૂપ છે, તે એની પત્ની છે—તમે જે વૈશ્વાનર આત્માને પ્રાપ્ત થયા છો, તે આ ભોક્તા ઇંદ્રની આ ભોગ્યરૂપ પત્ની છે. ભોગ્ય હોવાને કારણે 'વિરાજ' એ અન્ન છે. તે આ અન્ન અને અત્તા અર્થાત્ ભોજ્ય અને ભોક્તા સ્વપ્નમાં એકીભાવને પામે છે. કેવી રીતે? તે ઇંદ્રાણી અને ઇંદ્રનો આ સંસ્તાવ છે. જ્યાં બન્ને મળીને એકબીજાનું સંસ્તવ (પ્રશંસા) કરે છે, તે સંસ્તાવ કહેવાય છે. હૃદયની અંદર રહેલું જે આ આકાશ છે, તે સંસ્તાવ છે; હૃદયની અંદર એટલે માંસપિંડરૂપ હૃદયની ભીતર.

આ બન્નેનું આ આગળ કહેવામાં આવનારું અન્ન—ભોજ્ય એટલે કે સ્થિતિનો હેતુ છે તે શું છે? તે એ કે જે હૃદયની અંદર લોહિતપિંડ—લોહીનો ગઠ્ઠો છે. ગઠ્ઠાના આકારને પ્રાપ્ત થયેલું એ જ લોહિત-

પિંડ છે. ખાધેલું અન્ન બે પ્રકારથી ફેરફારને પામે છે. તેમાંનું જે સ્થૂલ હોય છે, તે નીચે ચાલ્યું જાય છે અને જે બીજા પ્રકારનું હોય છે તે ફરીથી અગ્નિ વડે પકવાય છે. તેમ થવાથી તે બે પ્રકારથી પરિણત થઈ જાય છે–ફેરવાઈ જાય છે. જે મધ્યમ રસ હોય છે તે લોહી વગેરે ક્રમથી પાંચભૌતિક પિંડરૂપ શરીરને પુષ્ટ કરે છે અને જે અતિ સૂક્ષ્મ 'રસ' હોય છે, તે હૃદયમાં મિથુનભાવ–જોડાણને પ્રાપ્ત થયેલા લિંગાત્મા ઇંદ્રનું આ લોહિતપિંડ છે, જેને તૈજસ કહેવામાં આવે છે. તે સૂક્ષ્મ નાડીઓમાં દાખલ થઈને હૃદયમાં મિથુનભાવને પામેલા તે ઇંદ્ર અને ઇંદ્રાણીની સ્થિતિનું કારણ હોય છે. આ જ વાત 'अथैतयोरेतदन्नम्' વગેરે વાક્યથી કહેવામાં આવે છે.

આ સિવાય વળી બીજી વાત એ છે કે આ જ આ બન્નેનું પ્રાવરણ–ઓઢવાનું છે. લોકવ્યવહારમાં ખાનારા અને સૂનારાઓનું પ્રાવરણ (આચ્છાદન) હોય છે, શ્રુતિ તેની જ સમાનતાની કલ્પના કરે છે. અહીં તે પ્રાવરણ શું છે? હૃદયની અંદર આ જે જાળ જેવું છે–અનેક નાડીના છિદ્રોની બહુલતા હોવાને લીધે જાળના જેવું છે અને આ એમની શ્રુતિ એટલે માર્ગ છે; એને સંચાર કહેવામાં આવે છે, તેથી આ સંચરણી અર્થાત્ સ્વપ્નમાંથી જાગરિત દેશમાં આવવાનો માર્ગ છે. તે માર્ગ કયો છે? આ હૃદયથી–હૃદયદેશથી ઉપરની બાજુ નાડી જાય છે તે. આને તેનું પરિણામ કહેવામાં આવે છે–લોકમાં જેવી રીતે હજારો ભાગોમાં વહેંચાયેલો કેશ અત્યંત સૂક્ષ્મ થઈ જાય છે, એવી જ રીતે આ દેહ સાથે સંબંધ રાખનારી આ હિતા–હિતા નામથી વિખ્યાત નાડીઓ સૂક્ષ્મ હોય છે. ને આ નાડીઓ હૃદયની અંદર માંસ-પિંડમાં ગોઠવાયેલી છે. કદંબના ફળના કેસરાની જેમ આ હૃદયમાંથી બધી બાજુએ ફેલાયેલી છે. આ અત્યંત સૂક્ષ્મ નાડીઓ દ્વારા જતું આ અન્ન (શરીરમાં બધે) જાય છે.

તે આ દેવતાશરીર આ રજ્જુભૂત અન્નથી વધતું (પોષાતું) રહે છે. આમ થવાથી પિંડ સ્થૂલ અન્નથી વૃદ્ધિને પામે છે. આ દેવતા-

શરીરરૂપ લિંગદેહ સૂક્ષ્મ અન્નથી વૃદ્ધિ પામતું ટકી રહે છે. મળ-મૂત્રાદિ સ્થૂલ ભાગ કરતાં તો પિંડની વૃદ્ધિ કરનારું અન્ન પણ સૂક્ષ્મ જ છે. તેના કરતાંય લિંગદેહને ટકાવી રાખનારું અન્ન તો અત્યંત સૂક્ષ્મ છે, તેથી પિંડ સૂક્ષ્માહારી છે. તે સૂક્ષ્માહારી કરતાં પણ જાણે આ લિંગાત્મા સૂક્ષ્મતર આહાર કરનારો છે. આ શરીરથી–શરીર જ શારીર છે, તે શારીર આત્મા વૈશ્વાનરથી તૈજસ વધુ સૂક્ષ્મ અન્ન દ્વારા વૃદ્ધિ પામે છે. ૩

## પ્રાણાત્મભૂત વિદ્વાનની સર્વાત્મકતાનું વર્ણન, જનકને અભયપ્રાપ્તિ અને યાજ્ઞવલ્કય પ્રતિ આત્મસમર્પણ

**ભાષ્ય :** તે આ હૃદયભૂત તૈજસ સૂક્ષ્મભૂત પ્રાણથી ધારણ કરાઈને પ્રાણ જ થઈ જાય છે.

**तस्य प्राची दिक् प्राञ्चः प्राणा दक्षिणा दिग्दक्षिणे प्राणाः प्रतीची दिक्प्रत्यञ्चः प्राणा उदीची दिगुदञ्चः प्राणा ऊर्ध्वा दिगूर्ध्वाः प्राणा अवाची दिगवाञ्चः प्राणाः सर्वा दिशः सर्वे प्राणाः स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यत्यभयं वै जनक प्राप्तोऽसीति होवाच याज्ञवल्क्यः । स होवाच जनको वैदेहोऽभयं त्वा गच्छताद् याज्ञवल्क्य यो नो भगवन्नभयं वेदयसे नमस्तेऽस्त्विमे विदेहा अयमहमस्मि ॥ ४ ॥**

तस्य=તે વિદ્વાનના, प्राची दिक्=પૂર્વ દિશા, प्राञ्चः प्राणाः=પૂર્વ પ્રાણ છે, दक्षिणा दिक्=દક્ષિણ દિશા, दक्षिणे प्राणाः=દક્ષિણ પ્રાણ છે, प्रतीची दिक्=પશ્ચિમ દિશા, प्रत्यञ्चः प्राणाः=પશ્ચિમ પ્રાણ છે, उदीची दिक्=ઉત્તર દિશા, उदञ्चः प्राणाः=ઉત્તર પ્રાણ છે, ऊर्ध्वा दिक्=ઉપરની

દિશા, ऊर्ध्वाः प्राणाः=ઉપરના પ્રાણ છે, अवाची दिक्=નીચેની દિશા, अवाञ्चः प्राणाः=નીચેના પ્રાણ છે, सर्वाः दिशः=બધી દિશાઓ, सर्वे प्राणाः=સર્વ પ્રાણ છે, सः एषः=તે આ, नेति नेति आत्मा अगृह्यः= 'નેતિ–નેતિ'–આવો નહિ, આવો નહિ રૂપથી વર્ણન કરાયેલો આત્મા અગૃહ્ય છે–પકડાતો નથી, हि=કેમ કે, न गृह्यते=તે પકડાય એવો છે જ નહિ, अशीर्यः=તે ઘસાતો નથી–નષ્ટ થતો નથી, हि=કેમ કે, न शीर्यते=તે ઘસાય એવો છે જ નહિ, असङ्गः=તે અસંગ છે–લેપાતો નથી, हि= કેમ કે, न सज्यते=તે કશામાં લપટાઈ પડે એવો છે જ નહિ, असितः= તે બંધાયેલો નથી, न व्यथते=તેને દુઃખ થતું નથી, न रिष्यति=તે નાશ પામતો નથી, अभयम् वै प्राप्तः असि जनक=તમે નિર્ભય થયા છો, જનક ! इति ह याज्ञवल्क्यः उवाच=આમ યાજ્ઞવલ્કય બોલ્યા, सः ह वैदेहः जनकः उवाच=વિદેહના રાજા જનકે કહ્યું, 'भगवन्' याज्ञवल्क्य=હે ભગવન્ યાજ્ઞવલ્કય ! यः नः अभयम् वेदयसे=(તમે) જે અમને નિર્ભયતાનું (અભય એવા બ્રહ્મનું) જ્ઞાન આપો છો, त्वा=એવા તમને अभयम् गच्छतात्=અભય પ્રાપ્ત થાઓ–તમે પણ નિર્ભય થાઓ, ते नमः अस्तु=હું તમને વંદન કરું છું, इमे विदेहाः=આ વિદેહ દેશ, अयम् अहम् अस्मि=(અને) આ હું.

'પૂર્વ દિશા એ આત્માનો પૂર્વનો પ્રાણ છે. દક્ષિણ દિશા એનો દક્ષિણનો પ્રાણ છે. પશ્ચિમ દિશા એનો પશ્ચિમનો પ્રાણ છે. ઉત્તર દિશા એનો ઉત્તરનો પ્રાણ છે. ઉપરની દિશા એનો ઉપરનો પ્રાણ છે. નીચલી દિશા એનો નીચેનો પ્રાણ છે. બધી દિશાઓ એ આત્માના જુદા જુદા પ્રાણ છે. એ આત્માને 'આ નહિ, આ નહિ' (नेति नेति) કહીને જ વર્ણવી શકાય છે. તે પકડાતો નથી; કેમ કે તે પકડાય એવો છે જ નહિ. તે ઘસાતો નથી; કેમકે તે ઘસાય એવો છે જ નહિ. તે લેપાતો નથી; કેમ કે તે કશામાં લપટાઈ પડે એવો છે જ

નહિ. તે બંધાયેલો નથી. તેને દુઃખ થતું નથી. તે નાશ પામતો નથી. તમે નિર્ભય થયા છો, જનક!' આમ યાજ્ઞવલ્કયે કહ્યું.

વિદેહના રાજા જનકે કહ્યું : ' હે યાજ્ઞવલ્કય! તમે પણ નિર્ભય થાઓ; કેમ કે નિર્ભયતાનું (અભય એવા બ્રહ્મનું) તમે જ અમને જ્ઞાન આપો છો; માટે હું તમને વંદન કરું છું. આ રહ્યો વિદેહ દેશ અને આ હું!' ૪

**ભાષ્ય :** ક્રમે ક્રમે વૈશ્વાનરથી તૈજસને, તેનાથી હૃદયાત્માને અને હૃદયાત્માથી પ્રાણાત્મભાવને પ્રાપ્ત થયેલા તે આ વિદ્વાનના પૂર્વ દિશા પૂર્વગત પ્રાણ છે તથા દક્ષિણ દિશા દક્ષિણ પ્રાણ છે; એવી જ રીતે પશ્ચિમ દિશા પશ્ચિમ પ્રાણ છે, ઉત્તર દિશા ઉત્તર પ્રાણ છે, ઉપરની દિશા ઉપરના પ્રાણ છે, નીચેની દિશા નીચેના પ્રાણ છે અને બધી દિશાઓ સંપૂર્ણ પ્રાણ છે.

આ પ્રમાણે વિદ્વાન ક્રમે કરીને સર્વાત્મક પ્રાણને આત્મભાવથી પ્રાપ્ત થઈ જાય છે. તે સર્વાત્માનો પ્રત્યગાત્મામાં ઉપસંહાર કરી દ્રષ્ટાના દૃષ્ટભાવ—જોનારાના જોવાપણાના ભાવને અર્થાત્ 'આ નહિ, આ નહિ' (નેતિ—નેતિ) આ પ્રમાણે નિર્દેશ કરવામાં આવેલા તુરીય આત્માને પ્રાપ્ત થઈ જાય છે. આ ક્રમથી આ વિદ્વાન જેને પ્રાપ્ત થાય છે તે, આ 'નેતિ—નેતિ' આ પ્રમાણે નિર્દેશ કરાયેલો આત્મા છે. 'નેતિ—નેતિ આત્મા' અહીંથી લઈને 'ન રિષ્યતિ' અહીં સુધીની વ્યાખ્યા આ પહેલાં કરાઈ ગઈ છે.

હે જનક! તમે અભયને અર્થાત્ જન્મમરણ વગેરેથી બ્રહ્મને પ્રાપ્ત થઈ ગયા છો—આમ નિશ્ચયપૂર્વક યાજ્ઞવલ્કયે કહ્યું. આ પ્રમાણે કહેવામાં આવ્યું. હવે તમે કયાં જવાના છો, તે કહું છું.

વિદેહના રાજા જનકે કહ્યું : ' હે ભગવન્! પૂજ્ય યાજ્ઞવલ્કય!

જે આપ અમને અભય બ્રહ્મનું જ્ઞાન કરાવી રહ્યા છો, અર્થાત્ ઉપાધિકૃત અજ્ઞાનરૂપ પડદાને દૂર કરી બ્રહ્મની પ્રાપ્તિ કરાવી રહ્યા છો, તે આપને પણ અભય જ પ્રાપ્ત થાઓ. સાક્ષાત્ આત્માનું જ દાન કરનારા આપને હું આ વિદ્યાના બદલામાં બીજું શું આપું? તેથી આપને નમસ્કાર છે; આ વિદેહ રાજ્ય આપનું જ છે. આપ એનો યથેચ્છ ઉપભોગ કરો અને આ હું પણ આપની આગળ દાસભાવે રહેલો છું; તાત્પર્ય એ છે કે મને તથા આ રાજ્યને આપ ઇચ્છાનુસાર સ્વીકારી લો. ૪

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં ચોથા અધ્યાયમાં દ્વિતીય કૂર્ચબ્રાહ્મણ ૨

## તૃતીય બ્રાહ્મણ

**ભાષ્ય :** ' जनकं ह वैदेहं याज्ञवल्क्यो जगाम ' વગેરે રૂપથી આરંભ થનારા બ્રાહ્મણનો સંબંધ આ પ્રમાણે છે: વિજ્ઞાનમય આત્મા સાક્ષાત્ અપરોક્ષ સર્વાંતર પરબ્રહ્મ જ છે. જેવું કે ' આનાથી ભિન્ન કોઈ દ્રષ્ટા નથી ' વગેરે શ્રુતિઓથી સિદ્ધ થાય છે. આ દેહમાં પ્રવિષ્ટ તે ભાષણ આદિ લિંગવાળો વિજ્ઞાનઆત્મા શરીરથી ભિન્ન છે–આમ મધુકાંડમાં અજાતશત્રુના સંવાદમાં (ગાર્ગ્ય અને કાશ્યના પ્રશ્નમાં) પ્રાણાદિના કર્તૃત્વભોક્તૃત્વના નિરાકરણ દ્વારા જાણવામાં આવ્યા પછી પણ ફરીથી ઔષસ્ત(ઉષસ્ત ચાક્રાયણ)ના પ્રશ્નમાં જે ' પ્રાણથી પ્રાણન કરે છે ' વગેરે વાકય દ્વારા પ્રાણન આદિ લિંગનો ઉપન્યાસ કરી સામાન્ય રૂપથી પ્રાણન આદિ લિંગવાળો જાણવામાં આવ્યો છે, તે જ ' દષ્ટિનો દ્રષ્ટા છે ' વગેરે વાકયથી અલુપ્તશક્તિવાળા સ્વભાવનો જાણવામાં આવ્યો છે.

તેને (અજ્ઞાન અને તેનાં કાર્ય અંતઃકરણ વગેરે આ) અન્ય ઉપાધિને લીધે સંસારની પ્રાપ્તિ થઈ છે; જેવી રીતે કે રજ્જુ, ઊષર, છીપ અને આકાશ વગેરેમાં સર્પ, જળ, રજત–ચાંદી અને મલિનતા

વગેરેની પ્રતીતિ બીજાઓએ આરોપવાને લીધે જ છે, સ્વતઃ નથી; તેવી જ રીતે અહીં સમજવું જોઈએ.

આ પ્રમાણે નિરુપાધિક, નિરુપાખ્ય (મન અને વાણીનો અવિષય), 'નેતિ-નેતિ'-આ નહીં-આ નહીં આ વાકયથી નિર્દેશ્ય, સાક્ષાત્-અપરોક્ષ, સર્વાન્તર આત્મા, બ્રહ્મ, અક્ષર, અંતર્યામી, પ્રશાસ્તા, ઔપનિષદ પુરુષ વિજ્ઞાન-આનંદરૂપ બ્રહ્મ છે-આ જાણવામાં આવ્યું. વળી તે જ સૂક્ષ્મ આહાર કરનારો ઇંધસંજ્ઞાવાળો વૈશ્વાનર, વળી તેનાથી પણ સૂક્ષ્મતર આહાર કરનારો હૃદયાન્તર્વર્તી લિંગાત્મા ને વળી તેના કરતાં પણ સૂક્ષ્મ પ્રાણોપાધિક જગદાત્મા જાણવામાં આવ્યો; અને ત્યાર પછી રજ્જુ આદિમાં સર્પ આદિ સમાન ઉપાધિભૂત જગદાત્માનો પણ જ્ઞાન દ્વારા લય કરીને 'स एष नेति नेति' આ વાકય દ્વારા સાક્ષાત્ સર્વાન્તર બ્રહ્મ જાણવામાં આવ્યું. આ પ્રમાણે સંક્ષેપથી શાસ્ત્ર દ્વારા યાજ્ઞવલ્કય વડે જનકને અભય પ્રાપ્ત કરાવવામાં આવ્યું છે.

અહીં (દ્વિતીય બ્રાહ્મણમાં) અન્ય પ્રસંગથી 'इन्धः', 'प्रविविक्ताहारतरः', 'सर्वे प्राणाः', 'स एष नेति नेति' ઇત્યાદિ રૂપથી ઉપાસકની ક્રમમુક્તિરૂપ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હવે જાગ્રત, સ્વપ્નાદિ દ્વારા જ મહાન તર્કથી તેનો વિસ્તારપૂર્વક બોધ અને અભય પ્રાપ્ત કરાવવો છે તથા વિપરીત જ્ઞાનની આશંકાના નિરાકરણ દ્વારા આત્માના અસ્તિત્વ, દેહાદિથી ભિન્નત્વ, શુદ્ધત્વ, સ્વયંપ્રકાશત્વ, અલુપ્તશક્તિસ્વરૂપત્વ, નિરતિશય આનંદ-સ્વભાવત્વ અને અદ્વૈતત્વનો પણ બોધ કરાવવાનો છે, તેથી જ (આગળનો ગ્રંથ) આરંભ કરવામાં આવે છે. આખ્યાયિકા તો વિદ્યાનું દાન અને ગ્રહણનો વિધિ પ્રદર્શિત કરવા માટે તથા ખાસ કરીને વિદ્યાની સ્તુતિ માટે છે. વરદાન આદિની સૂચનાથી આ જ વાત જણાય છે.

## જનક પાસે યાજ્ઞવલ્કયનું આગમન અને જનકનો પ્રશ્ન

जनकꣳ ह वैदेहं याज्ञवल्क्यो जगाम स मेने न वदिष्य इत्यथ ह यज्जनकश्च वैदेहो याज्ञवल्क्यश्चाग्निहोत्रे समूदाते तस्मै ह याज्ञवल्क्यो वरं ददौ स ह कामप्रश्नमेव वव्रे तꣳ हास्मै ददौ तꣳ ह सम्राडेव पूर्वं पप्रच्छ ॥ १ ॥

वैदेहम् जनकम्=વિદેહરાજ જનકની પાસે, याज्ञवल्क्यः ह गाम=યાજ્ઞવલ્કય ગયા, सः मेने=તેમણે વિચાર્યું કે, न वदिष्ये इति=હું રાજાને કંઈ જ ઉપદેશ નહિ કરું, अथ ह=હવે એક સમયે, वैदेहः जनकः याज्ञवल्क्यः च=વિદેહના રાજા જનક અને યાજ્ઞવલ્કયે, अग्निहोत्रे यत् समूदाते=અગ્નિહોત્રના વિષયમાં જે સંવાદ કર્યો હતો તે સમયે, याज्ञवल्क्यः तस्मै ह वरम् ददौ=યાજ્ઞવલ્કયે તેને વરદાન આપ્યું હતું, सः ह कामप्रश्नम् एव वव्रे=તેણે (જનકે) ઇચ્છાનુસાર વર માગ્યો, तम् ह अस्मै ददौ=તેણે એને વર આપ્યો, सम्राट् एव तम् ह पूर्वम् पप्रच्छ= સમ્રાટે જ પહેલાં તેમને પૂછ્યું.

વિદેહરાજ જનકને ત્યાં યાજ્ઞવલ્કય ગયા. તેમણે વિચાર કરી રાખ્યો હતો કે, 'હું બોલીશ નહિ.' પણ એક વાર જનક અને યાજ્ઞવલ્કય અગ્નિહોત્રને વિષે વાત કરતા હતા, ત્યારે યાજ્ઞવલ્કયે જનકને વરદાન આપ્યું હતું કે, 'તમે મરજીમાં આવે તે માગી લો.' જનકે માગેલું કે, 'હું તમને ગમે તે સવાલ પૂછી શકું એવો વર આપો.' યાજ્ઞવલ્કયે હા કહેલી, એટલે રાજાએ જ યાજ્ઞવલ્કયને પહેલો સવાલ પૂછ્યો. ૧

**ભાષ્ય :** વિદેહરાજ જનકની પાસે યાજ્ઞવલ્કય ગયા. જતી વખતે તેમણે એવો વિચાર કર્યો–એમ ધાર્યું કે, 'હું રાજાને કંઈ જ ઉપદેશ નહિ કરું.' જવાનું પ્રયોજન તો યોગક્ષેમ માટે હતું. 'કંઈ જ ઉપદેશ

નહિ કરું' આ પ્રમાણે વિચાર કર્યો હોવા છતાંય યાજ્ઞવલ્કયે, જે કંઈ પણ જનકે પૂછ્યું તે બધું જ બતાવ્યું. આ પ્રમાણે નક્કી કરેલા વિચારની વિરુદ્ધમાં જઈ કાર્ય કરવામાં શો હેતુ હતો? આ વિષયમાં શ્રુતિ આખ્યાયિકા કહે છે:

એક વાર યાજ્ઞવલ્કય અને જનકનો અગ્નિહોત્રના વિષયમાં પરસ્પર સંવાદ થયો હતો. તેમાં જનકના અગ્નિહોત્રને લગતા જ્ઞાનથી સંતોષ પામીને યાજ્ઞવલ્કયે જનકને વર આપ્યો હતો. તે જનકે તે સમયે પોતાની મરજી પ્રમાણે પ્રશ્ન કરવાનો વર જ માગ્યો હતો અને યાજ્ઞવલ્કયે તેને આ વર આપ્યો હતો. તે આપી ચૂકેલા વરના સામર્થ્યને લીધે કશું જ કહેવાની ઇચ્છાવાળા ન હોવાથી તેમ જ ચૂપચાપ બેસી રહેવા છતાં પણ પહેલાં રાજા જનકે જ યાજ્ઞવલ્કયને પૂછ્યું.

કર્મથી વિરુદ્ધ હોવાને લીધે તે કર્મકાંડના પ્રસંગમાં જ બ્રહ્મ-વિદ્યાનું વર્ણન કરવામાં આવ્યું નથી; કારણ કે વિદ્યા તો સ્વતંત્ર છે–બ્રહ્મવિદ્યા સ્વતંત્ર છે, બીજા સહકારી સાધનની અપેક્ષા વિનાની છે અને પુરુષાર્થની સાધનભૂત છે. ૧

## પુરુષના વ્યવહારમાં ઉપયોગી પાંચ જ્યોતિઓ

### ૧: આદિત્યજ્યોતિ

**याज्ञवल्क्य किं ज्योतिरयं पुरुष इति । आदित्यज्योतिः सम्राडिति होवाचादित्येनैवायं ज्योतिषास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद् याज्ञवल्क्य ॥ २ ॥**

याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! अयम् पुरुषः=આ પુરુષ, किम् ज्योतिः=કઈ જ્યોતિવાળો છે, सम्राट्=હે રાજન્! आदित्यज्योतिः इति ह उवाच=આ આદિત્યરૂપ જ્યોતિવાળો છે, આમ તેણે કહ્યું, अयम्=આ, आदित्येन ज्योतिषा एव आस्ते=આદિત્યરૂપ જ્યોતિથી જ બેસે છે, पल्ययते=બધી બાજુ જાય છે, कर्म कुरुते=કર્મ કરે છે, विपल्येति=પાછો

ફરે છે, एतत् एवम् एव याज्ञवल्क्य=આ આમ જ છે, યાજ્ઞવલ્કય !

'હે યાજ્ઞવલ્કય ! માણુસનું શરીર કયા તેજવાળું છે?' યાજ્ઞવલ્કયે કહ્યું : 'સૂરજના તેજવાળું. સૂરજના તેજ વડે જ માણુસ બેસે છે, હરેફરે છે, કામ કરે છે, પાછો ફરે છે.' 'બરાબર છે, યાજ્ઞવલ્કય !' ૨

**ભાષ્ય :** 'હે યાજ્ઞવલ્કય !' આ પ્રમાણે પોતાના પ્રત્યે અભિમુખ કરવા માટે સંબોધન કરીને જનક પૂછે છે : આ પુરુષ કઈ જ્યોતિવાળો છે? અર્થાત્ આ પુરુષની જ્યોતિ કઈ છે, કે જે જ્યોતિથી આ વ્યવહાર કરે છે? (આ જ અભિપ્રાયથી પૂછે છે :) તો આ પુરુષ કઈ જ્યોતિવાળો છે? અહીં આ પ્રાકૃત દેહેંદ્રિયસંઘાતરૂપ શિર અને હાથ વગેરે અવયવોવાળા પુરુષના સંબંધમાં પ્રશ્ન કરવામાં આવે છે. શું આ પોતાના અવયવોથી બહાર રહેનારી કોઈ બીજી જ્યોતિ સાથે વ્યવહાર કરે છે. અથવા પોતાના અવયવોના સંઘાતમાં રહેનારી જ્યોતિ સાથે આ પુરુષ જ્યોતિનું કાર્ય પૂરું કરે છે–આ અભિપ્રાયથી જ જનક પૂછે છે.

પરંતુ દેહાદિસંઘાતથી ભિન્ન કે અભિન્ન કોઈ પણ પ્રકારની જ્યોતિથી આ જ્યોતિનું કાર્ય પૂર્ણ કરતો હોય–તેથી થયું શું? એમાં જે કારણ છે, તે સાંભળો : જો કોઈ ભિન્ન જ્યોતિથી જ જ્યોતિનું કાર્ય પૂરું કરવાનો એનો સ્વભાવ છે એવો નિશ્ચય કરવામાં આવે, તો જ્યાં જ્યોતિ જોવામાં આવતી નથી, તે કાર્યના વિષયમાં પણ આપણે એવું અનુમાન કરશું કે આ કાર્ય કોઈ ભિન્ન જ્યોતિને લીધે જ થયું છે; અને જો આ પોતાનાથી અભિન્ન જ્યોતિ દ્વારા જ વ્યવહાર કરે છે તો જ્યોતિ પ્રત્યક્ષ ન દેખાયા છતાં પણ જ્યોતિનું કાર્ય જોવામાં આવતાં અભિન્ન જ્યોતિનું જ અનુમાન કરવું પડશે. જો એમ માનીએ કે પુરુષના વ્યવહારનો હેતુ ભિન્ન અથવા અભિન્ન જ્યોતિ છે–તો એનો તો નિયમ જ નથી, આથી જ્યોતિના વિષયમાં અનિશ્ચય જ રહેશે–આમ માનીને જ જનક યાજ્ઞવલ્કયને પૂછે છે કે

આ પુરુષ કઈ જ્યોતિવાળો છે?

શંકા : જો જનકમાં આવું અનુમાનકૌશલ છે તો તેના માટે પ્રશ્ન કરવાની આવશ્યકતા જ શી હતી, તેણે પોતે જ (અનુમાન કરીને) કેમ ન જાણી લીધું?

સમાધાન : આ બરાબર છે; તોપણ લિંગ અને લિંગી (અર્થાત્ વ્યાપક અને વ્યાપ્ય)ના ખાસ સંબંધોની અત્યંત સૂક્ષ્મતાને લીધે તે તેમને અનેક વિદ્વાનો માટે પણ તે સમજવું કઠણ હોવાનું માને છે. તો પછી એકની તો વાત જ શી છે? આથી જ ધર્મ જેવા સૂક્ષ્મ વિષયનો નિર્ણય કરવા માટે પરિષદ્વ્યાપાર–(અનેકો સાથેની ચર્ચા)ની અપેક્ષા રહે છે; તેમ જ વિશિષ્ટ પુરુષની પણ અપેક્ષા રહેતી હોય છે. ઓછામાં ઓછા દશ માણસોની પરિષદ હોય છે. વળી (સદ્દાચારસંપન્ન) ત્રણ માણસોની અને (અધ્યાત્મનિષ્ઠ) એક માણસની પણ પરિષદ હોઈ શકે છે. આથી જોકે રાજામાં અનુમાન કરવાની કુશળતા છે, તોપણ યાજ્ઞવલ્કયને પૂછવાનું ઉચિત જ છે; કારણ કે પુરુષોના વિજ્ઞાન અને કૌશલનો તારતમ્ય હોવાનો સંભવ છે.

અથવા પુરુષની બુદ્ધિનું અનુસરણ કરનારી શ્રુતિ આખ્યાયિકાના મિષથી અનુમાનના માર્ગનો ઉલ્લેખ કરીને પોતે જ આપણને બોધ કરાવી રહી છે. (આમાં રાજા અથવા મુનિ કોઈની પણ બુદ્ધિની કુશળતા અભિપ્રેત નથી.)

જનકના અભિપ્રાયને જાણનારા હોવાથી યાજ્ઞવલ્કયે પણ દેહાદિથી ભિન્ન આત્મજ્યોતિનો બોધ કરાવવા માટે જનકને વ્યતિરિક્ત–ભિન્ન જ્યોતિનું પ્રતિપાદક લિંગ જ બતાવ્યું. જેમ કે હે સમ્રાટ! આ પ્રસિદ્ધ આદિત્ય જ્યોતિવાળો છે, આમ તેમણે કહ્યું.

કઈ રીતે આદિત્ય જ્યોતિવાળો છે, (તે કહે છે:) આ પ્રાકૃત પુરુષ પોતાના અવયવ સંઘાતથી વ્યતિરિક્ત નેત્રેંદ્રિયના અનુગ્રાહક આદિત્ય દ્વારા જ બેસે છે, આમ–તેમ ખેતર કે જંગલમાં જાય છે,

ત્યાં જઈને કર્મ કરે છે અને ગયો હતો તેવો પાછો પણ ફરે છે પુરુષના અત્યંત વ્યતિરિક્ત જ્યોતિષ્ટ્વની–જ્યોતિપણાની પ્રસિદ્ધિ દેખાડવા માટે અહીં અનેક વિશેષણો આપવામાં આવ્યાં છે; અને બાહ્ય અનેક જ્યોતિઓનું પ્રદર્શન લિંગનું અવ્યભિચારીત્વ પ્રદર્શિત કરવા માટે છે.

(જનક:) 'યાજ્ઞવલ્કય! આ વાત આમ જ છે.' ૨

## ૨ : ચંદ્રજ્યોતિ

**अस्तमित आदित्ये याज्ञवल्क्य किं ज्योतिरेवायं पुरुष इति चन्द्रमा एवास्य ज्योतिर्भवतीति चन्द्रमसैवायं ज्योतिषास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद् याज्ञवल्क्य ॥ ३ ॥**

याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! आदित्ये अस्तमिते (सति)=સૂર્ય આથમી જાય ત્યારે, अयम् पुरुषः=આ પુરુષ, किम् एव ज्योतिः इति=કયા તેજવાળો થાય છે? अस्य चन्द्रमाः एव ज्योतिः भवति इति=ચંદ્રમા જ એનું તેજ થાય છે, अयम्=આ પુરુષ, चन्द्रमसा एव ज्योतिषा आस्ते=ચંદ્રમાના તેજથી જ બેસે છે, पल्ययते=હરેફરે છે, कर्म कुरुते=કર્મ કરે છે; विपल्येति इति=પાછો ફરે છે, एतत् एवम् एव याज्ञवल्क्य=આ આમ જ છે–બરાબર છે, યાજ્ઞવલ્કય!

જનકે ફરી પૂછ્યું : 'સૂરજ આથમી જાય ત્યારે માણસ કયા તેજવાળો થાય છે, યાજ્ઞવલ્કય!' 'ચંદ્રના તેજવાળો. ચંદ્રના તેજ વડે જ માણસ બેસે છે, હરેફરે છે, કામ કરે છે, પાછો ફરે છે.' 'બરાબર છે, યાજ્ઞવલ્કય!' ૩

ભાષ્ય : 'વારુ, સૂર્ય આથમી ગયા પછી હે યાજ્ઞવલ્કય, તે પુરુષ કયા તેજવાળો થાય છે?' 'ચંદ્રમા જ એની જ્યોતિ થાય છે.'

## ૩ : અગ્નિજ્યોતિ

**अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते किं ज्योतिरेवायं पुरुष इत्यग्निरेवास्य ज्योतिर्भवतीत्यग्निनैवायं ज्योति-**

षास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद् याज्ञवल्क्य ॥४॥

याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્ક્ય ! अस्तमिते आदित्ये=સૂરજ આથમી ગયા પછી (અને), अस्तमिते चन्द्रमसि=ચંદ્રમા આથમી ગયા પછી, अयम् पुरुषः=આ પુરુષ, किम् एव ज्योतिः इति=કયા તેજવાળો થાય છે? अस्य अग्निः एव ज्योतिः भवति इति=એ અગ્નિના તેજવાળો થાય છે, अयम्=આ, अग्निना ज्योतिषा एव आस्ते=અગ્નિના તેજથી જ બેસે છે, पल्ययते=હરેફરે છે, कर्म कुरुते=કર્મ કરે છે, विपल्यते इति=પાછો ફરે છે, एतत् एवम् एव याज्ञवल्क्य=બરાબર છે, યાજ્ઞવલ્ક્ય !

જનકે ફરી પૂછયું : ‘સૂરજ આથમી જાય અને ચંદ્ર પણ આથમી જાય, ત્યારે માણસ કયા તેજવાળો થાય છે?’ ‘અગ્નિના તેજવાળો. અગ્નિના તેજ વડે જ માણસ બેસે છે, હરેફરે છે, કામ કરે છે, પાછો ફરે છે.’ ‘બરાબર છે, યાજ્ઞવલ્ક્ય !’ ૪

**ભાષ્ય :** સૂરજ આથમી ગયા પછી અને ચંદ્રમા આથમી ગયા પછી અગ્નિ એનું તેજ થાય છે.

## ૪ : વાગ્જ્યોતિ

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ किं ज्योतिरेवायं पुरुष इति वागेवास्य ज्योतिर्भवतीति वाचैवायं ज्योतिषास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीति तस्माद् वै सम्राडपि यत्र स्वः पाणिर्न विनिर्ज्ञायतेऽथ यत्र वागुच्चरत्युपैव तत्र न्येतीत्येवमेवैतद् याज्ञवल्क्य ॥ ५ ॥

याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્ક્ય ! अस्तमिते आदित्ये=સૂરજ આથમી ગયા પછી, अस्तमिते चन्द्रमसि=ચંદ્રમા આથમી ગયા પછી, अग्नौ शान्ते सति=અગ્નિ ઓલવાઈ ગયા પછી, अयम् पुरुषः=આ પુરુષ, किम् एव ज्योतिः इति=કયા તેજવાળો થાય છે, अस्य=એનું, वाक् एव ज्योतिः

भवति=વાણી એ જ તેજ થાય છે, अयम्=આ, वाचा एव ज्योतिषा आस्ते=વાણીરૂપી તેજથી જ બેસે છે, पल्ययते=હરેફરે છે, कर्म कुरुते=કર્મ કરે છે, विपल्येति इति=પાછો ફરે છે, तस्मात्=તેથી, सम्राट्=હે સમ્રાટ ! यत्र वै=જ્યારે, स्वः पाणिः अपि न विनिर्ज्ञायते=પોતાનો હાથ પણ જાણવામાં આવતો નથી, अथ यत्र वाक् उच्चरति=પણ વાણીનું ઉચ્ચારણ થતાં જ, तत्र एव उपन्येति इति=માણસ સીધો તે તરફ જાય છે, एतत् एवम् एव याज्ञवल्क्य=બરાબર છે, યાજ્ઞવલ્કય !

જનકે ફરી પૂછ્યું: 'હે યાજ્ઞવલ્કય ! સૂરજ આથમી જાય, ચંદ્રમા આથમી જાય, અગ્નિઓ ઓલવાઈ જાય ત્યારે આ પુરુષ કયા તેજવાળો થાય છે?' 'વાણીના તેજવાળો. વાણીના તેજ વડે જ (વાણીને આધારે જ) માણસ બેસે છે, હરેફરે છે, કામ કરે છે, પાછો ફરે છે; તેથી હે સમ્રાટ ! પોતાનો હાથ પણ ચોખ્ખો ન જોઈ શકાય એમ હોય તેવે વખતે પણ કંઈક અવાજ થાય તો માણસ સીધો તે તરફ જાય છે.' 'બરાબર છે, યાજ્ઞવલ્કય !' ૫

**भाष्य :** અગ્નિ ઓલવાઈ ગયા પછી વાણી તેજરૂપ બને છે. 'વાક્' આ શબ્દથી શબ્દ ગ્રહણ કરાય છે. શબ્દરૂપ વિષયથી શ્રોત્રેન્દ્રિય દીપ્ત થાય છે; શ્રોત્રેન્દ્રિય સારી પેઠે દીપ્ત થયાથી મનમાં વિવેક ઉત્પન્ન થાય છે; તે મનથી બાહ્ય ચેષ્ટાનો અનુભવ કરે છે. 'મનથી જ જુએ છે, મનથી સાંભળે છે,' આવું પહેલા અધ્યાયના પાંચમા બ્રાહ્મણનું કથન છે.

પરંતુ વાક્ જ્યોતિ કઈ રીતે છે? વાક્નું જ્યોતિ હોવાનું તો પ્રસિદ્ધ નથી; આથી જ શ્રુતિ કહે છે: આથી જ હે સમ્રાટ ! આ પુરુષ વાણીરૂપ જ્યોતિથી અનુગૃહીત થઈને વ્યવહાર કરે છે. એટલા માટે આ વાણીનું જ્યોતિ હોવાનું પ્રસિદ્ધ છે. કઈ રીતે? (તે કહે છે:) જ્યારે–જે સમયે વર્ષાઋતુમાં વાદળ છવાઈ જતાં અંધારામાં–ખાસ

કરીને તમામ તેજોનો અસ્ત થયા પછી પોતાનો હાથ પણ સ્પષ્ટ-પણે દેખાતો નથી, તે સમયે સર્વ ચેષ્ટાઓ–હિલચાલ અટકી જતાં બહારના અજવાળાનો અભાવ હોવાથી જે બાજુ વાણીનું ઉચ્ચારણ થાય છે–અવાજ સંભળાય છે, કૂતરું ભસે છે અથવા ગધેડું ભૂંકે છે તે બાજુ તેની સમીપ માણસ ચાલ્યો જાય છે; તે શબ્દરૂપ જ્યોતિ સાથે કાન અને મનની નિરંતરતા થઈ જાય છે. આથી વાણી જ્યોતિના કાર્યપણાને પ્રાપ્ત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે તે વાણીરૂપ જ્યોતિને લીધે માણસ તેની સમીપમાં જાય છે–उपन्येति અર્થાત્ નિકટવર્તી થઈ જાય છે અને તે કર્મ કરે છે તથા પાછો ફરે છે. ત્યાં વાણીરૂપ જ્યોતિનું ગ્રહણ ગંધાદિના ઉપલક્ષણ માટે છે; ગંધ વગેરેથી પણ પ્રાણ આદિ અનુગૃહીત થતાં પ્રવૃત્તિ તેમ જ નિવૃત્તિ વગેરે થાય છે. માટે તેમનાથી પણ દેહેન્દ્રિયસંઘાતનો અનુગ્રહ થાય છે. (જનક:) 'હે યાજ્ઞવલ્કય! બરાબર છે, આ વાત આમ જ છે.'

## ૫ : આત્મજ્યોતિ

**अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ शान्तायां वाचि किं ज्योतिरेवायं पुरुष इत्यात्मैवास्य ज्योतिर्भवतीत्यात्मनैवायं ज्योतिषास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीति॥**

याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય! आदित्ये अस्तमिते (सति)=સૂર્ય આથમી ગયા પછી, अस्तमिते चन्द्रमसि=ચંદ્રમા આથમી ગયા પછી, अग्नौ शान्ते (सति)=અગ્નિ ઓલવાઈ ગયા પછી, वाचि शान्तायाम् (सति)=(અને) વાણી પણ શાંત થઈ ગયા પછી, अयम् पुरुषः=આ પુરુષ, किम् एव ज्योतिः इति=કયા તેજવાળો થાય છે? अस्य आत्मा एव ज्योतिः भवति=આનું આત્મા એ જ તેજ થાય છે, आत्मना ज्योतिषा एव अयम् आस्ते=આત્માની જ્યોતિ–તેજ દ્વારા જ એ બેસે છે, पल्ययते=આમતેમ જાય છે, कर्म कुरुते=કર્મ કરે છે, विपल्येति इति=પાછો ફરે છે.

જનકે ફરી પૂછ્યું : ‘ સૂરજ આથમી જાય, ચંદ્ર આથમી જાય, અગ્નિ ઓલવાઈ જાય અને અવાજ બંધ પડી જાય, ત્યારે માણસ કયા તેજવાળો થાય છે ? ’

‘ આત્માના તેજવાળો. આત્માના તેજ વડે જ માણસ બેસે છે, હરેફરે છે, કામ કરે છે, પાછો ફરે છે. ૬

**ભાષ્ય :** અવાજ બંધ પડી ગયા પછી તેમ જ ગંધ વગેરે બાહ્ય વિષયો પણ નિવૃત્ત થઈ જતાં આ પુરુષની તમામ પ્રવૃત્તિઓ અટકી જાય છે. અહીંયાં એમ કહેવામાં આવે છે—જે સમયે જાગ્રત અવસ્થામાં આદિત્યાદિ જ્યોતિઓથી અનુગૃહીત થનારી ચક્ષુ વગેરે ઇંદ્રિયો બહિર્મુખ હોય છે, તે સમયે આ પુરુષનો વ્યવહાર અત્યંત સ્પષ્ટ હોય છે; આ પ્રમાણે જાગ્રત અવસ્થામાં તો આ પુરુષનાં જ્યોતિ સંબંધી કાર્યોની સિદ્ધિ પોતાના અવયવસંઘાતથી ભિન્ન જ્યોતિ—તેજ દ્વારા જ જોવામાં આવેલ છે. આથી અમે માનીએ છીએ કે સ્વપ્ન અને સુષુપ્તિકાળમાં તમામ બાહ્ય તેજો અસ્ત થઈ જતાં તેમ જ જાગ્રતકાળમાં પણ આવી અવસ્થા આવતાં પોતાના અવયવસંઘાતથી ભિન્ન જ્યોતિ દ્વારા જ આ પુરુષનાં જ્યોતિ સંબંધી કાર્યની સિદ્ધિ થાય છે. સ્વપ્નમાં બંધુઓના સંયોગવિયોગ જોવા તેમ જ અન્ય પ્રદેશોમાં જવું વગેરે જ્યોતિનાં કાર્યોની સિદ્ધિ જોવામાં આવે જ છે. એવી જ રીતે ઊંઘમાંથી ઊઠવું અને ‘ હું સુખપૂર્વક ઊંઘ્યો તે વખતે મને કશું જ ભાન ન હતું ’ આવો અનુભવ પણ જોવાય જ છે. એટલા માટે કોઈ જુદી જ્યોતિ છે ખરી.

પરંતુ વાણી શાંત થયા પછી કયું તેજ હોય છે; તે કહે છે : તે સમયે આત્મા જ આ પુરુષનું તેજ હોય છે. આત્મા—આ દેહેન્દ્રિયરૂપ પોતાના અવયવસંઘાતથી વ્યતિરિક્ત, દેહ અને ઇંદ્રિયોનો અવભાસક તેમ જ આદિત્યાદિ બાહ્ય જ્યોતિઓની જેમ ‘ સ્વયં ’ કોઈ અન્યથી ભાસિત ન થનારી જ્યોતિ ‘આત્મા’ કહેવાય છે. વળી ( કોઈ બાહ્ય

જ્યોતિઓમાં ન હોવાને લીધે) તે પારિશેષ્ય ન્યાયથી અંતઃસ્થ છે; તે દેહ અને ઇંદ્રિયોથી ભિન્ન છે—એ તો સિદ્ધ જ થઈ ચૂક્યું છે ને જે જ્યોતિ દેહેન્દ્રિયથી ભિન્ન તેમ જ દેહેન્દ્રિયસંઘાતની ઉપકારક હોય છે, તે નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોથી ઉપલબ્ધ થતી જોવામાં આવે છે; પરંતુ આદિત્યાદિ જ્યોતિઓ નિવૃત્ત થઈ ગયા પછી આ આત્મા તેમની પેઠે ચક્ષુ વગેરેથી ઉપલબ્ધ થતો નથી, તોય જ્યોતિનું કાર્ય જોવામાં આવે જ છે તેથી આ પુરુષ આત્મજ્યોતિથી જ બેસે છે, આમતેમ જાય છે ને પછી પાછો ફરે છે. આથી એમ જણાય છે કે આત્મા નિશ્ચયપૂર્વક અંદર રહેલી જ્યોતિ છે; એટલું જ નહિ, પણ તે આદિત્યાદિ જ્યોતિથી ભિન્ન અને અભૌતિક પણ છે; એટલા માટે જ તે આત્મજ્યોતિ, આદિત્ય વગેરેની જેમ ચક્ષુ આદિથી ગ્રાહ્ય નથી.

પૂર્વપક્ષી : આમ હોઈ શકે નહીં, કારણ કે સમાન જાતિવાળા પદાર્થથી જ ઉપકાર થતો જોવામાં આવે છે. આદિત્ય આદિથી ભિન્ન જે આંતરજ્યોતિ સિદ્ધ કરવામાં આવેલ છે, તે બરાબર નથી. શાથી? કારણ કે જેમનો ઉપકાર કરવામાં આવે છે, તે ભૌતિક દેહેન્દ્રિય-સંઘાતનો પોતાના સમાન જાતિવાળા ભૌતિક આદિત્યાદિ જ્યોતિથી જ ઉપકાર થતો જોવામાં આવે છે અને જેવું જોવામાં આવેલ છે, તેવું જ આનું અનુમાન કરવું જોઈએ. જો દેહ અને ઇંદ્રિયોની ઉપ-કારક જ્યોતિ આદિત્ય વગેરેની પેઠે તેમનાથી કોઈ ભિન્ન પદાર્થ છે, તોપણ તેને દેહેન્દ્રિયસંઘાતને લીધે સમાન જાતિવાળી હોવાનું જ અનુમાન કરવું જોઈએ; કારણ કે આદિત્ય આદિ જ્યોતિઓની પેઠે તે દેહેન્દ્રિયસંઘાતનો ઉપકાર કરનારી છે. આ સિવાય અંતઃસ્થ અને અપ્રત્યક્ષ હોવાથી એની જે ભિન્નતા બતાવવામાં આવે છે, તે તો નેત્રાદિ જ્યોતિઓ દ્વારા અનિશ્ચિત ફળવાળી છે; કારણ કે અપ્રત્યક્ષ અને અંતઃસ્થ હોવા છતાં પણ નેત્રાદિ જ્યોતિઓ ભૌતિક જ છે. આથી 'આત્મજ્યોતિ એમનાથી ભિન્ન છે, આ સિદ્ધ થાય છે' આમ કહેવું એ કેવળ તમારી કપોલકલ્પના છે.

આ સિવાય દેહેંદ્રિયસંઘાત હોય તો જ એ જ્યોતિ રહે છે, તેથી આ ચૈતન્ય જ્યોતિ (રૂપ આદિ સમાન) સંઘાતનો જ ધર્મ છે, આવું પણ અનુમાન[1] થાય છે. સામાન્ય રીતે દૃષ્ટ અનુમાન[2] વ્યભિચારી[3] હોય છે, તેથી તેની પ્રામાણિકતા સ્વીકારી શકાય નહીં.

---

૧ અનુમાનવાક્ય આ પ્રમાણે છે:–चैतन्यं शरीरधर्मः, तद्भवभावित्वात्, रूपवत्।

૨ અનુમાન સાધારણ રીતે ત્રણ પ્રકારનું હોય છે:–૧ પૂર્વવત્, ૨ શેષવત્ અને ૩ સામાન્યપણે દૃષ્ટ. ૧ કારણ જોઈને કાર્યનું જે અનુમાન કરવામાં આવે છે, તે 'પૂર્વવત્' છે, જેમ કે ઘેરાયેલાં વાદળોની ઘટાને જોઈને વરસાદ થવાનું અનુમાન. ૨ કાર્ય જોઈને કારણનું જે અનુમાન થાય છે, તે 'શેષવત્' કહેવાય છે; જેમ કે નદીમાં પૂર આવેલું જોઈને પર્વત પર વરસાદ થયો હોવાનું અનુમાન; તથા પ્રત્યક્ષમૂલક સાધારણ નિયમ અથવા વ્યાપ્તિ અનુસાર જે પરોક્ષ વસ્તુનું અનુમાન કરવામાં આવે છે, તે સામાન્યતઃ દૃષ્ટ અનુમાન છે; જેમ કે પ્રત્યેક કાર્યનો એક કર્તા જોવામાં આવે છે, ને આ જગત પણ એક કાર્ય છે, તેથી એનો પણ એક કર્તા અવશ્ય હશે. જે એનો કર્તા છે, તે જ ઈશ્વર છે. અહીં 'विमतं चैतन्यज्योतिः संघाताद् भिन्नम्, तद्भासकत्वात् आदित्यादिवत्' (વિવાદની વિષયભૂત ચૈતન્યજ્યોતિ સંઘાતથી જુદી છે; કારણ કે એ સંઘાતને પ્રકાશિત કરનારી છે, જેમ કે આદિત્ય)–આ પ્રમાણે 'પ્રકાશક પ્રકાશ્યથી ભિન્ન હોય છે', આ વ્યાપ્તિ અનુસાર પરોક્ષ 'ચૈતન્યજ્યોતિ' સંઘાતથી ભિન્ન હોવાનું સિદ્ધ કરાઈ રહ્યું છે, તેથી આ સામાન્યતઃ 'દૃષ્ટ' અનુમાન છે.

૩ નેત્ર દેહનો પ્રકાશક હોઈને પણ દેહથી પૃથક્ નથી. આથી સંઘાતને પ્રકાશિત કરનારી હોવાને લીધે જેઓ ચૈતન્યજ્યોતિને સંઘાતથી ભિન્ન સિદ્ધ કરે છે, તેમનો આ હેતુ નેત્ર આદિના વિષયમાં

આપ સામાન્ય રીતે દૃષ્ટ અનુમાનના બળથી જ તો આદિત્યાદિની જેમ જ્યોતિને દેહ અને ઇંદ્રિયોથી ભિન્ન હોવાનું સિદ્ધ કરો છો; પરંતુ અનુમાન દ્વારા પ્રત્યક્ષનો બાધ થઈ શકતો નથી. આ દેહેંદ્રિય-સંઘાત જ પ્રત્યક્ષ જુએ છે, સાંભળે છે, મનન કરે છે અને વિશેષ રૂપથી જાણે છે. જો આદિત્ય વગેરેની જેમ આનો ઉપકાર કરનારી કોઈ અન્ય જ્યોતિ હોય તો તે આત્મા હોઈ શકે નહિ, પણ આદિત્ય વગેરેની જેમ જ કોઈ બીજી જ્યોતિ હશે; પ્રત્યક્ષ જોવું, સાંભળવું વગેરે કર્મ જે કરે છે તે દેહેંદ્રિયસંઘાત જ આત્મા હોવો જોઈએ, બીજો કોઈ નહિ; કારણ કે પ્રત્યક્ષ સાથે વિરોધ થતાં અનુમાનની પ્રામાણિકતા હોઈ શકતી નથી.

સિદ્ધાંતી : પરંતુ જો આ સંઘાત જ દર્શન—જોવું વગેરે ક્રિયાઓનો કરનારો આત્મા હોય તો એમાં કોઈ વિકાર ન આવવા છતાં પણ ક્યારેક તો એમાં દર્શન વગેરે ક્રિયાઓનું કર્તૃત્વ રહે છે અને ક્યારેક નથી રહેતું. આવું શાથી થાય છે?

પૂર્વપક્ષી : આ કોઈ દોષ નથી; કારણ કે આવું જોવામાં આવ્યું છે; ને જોવામાં આવેલી વાતમાં યુક્તિનો અભાવ—અનુપપત્તિ—અસંગતતા હોતી નથી; આગિયાને પ્રકાશક અને અપ્રકાશક રૂપથી જોવામાં કોઈ અન્ય કારણનું અનુમાન ન કરવું જોઈએ. જો કોઈની સાથે સમાનતા હોવાને કારણે તેના વિષયમાં પણ અનુમાન કરાય તો પછી સર્વત્ર પ્રત્યેક વિષયમાં અનુમાન જ કરવાનું રહેશે; ને આ ઇષ્ટ નથી; કારણ કે પદાર્થનો કોઈ સ્વભાવ જ ન હોય—એવી વાત નથી; અગ્નિનો ઉષ્ણ સ્વભાવ હોવો અથવા જળનું શીતળ હોવું એ કોઈ અન્ય કારણથી નથી. જો એમ કહેવામાં આવે કે સ્વભાવ પણ પ્રાણીઓના ધર્માધર્મની અપેક્ષાને લીધે હોય છે, તો ધર્મ, અધર્મ આદિનો પણ કોઈ અન્ય નિમિત્તની અપેક્ષા રાખનારો સ્વભાવ માનવાનો

---

અનૈકાંતિક—અનિશ્ચિત ફળવાળો થઈ ગયો છે—આ જ યુક્તિથી પૂર્વપક્ષીએ સામાન્યતો દૃષ્ટ અનુમાનને વ્યભિચારી—દોષવાળું કહ્યું છે.

પ્રસંગ ઉપસ્થિત થશે. જો એમ કહો કે ભલે તેમ થાય, તો એ બરાબર નથી; કારણ કે આથી અનવસ્થાનો પ્રસંગ ઊભો થશે ને તે ઇષ્ટ નથી.

સિદ્ધાંતી : તમારું કહેવું બરાબર નથી; કારણકે સ્વપ્ન અને સ્મૃતિમાં, જે જોયું હોય તે જ દેખાય છે–સ્વભાવવાદીએ જે આમ કહ્યું કે જોવું વગેરે ક્રિયાઓ દેહની જ છે, તેનાથી ભિન્ન હોય તેની નથી, તો તે બરાબર નથી. જો જોવું વગેરે ક્રિયાઓ દેહની જ હોત તો સ્વપ્નમાં જોયેલાને તે જોઈ શકત નહિ. આંધળો માણસ સ્વપ્નું જુએ ત્યારે પહેલા જે પદાર્થો જોયા હોય તેમને જ જુએ છે, જેમને પહેલાં ક્યારેય જોયા નથી, તે શાકદ્વીપ વગેરેના પદાર્થોને જોતો નથી. આથી એ વાત સિદ્ધ થાય છે કે સ્વપ્નમાં પહેલાં જોયેલા પદાર્થોને જે જુએ છે, તેણે જ પહેલાં જ્યારે નેત્રો હતાં ત્યારે તે પદાર્થોને જોયા હતા, દેહે જોયા ન હતા. જો દેહ જ જોનારો હોત તો જેમના દ્વારા તેણે પહેલાં જોયું હતું તે નેત્રો કાઢી લેવામાં આવતાં તે પહેલાં જોયેલા પદાર્થોને સ્વપ્નમાં જોઈ શકત નહીં; પરંતુ જેમનાં નેત્રો કાઢી લેવામાં આવ્યાં છે, તે આંધળાઓના વિષયમાં પણ લોકમાં આ વાત જાણીતી છે કે આજે સ્વપ્નમાં મેં પહેલાં જોયેલું હિમાલયનું શિખર જોયું. આથી એવું જણાય છે કે જે સ્વપ્ન જોનારો છે તે નેત્રો કાઢી લેવામાં ન આવે તોય દ્રષ્ટા છે, દેહ દ્રષ્ટા નથી.

એવી જ રીતે સ્મરણ વિષે સમજવું જોઈએ–દ્રષ્ટા અને સ્મરણ કરનારાની એકતા થતાં જો દ્રષ્ટા હોય છે, તે જ સ્મરણ કરનારો હોય છે. આમ છે તેથી જ આંખ મીંચીને સ્મરણ કરનારો પણ જે પહેલાં જોયેલું રૂપ છે, તેને જોયેલાની જેમ જ જુએ છે. તેથી જેમને મીંચી રાખેલાં છે, તે નેત્રો દ્રષ્ટા નથી, નેત્રોને મીંચવામાં આવતાં સ્મરણ કરવામાં આવનારા રૂપને જે જુએ છે, તે જ નેત્રોને ન મીંચવામાં આવતાં પણ દ્રષ્ટા હતો, એમ જણાય છે.

આ સિવાય શરીર મરી ગયા પછી તેમાં કોઈ વિકાર ન હોવા

છતાંય તે રૂપાદિનું દર્શન કરતું નથી–રૂપ વગેરેને જોતું નથી, જો દેહ જ દ્રષ્ટા હોત તો તેના મરણ પછી પણ તેમાં દર્શનાદિ ક્રિયા થાત. આથી જેના દેહમાં ન રહેવાથી જોવા વગેરે ક્રિયા નથી થતી અને રહેવાથી થાય છે, તે જ જોવું વગેરે દર્શનાદિ ક્રિયાનો કર્તા છે, દેહ નથી–એમ જણાય છે.

જો એમ કહો કે નેત્ર વગેરે ઇંદ્રિયો જ દર્શન આદિ ક્રિયા કરનારી છે, તો વાત આમ નથી; કારણ કે (તેવી સ્થિતિમાં) દર્શન અને સ્પર્શ ભિન્ન કર્તાઓની ક્રિયા હોવાથી 'જેને મેં જોયું હતું, તેને સ્પર્શ કરું છું' આવો અનુભવ થઈ શકત નહીં. વારુ તો, મન જ દ્રષ્ટા છે–આમ માનીએ તો આ પણ બરાબર નથી, કારણ કે રૂપ આદિની જેમ (વિષય (દૃશ્ય) હોવાથી મન પણ દ્રષ્ટા હોવાનો સંભવ નથી. આથી એ સિદ્ધ થયું કે ચૈતન્યજ્યોતિ અંતઃસ્થ છે ને આદિત્ય વગેરેની પેઠે શરીરથી ભિન્ન છે.

આમ જે કહ્યું કે દેહેન્દ્રિયસંઘાતના જેવી સમાનજાતિવાળી જ કોઈ અન્ય જ્યોતિનું અનુમાન કરવું જોઈએ; કારણ કે આદિત્ય આદિ તથા તેના સમાનજાતીય જ્યોતિઓથી જ સંઘાતનો ઉપકાર થાય છે તો તે પણ બરાબર નથી; કારણ કે ઉપકાર્ય-ઉપકારકભાવનો કોઈ નિયમ જોવામાં આવતો નથી. કઈ રીતે? (તે કહે છે:) પાર્થિવ ઇંધનથી તેમ જ પાર્થિવપણામાં સમાનજાતિવાળાં તણખલાં અને ઘાસ વગેરેથી અગ્નિનો પ્રજ્વલનરૂપ ઉપકાર થતો જોવામાં આવે છે; પરંતુ આટલા પરથી જ બધે આવું અનુમાન ન કરી લેવું જોઈએ કે તેમના સમાનજાતીય પદાર્થોથી જ અગ્નિનો પ્રજ્વલનરૂપ ઉપકાર થશે; કારણ કે તેમનાથી ભિન્ન જાતિવાળા જળથી પણ વીજળીરૂપ અગ્નિનો તેમ જ જઠરાગ્નિનો પ્રજ્વલનરૂપ ઉપકાર થતો જોવામાં આવે છે; તેથી ઉપકાર્ય-ઉપકારકભાવમાં સમાનજાતીય અથવા અસમાન જાતીય હોવાનો નિયમ નથી. ક્યારેક તો સમાનજાતીય મનુષ્ય મનુષ્યોથી જ ઉપકૃત થાય છે અને ક્યારેક સ્થાવર તેમ જ પશુ આદિ ભિન્ન

જાતિવાળાઓથી જ તેમનો ઉપકાર થાય છે. માટે કાર્યકરણસંઘાત, એ સમાનજાતીય આદિત્યાદિ જ્યોતિઓથી ઉપકૃત હોવાને લીધે જ આત્મજ્યોતિ એ પણ સંઘાતના જેવી સમાનજાતીય જ હોવી જોઈએ–આ કોઈ હેતુ નથી.

વળી તમે જે આમ કહ્યું કે આદિત્યાદિની જ્યોતિ સમાન આંખ વગેરે ઇંદ્રિયોથી ન દેખાનારી હોવાને લીધે (આત્મજ્યોતિ અંતઃસ્થ અને ભિન્ન પ્રકારની છે)–આ હેતુ તો ચક્ષુ વગેરેથી વ્યભિચરિત હોવાને કારણે તો અન્ય જ્યોતિનું અંતઃસ્થ અને વિલક્ષણ–ભિન્ન હોવાનું સિદ્ધ નથી કરી શકતો, તો આમ કહેવું બરાબર નથી. કારણ કે 'ચક્ષુ આદિ ઇંદ્રિયોથી ભિન્ન હોવાથી' (તેમના દ્વારા ન દેખાવાને લીધે આત્મજ્યોતિ અંતઃસ્થ તેમ જ ભિન્ન છે). આ પ્રમાણે ઉપર કહેલા હેતુમાં વિશેષણ લગાડી દેવાથી તેની સંગતિ–સિદ્ધિ થઈ શકે છે.[1]

વળી તે જ્યોતિને જે દેહેંદ્રિયસંઘાતના ધર્મવાળી હોવાનું કહ્યું, તે પણ બરાબર નથી; કારણ કે એમ માનવાથી અનુમાન સાથે

---

૧ તાત્પર્ય એ છે કે પહેલાં અનુમાનનું સ્વરૂપ આ પ્રમાણે હતું: 'आत्मज्योतिः अन्तःस्थम्, आदित्यादिवच्चक्षुरादिभिरदृश्यत्वात्।' અર્થાત્ આત્મજ્યોતિ પોતાની અંદર છે; કારણ કે તે સૂરજ વગેરેની જેમ આંખોથી દેખાતી નથી. આ હેતુ નેત્રના વિષયમાં વ્યભિચરિત હતો; કારણ કે પોતાની આંખ પણ પોતાની આંખથી દેખી શકાતી નથી. આ દોષને દૂર કરવા માટે સિદ્ધાંતીએ હેતુમાં 'चक्षुरादिकरणेभ्योऽन्यत्वे सति' આ વિશેષણ જોડી દીધું. હવે અનુમાનનું સ્વરૂપ આ પ્રમાણે થયું: 'आत्मज्योतिः अन्तःस्थम्, चक्षुरादिकरणेभ्योऽन्यत्वे सति चक्षुरादिभिरदृश्यत्वात्।' અર્થાત્ આત્મજ્યોતિ પોતાની અંદર રહેલ છે; કારણ કે તે ચક્ષુ આદિ ઇંદ્રિયોથી ભિન્ન હોવાથી તે ઇંદ્રિયોથી દેખાતી નથી–આવો હેતુ માનવામાં આવતાં ક્યાંય પણ દોષ આવતો નથી.

વિરોધ આવે છે. આદિત્યાદિ જ્યોતિ સમાન આ જ્યોતિ દેહેંદ્રિય-સંઘાતથી ભિન્ન પદાર્થ છે, આવું અનુમાન કહેવાયેલ છે; તે અનુમાન સાથે તે જ્યોતિમાં દેહેંદ્રિયસંઘાતનું ધર્મત્વ છે, આ પ્રતિજ્ઞાનો વિરોધ આવે છે. દેહ તદ્ભાવભાવિત છે (અર્થાત્ જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી તેના ધર્મરૂપથી ચૈતન્યજ્યોતિ પણ રહે છે.) આ તમારો હેતુ તો અસિદ્ધ છે; કારણ કે મૃત દેહમાં તે જ્યોતિ જોવામાં આવતી નથી.[૧]

'સામાન્યતો દૃષ્ટ અનુમાનની' અપ્રામાણિકતા માનવાથી તો ખાવું પીવું વગેરે બધા જ વ્યવહારોનો લોપ થવાનો પ્રસંગ ઉપસ્થિત થશે, ને તે ઇષ્ટ નથી; કારણ કે આથી તો ભોજન અને જળપાન વગેરે કર્યા પછી ભૂખ અને તરસ મટી જતી હોવાનું જોનારાને તેની જ સમાનતાથી લોકમાં ભોજન અને જળપાન ગ્રહણ કરતા દેખાવાનું સિદ્ધ થઈ શકે નહીં; (કારણ કે સામાન્યતો દૃષ્ટ નિયમને તે અપ્રામાણિક માની લેશે.) પરંતુ જેમણે ખાધું છે—પીધું છે, તેઓ ફરીથી પણ ખાવાથી અને પીવાથી ભૂખ અને તરસ મટતી હોવાનું અનુમાન કરીને તેના માટે પ્રવૃત્ત થતા જોવામાં આવે જ છે.

વળી જે આમ કહ્યું છે કે આ જ દેહ જોવું વગેરે ક્રિયાઓનો કર્તા છે; આ વાતનો તો 'સ્વપ્ન અને સ્મૃતિઓનો દેહથી ભિન્ન કોઈ બીજો દ્રષ્ટા છે' આમ કહીને પહેલાં જ પરિહાર કરી દેવામાં આવ્યો છે ને એનાથી જ (અર્થાત્ સંઘાતના દૃષ્ટત્વનું નિરાકરણ કરીને) તે અન્ય જ્યોતિના અનાત્મત્વનો પણ નિષેધ કરી દીધો છે; તેમ જ આગિયાનું જે ક્યારેક પ્રકાશવાપણું ને ક્યારેક ન પ્રકાશવાપણું કહ્યું હતું, તે પણ બરાબર નથી; કારણ કે તે પ્રકાશકત્વ અને અપ્રકાશકત્વ તો પાંખ વગેરે અવયવોના ઊઘડવા અને બિડાવાને લીધે છે તથા

---

૧ માટે આ હેતુ અસિદ્ધ થવાથી તમારું અનુમાન અપ્રામાણિક છે, તેથી આત્મજ્યોતિને દેહેંદ્રિયસંઘાતનો ધર્મ હોવાનું સિદ્ધ કરી શકાતું નથી.

આમ જો કહ્યું કે 'અવશ્ય ફળ આપવું'–આ ધર્મ અને અધર્મનો સ્વભાવ જ સ્વીકારી લેવો જોઈએ; તો આવો સ્વીકાર કરવાથી તમારા જ સિદ્ધાંતની હાનિ થશે, અને આથી જ (સિદ્ધાંતમાં વિરોધ હોવાને લીધે જ) તમારા દ્વારા શંકા કરાયેલા અનવસ્થા-દોષનું પણ નિરાકરણ કરવામાં આવ્યું. તેથી 'આત્મજ્યોતિ એ દેહેન્દ્રિયસંઘાતથી પૃથક્ છે અને આપણા પોતાની અંદર જ રહેલ છે–આ સિદ્ધ થયું. ૬

## આત્માનું સ્વરૂપ

**ભાષ્ય :** જોકે આત્માનું દેહાદિથી ભિન્ન હોવું વગેરે વાતો સિદ્ધ થઈ ગઈ તોપણ આદિત્યાદિ સમાનજાતીય પદાર્થોનું જ અનુગ્રાહકત્વ જોવાને લીધે ઉત્પન્ન થયેલી ભ્રાંતિથી 'આત્મા ઇંદ્રિયોમાંથી જ કોઈ એક છે અથવા તેમનાથી ભિન્ન છે.' આનો વિવેક ન થવાથી જનક પૂછે છે–

**कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः सन्नुभौ लोकावनुसञ्चरति ध्यायतीव लेलायतीव स हि स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति मृत्यो रूपाणि ॥७॥**

आत्मा कतमः इति=આત્મા કોણ છે ? अयम्=આ, यः=જે, प्राणेषु=પ્રાણોમાં, हृदि अन्तः=બુદ્ધિપ્રવૃત્તિઓના ભીતર, विज्ञानमयः ज्योतिः पुरुषः=વિજ્ઞાનમય જ્યોતિઃસ્વરૂપ પુરુષ છે, सः समानः सन्=તે સમાન (બુદ્ધિવૃત્તિઓના સદશ) થયેલો, उभौ लोकौ=આ લોક અને પરલોક બંનેમાં, अनुसञ्चरति=સંચાર કરે છે, ध्यायति इव=તે જાણે ચિંતન કરે છે, लेलायति इव=અને (પ્રાણવૃત્તિના) અનુરૂપ થઈને જાણે ચેષ્ટા કરે છે, सः हि स्वप्नः भूत्वा=તે જ સ્વપ્ન થઈને, इमम् लोकम् अतिक्रामति=આ લોક(દેહેન્દ્રિયસંઘાત)નું અતિક્રમણ કરે છે, मृत्योः रूपाणि=અને (શરીર તથા ઇંદ્રિયરૂપ) મૃત્યુનાં રૂપોનું પણ અતિક્રમણ કરે છે.

'એ આત્મા કયો ?' જનકે પૂછ્યું. યાજ્ઞવલ્કય :

'જે પુરુષ (ચેતન) વિજ્ઞાનરૂપ, શરીરમાં ઇંદ્રિયોની વચ્ચે રહેલો છે અને હૃદયમાં તેજરૂપે વસે છે તે. તે જેવો છે તેવો જ હમેશાં રહે છે. તેનામાં કશા ફેરફાર થતા નથી; છતાં તે આ લોક અને પરલોકમાં હરેફરે છે. તે જાણે ધ્યાન કરતો હોય, હરતો ફરતો હોય, એવો ભાસ થાય છે. સ્વપ્નાવસ્થાવાળો થઈને તે આ લોકને ઓળંગી ચાલ્યો જાય છે અને મૃત્યુનાં બધાં રૂપોને વટાવી જાય છે.' ૭

**ભાષ્ય :** 'कतम इति' સૂક્ષ્મ યુક્તિઓ મુશ્કેલીથી સમજમાં આવે છે; તેથી ભ્રાંતિ થવાનો સંભવ જ છે અથવા આત્મા શરીરથી ભિન્ન હોવાનું સિદ્ધ થયા પછી પણ બધી ઇન્દ્રિયો વિજ્ઞાનવાળી હોય તેવી જણાય છે; કારણ કે આત્મા તેમનાથી પૃથક્ રૂપથી ઉપલબ્ધ નથી થતો. એટલા માટે હું છું પૂછું કે આત્મા કયો છે ? જેનો આપે ઉલ્લેખ કર્યો છે તે આત્મા શરીર, ઇન્દ્રિય, પ્રાણ અને મન–એમાંનો કયો છે કે જે જ્યોતિ દ્વારા પુરુષ બેસે છે–આમ કહેવામાં આવ્યું છે. અથવા જે આ આત્મા આપને વિજ્ઞાનમયરૂપથી અભિપ્રેત છે, તો આ બધા જ પ્રાણ વિજ્ઞાનમયના સમાન છે. આ પ્રાણોમાં તે કયો છે ? જેવી રીતે ઉપસ્થિત બ્રાહ્મણોમાં આ બધા જ તેજસ્વી છે, તોપણ એમનામાં વેદના છયે અંગોને જાણનારો કયો બ્રાહ્મણ છે ? (આવો પ્રશ્ન કરાય.)

(આ બંને વ્યાખ્યાઓમાંથી) પહેલી વ્યાખ્યામાં 'कतम आत्मा' (આત્મા કયો છે) આટલું જ પ્રશ્નવાક્ય છે; અને 'योऽयं विज्ञानमयः વગેરે ઉત્તર છે; તથા બીજી વ્યાખ્યામાં 'प्राणेषु' અહીં સુધી પ્રશ્નવાક્ય છે અથવા 'विज्ञानमयो हृद्यन्तर्ज्योतिः पुरुषः कतमः' અહીં સુધી આખુંય પ્રશ્નવાક્ય છે. પરંતુ 'योऽयं विज्ञानमयः' આ શબ્દનો નિશ્ચિત અર્થવિશેષ સાથે સંબંધ રાખવાનું હોવું તથા 'कतम आत्मेति' આમાં इति શબ્દનું પ્રશ્નવાક્યની સમાપ્તિ માટે હોવું

કોઈ અડચણ કરનાર સંબંધના વિના જ ઉચિત છે, એમ માનીને 'कतम आत्मेति' એના 'इति' શબ્દ સુધી જ પ્રશ્નવાક્ય છે; 'योऽयम्' વગેરે આગળનું આખું વાક્ય ઉત્તર જ છે, આવો નિશ્ચય થાય છે.

આત્મા પ્રત્યક્ષ છે, તેથી 'योऽयम्'—(જે આ) આવો નિર્દેશ કરવામાં આવ્યો છે. વિજ્ઞાનમય–વિજ્ઞાનપ્રાય, બુદ્ધિ–વિજ્ઞાનરૂપ ઉપાધિના સંપર્કનો વિવેક ન હોવાથી આ 'વિજ્ઞાનમય' કહેવાય છે; કારણ કે જેવી રીતે રાહુ, ચંદ્રમા અને સૂર્યના સંપર્કમાં આવીને જ ઉપલબ્ધ થાય છે, તેવી જ રીતે આ બુદ્ધિરૂપ વિજ્ઞાન સાથે સંપર્ક રાખીને જ અનુભવમાં આવે છે; અંધકારમાં સામે રાખેલા દીવાની પેઠે 'બુદ્ધિ જ સર્વ પ્રકારના વ્યાપારોનું સાધન છે; 'મનથી જ જુએ છે, મનથી જ સાંભળે છે' આમ કહ્યું પણ છે. જેવી રીતે અંધારામાં બધા પદાર્થો, સામે રાખેલા દીવાના પ્રકાશથી યુક્ત થઈને જ ઉપલબ્ધ થાય છે, તેવી જ રીતે બધા પદાર્થો બુદ્ધિરૂપ વિજ્ઞાન વડે જોવાયાથી જ ઉપલબ્ધ થાય છે. બીજી ઇન્દ્રિયો તો બુદ્ધિનાં કેવળ બારણાં છે. તેથી આત્માને તે (બુદ્ધિ) દ્વારા જ 'વિજ્ઞાનમય' આ પ્રમાણે વિશેષણ-યુક્ત કરાય છે.

જેમના મતમાં 'વિજ્ઞાનમય' શબ્દની વ્યાખ્યા 'પરમાત્માની વિજ્ઞપ્તિનો વિકાર' છે, તેમનો આ અર્થ, 'विज्ञानमयः', 'मनोमयः' વગેરે તૈત્તિરીય શ્રુતિઓમાં વિજ્ઞાનમય શબ્દનો બીજો અર્થ જોવામાં આવ્યાથી, શ્રુતિ વિરુદ્ધ સિદ્ધ થાય છે.[1] જ્યાં કોઈ પદના અર્થમાં સંદેહ હોય ત્યાં અન્ય સ્થાનમાં નિશ્ચિત પ્રયોગ જોઈને તે પ્રમાણે જ

---

[1] તાત્પર્ય એ છે કે આ તૈત્તિરીય શ્રુતિઓમાં મયટ્ પ્રત્યય પ્રાચુર્ય (ઘણું કરીને અથવા અધિકતા) અર્થમાં જ હોઈ શકે છે, વિકારાર્થક હોઈ શકતો નથી; તેથી જો અહીં આનો અર્થ વિકાર કરવામાં આવશે તો આનો તે શ્રુતિઓ સાથે વિરોધ થશે; તેથી અહીંયાં પણ એને પ્રાચુર્ય અર્થવાળો જ સમજવો જોઈએ.

નિશ્ચય કરાય છે. આ સિવાય વાક્યશેષથી અથવા નિશ્ચિત ન્યાયના બળથી પણ તેનો નિશ્ચય થઈ શકે છે.[૧] વળી આગળ 'सधीः' (બુદ્ધિ સહિત) આવો પાઠ છે અને 'हृद्यन्तः' આવું વચન પણ છે; એ પરથી પણ તેનો વિજ્ઞાનપ્રાયત્વ–વિજ્ઞાનાધિક્ય એવો જ અર્થ ઉચિત છે.

'प्राणेषु' આ સપ્તમી વ્યતિરેક–ભિન્નતા દેખાડવા માટે છે. જેમ કે 'वृक्षेषु पाषाणः' અહીં સામીપ્ય–નજીકપણું એવા અર્થને લક્ષિત કરાવનારી સપ્તમી છે.[૨] પ્રાણોમાં જ આત્માની ભિન્નતા કે અભિન્નતાના વિષયમાં સંદેહ હોય છે; તેથી 'प्राणेषु' અર્થાત્ પ્રાણોથી ભિન્ન છે; કારણ કે જે જેમનામાં હોય છે તે તેમનાથી ભિન્ન જ હોય છે. જેમ કે પાષાણોમાં થનારું વૃક્ષ પાષાણોથી ભિન્ન હોય છે.

'हृदि'–હૃદયમાં, ત્યાં તે રહે છે; પ્રાણોમાં પ્રાણ જાતિની જ બુદ્ધિ રહેશે; તેથી શ્રુતિ કહે છે: 'हृद्यन्तः'. અહીં 'हृत्' શબ્દથી કમળના આકારનું માંસપિંડ કહેવામાં આવેલ છે. તેમાં રહેવાને લીધે બુદ્ધિ હૃત્ છે, તે હૃત્માં અર્થાત્ બુદ્ધિમાં 'अन्तः' આ બુદ્ધિ-વૃત્તિથી તેની ભિન્નતા દેખાડવા માટે છે. પ્રકાશસ્વરૂપ હોવાને લીધે આત્મા 'ज्योतिः' કહેવાયો છે. તે પ્રકાશસ્વરૂપ આત્મજ્યોતિથી જાણે ચૈતન્યવાળો હોય તેવો થઈને જ આ દેહેન્દ્રિયસંઘાત સૂર્યના પ્રકાશમાં રહેલા ઘડાની જેમ રહે છે, આમતેમ જાય છે અને કર્મ કરે છે.

અથવા તો પારખવા માટે દૂધ વગેરે દ્રવ્યમાં નાખવામાં આવેલો મરકત વગેરે મણિ તે દૂધ વગેરે દ્રવ્યને જેવી રીતે પોતાની જ કાંતિવાળું કરી નાખે છે, તેવી જ રીતે આ આત્મજ્યોતિ બુદ્ધિ અર્થાત્ હૃદયથી પણ સૂક્ષ્મ હોવાને લીધે હૃતપિંડમાં રહેલા 'હૃદય' વગેરેને અને દેહે-

---

૧ કારણ કે જો આત્મા વિજ્ઞાનનો વિકાર હશે તો તેને મોક્ષ મળી શકતો નથી.

૨ એટલા માટે 'वृक्षेषु पाषाणः'નો અર્થ થાય છે—વૃક્ષની નજીક પથ્થર છે.

ન્દ્રિયસંઘાતને પણ પોતાથી અભિન્ન કરીને આત્મજ્યોતિની કાંતિથી યુક્ત કરી દે છે; કારણ કે સૂક્ષ્મ-સ્થૂલ તારતમ્યથી આ પરંપરાથી બધાંના કરતાં અંતરતમ છે.

બુદ્ધિ તો સ્વચ્છ છે અને આત્માની નજીક રહેલી છે, તેથી એ આત્મચૈતન્યની પ્રતિચ્છાયાથી યુક્ત થઈ જાય છે. એટલા માટે જ વિવેકીઓને પણ પહેલાં તેમાં જ આત્માભિમાનની બુદ્ધિ થાય છે. મન બુદ્ધિની નજીક હોવાથી તેની સાથેના સંપર્કથી મનમાં ચૈતન્યનો પ્રકાશ આવે છે અને મનનો (ઇંદ્રિયોની સાથે) સંપર્ક હોવાને લીધે મનથી ઇંદ્રિયોમાં; પછી ઇંદ્રિયોનો શરીર સાથે સંપર્ક હોવાને કારણે તેમનાથી શરીરમાં ચૈતન્યનો પ્રકાશ આવી જાય છે. આ પ્રમાણે પરંપરાથી આત્મા આખા દેહેન્દ્રિયસંઘાતને ચૈતન્યસ્વરૂપ પ્રકાશથી અજવાળી દે છે. આથી જ દેહેન્દ્રિયસંઘાત અને તેની વૃત્તિઓમાં પોતપોતાના વિવેક અનુસાર બધા લોકોની અનિયત આત્માભિમાનબુદ્ધિ ઉત્પન્ન થઈ જાય છે.

આવું જ ભગવાને પણ ગીતામાં કહ્યું છે: 'હે ભારત! જેવી રીતે એક સૂર્ય આ સંપૂર્ણ લોકને પ્રકાશિત કરે છે, તેવી જ રીતે ક્ષેત્રી (આત્મા) સંપૂર્ણ ક્ષેત્રને પ્રકાશિત કરે છે', 'સૂરજમાં રહેલું જે તેજ છે (તે મારું જ જાણવું)' વગેરે. 'જે અનિત્યોમાં નિત્ય અને ચેતનોમાં ચેતન છે,' આમ કઠોપનિષદમાં પણ કહ્યું છે, ને આમ પણ કહ્યું છે કે, 'તેના પ્રકાશિત થવાથી જ બધું પ્રકાશિત થાય છે, ને આ બધું તેના જ તેજથી પ્રકાશિત છે.' આ સિવાય 'જેના તેજથી તેજોમય થઈને સૂર્ય તપે છે' આવો મંત્રવર્ણ પણ છે, તેથી આ આત્મા હૃદયમાં રહેલી જ્યોતિ છે.

'પુરુષઃ'—આકાશની પેઠે સર્વગત હોવાને કારણે પૂર્ણ છે, તેથી પુરુષ છે. બધાંનો પ્રકાશક અને પોતે બીજાઓથી અપ્રકાશ્ય હોવાને લીધે એનું પોતાનું પ્રકાશપણું બધાંથી વધી જાય તેવું છે. તે આ પુરુષ કે જેના વિષયમાં તમે પૂછો છો કે, 'આત્મા કયો છે?' પોતે

જ જ્યોતિઃસ્વભાવ છે.

તમામ ઇંદ્રિયોની ઉપકારક બાહ્ય જ્યોતિઓ અસ્ત થઈ ગયા પછી હૃદયની અંદર અંતર્જ્યોતિઃસ્વરૂપ પુરુષ—પૂર્ણ આત્મા અંતઃકરણ દ્વારા ઇંદ્રિયોનો ઉપકારક છે—આમ પહેલાં કહેવાઈ ગયું છે. જે સમયે બાહ્ય ઇંદ્રિયોની ઉપકારક આદિત્ય આદિ જ્યોતિઓનું પણ અસ્તિત્વ હોય છે, તે સમયે પણ આદિત્યાદિ જ્યોતિઓ પરાર્થ હોવાને કારણે તેમ જ કાર્યકરણસંઘાત અચેતન છે તેથી તેમાં સ્વાર્થના ભાવનો સંભવ ન હોવાથી સ્વાર્થજ્યોતિઃ (જેનો પ્રકાશ પોતાના જ માટે છે તે) આત્માના અનુગ્રહ વિના આ દેહેન્દ્રિયસંઘાત વ્યવહારમાં સમર્થ થઈ શકતો નથી; તમામ વ્યવહાર હમેશાં આત્મજ્યોતિના અનુગ્રહથી થતો હોય છે. 'જે આ હૃદય છે, તે જ મન છે અને તે જ સંજ્ઞાન છે' આવી એક બીજી શ્રુતિથી પણ આ જ સિદ્ધ થાય છે. પ્રાણીઓનો સર્વ વ્યવહાર અભિમાનપૂર્વક જ થાય છે ને અભિમાનનો હેતુ અમે મરકતમણિના દૃષ્ટાંતથી કહી દીધો છે.

જોકે આ વાત આમ જ છે, તોપણ જાગ્રતકાળમાં આત્મજ્યોતિ બધી જ ઇંદ્રિયોનો અવિષય હોય છે તથા બુદ્ધિ આદિ બાહ્ય અને આભ્યંતર દેહ તેમ જ ઇંદ્રિય આદિના વ્યવહારસમૂહથી ચંચળ રહે છે, તેથી આત્મસંજ્ઞક જ્યોતિ મુંજમાંથી સળીની જેમ કાઢીને જુદા રૂપથી દેખાડી શકાતી નથી, એટલા માટે તેને સ્વપ્નમાં દેખાડવાની ઇચ્છાથી શ્રુતિ આરંભ કરે છે.

તે પુરુષ, સમાન રહીને આ લોક અને પરલોક બન્નેમાં સંચાર કરે છે. જે પુરુષ સ્વયંજ્યોતિસ્વરૂપ આત્મા જ છે, તે સમાન—એક જેવો રહીને; કોના સમાન રહીને ? પ્રકરણ ચાલુ હોવાથી પ્રાપ્ત થયેલ અને નજીક હોવાને લીધે હૃદયના; 'હૃદિ' આથી 'હૃત્' શબ્દવાચ્ય બુદ્ધિ જ પ્રકરણપ્રાપ્ત છે અને તે જ સમીપવર્તી અર્થાત્ આત્માની અતિ નજીક પણ છે, તેથી તેની સાથે જ આત્માની સમાનતા રહે છે.

તે સમાનતા કયા પ્રકારની છે ? ઘોડા અને ભેંસની જેમ તેમનું

અલગ અલગ ઉપલબ્ધ ન થવું–જુદું જુદું ન જણાવું; બુદ્ધિ પ્રકાશ્ય છે અને પ્રકાશક સમાન આત્મજ્યોતિ પ્રકાશક છે; પ્રકાશ્ય અને પ્રકાશકનું અલગ અલગ ઉપલબ્ધ ન થવું એ પ્રસિદ્ધ જ છે; કારણ કે પ્રકાશ શુદ્ધ હોવાને કારણે પ્રકાશ્ય જેવો થઈ જાય છે. જેવી રીતે લાલ રંગની વસ્તુને પ્રકાશિત કરતી વખતે પ્રકાશ 'લાલ'ના સમાન–લાલ આકારવાળો થઈ જાય છે; તેમ જ લીલા, વાદળી અને લોહિત પદાર્થોને પ્રકાશિત કરતી વખતે તે તદ્રૂપ થઈ જાય છે. એવી જ રીતે બુદ્ધિને પ્રકાશિત કરતી વેળાએ તે બુદ્ધિ દ્વારા આખા ક્ષેત્ર–શરીરને પ્રકાશિત કરવા માંડે છે. આ વાત મરકતમણિના દૃષ્ટાંતથી બતાવવામાં આવી છે, તેથી જ બુદ્ધિની સમાનતા દ્વારા તે સર્વના સમાન થઈ જાય છે.

એટલા માટે જ શ્રુતિ તેને 'સર્વમય' કહેશે; તેથી આ મુંજમાંથી સળીની જેમ કશાથી પણ અલગ કરીને પોતાના જ્યોતિઃસ્વરૂપથી દેખાડી શકાતો નથી. તેનામાં નામરૂપના બધા વ્યાપારોનો, નામરૂપમાં જ્યોતિના ધર્મનો તથા આત્મજ્યોતિમાં નામરૂપનો આરોપ કરીને સંપૂર્ણ લોક 'આ આત્મા છે, આ આત્મા નથી, આત્મા આવા ધર્મોવાળો છે, આવા ધર્મોવાળો નથી, કર્તા છે, અકર્તા છે, શુદ્ધ છે, અશુદ્ધ છે, બદ્ધ છે, મુક્ત છે, સ્થિત છે, ગત છે, આગત છે, સદ્રૂપ છે, અસદ્રૂપ છે' વગેરે વિકલ્પોથી અત્યંત મોહિત થઈ રહ્યો છે.

એથી એ સમાન રહીને પ્રાપ્ત ઇહલોક અને પ્રાપ્ત કરવા યોગ્ય પરલોક–આ બન્નેમાં પ્રાપ્ત દેહેંદ્રિયસંઘાતનો ત્યાગ અને અપ્રાપ્ત દેહેંદ્રિયસંઘાતના ગ્રહણની પરંપરાથી નિરંતર સેંકડો સંબંધોના ક્રમથી સંચાર કરતો રહે છે. તાત્પર્ય એ છે કે તેના બન્ને લોકોમાં સંચારનું કારણ બુદ્ધિની સદૃશતા જ છે, તે પોતે સંચાર કરતો નથી.

આ સંચારમાં જે ભ્રાંતિજનિત નામરૂપઉપાધિની સદૃશતા છે, તે જ હેતુ છે, તે પોતે સંચાર કરતો નથી–આ જ વાત હવે બતાવવામાં આવે છે; કારણ કે તો સમાન રહીને ક્રમશઃ બન્ને લોકોમાં

સંચાર કરે છે-આ વાત પ્રત્યક્ષ જ છે, તે શ્રુતિ દેખાડે છે-કારણ કે તે જાણે ધ્યાન કરે છે-ધ્યાનનો જાણે કે વ્યાપાર કરે છે, જાણે ચિંતન કરે છે. તાત્પર્ય એ છે કે તે પ્રકાશના સમાન જ પોતાના ચિત્-સ્વભાવ જ્યોતિઃસ્વરૂપથી ધ્યાને વ્યાપારવાળી બુદ્ધિને તટસ્થરૂપથી પ્રકાશિત કરતો તેના જ સમાન થઈને જાણે કે ધ્યાન કરે છે. તેથી જ લોકને એવી ભ્રાંતિ થાય છે કે તે ચિંતન કરે છે; પરંતુ તે વસ્તુતઃ ધ્યાન નથી કરતો.

એવી જ રીતે 'લેલાયતીવ'-જાણે અધિક ચાલે છે. તે ઇંદ્રિયો અર્થાત્ બુદ્ધિ વગેરે વાયુઓના ચાલવાથી તેમનો પ્રકાશક હોવાને લીધે તે તેમના જેવો જણાય છે; તેથી જ જાણે અધિક ચાલે છે. વાસ્તવમાં તો તે આત્મજ્યોતિ ચલન ધર્મવાળી નથી.

પરંતુ આ કઈ રીતે જાણવામાં આવે છે કે તે બુદ્ધિ વગેરેની સમાનતાની ભ્રાંતિ જ આત્માના બન્ને લોકોમાં સંચારાદિનો હેતુ છે, તે પોતે સંચારાદિ નથી કરતો-આ જ અર્થને દેખાડવા માટે હેતુ બતાવવામાં આવે છે: 'કારણ કે તે આત્મા જ સ્વપ્ન થઈને (આ લોકનું અતિક્રમણ કરે છે).' તે જે બુદ્ધિનાં જેવો હોય છે, તે બુદ્ધિ જે જે હોય છે તે તે જાણે આ પણ થઈ જાય છે; આથી જે સમયે તે સ્વપ્ન હોય છે અર્થાત્ જે સમયે બુદ્ધિ સ્વપ્નવૃત્તિને પ્રાપ્ત થાય છે, તે સમયે તે આત્મા પણ સ્વપ્નવૃત્તિને પ્રાપ્ત થઈ જાય છે; અને જે સમયે બુદ્ધિ જાગવાની ઇચ્છા કરે છે તે સમયે તે પણ જાગવા ઇચ્છે છે.

તેથી શ્રુતિ કહે છે: સ્વપ્ન થઈને-બુદ્ધિની સ્વપ્નવૃત્તિને પ્રકાશિત કરતો અર્થાત્ સ્વપ્નવૃત્તિનો આકાર થઈને લૌકિક તેમ જ શાસ્ત્રીય વ્યવહારને યોગ્ય આ દેહેન્દ્રિય સંઘાતમય જાગરિત વ્યવહારરૂપ લોકોનું અતિક્રમણ કરી જાય છે અર્થાત્ એને પાર કરીને ચાલ્યો જાય છે, તે સમયે આ પોતાના વિશુદ્ધ આત્મતેજથી બુદ્ધિની સ્વપ્નરૂપ વૃત્તિને પ્રકાશિત કરતો સ્થિત રહે છે, તેથી આ પોતે જ્યોતિઃસ્વરૂપ જ છે. તે વસ્તુતઃ કર્તા, ક્રિયા તેમ જ ફળથી રહિત હોઈને શુદ્ધ સ્વરૂપ છે,

તેની બુદ્ધિની સમાનતા તો બન્ને લોકોમાં તેના સંચારાદિ વ્યવહારરૂપ ભ્રાંતિનો હેતુ છે.

મૃત્યુનાં રૂપોને—કર્મ તેમ જ અવિદ્યા વગેરે જ મૃત્યુ છે, એમના સિવાય તેનું પોતાનું કોઈ રૂપ નથી; દેહ અને ઈંદ્રિયો જ તેનાં રૂપ છે; તેથી કર્મ અને ફળના આશ્રયભૂત તે મૃત્યુનાં રૂપોને તે પાર કરી જાય છે.

પૂર્વપક્ષી: પરંતુ બુદ્ધિની જેમ બુદ્ધિને પ્રકાશિત કરનારી કોઈ અન્ય આત્મજ્યોતિ તો છે નહીં, કારણ કે પ્રત્યક્ષ અથવા અનુમાનથી પણ બુદ્ધિથી વ્યતિરિક્ત તેની ઉપલબ્ધિ નથી થતી, જેવી રીતે કે તે જ કાળમાં (અર્થાત્ એક બુદ્ધિની ઉપલબ્ધિના સમયે) બીજી બુદ્ધિની ઉપલબ્ધિ નથી થતી. વળી આમ જે–કહ્યું કે અવભાસ્ય ઘટ આદિ અને અવભાસક આલોકનો ભેદ હોવા છતાં પણ વિવેક ન થઈ શકવાને લીધે સાદશ્ય છે, તો અહીં આલોકની ભિન્ન રૂપથી ઉપલબ્ધિ થવાથી તે બન્ને ભિન્ન હોવા છતાં પણ ઘટાદિ સાથે મળતાં સદશતા હોઈ શકે છે. પરંતુ અહીં તો ઘટાદિની જેમ પ્રત્યક્ષ કે અનુમાનપ્રમાણથી પણ બુદ્ધિની પ્રકાશક કોઈ અન્ય જ્યોતિ અમને ઉપલબ્ધ થતી નથી; પરંતુ 'ચિત્સ્વરૂપ વડે પ્રકાશક હોવાને કારણે બુદ્ધિ જ બુદ્ધયાકાર અને વિષયાકાર થઈ જાય છે. તેથી 'બુદ્ધિની અવભાસક–પ્રકાશક તેનાથી ભિન્ન કોઈ અન્ય જ્યોતિ નથી તો અનુમાનથી બતાવી શકાતી કે નથી પ્રત્યક્ષથીય બતાવી શકાતી.

આ સિવાય (સ્વરૂપતઃ) ભિન્ન પરંતુ પરસ્પર મળેલા અવભાસ્ય ઘટાદિ અને અવભાસક આલોકનું જે દૃષ્ટાંતરૂપથી સાદશ્ય બતાવવામાં આવ્યું છે, તેને પણ અમે એક પ્રકારની માન્યતા જ હોવાનું કહ્યું છે; પરંતુ ત્યાં ઘટાદિ અવભાસ્ય અને તેમનો અવભાસક ભિન્ન નથી. વાસ્તવમાં તો આલોક સહિત ઘટાદિ જ અવભાસસ્વરૂપ છે. અન્ય-અન્ય ઘટાદિ ઉત્પન્ન થતા રહે છે, કેવળ વિજ્ઞાન જ આલોક સહિત ઘટાદિરૂપ વિષયના આકારમાં ભાસિત થતું રહે છે. જો આમ જ છે,

તો વસ્તુતઃ કોઈ બાહ્ય દૃષ્ટાંત નથી; કારણ કે સર્વ કંઈ વિજ્ઞાન-સ્વરૂપ માત્ર જ છે.[1]

સિદ્ધાંતી : આ પ્રમાણે તે વિજ્ઞાનની જ ગ્રાહ્ય-ગ્રાહક આકારતાની પૂર્ણપણે કલ્પના કરીને પછી તેની જ અત્યંત શુદ્ધિની કલ્પના કરે છે. તે ગ્રાહ્યગ્રાહકભાવથી રહિત વિજ્ઞાન સ્વચ્છ અને ક્ષણિક રૂપથી સ્થિત છે—આવો કેટલાકનો મત છે. કોઈ તો વળી તે ક્ષણિક વિજ્ઞાનની પણ શાંતિ કરવા ચાહે છે; અવિદ્યાથી ઢંકાયેલ તે વિજ્ઞાન પણ ઘટાદિ બાહ્ય વસ્તુઓની જેમ ગ્રાહ્યગ્રાહકાંશથી રહિત 'શૂન્યમાત્ર જ છે— આમ બીજા માધ્યમિક બૌદ્ધો કહે છે.

આ બધી કલ્પનાઓ બુદ્ધિરૂપ વિજ્ઞાનના અવભાસક તેમ જ તેનાથી ભિન્ન 'આત્મજ્યોતિ'નો ત્યાગ કરનારી હોવાથી આ વૈદિક કલ્યાણમાર્ગની વિઘ્નરૂપ છે. હવે ઘટાદિ બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ જેમના મતે છે તેમના પ્રતિ કહેવામાં આવે છે: ઘટાદિ પોતે જ પોતાના પ્રકાશક હોય—એવું તો છે નહિ; અંધારામાં રાખેલા ઘડાઓ વગેરે તો ક્યારેય પોતાની મેળે પ્રકાશિત થતા જ નથી; હા, દીવા વગેરેના પ્રકાશનો સંયોગ થતાં તો 'આ ઘડો પ્રકાશયુક્ત છે' આ પ્રમાણે તેનું નિયમથી પ્રકાશિત થવાનું જોવામાં આવે છે. ઘડો અને પ્રકાશનો સંયોગ થયો હોવા છતાંય એકબીજાથી છે તો જુદા જ; કારણ કે દોરડું અને ઘડાની જેમ તેમના વારંવાર મળવા અને જુદા પડવામાં વિશેષતા જોવામાં આવે છે. આ પ્રમાણે જો તેમનામાં ભિન્નતા છે તો પ્રકાશ્ય પદાર્થોનો અન્ય કોઈ પ્રકાશક છે—આ પણ સિદ્ધ થઈ જાય છે. તેઓ પોતે જ પોતાને પ્રકાશિત નથી કરતા.

પૂર્વપક્ષી : પરંતુ દીવો તો પોતે જ પોતાને પ્રકાશિત કરતો

---

[1] અહીં સુધી વિજ્ઞાનવાદી બૌદ્ધોનો મત કહેવામાં આવ્યો; એનાથી આગળ આ મતનું અનુકથન કરતાં શૂન્યવાદી બૌદ્ધોનો મત કહે છે.

હોવાનું જોવામાં આવે છે; કારણ કે લૌકિક પુરુષો ઘટાદિની જેમ દીવાને જોવા માટે બીજા કોઈ પ્રકાશનો આશ્રય લેતા નથી; તેથી દીવો પોતે જ પોતાને પ્રકાશિત કરે છે.

સિદ્ધાંતી : વાત આમ નથી; કારણ કે પ્રકાશ્યત્વમાં દીપકની ઘડા વગેરે સાથે સમાનતા છે. જોકે પોતે પ્રકાશસ્વરૂપ હોવાને લીધે દીવો બીજાઓનો પ્રકાશક છે, તોપણ ઘડા વગેરેની પેઠે જ તે પોતાનાથી ભિન્ન ચૈતન્ય દ્વારા પ્રકાશિત થવાની યોગ્યતાનો ત્યાગ કરતો નથી; જ્યારે આમ જ છે, તો પછી પોતાનાથી ભિન્ન હોય તેનાથી પ્રકાશિત થવાનું તો અનિવાર્ય જ છે.'

પૂર્વપક્ષી : પરંતુ જેવી રીતે ચૈતન્યથી પ્રકાશિત થવા યોગ્ય હોવા છતાં પણ ઘડાને પોતાના કરતાં ભિન્ન બીજા આલોકની અપેક્ષા રહે છે, તેવી રીતે દીવાને તો અન્ય પ્રકાશની અપેક્ષા હોતી નથી. માટે અન્યથી પ્રકાશિત થનારો હોવા છતાં પણ દીવો પોતાથી અન્ય ઘડાને પ્રકાશિત કરે છે.

સિદ્ધાંતી : ના, તેમાં પોતાનાથી કે પારકાથી એવી કોઈ વિશેષતા નથી. જેવી રીતે ઘડો ચૈતન્યથી પ્રકાશિત થતો હોય છે, તેવી જ રીતે દીવો પણ ચૈતન્યથી પ્રકાશિત થતો હોય છે.

વળી જે એમ કહેવામાં આવે છે કે દીવો પોતાને અને ઘડાને પણ પ્રકાશિત કરે છે, તો એ પણ બરાબર નથી. શાથી નથી? તે કહે છે : જે સમયે દીપક પોતાને પ્રકાશિત નથી કરતો, તે સમયે તે કેવો રહે છે? તે અવસ્થામાં તો દીપકની તથા અન્ય વસ્તુની વચ્ચે કશું જ અંતર જણાતું નથી (–જેવો ઘડો જણાતો હોય તેવો જ દીપક જણાય છે). પ્રકાશ્ય તો તે જ હોય છે કે જેમાં પ્રકાશક સમીપ હોતાં અથવા સમીપમાં ન હોતાં કંઈ ફરક–અંતર જણાય; પરંતુ દીપકની પોતાનાથી જ સામીપ્ય કે અસામીપ્ય (નજીક કે દૂર) હોવાની કલ્પના કરી શકાય નહીં; તેથી આ પ્રમાણે (સામીપ્ય અથવા અસામીપ્યને કારણે) ક્યારેક ક્યારેક થનારા અંતરના અભાવમાં

'દીપક પોતાને પ્રકાશિત કરે છે' આમ મિથ્યા જ કહેવામાં આવે છે.

દીપકનું ચૈતન્યગ્રાહ્ય હોવું એ તો ઘટાદિ સમાન જ છે; તેથી 'વિજ્ઞાનનું પોતે જ ગ્રાહ્ય અને ગ્રાહક હોવામાં દીપક દૃષ્ટાંત થઈ શકે નહિ. હા, વિજ્ઞાનનું ચૈતન્યગ્રાહ્ય હોવું એ તો બાહ્ય વિષયો જેવું જ છે,

'વિજ્ઞાન ચૈતન્યને ગ્રહણ કરે છે, એવું સિદ્ધ થયા પછી પણ શું ગ્રાહ્ય (વિષય-વિષયક) વિજ્ઞાનની ગ્રાહ્યતા છે કે ગ્રાહક (વિષયી-વિષયક) વિજ્ઞાનની? આ પ્રમાણે વસ્તુના વિષયમાં સંદેહ ઉત્પન્ન થતાં જે ન્યાય અન્ય પદાર્થોના વિષયમાં જોવામાં આવ્યો છે, તેની જ અહીંયાં પણ કલ્પના કરવી' જોઈએ. દૃષ્ટન્યાયથી વિપરીત કલ્પના કરવાનું ઉચિત નથી. આવી સ્થિતિમાં જેવી રીતે પોતાનાથી ભિન્ન ગ્રાહક દ્વારા બાહ્ય પ્રદીપોની ગ્રાહ્યતા જોવામાં આવી છે, તેવી જ રીતે વિજ્ઞાનની પણ ચૈતન્યગ્રાહ્યતા હોવાને કારણે પ્રકાશક હોવા છતાં પણ દીપકના સમાન પોતાનાથી ભિન્ન' ચૈતન્ય દ્વારા જ ગ્રાહ્યતાની કલ્પના કરવી જોઈએ, તેની અનન્યગ્રાહ્યતા (વિજ્ઞાનગ્રાહ્યતા) માનવી ઉચિત નથી. આ પ્રમાણે જે વિજ્ઞાનનો ગ્રહીતા છે, તે આત્મા વિજ્ઞાનથી ભિન્ન જ્યોતિ છે.

જો એમ કહો કે આમ માનવાથી તો અનવસ્થા-દોષ આવશે, તો તે બરાબર નથી. કોઈ વસ્તુનું ગ્રાહ્ય હોવું એ જ તેના ગ્રાહકના અન્ય પદાર્થ હોવામાં ન્યાયતઃ લિંગ કહેવાયું છે; પરંતુ તે આત્માના અવ્યભિચારી ગ્રાહકત્વ અને તેના કોઈ અન્ય ગ્રાહકના અસ્તિત્વમાં કયારેય કોઈ લિંગ હોવાનો સંભવ નથી. આથી તે અનવસ્થા-દોષનો પ્રસંગ આવી શકે નહીં.

જો એમ કહો કે વિજ્ઞાનને કોઈ અન્ય વડે ગ્રાહ્ય માનવામાં આવતાં અન્ય ઇંદ્રિયની અપેક્ષા થવાથી અનવસ્થા થશે, તો એમ પણ નથી; કારણ કે આવો નિયમ નથી—બધે આ જ નિયમ હોતો નથી. જ્યાં કોઈ અન્ય વસ્તુથી કોઈ અન્ય વસ્તુ ગ્રહણ કરાય છે, ત્યાં ગ્રાહ્ય

અને ગ્રાહકથી ભિન્ન કોઈ અન્ય ઇંદ્રિય પણ હોવી જોઈએ–આવો કોઈ અનિવાર્ય નિયમ કરી શકાય નહીં; કારણ કે એમાં વિચિત્રતા જોવામાં આવે છે. કઈ રીતે? (તે કહે છે:) 'ઘટ' પોતાનાથી ભિન્ન આત્મા દ્વારા ગૃહીત થાય જ છે; ત્યાં ગ્રાહ્ય અને ગ્રાહકથી ભિન્ન 'દીવો' વગેરેનો પ્રકાશ તેનું કરણ છે; કારણ કે 'દીવો' વગેરેનો આલોક–પ્રકાશ, નથી તો ઘટનો અંશ કે નથી તો નેત્રનો; પરંતુ દીપક ઘટની જેમ નેત્રથી ગ્રાહ્ય હોવા છતાં પણ નેત્ર અને દીપકથી ભિન્ન બાહ્ય પ્રકાશસ્થાનીય કોઈ અન્ય કરણની અપેક્ષા રાખતો નથી. તેથી આવો નિયમ કરી શકાય નહીં કે જ્યાં જ્યાં પોતાનાથી ભિન્ન વસ્તુ દ્વારા ગ્રાહ્યતા હોય છે, ત્યાં ત્યાં કોઈ અન્ય કરણ હોવું જ જોઈએ. તેથી વિજ્ઞાનની ભિન્ન ગ્રાહકગ્રાહ્યતા હોવા છતાં પણ ન તો કરણને કારણે કે ન ગ્રાહકત્વ દ્વારા જ ક્યારેય અનવસ્થા સિદ્ધ કરી શકાય છે; એટલા માટે વિજ્ઞાનથી પૃથક્ આત્મજ્યોતિ બીજી જ છે, એ સિદ્ધ થયું.

વિજ્ઞાનવાદી: પરંતુ ઘડો કે દીવો વગેરે કોઈ બાહ્ય પદાર્થ વિજ્ઞાનથી વ્યતિરિક્ત–ભિન્ન તો છે જ નહીં, જે વસ્તુ જેના વિના ઉપલબ્ધ નથી હોતી, તે તત્સ્વરૂપ જ જોવામાં આવે છે–જેવી રીતે સ્વપ્નવિજ્ઞાનથી ગૃહીત થનારી ઘટપટ આદિ વસ્તુ સ્વપ્નવિજ્ઞાનથી અલગ ઉપલબ્ધ ન હોવાને લીધે સ્વપ્નમાં જોયેલ ઘડો અને દીવો વગેરેની સ્વપ્નવિજ્ઞાનમાત્રતા જણાય છે, એવી જ રીતે જાગરિત અવસ્થામાં પણ ઘડો તેમ જ દીવો વગેરેની જાગ્રદ્‌વિજ્ઞાન વિના ઉપલબ્ધિ ન થતી હોવાને કારણે જાગ્રદ્‌વિજ્ઞાનમાત્રતા જ હોવી ઉચિત છે; તેથી ઘડો તેમ જ દીવો વગેરે બાહ્ય પદાર્થો છે જ નહીં, સર્વ કંઈ વિજ્ઞાનમાત્ર જ છે. આવી સ્થિતિમાં જે આમ કહેવામાં આવ્યું કે ઘટ વગેરેની પેઠે વિજ્ઞાન પણ પોતાનાથી ભિન્ન સાક્ષી દ્વારા પ્રકાશ્ય છે, તેથી એનાથી ભિન્ન કોઈ અન્ય જ્યોતિ છે, તો આમ કહેવું એ બરાબર નથી; કારણ કે જ્યારે બધું વિજ્ઞાનમાત્ર છે, તો (એનાથી ભિન્ન કોઈ અન્ય જ્યોતિ છે; એમાં) કોઈ દૃષ્ટાંત હોઈ શકતું નથી.

સિદ્ધાંતી : આવી વાત કરશો નહીં. જ્યાં સુધી તમે બાહ્યાર્થનું અસ્તિત્વ સ્વીકાર કરો છો, ત્યાં સુધી તો છે જ. તમે તદ્દન જ બાહ્યાર્થ નથી માનતા, આવી વાત તો છે નહિ.

વિજ્ઞાનવાદી : હા, હું તો નથી જ માનતો.

સિદ્ધાંતી : વાત આમ નથી; કારણ કે 'વિજ્ઞાન, ઘટ, પ્રદીપ' વગેરે શબ્દો અને તેમના અર્થો પૃથક્ છે. જ્યાં સુધી આવું છે, ત્યાં સુધી પણ તમારે બાહ્ય અર્થાંતરનો અવશ્ય સ્વીકાર કરવો પડશે. જો વિજ્ઞાનથી ભિન્ન કોઈ અન્ય પદાર્થ નહીં માનવામાં આવે તો વિજ્ઞાન, ઘટ, પટ વગેરે શબ્દોનો એક (વિજ્ઞાનમાત્ર) જ અર્થ માનવામાં આવતાં એમનું પર્યાય શબ્દ હોવાનું સિદ્ધ થશે. આ પ્રમાણે સાધન અને ફળની પણ એકતા થતાં તો સાધ્ય-સાધનરૂપ ભેદનો ઉપદેશ કરનારા શાસ્ત્રની વ્યર્થતાનો પ્રસંગ ઉપસ્થિત થશે અને તેમને રચનારાઓના અજ્ઞાનનો પણ પ્રસંગ થશે!

આ સિવાય બીજી વાત એ છે કે વાદી-પ્રતિવાદીના વાદ અને દોષ એ વિજ્ઞાનથી ભિન્ન જ સ્વીકારાય છે. વાદી અને પ્રતિવાદીના વાદ અથવા દોષ-આત્મવિજ્ઞાનમાત્ર જ નથી સ્વીકારાતા; કારણ કે પ્રતિવાદી વગેરેના માટે એમનું નિરાકરણ કરવું જરૂરી હોય છે; પરંતુ કોઈનાય માટે પોતાનું વિજ્ઞાન અથવા સ્વયં આત્મા જ નિરાકરણ કરવા યોગ્ય નથી હોતો. જો આમ હોય તો બધા પ્રકારના સમ્યક્ વ્યવહારના લોપનો જ પ્રસંગ ઉપસ્થિત થઈ જાય.

પ્રતિવાદી વગેરે વિજ્ઞાનરૂપ આત્માથી જ ગ્રહણ કરવામાં આવે છે-આ વાત વિજ્ઞાનવાદીને સ્વીકાર્ય પણ નથી; તે પોતાનાથી ભિન્નવાદી વગેરે દ્વારા જ ગ્રહણ કરવામાં આવે છે-આવી માન્યતા છે. આથી તેમના જ સમાન બધી વસ્તુઓ પોતાનાથી ભિન્ન ગ્રાહક દ્વારા જ ગ્રાહ્ય છે; કારણ કે તેઓ જાગ્રતના વિષય છે, જાગ્રતકાળની વસ્તુ પ્રતિવાદી વગેરેની જેમ, આ પ્રમાણે આ (પ્રતિજ્ઞા અને હેતુ સહિત) દૃષ્ટાંત સુલભ છે. આ સિવાય બીજી સંતાન તથા બીજા

વિજ્ઞાન સમાન પણ તે વસ્તુઓ પોતાનાથી ભિન્ન ગ્રાહક દ્વારા ગ્રહણ કરવા યોગ્ય છે.[૧] તેથી વિજ્ઞાનવાદી પણ વિજ્ઞાનથી પૃથક્ અન્ય જ્યોતિનું નિરાકરણ કરવામાં સમર્થ નથી.

જો એમ કહો કે સ્વપ્નમાં તો વિજ્ઞાન સિવાય બીજી વસ્તુનો અભાવ છે, તો આમ કહેવું બરાબર નથી; કારણ કે અભાવથી પણ ભાવનું ભિન્ન વસ્તુ હોવાનું તો સિદ્ધ થાય જ છે–સ્વપ્નમાં ઘટાદિ વિજ્ઞાનની ભાવસ્વરૂપતા તો આપ પણ સ્વીકારો જ છો, એવું માનીને જ તેનાથી ભિન્ન ઘટાદિનો અભાવ હોવાનું કહેવામાં આવે છે, તે વિજ્ઞાનનો વિષય ઘટાદિ અભાવ હોય અથવા ભાવ, બંનેય રીતે ઘટાદિ વિજ્ઞાનની ભાવરૂપતા તો માની જ લેવામાં આવી, તેનું તો નિરાકરણ કરી શકાતું નથી; કારણ કે તેની નિવૃત્તિ કરનારી કોઈ યુક્તિ નથી. આથી બધાંની શૂન્યતાનું નિરાકરણ થઈ ગયું. વળી આત્મા 'अहम्' આ પ્રમાણે પ્રત્યગાત્મા દ્વારા ગ્રાહ્ય છે–એવા મીમાંસકોના પક્ષનું પણ ખંડન થઈ ગયું.[૨]

આમ જે કહેવામાં આવ્યું કે પ્રકાશ સહિત બીજો–બીજો ઘટ ઉત્પન્ન થતો રહે છે, તે પણ બરાબર નથી; કારણ કે બીજી ક્ષણમાં પણ 'આ તે જ ઘટ છે,' આવી પ્રત્યભિજ્ઞા–પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જો એમ કહેવામાં આવે કે કાપી નાખવામાં આવ્યા પછી ફરીથી વધેલા વાળ અને નખની પેઠે તે ઘટોમાં સમાનતા હોવાને લીધે આવી પ્રત્યભિજ્ઞા થાય છે, તો એવી વાત પણ નથી; કારણ કે ત્યાં પણ

---

૧ જેવી રીતે વ્યવહારમાં રામના સંતાનથી શ્યામના સંતાનનું તથા અસર્વજ્ઞોના જ્ઞાનથી સર્વજ્ઞના જ્ઞાનનું અનુમાન થાય છે, તેવી જ રીતે નીલ વગેરે પદાર્થ અને તેમના વિજ્ઞાનના ભેદથી વિજ્ઞાન અને તેમના પ્રકાશક આત્મજ્યોતિના ભેદનું પણ અનુમાન કરી શકાય છે; તેથી વિજ્ઞાનવાદીઓનો મત બરાબર નથી.

૨ કારણ કે એક જ આત્માનું ગ્રાહ્ય અને ગ્રાહક ઉભયરૂપ હોવાનો સંભવ નથી.

તેમની ક્ષણિકતા સિદ્ધ કરી શકાતી નથી. આ સિવાય તે વાળ અને નખ વગેરેની એક જ જાતિ હોવાના કારણથી પણ આવી પ્રત્યભિજ્ઞા થાય છે.

કાપી નાખેલા અને ફરી વધેલા કેશ અને નખાદિની કેશત્વ અને નખત્વરૂપથી એક જ જાતિ હોવાને લીધે તેમાં થનારી કેશત્વ અને નખત્વની પ્રતીતિ ભ્રાંતિ વિનાની છે. સાક્ષાત્ કાપેલા અને વધેલા કેશ અને નખાદિમાં 'આ તે જ છે' આવી પ્રતીતિ એક એક નખ અથવા કેશ માટે થતી નથી. કોઈ કોઈને લાંબા સમય પછી જોયેલા સમાન પરિમાણવાળા કેશનખાદિમાં તો આ કેશ અને નખ આદિ તે સમયના કેશનખાદિ સમાન છે—આવો પ્રત્યય—વિશ્વાસ થાય છે; પરંતુ 'આ તે જ છે' આવો નથી થતો; પણ ઘટાદિમાં તો 'આ તે જ છે' આવો પ્રત્યય થાય છે; તેથી આ (કપાયા પછી વધેલા કેશ–નખ વગેરેનું) દૃષ્ટાન્ત બરાબર નથી.

જો કોઈ વસ્તુના વિષયમાં પ્રત્યક્ષપણે એવી પ્રત્યભિજ્ઞા–પ્રત્યક્ષજ્ઞાન થાય છે કે આ તે જ છે તો તેના અન્ય હોવાનું અનુમાન કરવું ઉચિત નથી; કારણ કે પ્રત્યક્ષ સાથે વિરોધ આવતાં લિંગનું આભાસપણું સિદ્ધ થશે. વળી જ્ઞાન ક્ષણિક છે, તેથી સદૃશતાનું ભાન થવાનો પણ સંભવ નથી. એક જ વસ્તુ જોનારાને કોઈ બીજી વસ્તુ જોવામાં આવતાં સાદૃસ્યપ્રત્યય–સરખા વિહોપણા વિષેની ખાત્રી થઈ શકે છે; અને (તમારા સિદ્ધાંત અનુસાર) એક વસ્તુને જોનારો બીજી વસ્તુ જોવા માટે બીજી ક્ષણમાં રહેતો નથી; કારણ કે વિજ્ઞાન ક્ષણિક હોવાને લીધે એક વાર વસ્તુ જોવાથી જ તેનો ક્ષય થવાનું સિદ્ધ થઈ જાય છે. 'આ તેના સમાન છે,' આવો સાદૃશ્ય પ્રત્યય થયા કરે છે, 'તેના' આ પહેલાં જોયેલાનું સ્મરણ છે અને 'આ' આ પદથી વર્તમાનની પ્રતીતિ થાય છે. જો 'तेन' (તેનાથી) આ પ્રમાણે પહેલાં જોયેલાનું સ્મરણ રાખીને જોનારો 'इदम्' (આ) આવા અનુભવ પર્યન્ત વર્તમાન ક્ષણ સુધી રહેશે તો ક્ષણિકવાદની

હાનિ થશે અને જો 'તેન' (તેનાથી) આટલાથી જ સ્મૃતિજ્ઞાન ક્ષીણ થઈ ગયું અને 'इदम्' (આ) આવું બીજું જ વર્તમાનને લગતું જ્ઞાન ક્ષીણ થાય છે તો આવી અવસ્થામાં સાદશ્યજ્ઞાન થવાનો સંભવ નથી. 'કારણ કે આ તેના સમાન છે' આ પ્રમાણે (આ અને તે) અનેક વસ્તુઓને જોનારો કોઈ એક નથી.

(વિજ્ઞાનની ક્ષણિકતા માનવાથી) વ્યવહારની પણ સિદ્ધિ નથી થઈ શકતી; કારણ કે વિજ્ઞાન તો દૃષ્ટવ્યને જોઈને જ ક્ષીણ થઈ જાય છે. 'હું આ જોઉં છું' 'મેં એ જોયું' આવો વ્યવહાર સંભવ નથી; કારણ કે જે જોનારો છે, તે આવું કહેવાની ક્ષણે નથી રહેતો. જો એમ માનીએ કે રહે છે, તો ક્ષણિકત્વાદની હાનિ થાય છે. જો તે કથન ન જોનારાનું છે ને કહેવામાં આવે કે તેને જ સાદશ્યપ્રત્યય થાય છે, તો તે અવસ્થામાં તે જન્માંધકરૂપ વિશેષકથન અને તેનું જ સાદશ્યજ્ઞાન થશે; તો પછી સર્વજ્ઞ બુદ્ધનાં શાસ્ત્રપ્રણયન આદિ બધાંય અંધપરંપરા જ છે—આમ કહેવાનો પ્રસંગ ઊભો થશે ને આ વાત ઇષ્ટ નથી. આ ક્ષણિકવાદમાં જે કહેલું નથી તેની પ્રાપ્તિ અને કરેલાનો નાશ—આ બે દોષ તો અત્યંત પ્રસિદ્ધ છે.

પૂર્વદૃષ્ટના નિર્દેશનો હેતુ પહેલા અને પછીના પ્રત્યયથી યુક્ત શૃંખલા સમાન એક જ જ્ઞાન હોય છે, ને 'તેના જેવું આ છે' એવો પણ પ્રત્યય થાય છે—જો આમ કહો તો તે બરાબર નથી; કારણ કે વર્તમાન અને ભૂત તો ભિન્ન કાળ છે—તેમનામાં શૃંખલાના અવયવરૂપ એક વર્તમાન પ્રત્યય છે અને બીજો અતીત (વીતી ગયેલ) પ્રત્યય છે; તે બન્ને પ્રત્યયો ભિન્ન કાળને લગતા છે. જો શૃંખલા સમાન તે પ્રત્યય તે બન્ને પ્રત્યયોના વિષયોને સ્પર્શ કરનારો છે, તો એક જ વિજ્ઞાન બે ક્ષણોમાં વ્યાપક હોવાને કારણે ફરીથી ક્ષણિકવાદની હાનિ થાય છે ને મારા–તારા વગેરે ભેદની ઉપપત્તિ–સુસંગતતા ન થવાને લીધે તમામ વ્યવહારના લોપનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

બધું જ સ્વસંવેદ્ય વિજ્ઞાનમાત્ર થતાં તથા વિજ્ઞાનને સ્વચ્છ જ્ઞાન-પ્રકાશસ્વરૂપ માનવામાં આવ્યા પછી જો તેના સાક્ષી કોઈ અન્ય પદાર્થનું અસ્તિત્વ માનવામાં નહિ આવે તો તેમાં અનિત્યત્વ, દુઃખત્વ, શૂન્યત્વ અને અનાત્મત્વ વગેરે અનેક કલ્પનાઓની સુસંગતતા નહિ થઈ શકે. દાડમ વગેરેની પેઠે વિજ્ઞાન ઘણા-બધા વિરુદ્ધ અંશોથી યુક્ત હોય–એમ પણ નથી; કારણ કે વિજ્ઞાન તો સ્વચ્છ પ્રકાશસ્વરૂપ છે. જો અનિત્ય દુઃખાદિને વિજ્ઞાનનો અંશ માનવામાં આવે તો અનુભૂત થનારા હોવાના કારણે તેઓ કોઈ બીજાના વિષય છે એમ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.[1]

જો વિજ્ઞાનને અનિત્ય દુઃખાદિરૂપ જ માનવામાં આવે તો તેમની નિવૃત્તિ દ્વારા અર્થાત્ તેનું અનિત્યપણું અને દુઃખ વગેરે દૂર થઈ જવાથી તે વિશુદ્ધ થયું છે, એવી કલ્પના કરાય તેવો સંભવ નથી; કારણ કે વિશુદ્ધિ તો લાગેલા મળને દૂર કરવાથી જ થાય છે, જેમ કે દર્પણ વગેરેની; પરંતુ પોતાના સ્વાભાવિક ધર્મથી કોઈનો પણ વિયોગ થતો જોવામાં આવતો નથી–પોતાના મૂળ સ્વભાવને કોઈ છોડી શકતું નથી; અગ્નિનો પોતાના સ્વાભાવિક પ્રકાશ અથવા ઉષ્ણતાથી વિયોગ થતો કયારેય જોવામાં આવ્યો નથી; પુષ્પના ગુણ જે રાતાપણું વગેરેનો અન્ય દ્રવ્યોના યોગથી વિયોગ થતો જોવામાં આવે છે, ત્યાં પણ તેમની સંયોગપૂર્વતાનું અનુમાન કરવામાં આવે છે; કારણ કે બીજની ભાવનાથી (સંસ્કારથી) પુષ્પ તેમ જ ફળ વગેરેમાં અન્ય ગુણોની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે; તેથી (અનિત્ય દુઃખ આદિને વિજ્ઞાનનું સ્વરૂપ માનવામાં આવતાં) વિજ્ઞાનના વિશુદ્ધ

---

[1] કારણ કે વિજ્ઞાન જ અનુભવ કરનારું હોય અને અનિત્યત્વ આદિ વિજ્ઞાનના અંશ જ તેના અનુભવના વિષય હોય–એવો સંભવ નથી; કારણ કે પ્રમેય અને પ્રમાણનો અંશાંશીભાવ અથવા ધર્મ-ધર્મિભાવ કોઈ પણ રીતે હોઈ શકતો નથી. તે અવશ્ય પૃથક્ પૃથક્ જ હોવા જોઈએ.

(દુઃખાદિરહિત) હોવાની કલ્પનાનો અસંભવ થશે.

વિજ્ઞાનના વિષય અને વિષયીરૂપથી પ્રકાશિત થવારૂપ જે મળની કલ્પના કરવામાં આવે છે, તેનો પણ, બીજાનો સંસર્ગ ન થવાથી સંભવ નથી; અને જે પદાર્થ છે જ નહિ, તેની સાથે કોઈ વિદ્યમાન વસ્તુનો સંસર્ગ થઈ શકતો નથી.[1] આ પ્રમાણે જો કોઈ બીજાનો સંસર્ગ નથી, તો જેનો જે ધર્મ જોવામાં આવ્યો છે તેનો તે સ્વભાવ હોવાથી તેનાથી તે જુદો થઈ શકતો નથી, જેમ કે અગ્નિની ઉષ્ણતા અને સૂર્યની પ્રભા; તેથી અનિત્ય વસ્તુઓના સંસર્ગથી વિજ્ઞાનની મલિનતા અને (તેમના વિયોગથી) વિશુદ્ધતા થાય છે—આ કલ્પના અંધપરંપરા જ છે; તેમ જ એનું કોઈ પ્રમાણ પણ નથી—એમ જણાય છે.

આ સિવાય તે વિજ્ઞાનનું નિર્વાણ એ જ પુરુષાર્થ છે—આવી જે કલ્પના તેઓ કરે છે, તેમાં પણ કોઈ તે ફળનો આશ્રય હોવાનો સંભવ નથી. જેને કાંટો વાગ્યો હોય તેને જ કાંટો વાગવાથી થયેલું દુઃખ દૂર થવારૂપ ફળ મળી શકે છે જો કાંટો વાગેલો હોય તે માણસ મરી જાય તો તે દુઃખ દૂર થવારૂપ તે ફળનો આશ્રય હોઈ શકતો નથી. એવી જ રીતે બધાંની નિવૃત્તિ થઈ ગયા પછી કોઈ ફળનો આશ્રય ન રહેવાથી પુરુષાર્થની કલ્પના કરવી વ્યર્થ જ છે; કારણ કે જે 'પુરુષ' શબ્દવાચ્ય જીવ, આત્મા અથવા વિજ્ઞાનનો અર્થ કલ્પના કરવામાં આવે છે, તે પુરુષનું જ નિર્વાણ થઈ ગયા પછી કોના અર્થને 'પુરુષાર્થ' એમ કહી શકાશે.

હા, જેના મતમાં અનેક અર્થોનો સાક્ષી વિજ્ઞાનથી ભિન્ન કોઈ આત્મા છે, તેના સિદ્ધાંત અનુસાર જોયેલાનું સ્મરણ, દુઃખના સંયોગ-વિયોગ વગેરે, બીજાના સંયોગને લીધે થનારી મલિનતા અને તેના

---

[1] વિજ્ઞાનવાદીના મતમાં વિજ્ઞાનથી ભિન્ન અન્ય કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી, તેથી વિદ્યમાન વસ્તુ વિજ્ઞાનનો કોઈ પણ અવિદ્યમાન પદાર્થ સાથે સંસર્ગ થવાનો સર્વથા અસંભવ છે.

વિયોગથી થનારી શુદ્ધિ—આ બધાં હોઈ શકે છે; પરંતુ શૂન્યવાદીનો પક્ષ તો બધાં પ્રમાણોથી વિરુદ્ધ છે. આથી તેના નિરાકરણ માટે બીજો પ્રયત્ન કરવામાં આવતો નથી. ૭

## આત્મા જન્મ-મરણની સાથે દેહેન્દ્રિયરૂપ પાપનું ગ્રહણ અને ત્યાગ કરે છે

**ભાષ્ય :** જેવી રીતે અહીં એક દેહમાં સ્વપ્ન થઈને આત્મા મૃત્યુના રૂપ, દેહ અને ઇંદ્રિયોનું અતિક્રમણ કરીને સ્વપ્નમાં પોતાના આત્મજ્યોતિઃસ્વરૂપમાં જ સ્થિત રહે છે, તેવી જ રીતે—

**स वा अयं पुरुषो जायमानः शरीरमभिसम्पद्यमानः पाप्मभिः सꣳसृज्यते स उत्क्रामन् म्रियमाणः पाप्मनो विजहाति ॥ ८ ॥**

सः वै अयम् पुरुषः=તે આ પુરુષ, जायमानः=જન્મ લેવાના સમયે, शरीरम् अभिसम्पद्यमानः=શરીરને આત્મભાવથી પ્રાપ્ત થતો, पाप्मभिः=પાપોથી (દેહ અને ઇંદ્રિયોથી) संसृज्यते=યુક્ત થઈ જાય છે, सः=તે, उत्क्रामन्=ઉત્ક્રમણ કરતી વખતે, म्रियमाणः=મરણ સમયે, पाप्मनः विजहाति=પાપોને છોડી દે છે.

એ આત્મા જ્યારે જન્મ પામે છે (એટલે કે જ્યારે દેહમાં પ્રવેશ કરે છે) ત્યારે તેને પાપો વળગે છે. તે જ્યારે દેહને છોડી દે છે (એટલે કે મરી જાય છે) ત્યારે પાપોને છોડી જાય છે. ૮

**ભાષ્ય :** તે આ પ્રકૃત પુરુષ જન્મ લેતી વેળાએ; કઈ રીતે જન્મ લેતી વેળાએ ? તે કહે છે : શરીર એટલે દેહેંદ્રિયસંઘાતને પ્રાપ્ત થતો અર્થાત્ શરીરમાં આત્મભાવને પામતો, પાપોથી અર્થાત્ પાપના સમવાયીકારણ ધર્મ અને અધર્મના આશ્રયભૂત દેહ અને ઇંદ્રિયોથી સંસૃષ્ટ—સંયુક્ત થઈ જાય છે તથા તે જ ઉત્ક્રમણ કરતી વખતે—અન્ય

શરીરની પ્રાપ્તિ માટે ઉપરની બાજુએ જતા સમયે, શ્રુતિમાં 'મ્રિયમાણઃ' (મરતી વખતે) આ પદની જ વ્યાખ્યા 'उत्क्रामन्' આ પદથી કરવામાં આવી છે, તે વળગેલા દેહેંદ્રિયરૂપ પાપરૂપોને ત્યાગી દે છે, તેમનાથી વિયુક્ત થઈ જાય છે અર્થાત્ તેમને છોડી દે છે.

જેવી રીતે આ જીવ, આ એક વર્તમાન શરીરમાં જ બુદ્ધિની સમાનતાને પ્રાપ્ત થઈ ને સ્વપ્ન અને જાગ્રત બંને વૃત્તિઓમાં પાપરૂપ દેહ તથા ઇંદ્રિયોનું ગ્રહણ અને ત્યાગ કરતો નિરંતર સંચાર કરતો રહે છે, તેવી જ રીતે આ પુરુષ જન્મ અને મરણ દ્વારા દેહેંદ્રિયનું નિરંતર ગ્રહણ અને ત્યાગ કરતો કરતો આ લોક અને પરલોક બન્નેમાં જ્યાં સુધી આ સંસારબંધનથી મુક્ત નથી થતો, ત્યાં સુધી સંચાર કરતો રહે છે. માટે આ સંયોગ અને વિયોગને લીધે આ આત્મજ્યોતિનું દેહેંદ્રિયરૂપ પાપોથી અન્યત્વ સિદ્ધ થાય છે. તેમનો જ ધર્મ હોય તો એનો તેમની સાથે સંયોગ કે વિયોગ થવાનું બની શકે જ નહીં. ૮

## આત્માનાં બે સ્થાનોનું વર્ણન

**ભાષ્ય :** પરંતુ સ્વપ્ન અને જાગ્રતની જેમ આ પુરુષ જન્મ અને મરણ દ્વારા ક્રમશઃ જેમનામાં સંચાર કરે છે, એના તે બે લોક તો છે નહીં; સ્વપ્ન અને જાગ્રત તો પ્રત્યક્ષ જણાતા હોય છે, પરંતુ આ લોક અને પરલોકનું તો કોઈ પણ પ્રકારથી જ્ઞાન થતું નથી. તેથી આ સ્વપ્ન અને જાગરિત જ આ લોક અને પરલોક છે. માટે કહેવામાં આવે છે કે–

**तस्य वा एतस्य पुरुषस्य द्वे एव स्थाने भवत इदं च परलोकस्थानं च संध्यं तृतीयꣳ स्वप्नस्थानं तस्मिन् संध्ये स्थाने तिष्ठन्नेते उभे स्थाने पश्यतीदं च परलोकस्थानं च । अथ यथाक्रमोऽयं परलोकस्थाने भवति तमाक्रममाक्रम्योभयान् पाप्मन आनन्दाꣳश्च पश्यति स यत्र प्रस्वपित्यस्य लोकस्य सर्वावतो**

मात्रामपादाय स्वयं विहत्य स्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपित्यत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति ॥९॥

तस्य वै एतस्य पुरुषस्य=તે આ પુરુષનાં, द्वे एव स्थाने भवतः=બે જ સ્થાન છે, इदम् च परलोकस्थानम् च=આ લોક અને પરલોક સંબંધી સ્થાન, तृतीयम् स्वप्नस्थानम् संध्यम्=ત્રીજું સ્વપ્નસ્થાન સંધ્ય-સ્થાન છે, तस्मिन् संध्ये स्थाने तिष्ठन्=તે સંધ્યસ્થાનમાં સ્થિત રહીને, इदम् च परलोकस्थानम् च=આ લોકરૂપ સ્થાન અને પરલોકસ્થાન, उभे स्थाने पश्यति=આ બન્ને સ્થાનોને જુએ છે, अथ=અને, अयम्=આ પુરુષ, परलोकस्थाने=પરલોકસ્થાન માટે, यथाक्रमः भवति=જેવાં સાધનોથી સંપન્ન હોય છે, तम् आक्रमम् आक्रम्य=તે સાધનનો આશ્રય લઈ ને, (अयम्=આ), पाप्मनः आनन्दान्=પાપ (પાપનું ફળરૂપ દુઃખ) અને આનંદ, उभयान् च पश्यति=બન્નેને જ જુએ છે, यत्र=જ્યારે, सः=તે, प्रस्वपिति=સ્વપ્નદશામાં હોય છે (ત્યારે), अस्य सर्वावतः लोकस्य=આ સર્વ અંશોવાળા જગતમાંથી, मात्राम् अपादाय=કેટલોક અંશ લઈ જાય છે, स्वयम् विहत्य=તેને પોતે ભાંગે–ફોડે છે, स्वयम् निर्माय=તેમાંથી પોતે નવું રચે છે, स्वेन भासा=પોતાના પ્રકાશ વડે, स्वेन ज्योतिषा प्रस्वपिति=પોતાના તેજ વડે સ્વપ્નસૃષ્ટિ રચે છે, अत्र=એ સ્થિતિમાં, अयम् पुरुषः=આ પુરુષ (આત્મા), स्वयम् ज्योतिः भवति=પોતાના તેજથી પ્રકાશે છે.

'એ આત્મા-પુરુષનાં બે જ ઠેકાણાં છે : આ લોક અને પરલોક. ત્રીજું ઠેકાણું સ્વપ્ન, તે પહેલા બેની વચ્ચે સંધિરૂપ છે. એ વચલે ઠેકાણે ઊભો રહીને આત્મા આ બંને ઠેકાણાંને (આ લોકને તેમ જ પરલોકને) જોઈ શકે છે. પરલોકમાં જવા માટે એ આત્મા જેવા સાધનથી સંપન્ન હોય છે, તે સાધનનો આશ્રય લઈ ને આત્મા આ પાપ (પાપના ફળરૂપ દુઃખ) અને આનંદ બંનેને જોઈ શકે છે. એ જ્યારે સ્વપ્નદશામાં હોય,

ત્યારે આ સર્વ અંશોવાળા જગતમાંથી કેટલોક અંશ લઈ જાય છે; તેને પોતે ભાંગે–ફોડે છે; તેમાંથી પોતે નવું રચે છે અને પોતાના પ્રકાશ વડે, પોતાના તેજ વડે સ્વપ્નસૃષ્ટિ રચે છે. એ સ્થિતિમાં આત્મા પોતાના જ તેજથી પ્રકાશે છે. ૯

**ભાષ્ય :** તે આ પુરુષનાં નિશ્ચય બે જ સ્થાન હોય છે; ત્રીજું સ્થાન હોતું નથી, તેમ ચોથું પણ હોતું નથી. તે ક્યાં છે? આ જે મળેલો વર્તમાન જન્મ છે અર્થાત્ જે શરીર, ઇંદ્રિય, વિષય અને વેદનાયુક્ત પ્રત્યક્ષપણે અનુભવ થનારું સ્થાન છે તથા પરલોક સ્થાન–જેમાં પરલોક જ સ્થાન છે, તે શરીર આદિના વિયોગ પછી અનુભવ થનારું છે.

શંકા : પરંતુ સ્વપ્ન પણ પરલોક જ છે, ને જો આમ છે તો બે જ સ્થાન–આ પ્રમાણે નિશ્ચય કરવાનું ઉચિત નથી.

સમાધાન : વાત આમ નથી, તો પછી કેવી વાત છે? તે સંધ્ય છે–આ લોક અને પરલોકની જે સંધિ છે, તેમાં રહેનારું જે ત્રીજું સંધ્યસ્થાન છે, તે સ્વપ્નસ્થાન છે. તેથી જ સ્થાનો બે હોવાનો નિશ્ચય કરાયો છે; કારણ કે બે ગામોની સંધિ તે ગામોની અપેક્ષા ત્રીજારૂપથી ગણવા યોગ્ય નથી મનાતી.

પરંતુ તે પરલોકસ્થાનના અસ્તિત્વનું જ્ઞાન કઈ રીતે થાય છે? કે જેની અપેક્ષાએ સ્વપ્નસ્થાન સંધ્યસ્થાન હોય છે? (એનો ઉત્તર આપે છે) કારણ કે તે સંધ્ય–સ્વપ્નસ્થાનમાં સ્થિત અર્થાત્ વર્તમાન રહીને પુરુષ આ બન્ને સ્થાનોને જુએ છે; તે બન્ને સ્થાન ક્યાં છે? આ લોકરૂપ સ્થાન અને પરલોક સ્થાન. તેથી સ્વપ્ન અને જાગરિતથી ભિન્ન બન્ને લોકો છે જ કે જેમાં પોતાની બુદ્ધિની સમાનતાને પ્રાપ્ત થઈને પુરુષ જન્મમરણ પરંપરાના ક્રમથી નિરંતર સંચાર કરતો રહે છે.

પરંતુ પુરુષ સ્વપ્નમાં સ્થિત રહીને કઈ રીતે, કયા આશ્રયમાં રહીને અને કઈ વિધિથી બંને લોકોને જુએ છે, તે કહે છે: હવે

તે કઈ રીતે જુએ છે, તે સાંભળો – ‘યથાક્રમ’ જેનાથી જીવ આક્રમણ કરે છે, તેને આક્રમ–આશ્રય અર્થાત્ અવષ્ટંભ (આધાર) કહે છે. આ જીવનો જેવો આક્રમ હોય, તેવો આ ‘યથાક્રમ’ કહેવાય છે. આ પુરુષ પોતાને પ્રાપ્ત કરવા યોગ્ય પરલોકસ્થાનરૂપ નિમિત્ત-માં જેવા આક્રમવાળો હોય છે અર્થાત્ વિદ્યા, કર્મ અને પૂર્વ પ્રજ્ઞારૂપ જે પ્રકારના પરલોકપ્રાપ્તિના સાધનથી યુક્ત હોય છે, તે આક્રમને–અંકુરભાવને પ્રાપ્ત થયેલા બીજની જેમ પરલોકસ્થાન પ્રતિ ઉન્મુખ થયેલા તે આક્રમને આક્રાંત કરી, તેનો અવષ્ટંભ અર્થાત્ આશ્રય લઈ ને બંને લોકોને જુએ છે. ‘ઉભયાન્’ આ પદમાં બહુવચન ધર્માધર્મનાં ફળોની અનેકતાને લીધે છે.[1] ઉભયાન્ અર્થાત્ બન્ને પ્રકારના.

તેમને કોને ? પાપોને અર્થાત્ પાપનાં ફળોને. સાક્ષાત્ પાપોનું જ દર્શન થવાનો તો સંભવ છે નહીં, તેથી પાપોનાં ફળ અર્થાત્ દુઃખોને અને આનંદોને અર્થાત્ ધર્મનાં ફળરૂપ સુખોને–આ જન્માંતરદૃષ્ટ વાસનાઓનાં કાર્ય પાપ (દુઃખ) અને આનંદ બન્નેને જુએ છે. આ સિવાય જે પ્રાપ્ત થનારા જન્મો સાથે જોડાયેલા ધર્મ અને અધર્મનાં ક્ષુદ્ર ફળ છે, તેમને પણ ધર્માધર્મથી પ્રેરિત થઈ ને અથવા દેવતાના અનુગ્રહથી જુએ છે.

પરંતુ આ કઈ રીતે જણાય છે કે સ્વપ્નમાં, પરલોકસ્થાનમાં થનારાં સુખદુઃખોનું દર્શન થાય છે, તે કહે છે: કારણ કે જેમનો આ જન્મમાં અનુભવ થઈ શકતો નથી એવી પણ ઘણી વાતો જુએ છે; અને સ્વપ્ન અપૂર્વ દર્શન હોય–એમ પણ નથી. ઘણું કરીને તો પહેલાં જે કંઈ જોયું હોય તેની સ્મૃતિનું નામ જ સ્વપ્ન છે, તેથી બન્ને લોકો સ્વપ્ન અને જાગરિત સ્થાનોથી ભિન્ન છે.

જે આદિત્યાદિ બાહ્ય જ્યોતિઓના અભાવમાં આ દેહેન્દ્રિય-સંઘાતરૂપ પુરુષ, પોતાનાથી ભિન્ન જે આત્મજ્યોતિ દ્વારા વ્યવહાર કરે છે–આમ કહેવામાં આવ્યું છે, તે આદિત્યાદિ જ્યોતિઓનો જે

૧ કારણ કે તે બન્ને લોક છે તો ધર્માધર્મનાં પરિણામ જ.

અભાવ થવો; અને જ્યાં આ વિશુદ્ધ સ્વયંજ્યોતિ આત્માની ઉપલબ્ધિ થાય છે, તે સ્થાન જ નથી; કારણ કે આ દેહેન્દ્રિયસંઘાત હમેશાં બાહ્ય જ્યોતિઓથી સંશ્લિષ્ટ જ જોવામાં આવે છે. તેથી પોતાના વિવિક્તસ્વભાવ જ્યોતિરૂપથી આ આત્મા અસતની સમાન છે અર્થાત્ અસત જ છે. જો આ ક્યારેય બાહ્ય, આધ્યાત્મિક તથા ભૂત અને ભૌતિક પદાર્થોના સંસર્ગથી શૂન્ય પોતાના વિશુદ્ધ જ્યોતિઃસ્વરૂપથી ઉપલબ્ધ હોત તો ઉપર કહેલું બધું હોઈ શકત–તેથી શ્રુતિ કહે છે:

જે પ્રકૃત આત્મા છે, તે જે સમયે 'પ્રસ્વપિતિ'–પ્રકર્ષપણે સ્વાપ-(નિદ્રા)નો અનુભવ કરે છે, તે સમયે તે કયા ઉપાદાનવાળો થઈને કઈ રીતે સૂએ છે એટલે કે સંધ્યસ્થાનને પ્રાપ્ત થાય છે? તે કહે છે: આ જાગરિતરૂપ દૃષ્ટલોકની સર્વાવાન–જે સર્વનું અવન (પાલન) કરે છે તે આ લોક અર્થાત્ વિષય તેમ જ સુખ, દુઃખ આદિ વેદના-યુક્ત દેહેન્દ્રિયસંઘાત, એના સર્વ અવત્વની વ્યાખ્યા 'अथो अयं वा आत्मा' વગેરે વાક્ય દ્વારા અન્નત્રયના પ્રકરણમાં કરવામાં આવી છે. અથવા સંપૂર્ણ ભૂતભૌતિકમાત્રા (અધ્યાત્મ આદિ ભાગોની સાથે) એના સંસર્ગની કારણભૂત છે, તેથી આ સર્વવાન છે ને સર્વવાન ને જ 'સર્વાવાન્' કહેવામાં આવ્યો છે, તે સર્વાવાનની માત્રા એક-દેશ અર્થાત્ અવયવનું અપાદાન–અપચ્છેદન–આદાન અર્થાત્ ગ્રહણ કરીને એટલે કે દૃષ્ટ જન્મની વાસનાઓથી સંપન્ન થઈને, સ્વયં અર્થાત્ પોતે જ દેહને વિહત–ચેતનાશૂન્ય કરી–જાગરિત અવસ્થામાં જ દેહના વ્યવહાર માટે ચક્ષુ વગેરે ઇંદ્રિયોમાં આદિત્યાદિનો ઉપ-કાર થાય છે અને દેહનો વ્યવહાર આત્માના ધર્માધર્મના ફલોપ-ભોગને લીધે થાય છે, તેમ જ આ દેહમાં તે ધર્માધર્મના ફળના ઉપ-ભોગની ઉપરતિ આત્માના કર્મની ઉપરતિને કારણે છે, તેથી આત્માને એનો હનન કરનારો કહેવામાં આવે છે તથા સ્વયં નિર્માણ કરીને–માયામય સમાન વાસનામય સ્વપ્નદેહ રચીને (શયન કરે છે). દેહનું નિર્માણ પણ આત્માનાં કર્મોની અપેક્ષાએ છે, તેથી તે

આત્મકર્તૃક કહેવાયો છે. સ્વકીય એટલે પોતાના ભાસથી–માત્રોપાદાન-રૂપ ભાસ–દીપ્તિ અર્થાત્ પ્રકાશથી એટલે કે સર્વવાસનાત્મક અન્તઃ-કરણવૃત્તિરૂપ પ્રકાશથી; કારણ કે તે સર્વવાસનામયી વૃત્તિ જ ત્યાં વિષયભૂત થઈને પ્રકાશિત થાય છે, તે અવસ્થામાં તે સ્વયં ભા (પ્રકાશ) કહેવાય છે. તે પોતાની વિષયભૂત ભાથી તથા તેને વિષય કરનારી વિશુદ્ધરૂપ અલુપ્તદૃક્સ્વભાવ[1] આત્મજ્યોતિથી તે પોતાના વાસનાત્મક પ્રકાશસ્વરૂપને વિષય કરતો પ્રસ્વાપ (શયન) કરે છે. આ પ્રકારનું જે વર્ણન છે, તે જ 'પ્રસ્વપિતિ' કહેવાય છે.

અહીં–આ અવસ્થામાં–આ કાળમાં આ પુરુષ અર્થાત્ આત્મા પોતે જ વિશુદ્ધ જ્યોતિઃસ્વરૂપ હોય છે; અર્થાત્ બાહ્ય આધ્યાત્મિક ભૂત તેમ જ ભૌતિક સંસર્ગથી રહિત જ્યોતિ હોય છે.

શંકા: પરંતુ એણે તો આ લોકની (વિષય-વેદનાસંયુક્ત) માત્રાને ગ્રહણ કરી છે; તો પછી તેના રહેવાથી આ પુરુષ સ્વયં-જ્યોતિ થાય છે, આમ શાથી કહેવાય છે?

સમાધાન: આ કોઈ દોષ નથી; કારણ કે તે માત્રા તો વિષય-ભૂત જ હોય છે. તેથી જ અહીં આ પુરુષ (આત્મા) 'સ્વયંજ્યોતિઃ'. સ્વરૂપથી દેખાડી શકાય છે. આમ ન હોય તો સુષુપ્તાવસ્થા સમાન, જ્યારે કે કોઈ પણ વિષય નથી રહેતો ત્યારે આ સ્વયંજ્યોતિનું દર્શન કરાવી શકાય નહીં; અને જે સમયે તે વાસનાત્મિકા જ્યોતિ વિષય-ભૂત થઈને ઉપલબ્ધ થાય છે, તે સમયે મ્યાનમાંથી બહાર કાઢેલી તલવાર સમાન સર્વ સંસર્ગથી રહિત ચક્ષુ આદિ કાર્યકરણથી વ્યાવૃત્તસ્વરૂપ તેમ જ જેના બોધ-સ્વભાવનો કયારેય લોપ થતો નથી, તે આત્મજ્યોતિ પોતાના સ્વરૂપથી પ્રકાશતી રહીને પોતે ગૃહીત થાય છે. આથી એવું સિદ્ધ થયું કે આ અવસ્થામાં આ પુરુષ સ્વયં-જ્યોતિ હોય છે. ૯

---

[1] જેના બોધસ્વરૂપ કે સાક્ષીસ્વભાવનો કયારેય લોપ થયો નથી.

## સ્વપ્નાવસ્થામાં આત્મા સ્વયંજ્યોતિ છે

**ભાષ્ય :** શંકા–પરંતુ આ અવસ્થામાં પુરુષ સ્વયંજ્યોતિ કઈ રીતે હોઈ શકે છે? કારણ કે જાગરિતની જેમ આ સમયે પણ ગ્રાહ્ય–ગ્રાહકાદિરૂપ તમામ વ્યવહાર જોવામાં આવે છે તેમ જ ચક્ષુ આદિ ઇંદ્રિયોના ઉપકારક આદિત્યાદિ લોક પણ જાગરિત અવસ્થામાં જોવામાં આવતા હતા. તેવી જ રીતે જોવામાં આવે છે; તો પછી 'આ અવસ્થામાં પુરુષ સ્વયંજ્યોતિ હોય છે' આ પ્રમાણે વિશેષ રૂપથી નિશ્ચય શાથી કરવામાં આવે છે?

સમાધાન : હા, કહીએ છીએ; કારણ કે સ્વપ્નદર્શનની જાગરિતથી ભિન્નતા છે. જાગરિત અવસ્થામાં આત્મજ્યોતિ ઇંદ્રિય, બુદ્ધિ, મન અને આલોક—પ્રકાશ આદિ વ્યાપારથી વ્યાપ્ત રહે છે; પરંતુ અહીં સ્વપ્નમાં તો ઇંદ્રિયોના અભાવ તથા તેમના ઉપકારક આદિત્યાદિના પ્રકાશના અભાવને લીધે તે વિશુદ્ધ અર્થાત્ કેવળ રહે છે, તેથી આ ભિન્ન છે.

શંકા : પરંતુ જાગરિત અવસ્થામાં દેખાય છે તેવી જ રીતે સ્વપ્નમાં પણ વિષયોની ઉપલબ્ધિ થાય જ છે; તો પછી ઇંદ્રિયોના અભાવને કારણે જ તેમની ભિન્નતા શાથી બતાવવામાં આવે છે?

સમાધાન : સાંભળો—

**न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान् रथयोगान् पथः सृजते न तत्रानन्दा मुदः प्रमुदो भवन्त्यथानन्दान्मुदः प्रमुदः सृजते। न तत्र वेशान्ताः पुष्करिण्यः स्रवन्त्यो भवन्त्यथ वेशान्तान् पुष्करिणीः स्रवन्तीः सृजते स हि कर्ता॥१०**

तत्र=તે સ્વપ્નાવસ્થામાં, रथाः न=રથ નથી, रथयोगाः न=રથમાં જોડવામાં આવતા (અશ્વ વગેરે) નથી, पन्थानः न भवन्ति=(અને) માર્ગ પણ હોતા નથી, अथ=પરંતુ, (તે) रथान् रथयोगान् पथः सृजते=રથ, રથમાં જોડવામાં આવતા (ઘોડા વગેરે) અને રથના

માર્ગોની રચના કરે છે, तत्र=તે અવસ્થામાં, आनन्दाः मुदः प्रमुदः न भवन्ति=આનંદ, મોદ અને પ્રમોદ પણ હોતા નથી, अथ=પરંતુ (તે), आनन्दान् मुदः प्रमुदः सृजते=આનંદ, મોદ અને પ્રમોદની રચના કરી લે છે, तत्र=ત્યાં—તે અવસ્થામાં, वेशान्ताः=નાના નાના કુંડ, पुष्करिण्यः= સરોવર, स्रवन्त्यः=(અને) નદીઓ, न भवन्ति=હોતી નથી, अथ= પરંતુ તે, वेशान्तान् पुष्करिणीः स्रवन्तीः सृजते=કુંડ, સરોવર અને નદી-ઓની રચના કરી લે છે, सः हि कर्ता=તે જ તેમનો કર્તા છે–રચનારો છે.

એ સ્વપ્નદશામાં રથ કે રથના ઘોડા કે રસ્તા એમાંનું કશું હોતું નથી; પણ આત્મા પોતે રથ, રથના ઘોડા અને રસ્તા પેદા કરે છે. એ સ્વપ્નદશામાં આનંદ કે મોજમજા એમાંનું કશું હોતું નથી; પણ આત્મા પોતે મોજમજા અને આનંદ પેદા કરે છે. એ સ્વપ્નદશામાં તળાવ, સરોવર કે નદી એમાંનું કશું હોતું નથી; પણ આત્મા પોતે તળાવો, સરો-વરો ને નદીઓ પેદા કરે છે; કેમ કે તે સર્જનહાર છે. ૧૦

**ભાષ્ય** : ત્યાં–તે સ્વપ્નાવસ્થામાં રથાદિરૂપ વિષય નથી ને રથમાં જોડાય છે તેથી રથયોગ અર્થાત્ ઘોડા વગેરે પણ ત્યાં હાજર નથી તેમ જ રથના માર્ગ પણ નથી; પરંતુ તે રથ, રથયોગ અને રસ્તાઓ-ની રચના પોતે કરી લે છે.

શંકા : પરંતુ રથાદિનાં સાધન એવાં વૃક્ષાદિનો અભાવ હોવા છતાં પણ આ તેમની રચના કેવી રીતે કરી લે છે?

સમાધાન : તે કહીએ છીએ, એમ કહ્યું છે ને કે, 'આ સર્વાવાન લોકની માત્રાને લઈને પોતાને ચેતનાશૂન્ય કરીને તથા બીજું શરીર રચીને વગેરે; તે અંતઃકરણની વૃત્તિ જ આ લોકની વાસનાની માત્રા છે. તેને લઈને રથાદિની વાસનારૂપ જે અંતઃકરણની વૃત્તિ છે, તે તેની ઉપલબ્ધિના નિમિત્તભૂત કર્મથી પ્રેરિત થઈ ને દૃશ્યરૂપથી સ્થિત થાય છે. તેને જ 'स्वयं निर्माय' આ પ્રમાણે કહેલ છે અને તેને જ

'रथादीन् सृजते' આ શબ્દોથી કહેલ છે.

તે અવસ્થામાં ઇંદ્રિય, ઇંદ્રિયોના અનુગ્રાહક આદિત્યાદિ પ્રકાશ અથવા તેમનાથી પ્રકાશ્ય રથાદિ વિષય પણ નથી; તેમની ઉપલબ્ધિના હેતુભૂત જે કર્મ છે, તે કર્મરૂપ નિમિત્તથી પ્રેરિત જે અંતઃકરણની ઉદ્ભૂત વૃત્તિ છે, તેને આશ્રિત રહેનારી કેવળ તેમની વાસનામાત્રા જોવામાં આવે છે. તે જે નિત્યજ્ઞાનસ્વરૂપ જ્યોતિને દેખાય છે, તે આત્મજ્યોતિ આ અવસ્થામાં મ્યાનથી બહાર કાઢેલી તલવારની જેમ શુદ્ધ હોય છે.

એવી જ રીતે તે સમયે આનંદ–સુખવિશેષ, મુદ–પુત્ર વગેરેની પ્રાપ્તિથી થનાર હર્ષ અને પ્રમુદ–પ્રકર્ષને પ્રાપ્ત થયેલ તે હર્ષ પણ નથી; પરંતુ આ આનંદ આદિને રચી લે છે. વળી તે અવસ્થામાં વેશાંત–પલ્વલ (નાની સરખી તળાવડી), પુષ્કરિણી–તડાગ (સરોવર) અને સ્રવંતી–નદીઓ પણ નથી; પરંતુ આ તે વાસનામાત્રરૂપી પલ્વલ વગેરેની રચના કરી લે છે; કારણ કે તે જ કર્તા છે. તે વિષયોની વાસનાની આશ્રયભૂત જે ચિત્તવૃત્તિ છે તેના પરિણામને લીધે થનારાં જે કર્મો છે, તેમના કારણે જ તેનું કર્તૃત્વ બતાવવામાં આવ્યું છે. સાક્ષાતરૂપથી જ તેમાં ક્રિયા થવાનો સંભવ નથી; કારણ કે તેની પાસે ક્રિયાનાં સાધનોનો અભાવ છે.

કારક વિના ક્રિયા થવાનો સંભવ નથી અને ત્યાં ક્રિયાના કારક હાથ, પગ વગેરે છે નહીં; જ્યાં જાગરિત અવસ્થામાં તેઓ રહે છે ત્યાં આત્મજ્યોતિથી પ્રકાશિત દેહ અને ઇંદ્રિયો દ્વારા રથાદિની વાસનાઓની આશ્રયભૂત અંતઃકરણની વૃત્તિના ઉત્થાનથી થનારું કર્મ નિષ્પન્ન થઈ શકે છે, તેથી જ એમ કહેવાય છે કે તે જ કર્તા છે; અને તેથી જ 'તે આત્મજ્યોતિથી બેસે છે, આમતેમ જાય છે, કર્મ કરે છે અને પછી પાછો ફરે છે' આમ કહ્યું છે. ત્યાં પણ અવભાસક થવા સિવાય આ ચૈતન્યજ્યોતિનું વાસ્તવમાં સ્વતઃ કોઈ કર્તૃત્વ નથી; કારણ કે આત્મા અંતઃકરણ દ્વારા ચૈતન્યાત્મક જ્યોતિથી

દેહ અને ઇંદ્રિયોને પ્રકાશિત કરે છે અને તેનાથી પ્રકાશિત થયેલ દેહ અને ઇંદ્રિયો કર્મમાં પ્રવૃત્ત થાય છે. આથી જ તેમનામાં આત્માના કર્તૃત્વનો ઉપચાર કરવામાં આવે છે. ઉપર જે 'જાણે કે ધ્યાન કરે છે, જાણે અત્યંત ચંચળ થાય છે' આમ કહ્યું છે, તેનો જ કર્તૃત્વમાં હેતુ દેખાડવા માટે અહીં 'તે જ કર્તા છે' આ પ્રમાણે પુનઃ કથન કરવામાં આવ્યું છે. ૧૦ //

## સ્વપ્નસૃષ્ટિના વિષયમાં પ્રમાણભૂત મંત્ર

**तदेते श्लोका भवन्ति । स्वप्नेन शारीरमभिप्रहत्यासुप्तः सुप्तानभिचाकशीति । शुक्रमादाय पुनरैति स्थानꣳ हिरण्मयः पुरुष एकहꣳसः ॥ ११ ॥**

तत्=આ વિષયમાં, एते श्लोकाः भवन्ति=આ શ્લોકો છે, स्वप्नेन=સ્વપ્ન દ્વારા, शारीरम्=શરીરને, अभिप्रहत्य=નિશ્ચેષ્ટ કરી, असुप्तः=અસુપ્ત રહીને—ન સૂતા, सुप्तान्=સૂતેલા બધા પદાર્થોને, अभिचाकशीति=પ્રકાશિત કરે છે, शुक्रम् आदाय=શુદ્ધ—ઇંદ્રિયમાત્રારૂપને લઈને, पुनः=ફરીથી, स्थानम् ऐति=(જાગરિત) સ્થાનમાં આવે છે, हिरण्मयः पुरुषः=હિરણ્મય (જ્યોતિઃસ્વરૂપ) પુરુષ, एकहंसः=એકલો જ બંને સ્થાનોમાં જનારો છે.

આને વિષે નીચેના શ્લોકો કહ્યા છે: 'આ અનંત, તેજસ્વી આત્મા એકલો ફરે છે. તે સ્વપ્નદશામાં શરીરને નિશ્ચેષ્ટ કરી દે છે—એક બાજુ મૂકી દે છે. તે પોતે ઊંઘતો નથી; પણ ઊંઘતી ઇંદ્રિયોને પ્રકાશિત કરે છે. પછી પોતે શુદ્ધ, તેજસ્વી રૂપ ધારણ કરીને પાછો જાગ્રતદશામાં આવી જાય છે. આ અનંત તેજસ્વી આત્મા અમર છે અને એકલો ફરે છે.

**भाष्य :** આ ઉક્ત અર્થમાં આ શ્લોકો—મંત્રો છે. સ્વપ્નથી—સ્વપ્નભાવથી શારીર—શરીરને અભિપ્રહત્ય—નિશ્ચેષ્ટ કરી પોતે અલુપ્ત જ્ઞાનાદિશક્તિસ્વરૂપ હોવાને લીધે ઊંઘતો નથી; પણ સુપ્ત અર્થાત્

વાસનારૂપથી ઉદ્ભૂત અંતઃકરણવૃત્તિને આશ્રિત બાહ્ય અને આધ્યાત્મિક ભાવો કે જેઓ પોતાના સ્વરૂપથી પ્રત્યસ્તમિત અર્થાત્ ઊંઘતા રહે છે તેમને પ્રકાશિત કરે છે. તાત્પર્ય કે તેમને પોતાની અલુપ્ત આત્મદૃષ્ટિથી જુએ છે અર્થાત્ અવભાસિત કરે છે; તથા શુક્ર—શુદ્ધ જ્યોતિષ્માન ઇંદ્રિયમાત્રારૂપને ગ્રહણ કરીને તે ફરીથી કર્મ અર્થાત્ જાગરિત સ્થાનમાં આવી જાય છે. તે હિરણ્મય—હિરણ્મય સમાન ચૈતન્યજ્યોતિઃસ્વરૂપ પુરુષ એક-હંસ છે; એકલો જ હન્તિ—ચાલે છે, તેથી એક-હંસ છે. તે એકલો જ જાગ્રત, સ્વપ્ન તથા ઇહલોક—પરલોક વગેરેમાં જાય છે, તેથી એક-હંસ છે. ૧૧

**प्राणेन रक्षन्नवरं कुलायं बहिष्कुलायादमृतश्चरित्वा । स ईयतेऽमृतो यत्र कामꣳ हिरण्मयः पुरुष एकहꣳसः ॥ १२ ॥**

अवरम्=નિકૃષ્ટ, कुलायम्=(પક્ષીઓને રહેવાના માળારૂપ) શરીરની, प्राणेन रक्षन्=પ્રાણ વડે રક્ષા કરતો રહીને (પોતે), कुलायात् बहिः चरित्वा=તે શરીરથી બહાર વિચરીને, अमृतः=અમરણધર્મા રહીને, सः=તે, एकहंसः=એકલો જનારો, हिरण्मयः अमृतः पुरुषः=હિરણ્મય અમૃત અર્થાત્ મરણધર્મથી રહિત પુરુષ, यत्र कामम्=જ્યાં કામના હોય ત્યાં, ईयते=ચાલ્યો જાય છે.

આ અનંત, તેજસ્વી આત્મા અમર છે અને એકલો ફરે છે. તે પ્રાણ વડે નિકૃષ્ટ—નીચલા માળાની અર્થાત્ શરીરની રક્ષા કરે છે; અને પોતે એ માળાની બહાર ફરવા નીકળી પડે છે. એ પોતે અમર છે અને મરજી ફાવે ત્યાં ફરે છે. ૧૨

**भाष्य :** એવી જ રીતે પ્રાણ—અપાન વગેરે પાંચ વૃત્તિઓવાળા પ્રાણ વડે રક્ષણ—પરિપાલન કરતો—આમ ન હોય તો મરણ પામ્યાની ભ્રાંતિ થાય, તેથી આ અવર—નિકૃષ્ટ—અનેક અપવિત્ર વસ્તુઓનો સંઘાત હોવાને લીધે અત્યંત બીભત્સ કુલાય—પક્ષીના માળારૂપ શરીરની રક્ષા

કરતો રહીને, પોતે તે કુલાયથી બહાર વિચરીને; જોકે તે શરીરમાં રહીને જ સ્વપ્ન જુએ છે, તોપણ તેની સાથેના સંબંધથી રહિત હોવાને લીધે તેના અંતર્વર્તી આકાશ સમાન જાણે કે બહાર વિચરીને–એમ કહેવાય છે. પોતે અમરણધર્મા–અમૃત–અમર રહીને ઈયતે–જાય છે. જ્યાં કામના હોય છે અર્થાત્ જ્યાં જ્યાં વિષયોમાં કામનાથી ઉત્પન્ન થયેલી વૃત્તિ રહે છે, વાસનારૂપથી ઉત્પન્ન થયેલી તે તે કામ (કામનાના વિષય) પ્રતિ જાય છે. ૧૨

**स्वप्नान्त उच्चावचमीयमानो रूपाणि देवः कुरुते बहूनि ।**
**उतेव स्त्रीभिः सह मोदमानो जक्षदुतेवापि भयानि पश्यन् ॥१३॥**

देवः=તે દેવ, स्वप्नान्ते=સ્વપ્નાવસ્થામાં, उच्चावचम् ईयमानः=ઊંચ-નીચ ભાવોને પ્રાપ્ત થતો, बहूनि रूपाणि कुरुते=ઘણાં રૂપો બનાવી લે છે, उत स्त्रीभिः सह मोदमानः इव=વળી તે સ્ત્રીઓની સાથે મોજ માણતો હોય તેમ, उत जक्षत् इव=મિત્રો સાથે હસતો હોય તેમ, अपि भयानि पश्यन्=અને (જેમનાથી બીએ છે એવા સિંહ–વાઘોથી) ભયને જોતો હોય તેમ રહે છે.

સ્વપ્નસૃષ્ટિમાં એ આત્મા ઊંચીનીચી સ્થિતિ પ્રાપ્ત કરે છે અને ઘણાં રૂપો ધારણ કરે છે. ક્યારેક તે સ્ત્રીઓની સાથે મોજ કરે છે, ક્યારેક હસે છે ને ક્યારેક ભયંકર દેખાવો જુએ છે. ૧૩

**ભાષ્ય :** આ સિવાય સ્વપ્નાન્તમાં–સ્વપ્નસ્થાનમાં ઊંચનીચ–ઊંચ દેવાદિભાવ અને નીચ–તિર્યગાદિ ભાવ–નિકૃષ્ટ ભાવ એવા ઊંચનીચ ભાવોને પ્રાપ્ત થતો તે દેવ–દ્યોતનાવાન પુરુષ 'बहूनि'–અસંખ્ય વાસનામયરૂપ બનાવી લે છે. તે સ્ત્રીઓની સાથે આનંદ માણતો, મિત્રોની સાથે હસતો અને ભય–જેમનાથી તે બી જાય છે, એવા સિંહ–વાઘ વગેરે ભયોને જાણે જોતો હોય તેમ રહે છે. ૧૩

## સ્વપ્નસ્થાનના વિષયમાં મતભેદ અને આત્માના સ્વયંજ્યોતિપણાનો નિશ્ચય

आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चनेति। तं नायतं बोधयेदित्याहुः। दुर्भिषज्यं हास्मै भवति यमेष न प्रतिपद्यते। अथो खल्वाहुर्जागरितदेश एवास्यैष इति यानि ह्येव जाग्रत् पश्यति तानि सुप्त इत्यत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षाय ब्रूहीति ॥ १४ ॥

अस्य आरामम् पश्यन्ति=બધા માણસો તેના આરામ(ક્રીડાની સામગ્રી)ને જ જુએ છે, कश्चन=કોઈ પણ, तम् न पश्यति=તેને જોતું નથી, आयतम् तम्=(સૂતેલા) તે આત્માને સહસા, न बोधयेत् इति आहुः=જગાડવો નહીં એમ (વૈદ્યો) કહે છે, (જે ઇંદ્રિય-પ્રદેશમાં એ સૂતેલો હોય છે) एषः=એ આત્મા, यम् न प्रतिपद्यते= તેમાં પ્રાપ્ત ન થવાથી, अस्मै ह दुर्भिषज्यम् भवति=એનું શરીર દુશ્ચિકિત્સ્ય–ચિકિત્સા ન થઈ શકે તેવું થઈ જાય છે. अथो खलु आहुः= એટલા માટે જ ખરેખર કેટલાક કહે છે કે एषः अस्य जागरितदेशः एव इति=આ (સ્વપ્નસ્થાન) આનો જાગરિત દેશ જ છે, हि यानि एव जाग्रत् पश्यति=કારણ કે જે પદાર્થોને એ જાગ્યા પછી જુએ છે, तानि= તેમને જ (તે પદાર્થોને જ), सुप्तः इति=સ્વપ્નાવસ્થામાં પણ જુએ છે अत्र=આ અવસ્થામાં, अयम्=આ પુરુષ, स्वयम् ज्योतिः भवति= સ્વયંજ્યોતિ હોય છે, अहम् सः=હું તે (જનક), भगवते=આપને (યાજ્ઞ-વલ્કયને), सहस्रम् ददामि=એક હજાર ગાયો આપું છું, अतः ऊर्ध्वम्= હવે એનાર્થી આગળ, विमोक्षाय ब्रूहि इति=મોક્ષ માટે ઉપદેશ કરો.

'લોકો એની રમતને જુએ છે, પણ કોઈ એને પોતાને જોતું નથી. તેથી કહે છે કે, માણસને એકાએક ન જગાડવો; કેમ કે આત્મા જો શરીરમાં બરાબર પાછો ન આવે, તો તેની

દવા કરવી મુશ્કેલ થઈ પડે છે. હવે કેટલાક લોકો કહે છે કે, જાગ્રતદશા અને સ્વપ્નદશા એક જ છે; કેમ કે માણસ જાગતો હોય ત્યારે જે વસ્તુઓ જુએ છે, તે જ વસ્તુઓ સ્વપ્નમાં જુએ છે. પણ એ વાત બરાબર નથી; કેમ કે સ્વપ્નદશામાં આત્મા પોતે જ તેજરૂપ બનીને પ્રકાશે છે.

જનકે કહ્યું : 'ભગવન્ ! હું આપને હજાર ગાયો આપું છું. મોક્ષને વિષે મને હજુ વધારે સમજાવો. ૧૪

**ભાષ્ય :** બધા માણસો આ આત્માના આરામ—આરમણ અર્થાત્ આક્રીડાને એટલે એણે રચેલી વાસનારૂપ ક્રીડાને જુએ છે. તેઓ ગ્રામ, નગર, સ્ત્રી અને ભક્ષ્ય અન્નરૂપ વાસનાનિર્મિત આક્રીડનના રૂપને જુએ છે; તેને જોતા નથી—તે આત્માને કોઈ જોતું નથી. અરે ! ત્યારે દુઃખનો વિષય છે કે જે અત્યંત ભિન્ન છે અને દૃષ્ટિની વિષયતાને પ્રાપ્ત છે, જેનું દર્શન પણ કરી શકાય છે, તે આત્માને કોઈ જોતું નથી. અરે ! જીવોનું કેવું દુર્ભાગ્ય છે ! આ પ્રમાણે જીવો પ્રતિ, શ્રુતિ કરુણા દેખાડે છે. તાત્પર્ય એ છે કે સ્વપ્નાવસ્થામાં આ સ્વયંજ્યોતિ આત્મા અત્યંત સંસર્ગશૂન્ય થઈ જાય છે.

'तं नायतं बोधयेदित्याहुः'—સ્વપ્નમાં આત્મજ્યોતિની વ્યતિરિક્તતાના વિષયમાં લોકમાં પ્રસિદ્ધિ પણ છે. તે પ્રસિદ્ધિ શું છે ? તે સૂતેલા આત્માને आयतम्—સહસા—એકાએક ન જગાડવો, આમ વૈદ્યો લોકમાં કહે છે. ખરેખર તેઓ જોતા હોય છે કે આત્મા જાગ્રત દેહમાંથી તેના ઇંદ્રિયરૂપ દ્વારથી નીકળીને વિશુદ્ધ રૂપે બહાર વિદ્યમાન છે; તેથી 'તેને એકાએક ન જગાડવો' આમ કહે છે.

તેનામાં તેઓ આ દોષ પણ જુએ છે : ઓચિંતો જગાડવામાં આવતાં એકાએક જાગેલો તે, તે ઇંદ્રિયદ્વારોને પ્રાપ્ત થઈ શકતો નથી. જે ઇંદ્રિયદ્વારદેશને એટલે કે જે દેશથી તે શુક્ર( ઇંદ્રિયમાત્રા )ને લઈને ખસી ગયો હતો, તે ઇંદ્રિયદેશને—એ આત્મા ફરીથી પ્રાપ્ત થતો

નથી. આથી જ શ્રુતિ કહે છે: 'दुर्भिषज्यं ह्यस्मै भवति' કે જેને આ પ્રાપ્ત થતો નથી, જે ઇંદ્રિયદ્વારદેશને કે જે દેશથી આ શુક્ર (ઇંદ્રિય-માત્રા) લઈને ખસી ગયો છે, તે ઇંદ્રિયદેશને આ આત્મા ફરીથી પ્રાપ્ત થતો નથી. જો ક્યારેક વિપરીત રૂપથી ઇંદ્રિયમાત્રાઓને પ્રવિષ્ટ કરી દે છે તો આંધળાપણું—બહેરાપણું વગેરે દોષની પ્રાપ્તિ થતાં આ દેહ માટે દુર્ભિષજ્ય—કષ્ટકારક વૈદ્યક્રિયા થઈ જાય છે; અર્થાત્ ત્યારે આ દેહ મુશ્કેલીથી દવા કરાવવી પડે તેવો થઈ જાય છે. આથી પ્રસિદ્ધિથી પણ સ્વપ્નમાં એનું સ્વયંપ્રકાશપણું જણાઈ આવે છે.

આ સ્વપ્ન થઈને (શરીરાદિ) મૃત્યુના રૂપોથી પાર થઈ જાય છે, તેથી સ્વપ્નમાં આત્મા સ્વયંજ્યોતિ છે. એટલા માટે જ ખરેખર કેટલાક માણસો કહે છે કે આ જે સ્વપ્ન છે તે, આ આત્માનો જાગરિત દેશ જ છે. આ લોક અને પરલોકથી ભિન્ન કોઈ સંધ્યસ્થાન નથી; તો પછી શું છે? આ લોક એટલે જાગરિત દેશ જ છે.

આમ છે તો તેથી થયું શું? એથી જે થાય છે, તે સાંભળો: જો આ સ્વપ્ન જાગરિત દેશ જ છે તો તે સમયે આ આત્મા દેહ અને ઇંદ્રિયોથી જુદો હોતો નથી, તેમની સાથે મળેલો જ રહે છે. માટે આત્મા સ્વયંજ્યોતિ નથી, તેથી તેના સ્વયંજ્યોતિપણાને બાધિત કરવા માટે કેટલાક કહે છે કે આ એનો જાગરિત દેશ જ છે. તેની જાગરિત દેશતામાં તેઓ એવો હેતુ બતાવે છે કે લૌકિક પુરુષ જાગરિત દેશમાં જે હાથી વગેરે પદાર્થોને જુએ છે, તેમને જ તે સ્વપ્નમાં પણ જુએ છે.

આ બરાબર નથી; કારણ કે તે સમયે ઇંદ્રિયો ઉપરત થઈ જાય છે. ઇંદ્રિયો ઉપરત થયા પછી જ પુરુષ સ્વપ્ન જુએ છે; તેથી તે અવસ્થામાં કોઈ અન્ય જ્યોતિ હોવાનો તો સંભવ નથી, તેથી જ કહ્યું છે: 'ત્યાં નથી રથ કે નથી રથયોગ વગેરે;' માટે આ અવસ્થામાં આ પુરુષ સ્વયંજ્યોતિ હોય જ છે.

સ્વયંજ્યોતિ આત્મા છે—આ વાત સ્વપ્નના દૃષ્ટાંતથી બતાવવામાં

આવી અને એમ પણ દેખાડવામાં આવ્યું કે તે મૃત્યુનાં રૂપોને પાર કરી જાય છે. તે ક્રમશઃ આ લોક અને પરલોકાદિમાં સંચાર કરતો રહીને પણ આ લોક અને પરલોકાદિથી ભિન્ન છે તેમ જ જાગ્રત અને સ્વપ્નનાં શરીરોથી પૃથક્ છે અને તેમનામાં ક્રમશઃ સંચાર કરવાને લીધે નિત્ય પણ છે—આમ યાજ્ઞવલ્કયે પ્રતિપાદન કર્યું; તેથી વિદ્યા ગ્રહણ કર્યા બદલ દક્ષિણા આપવાના હેતુથી જનકે 'હું આપને એક હજાર ગાયો આપું છું,' આમ કહ્યું. 'આપે મને આ પ્રમાણે બોધ આપ્યો, તેથી હું આપને એક હજાર ગાય આપું છું. હવે મોક્ષ કઈ રીતે પ્રાપ્ત થાય એવા પ્રશ્નના વિષયમાં આપની પાસેથી તેનો ઉત્તર સાંભળવાની ઇચ્છા છે. આ આત્મપ્રત્યયનો ઉપદેશ મોક્ષ અથવા સમ્યગ્ બોધ વિષે ઉપયોગી છે. આથી તેનું સાધન હોવાને કારણે આ તે યથાર્થ બોધનો એકદેશ (અંગ) જ છે, તેથી બધા ધારેલા પ્રશ્નોનો નિર્ણય સંભળાવવા માટે હું આપને પ્રાર્થના કરું છું. હવે આગળ મોક્ષ માટે ઉપદેશ કરો, જેથી હું આપની કૃપાથી સંસારમાંથી વિમુક્ત થઈ જાઉં. આ એક હજાર ગાયોનું દાન તો જે વિમોક્ષ પદાર્થના એકદેશનો નિર્ણય કરવામાં આવ્યો છે, તેના માટે છે.' ૧૪

**ભાષ્ય :** 'आत्मनैवायं ज्योतिषास्ते' (આ પુરુષ પોતાના સ્વરૂપભૂત જ્યોતિથી જ પ્રકાશિત થાય છે) આ પ્રમાણે જેનો પ્રસ્તાવ કરવામાં આવ્યો હતો, તેનું સ્વપ્નમાં 'અહીં આ પુરુષ સ્વયંજ્યોતિ થાય છે' આ પ્રમાણે પ્રત્યક્ષ પ્રતિપાદન કર્યું; પરંતુ આમ જે કહ્યું કે, 'આ સ્વપ્ન થઈને આ લોકને ઓળંગી જાય છે—મૃત્યુનાં રૂપોને પાર કરી જાય છે' તેમાં એવી શંકા રહે છે કે તે મૃત્યુનાં રૂપોને જ પાર કરે છે, મૃત્યુને પાર નથી કરતો; સ્વપ્નમાં દેહ અને ઇન્દ્રિયોથી વ્યાવૃત્ત થયેલા પુરુષને પણ આનંદ અને ભય આદિનું દર્શન થાય છે, આ વાત પ્રત્યક્ષ પણ છે. આથી નિશ્ચય જ આ મૃત્યુનું આક્રમણ નથી કરતો.

કર્મરૂપ મૃત્યુનાં જ આનંદ અને ભય આદિ કાર્યો જોવામાં આવે છે. જો આ જીવ સ્વભાવતઃ મૃત્યુથી જ બંધાયેલો છે તો એનો મોક્ષ થવાનો સંભવ નથી; કારણ કે સ્વભાવથી કોઈની પણ મુક્તિ થઈ શકતી નથી. જો મૃત્યુ સ્વભાવ અર્થાત્ પ્રકૃતિ ન હોય તો જ તેનાથી મોક્ષ થવાનો સંભવ થશે. જેવી રીતે આ મૃત્યુ આત્માનો ધર્મ નથી, એ દેખાડવા માટે 'હવે આગળ મોક્ષ માટે ઉપદેશ કરો' આ પ્રમાણે જનકે પૂછતાં યાજ્ઞવલ્કય તે દેખાડવાની ઇચ્છાથી પ્રવૃત્ત થયા.

## સુષુપ્તિના ભોગ સાથે આત્માની અસંગતા

**स वा एष एतस्मिन् सम्प्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च । पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नायैव स यत्तत्र किञ्चित् पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमेवैतद् याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥ १५ ॥**

सः वै एषः=તે આ (આત્મા), एतस्मिन् सम्प्रसादे=આ પ્રસન્નાવસ્થારૂપ સુષુપ્તિમાં, रत्वा=રમણ કરીને, चरित्वा=વિહાર કરીને, पुण्यम् पापम् च दृष्ट्वा एव=(અને) પુણ્ય તથા પાપને કેવળ જોઈ ને, पुनः= ફરીથી, प्रतिन्यायम् (यथान्यायम्)=જેવી રીતે આવ્યો હતો, જ્યાંથી આવ્યો હતો, प्रतियोनि (यथास्थानम्)=સ્વપ્નસ્થાનમાંથી સુષુપ્તિને પ્રાપ્ત થઈ ને ફરીથી, स्वप्नाय एव=સ્વપ્નસ્થાનમાં જ, आद्रवति=પાછો આવી જાય છે, सः=તે, तत्र=તે અવસ્થામાં, यत् किञ्चित् पश्यति=જે કંઈ પણ જુએ છે, तेन अनन्वागतः=તેનાથી અસંબંધ રહે છે અર્થાત્ તેની સાથે જોડાતો નથી, अयम् पुरुषः असङ्गः भवति=આ આત્મા અસંગ–સોબત વિનાનો રહે છે, याज्ञवल्क्य=હે યાજ્ઞવલ્કય ! एतत्=આ, एवम् एव=આમ જ છે અર્થાત્ તમે કહો છો તે બરાબર છે, सः अहम्=તે હું (જનક), भगवते=આપ મહાનુભાવને, सहस्रम् ददामि=એક હજાર

ગાયો આપું છું, अतः ऊर्ध्वम्=હવે પછી એનાથી આગળ, विमोक्षाय एव ब्रूहि इति=આપ મને કેવળ મોક્ષનો જ ઉપદેશ કરો (એવી પ્રાર્થના છે).

યાજ્ઞવલ્ક્યે કહ્યું : 'એ આત્મા આ સુષુપ્તિદશામાં રમણ કરે છે, હરેફરે છે, સારા–માઠા દેખાવો જુએ છે અને પછી જેવો આવ્યો હતો તેવો પહેલાંની સ્વપ્નદશામાં પાછો ચાલ્યો જાય છે. સુષુપ્તિદશામાં તેણે જે કંઈ જોયું હોય, તેનાથી તે લેપાતો નથી; કેમ કે તેને આસક્તિ જેવું કંઈ હોતું જ નથી.'

'બરાબર છે, ભગવન્ ! હું આપને હજાર ગાયો આપું છું. હવે આથી આગળ આપ મને મોક્ષને વિષે જ ઉપદેશ કરો.'

**ભાષ્ય :** તે આ પ્રકૃત સ્વયંજ્યોતિ પુરુષ કે જેને સ્વપ્નાવસ્થામાં પ્રદર્શિત કર્યો છે, આ સંપ્રસાદમાં–એમાં પુરુષ સમ્યક્ પ્રકારથી પ્રસાદયુક્ત (પ્રસન્ન) થાય છે, તેથી સુષુપ્તિને સંપ્રસાદ કહે છે; જાગરિત અવસ્થામાં જે દેહ અને ઇંદ્રિયોના સેંકડો વ્યાપારોના સંબંધને લીધે થયેલો ક્લેશ હતો, તેને છોડીને તે દેહ અને ઇંદ્રિયોથી મુક્ત થઈ જવાને લીધે સ્વપ્નમાં તે સહેજ પ્રસન્ન થાય છે; પરંતુ આ સુષુપ્ત અવસ્થામાં તે સારી પેઠે પ્રસન્ન થઈ જાય છે; તેથી સુષુપ્તિને સંપ્રસાદ કહે છે. સુષુપ્તસ્થ આત્માના વિષયમાં શ્રુતિ 'તે અવસ્થામાં તે તમામ શોકોથી તરી જાય છે', 'જળમાં પ્રતિબિંબ સમાન એક જ દ્રષ્ટા છે' આમ કહેશે પણ ખરી.[1]

---

૧ શાંકરભાષ્યમાં ઘણું કરીને અનેક સ્થળે સુષુપ્તિના દૃષ્ટાંતથી મુક્ત આત્માના સ્વરૂપનો કંઈક આભાસ અપાયો છે; આથી કેટલાક લોકો એવા ભ્રમમાં પડી જાય છે કે, સુષુપ્તાવસ્થામાં રહેલા પુરુષની તેમ જ મુક્ત પુરુષની ઘણું કરીને એક જ સ્થિતિ હોય છે; પરંતુ આમ સમજવું એ મોટી ભૂલ છે. મુક્ત પુરુષનો બધી જ અવસ્થાઓ

તે આ આત્મા આ સંપ્રસાદમાં–ક્રમશઃ સમ્યક્ પ્રકારથી પ્રસન્ન થતો; આ સુષુપ્તાવસ્થામાં સ્થિત રહીને કઈ રીતે પ્રસન્ન થતો હોય છે? સ્વપ્નથી સુષુપ્તાવસ્થામાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળો આત્મા સ્વપ્ન અવસ્થામાં હોય તો જ મિત્ર અને બંધુજનોના દર્શનાદિથી રતિનો અનુભવ કરીને તથા અનેક પ્રકારથી વિહાર કરીને અર્થાત્ તે વિહારના ફળસ્વરૂપ શ્રમની ઉપલબ્ધિ કરીને પ્રસન્ન થાય છે. તાત્પર્ય એ છે કે કેવળ જોઈને, કરીને નહીં. (શું કરીને નહીં?) પુણ્ય–પુણ્યફળને અને પાપ–પાપફળને. અમે એવું કહી ચૂકયા છીએ કે પુણ્ય અને પાપનું સાક્ષાત્ દર્શન થતું નથી; આથી તે પુણ્ય અથવા પાપથી લેપાતો નથી; જે પુરુષ પુણ્યપાપ કરે છે, તે જ તેનાથી લેપાય છે. કેવળ જોવાથી જ તેનું અનુબંધન થતું નથી.

---

સાથેનો તેમ જ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીર સાથેનો પણ હમેશને માટે સંબંધ છૂટી જાય છે. તેના બધા જ માયિક બંધનોનો અત્યંત અભાવ થઈ જાય છે, લોકદૃષ્ટિમાં તેના શારીરિક વ્યવહારોની પ્રતીતિ થતી રહેતી હોવા છતાં પણ મુક્ત પુરુષનો તેમની સાથે કશો પણ સંપર્ક રહેતો નથી. પરંતુ સુષુપ્તિ એક અવસ્થા છે, જે સ્વયં બંધન છે. આથી સુષુપ્ત જીવની મુક્ત આત્માની સાથે કોઈ વાસ્તવિક સમાનતા નથી. આ દૃષ્ટાંત એટલા માટે આપવામાં આવે છે કે જેવી રીતે મુક્ત આત્મા બધા જ પ્રકારના હર્ષ, શોક વગેરે વિકારો સાથેના સદાને માટે સંબંધોથી રહિત થઈ જાય છે, તેવી જ રીતે સુષુપ્ત જીવ પણ થોડીક પળ માટે હર્ષ–શોક આદિની અનુભૂતિથી રહિત થાય છે; કારણ કે તે સમયે તે અવ્યાકૃત માયાના અંશભૂત કારણ-શરીરની સાથે જ બ્રહ્મમાં સ્થિત થાય છે, તેથી તેને કશું ભાન હોતું નથી. જો વાસ્તવમાં મુક્તના જેવી જ તેની સ્થિતિ હોત તો ફરીથી સંસારમાં તેનું પ્રત્યાગમન થાત નહિ. માટે સુષુપ્તિના સુખને મોક્ષનું સુખ માનીને તેના અનુભવ માટે રાતદિન ઊંઘતા પડ્યા રહેવાની ભૂલ ક્યારેય કરવી ન જોઈએ.

એથી સ્વપ્ન થઈને તે મૃત્યુને જ પાર કરી જાય છે, કેવળ મૃત્યુનાં રૂપોને જ નહીં; માટે મૃત્યુ એ આત્માનો સ્વભાવ છે એવી આશંકા થઈ શકતી નથી. જો મૃત્યુ એનો સ્વભાવ હોત તો એ સ્વપ્નમાં પણ (પુણ્ય-પાપરૂપ કર્મ) કરત, પણ એ કરતો નથી; સ્વભાવ હોત તો ક્રિયા પણ હોત ને પછી તો એનો છુટકારો થઈ જ ન શકત; પરંતુ સ્વપ્નમાં ક્રિયાનો અભાવ હોવાથી તે એનો સ્વભાવ નથી; આથી એનો પાપ-પુણ્યરૂપ મૃત્યુથી મોક્ષ થવાનો સંભવ જ છે.

શંકા : પરંતુ જાગરિતમાં તો આ એનો સ્વભાવ છે જ.

સમાધાન : ના, આ તો બુદ્ધિ વગેરે ઉપાધિને કારણે જ છે. આ વાત 'જાણે કે ધ્યાન કરે છે, જાણે અત્યંત ચંચળ હોય તેમ જણાય છે.' આ વાક્યમાં સાદૃશ્ય દ્વારા પ્રતિપાદિત કરવામાં આવી છે. તેથી સ્વપ્નાવસ્થામાં મૃત્યુનાં રૂપોનું નિયમથી અતિક્રમણ કરવાને લીધે તેના સ્વાભાવિકપણાની આશંકા અથવા આત્માના અનિર્મોક્ષની આશંકા થઈ શકતી નથી.

ત્યાં (સ્વપ્નાવસ્થામાં) વિહાર કરીને અર્થાત્ વિહારના ફળના શ્રમને ઉપલબ્ધ કરીને બાદમાં સંપ્રસાદના અનુભવ પછી પુનઃ પ્રતિન્યાય–યથાન્યાય–જેવી રીતે આવ્યો હતો; નિશ્ચિત આયને ન્યાય કહેવાય છે તેમ જ અયન–નિર્ગમનનું નામ આય છે, પુનઃ પહેલાં જવાના વિપરીત ક્રમથી અર્થાત્ જઈને જે પછી પાછું ફરવાનું છે, તેને 'પ્રતિન્યાય કહે છે—અર્થાત્ જેવી રીતે ગયો હતો, તેવી જ રીતે પાછો ફરીને આવી જાય છે. પ્રતિયોનિ એટલે યથાસ્થાન—સ્વપ્ન-સ્થાનથી જ સુષુપ્તિને પ્રાપ્ત થઈને તે યથાસ્થાને પાછો આવી જાય છે અર્થાત્ સ્વપ્ન એટલે કે સ્વપ્નસ્થાન માટે જ પાછો ફરે છે.

પરંતુ આ કઈ રીતે જાણવામાં આવ્યું કે તે સ્વપ્નમાં પાપ-પુણ્ય કરતો નથી, કેવળ તેમનાં ફળને જ જુએ છે? જેવી રીતે જાગરિતમાં તેવી જ રીતે સ્વપ્નમાં પણ તે કર્મ કરે જ છે; કારણ કે આ બન્ને અવસ્થાઓનું દર્શન સમાન રૂપથી જ થાય છે; આવી શંકા

થતાં શ્રુતિ કહે છે કે, તે આત્મા સ્વપ્નમાં જે કંઈ પુણ્ય-પાપનું ફળ જુએ છે, તે જોયેલાથી તે અનન્વાગત અર્થાત્ બંધાયા વિનાનો જ રહે છે–એટલે કે તે તેનાથી બંધાતો નથી.

જો તેવું સ્વપ્નમાં તેમ કર્યું જ હોત તો તે તેનાથી બંધાઈ જાત અને સ્વપ્નમાંથી ઊઠ્યા પછી પણ તેનાથી બંધાઈ રહ્યો હોત; પરંતુ લોકમાં સ્વપ્નમાં કરેલા કર્મ સાથે બંધાયેલ હોવાનું જાણવામાં નથી. સ્વપ્નમાં કરેલા અપરાધથી કોઈ પણ માણસ પોતાને અપરાધી માનતો નથી અને લોક સ્વપ્ન જોનારાના અપરાધને સાંભળીને તેનો તિરસ્કાર કે ત્યાગ પણ કરતો નથી, આથી તે તેનાથી અલિપ્ત જ રહે છે.

તેથી સ્વપ્નમાં પુરુષ કંઈ કરતો હોય તેમ જણાય છે, ખરી રીતે તે સમયે કોઈ ક્રિયા નથી હોતી. એટલા માટે જ 'જાણે કે તે સ્ત્રીઓની સાથે આનંદનો અનુભવ કરતો રહે છે' એમ મંત્રમાં કહ્યું છે. સ્વપ્નનું વર્ણન કરનારાઓ પણ તેનું 'इव' શબ્દની સાથે જ વર્ણન કરે છે: 'આજે મેં હાથીઓને એકઠા થઈ જાણે દોડતા હોય તેમ દીઠા'; તેથી સ્વપ્ન જોનારામાં કર્તૃત્વ નથી.

વારુ, તો એનું અકર્તૃત્વ કઈ રીતે છે? મૂર્ત પદાર્થનો જે મૂર્ત દેહ અને ઇંદ્રિય સાથે સંબંધ છે, તે જ ક્રિયાનું કારણ જોવામાં આવે છે. કોઈ પણ અમૂર્ત પદાર્થ ક્રિયાવાળો જોવામાં આવતો નથી, ને આત્મા અમૂર્ત છે. આથી તે અસંગ છે; કારણ કે આ પુરુષ અસંગ છે, તેથી તે સ્વપ્નામાં જોયેલાં પુણ્ય-પાપથી અલિપ્ત છે–અસંશ્લિષ્ટ છે; તેથી જ કોઈ પણ રીતે એના માટે ક્રિયાના કર્તૃત્વનો સંભવ નથી. દેહ અને ઇંદ્રિયોના સંબંધથી જ કર્તૃત્વ થાય છે ને આ પુરુષને તેવો સંબંધ નથી; કારણ કે આ પુરુષ અસંગ છે, તેથી એ અમર છે.

(જનક:) યાજ્ઞવલ્ક્ય! આ વાત આમ જ છે; હું આપ મહાનુભાવને એક હજાર ગાયો આપું છું. હવે આગળ મોક્ષ માટે જ ઉપદેશ કરો; કારણ કે ઉપર મોક્ષપદાર્થના એકદેશ કર્મના વિવેકનું

સારી રીતે દિગ્દર્શન કરવામાં આવ્યું છે, તેથી હવે પછી મોક્ષ વિષે જ ઉપદેશ આપો. ૧૫

## સ્વપ્નાવસ્થાના ભોગો સાથે આત્માની અસંગતા

**ભાષ્ય :** શંકા : અહીં (ઉપરના મંત્રમાં) 'असङ्गो ह्ययं पुरुषः' આ વાક્ય દ્વારા અસંગતાને જ અકર્તૃત્વમાં હેતુ બતાવવામાં આવેલ છે ને પહેલાં એમ પણ કહ્યું છે કે આ કર્મવશાત્ જ્યાં એની ઇચ્છા હોય છે ત્યાં ચાલ્યો જાય છે. વળી ઇચ્છા જ' સંગ છે, તેથી 'કારણ કે આ પુરુષ અસંગ છે' આ તો અસિદ્ધ હેતુ જ કહેવામાં આવ્યો છે.

સમાધાન : વાત આમ નથી; તો પછી આ અસંગ જ કઈ રીતે છે? તે કહે છે–

**स वा एष एतस्मिन् स्वप्ने रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव स यत्तत्र किञ्चित् पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमेवैतद् याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥ १६ ॥**

सः वै एषः=તે આ આત્મા, एतस्मिन् स्वप्ने रत्वा चरित्वा=આ સ્વપ્નાવસ્થામાં રમણ અને વિહાર કરીને, पुण्यम् च पापम् च दृष्ट्वा एव=પુણ્ય અને પાપને જોઈને જ, पुनः=ફરીથી, प्रतिन्यायम्=જેવી રીતે આવ્યો હતો, प्रतियोनि=અને જ્યાંથી આવ્યો હતો, बुद्धान्ताय एव आद्रवति=તે જાગરિત સ્થાને જ પાછો ફરે છે, सः=તે, तत्र=તે અવસ્થામાં, यत् किञ्चित् पश्यति=જે કંઈ જુએ છે, तेन=તેનાથી, अनन्वागतः भवति=અસંશ્લિષ્ટ–અસંબદ્ધ–અલિપ્ત રહે છે, हि=કારણ કે, अयम् पुरुषः=આ આત્મા, असङ्गः इति=અસંગ–સંગરહિત છે, याज्ञवल्क्य= હે યાજ્ઞવલ્ક્ય! एतत् एवम् एव=આ આમ જ છે, सः अहम्=તે હું

(જનક), भगवते=આપ મહાનુભાવને, सहस्रम् ददामि=એક હજાર ગાયો આપું છું, अतः ऊर्ध्वम्=હવે પછી, विमोक्षाय एव ब्रूहि इति=મને મોક્ષ વિષે જ ઉપદેશ કરો.

યાજ્ઞવલ્ક્યે કહ્યું : 'એ આત્મા આ સ્વપ્નદશામાં મોજ-મજા કરે છે, હરે છે, ફરે છે, સારા-માઠા દેખાવો જુએ છે અને પછી જેવો આવ્યો હતો તેવો પહેલાંની જાગ્રત દશામાં પાછો ચાલ્યો જાય છે. સ્વપ્નદશામાં તેણે જે કંઈ જોયું હોય, તેનાથી તે લેપાતો નથી; કેમ કે તેને આસક્તિ જેવું કંઈ હોતું જ નથી.'

'બરાબર છે, ભગવન્‌! હું આપને હજાર ગાયો આપું છું. મોક્ષને વિષે મને હજુ વધારે સમજાવો.' ૧૬

**ભાષ્ય :** 'स वा एषः'–તે આ પુરુષ આ સ્વપ્ન અવસ્થામાં સુષુપ્તિમાંથી પાછો ફરીને સ્વપ્નમાં રમણ અને વિહાર કરીને ઇચ્છા-નુસાર પુણ્ય અને પાપને જોઈને જ—વગેરે બધો અર્થ પહેલાંની જેમ સમજવો જોઈએ. बुद्धान्तायैव–જાગરિત સ્થાન માટે જ (પાછો ફરે છે). તેથી આ પુરુષ અસંગ જ છે. જો આ ઇચ્છાવાન હોવાથી સ્વપ્નમાં સંગવાળો હોત તો જાગરિત અવસ્થામાં પાછા ફર્યા પછી આ તે સંગજનિત દોષોથી લિપ્ત થઈ જાત. ૧૬

## જાગરિત અવસ્થાના ભોગો સાથે આત્માની અસંગતા

**ભાષ્ય :** જેવી રીતે આ સ્વપ્નાવસ્થામાં અસંગ હોવાને લીધે જાગરિત સ્થાનમાં પાછા ફર્યા પછી તે સ્વપ્નસંગજનિત દોષોથી લેપાતો નથી, તેવી જ રીતે જાગરિત અવસ્થામાં પણ આ જાગરિતસંગજનિત દોષોથી લેપાતો નથી, આ જ વાત હવે કહે છે :

**स वा एष एतस्मिन् बुद्धान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नान्तायैव ॥१७**

सः वै एषः=તે આ પુરુષ, एतस्मिन् बुद्धान्ते=આ જાગરિત અવ-

સ્થામાં, रत्वा चरित्वा=રમણ અને વિહાર કરી, पुण्यम् च पापम् च दृष्ट्वा एव=પુણ્ય અને પાપને જોઈને જ, पुनः=ફરીથી, प्रतिन्यायम्= જેવી રીતે આવ્યો હતો, प्रतियोनि स्वप्नान्ताय एव आद्रवति=તે જ યથાસ્થાન એવા સ્વપ્નસ્થાને જ પાછો ફરે છે.

યાજ્ઞવલ્કયે કહ્યું: 'એ આત્મા આ જાગ્રતદશામાં મોજમજા કરે છે, હરે છે, ફરે છે, સારામાઠા દેખાવો જુએ છે અને પછી જેવો આવ્યો હતો તેવો પહેલાંની સ્વપ્નદશામાં પાછો ચાલ્યો જાય છે.' ૧૭

**ભાષ્ય:** તે આ પુરુષ આ બુદ્ધાંત-જાગરિત સ્થાનમાં રમણ અને વિહાર કરીને-વગેરે અર્થ પૂર્વવત્ સમજવો જોઈએ. તે જાગરિત અવસ્થામાં તે જે કંઈ જુએ છે, તેનાથી તે અલિપ્ત રહે છે; કારણ કે આ પુરુષ અસંગ છે.

Q. શંકા : પરંતુ કઈ રીતે આવો નિશ્ચય કરાય છે કે તે તેમને જોઈને જ (પાછો આવી જાય છે)? ત્યાં તો તે પુણ્યપાપો કરે પણ છે અને તેમનું ફળ પણ જુએ છે.

A. સમાધાન : વાત આમ નથી; કારણ કે એનું કર્તૃત્વ કર્તા-કર્મ આદિ કારકોના અવભાસકરૂપથી જ છે. 'આ પુરુષ આત્મજ્યોતિ દ્વારા જ રહે છે' વગેરે ઉક્તિ અનુસાર આત્મજ્યોતિથી અવભાસિત દેહેંદ્રિયસંઘાત વ્યવહાર કરે છે. તેના લીધે તેના કર્તૃત્વનો આરોપ કરવામાં આવે છે, એમાં સ્વતઃકર્તૃત્વ નથી; આવું જ કહ્યું પણ છે: 'જાણે ધ્યાન કરતો હોય, જાણે અત્યંત ચંચળ થતો હોય' વગેરે આનું કર્તૃત્વ બુદ્ધિ વગેરે ઉપાધિને લીધે જ છે, સ્વતઃ નથી. અહીં તો ઉપાધિની અપેક્ષા ન રાખતાં પરમાર્થની અપેક્ષાથી જ એવું કહેવામાં આવે છે કે તે પુણ્યપાપને જોઈને જ પાછો આવી જાય છે, કરીને નહીં; તેથી અહીં પૂર્વાપરના વ્યાઘાતની આશંકા નથી; કારણ કે નિરુપાધિક હોવાથી તે પરમાર્થતઃ (પુણ્ય-પાપ) કરતો નથી તેમ ક્રિયાફળથી લેપાતો પણ નથી; આવું જ શ્રીભગવાને પણ

કહ્યું છે: 'હે કુન્તિનંદન! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહેતા હોવા છતાં પણ નથી તો કરતો કે નથી લિપ્ત થતો,' વગેરે.

વળી હજાર ગાયોનું દાન તો કામવિવેક પ્રદર્શિત કરવાને લીધે છે. આ પ્રમાણે 'તે આ પુરુષ આ સ્વપ્નાવસ્થામાં' 'તે આ પુરુષ આ જાગરિત અવસ્થામાં' વગેરે આ બે કંડિકાઓ દ્વારા આત્માની અસંગતાઓનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે; કારણ કે સ્વપ્નાવસ્થામાં જઈને સમ્યક્ પ્રકારથી પ્રસાદને પ્રાપ્ત થતો આ પુરુષ જાગરિત સ્થાનમાં કરેલાં કર્મો સાથે જોડાતો નથી; કારણ કે તે સમયે એનાં ચોરી વગેરે કાર્યો જોવામાં આવતાં નથી, તેથી ત્રણે સ્થાનોમાં–અવસ્થાઓમાં એ પોતે અસંગ જ છે; તેથી આ અમર છે અને ત્રણે સ્થાનોના ધર્મોથી ભિન્ન છે.

આ 'પ્રતિયોનિ'–યથાસ્થાન સ્વપ્નાંત એટલે સંપ્રસાદ ભણી જ પાછો આવી જાય છે. સ્વપ્નની દર્શનવૃત્તિનો 'સ્વપ્ન' શબ્દથી ઉલ્લેખ થયેલો જોવામાં આવ્યો છે, તેથી 'અંત' શબ્દથી તેના વિશેષણની પ્રાપ્તિ થાય છે; 'एतस्मा अन्ताय धावति' આ વાક્યથી (વાક્યના 'अन्ताय' પદથી) શ્રુતિ સુષુપ્તને પ્રદર્શિત કરશે.

વળી જો એમ કહેવામાં આવે કે, 'स्वप्नान्ते रत्वा चरित्वा' અને 'एतावुभावन्तावनुसंचरति स्वप्नान्तं च बुद्धान्तं च' આવું જોવામાં આવેલું હોવાથી 'स्वप्नान्तायैव' આ પ્રયોગમાં પણ દર્શનવૃત્તિને જ સ્વપ્ન કહેવામાં આવેલ છે તોપણ કોઈ દોષ આવતો નથી; કારણ કે અસંગતાની સિદ્ધિ અભીષ્ટ છે અને તે સિદ્ધ થઈ જ જાય છે. કારણ એ છે કે જાગરિત અવસ્થામાં પુણ્ય અને પાપને જોઈને જ તથા રમણ અને વિહાર કરી એ સ્વપ્નાન્તમાં આવે છે; પરંતુ તે સમયે જાગરિતના દોષથી લેપાતો નથી. ૧૭

**ભાષ્ય :** આ પ્રમાણે આ પુરુષ આત્મા સ્વયંજ્યોતિ, દેહ અને ઇંદ્રિયોથી ભિન્ન અને તેમનાં પ્રયોજક કામ તેમ જ કર્મથી પણ ભિન્ન

છે; કારણ કે આ પુરુષ અસંગ જ છે. અસંગ હોવાને લીધે જ 'स वा एष एतस्मिन्सम्प्रसादे' વગેરે ત્રણ મંત્રો દ્વારા આ અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; એથી આત્માની 'અસંગતા' જ સિદ્ધ થાય છે. શાથી? કારણ કે તે જાગરિતથી સ્વપ્નને, સ્વપ્નથી સુષુપ્તિને અને સુષુપ્તિથી ફરી સ્વપ્નને તથા ક્રમશઃ બુદ્ધાંત એટલે જાગરિતને અને જાગરિતથી પુનઃ સ્વપ્નને–આ પ્રમાણે ક્રમિક સંચાર દ્વારા ત્રણે સ્થાનોનું પૃથક્ત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. પહેલાં પણ 'स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति मृत्यो रूपाणि' આ વાક્ય દ્વારા આ અર્થનો ઉલ્લેખ કરાયો છે. તેનું વિસ્તારથી પ્રતિપાદન કરીને હવે જે કેવળ દૃષ્ટાંત જ રહેલ છે, તેનું વર્ણન કરીશ–આ ઉદ્દેશથી શ્રુતિ આરંભ કરે છે–

## પુરુષ એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં સંચાર કરે છે તે વિષે મહામત્સ્યનું દૃષ્ટાંત

**तद् यथा महामत्स्य उभे कूले अनुसंचरति पूर्वं चापरं चैवमेवायं पुरुष एतावुभावन्तावनुसंचरति स्वप्नान्तं च बुद्धान्तं च ॥ १८ ॥**

तत् (तत्र)=ત્યાં અર્થાત્ ઉપર દેખાડેલા વિષયમાં આ દૃષ્ટાંત છે, यथा=જેવી રીતે, महामत्स्यः=કોઈ મોટો મગરમચ્છ (નદીના), पूर्वम् च अपरम् च=પૂર્વ અને અપર, उभे कूले अनुसंचरति=બંને કાંઠાઓ પર ક્રમશઃ સંચાર કરે છે, एवम् एव=એવી જ રીતે, अयम् पुरुषः=આ પુરુષ (આત્મા), स्वप्नान्तम् च बुद्धान्तम् च=સ્વપ્નાવસ્થા અને જાગરિત અવસ્થા, एतौ उभौ अन्तौ=આ બન્નેય સ્થાનોમાં, अनुसंचरति=ક્રમશઃ સંચાર કરે છે.

જેવી રીતે કોઈ મોટો મગરમચ્છ નદીને બંને કાંઠે ફરે, આ કાંઠે જાય ને સામે કાંઠે જાય, તેમ આ આત્મા સ્વપ્નદશા ને જાગ્રતદશા–બંનેમાં અનુક્રમે ફરે છે. ૧૮

**ભાષ્ય :** 'તત્'નો અર્થ છે તત્ર અર્થાત્–ત્યાં, ઉપર બતાવવામાં આવેલા વિષયમાં આ દૃષ્ટાંત કહેવામાં આવે છે : જેવી રીતે લોકમાં મહામત્સ્ય–જે મહાન હોય અને મત્સ્ય હોય અર્થાત્ જે નદીના સ્રોતથી અક્ષુણ્ણ–અજિત–અણુનમ રહેનારો હોય તેમ જ સ્રોત–પ્રવાહને પણ અટકાવી દેતો હોય, તે મનફાવે તેમ ફરનારો મગરમચ્છ નદીના બંને કાંઠાઓ પર અનુક્રમે સંચાર કરે છે અને તેમ કરતો રહીને પણ તે બને કાંઠાઓની વચમાં રહેનારા જળના પ્રવાહના વેગથી વિવશ થતો નથી, એવી જ રીતે આ પુરુષ આ બન્ને સ્થાનોમાં અનુક્રમે સંચાર કરે છે. તે બન્ને સ્થાન કયાં છે? સ્વપ્નસ્થાન અને જાગરિતસ્થાન.

પોતાનાં પ્રયોજક કામ (ભોગ) અને કર્મો સહિત મૃત્યુરૂપ દેહેન્દ્રિયસંઘાત અનાત્મધર્મ છે અને આ આત્મા એનાથી ભિન્ન છે–આ રીતે એ દૃષ્ટાંત આપવાનું ફળ છે એની વિસ્તારથી વ્યાખ્યા કરવામાં આવી છે. ૧૮

**ભાષ્ય :** અહીં ત્રણે સ્થાનોમાં (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિમાં) ક્રમિક સંચાર દ્વારા દેહેન્દ્રિયસંઘાતથી ભિન્ન સ્વયંપ્રકાશ આત્માની કામ અને કર્મોથી ભિન્નતા બતાવવામાં આવી છે. એ પોતે સંસાર-ધર્મવાળો નથી, એનું સંસારીપણું અવિદ્યાથી આરોપિત ઉપાધિને કારણે જ છે–આ પ્રમાણે આ સમુદાયનો સારાંશ બતાવવામાં આવ્યો.

પરંતુ અહીં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે સ્થાનોનું પૃથક્ પૃથક્ રૂપ કહેવામાં આવ્યું છે, બધાંને એકત્ર કરી એક સ્થાનમાં દેખાડવામાં આવેલ નથી; કારણ કે જાગરિત અવસ્થામાં તે અવિદ્યાવશ, સસંગ (આસક્તિયુક્ત), મૃત્યુથી યુક્ત અને કાર્યકરણસંઘાત સહિત જેવામાં આવે છે; પરંતુ સ્વપ્નમાં કામયુક્ત તથા મૃત્યુનાં રૂપોથી વિનિર્મુક્ત દેખાય છે અને પછી સુષુપ્તિમાં સંપ્રસાદને[1] પ્રાપ્ત થઈ ને

---

૧ આ સંપ્રસાદ પણ ક્ષણિક જ છે. ચિત્તનો લય થવાથી સર્વ પ્રકારની ચિંતાઓ અને કલેશોનો બોધ ન થવાથી પ્રસન્નતા રહે છે.

અસંગ થઈ જાય છે–આ પ્રમાણે તેની અસંગતા પણ જોવામાં આવે છે. તેથી એકવાક્યતારૂપે જે ઉપસંહાર કરવામાં આવનારું ફળ છે, તે એની નિત્ય શુદ્ધ–બુદ્ધમુક્તસ્વભાવતા એક સ્થાન પર સંગૃહીત કરીને દેખાડવામાં આવી નથી; આથી હવે તે દેખાડવા માટે આ કંડિકાનો આરંભ કરવામાં આવે છે.

આનું આવું રૂપ 'तद् वा अस्यैतदतिच्छन्दा अपहतपाप्माभयं रूपम्' આ વાક્ય દ્વારા સુષુપ્તિમાં જ બતાવવામાં આવનારું છે; કારણ કે આવા ભિન્ન રૂપવાળા[2] સુષુપ્તસ્થાનમાં આત્મા પ્રવેશ કરવા ચાહે છે; તે કઈ રીતે? તે શ્રુતિ બતાવે છે:–દૃષ્ટાંતથી આ અર્થની સ્પષ્ટતા થાય છે, તેથી આ વિષયમાં દૃષ્ટાંત આપવામાં આવે છે.

## સુષુપ્તિ આત્માનું વિશ્રાંતિસ્થાન છે એ વિષે શ્યેન(બાજ)નું દૃષ્ટાંત

**तद् यथास्मिन्नाकाशे श्येनो वा सुपर्णो वा विपरिपत्य श्रान्तः सꣳहत्य पक्षौ संलयायैव ध्रियत एवमेवायं पुरुष एतस्मा अन्ताय धावति यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति ॥ १९ ॥**

---

તે સમયે માનસિક વિકારોનો સંપર્ક ન રહેવાથી તે અસંગ હોય છે; તેથી અસંગતા બતાવવા માટે આ કેવળ દૃષ્ટાંત છે. ખરી અસંગતા તો તત્ત્વબોધથી જ થાય છે; ને તેની પૂર્ણપણે સમાનતા ક્યાંય નથી.

૨ જાગ્રત અને સ્વપ્ન અવસ્થાઓની અપેક્ષાએ સુષુપ્તિમાં ભિન્નતા અવશ્ય છે; કારણ કે તેમાં તે કામના, પાપ અને ભય વગેરેથી રહિત હોય છે; પરંતુ તેની આ અકામતા વગેરે ક્ષણિક જ છે. ખરી રીતે અકામ, નિષ્પાપ અને નિર્ભય તો મુક્ત આત્મા જ છે. જે બધી અવસ્થાઓથી પર એવી સ્થિતિ છે.

तद् यथा=જેવી રીતે, अस्मिन् आकाशे=આ આકાશમાં, श्येनः वा सुपर्णः वा=શ્યેન (બાજ) અથવા સુપર્ણ (ગરુડ અથવા તો ઝડપથી ઊડનારો બાજ), विपरिपत्य=બધી બાજુ ઊડીને, श्रान्तः=થાકી જવાથી, पक्षौ संहृत्य=પાંખો ફેલાવીને, संलयाय एव ध्रियते=માળા ભણી જ ઊડે છે, एवम् एव=એવી જ રીતે, अयम् पुरुषः=આ પુરુષ, एतस्मै अन्ताय=આ સ્થાન પ્રતિ, धावति=દોડે છે, यत्र सुप्तः=જ્યાં સૂતા પછી, कञ्चन कामम्=કોઈ પણ ભોગને, न कामयते=ઇચ્છતો નથી, कञ्चन स्वप्नम्=કોઈ પણ સ્વપ્નને, न पश्यति=જોતો નથી.

જેમ બાજ અથવા ગરુડ આકાશમાં ઊડી ઊડીને થાકી જાય અને પછી પાંખો ફેલાવીને ઊડીને માળામાં જવા નીકળે, તેમ આ આત્મા દોડીને એવી સ્થિતિ તરફ જવા નીકળે છે કે જ્યાં સૂઈ ગયા પછી તેને નથી કશાની ઇચ્છા થતી કે નથી કંઈ સ્વપ્ન દેખાતું. ૧૯

**भाष्य :** જેમ આ ભૌતિક આકાશમાં શ્યેન અથવા સુપર્ણ–સુપર્ણ શબ્દથી ઝડપી શ્યેન (બાજ) કહેવામાં આવેલ છે, જેમ આ આકાશમાં વિહાર કરી–બધી બાજુએ ઊડીને થાકી ગયા પછી કેટલીય વાર ઊડવારૂપ કર્મથી ખેદ પામીને પાંખોને સંહત–સંગત અર્થાત્ ફેલાવીને સંલય—જેમાં સમ્યક્ પ્રકારથી લીન થાય છે તે પક્ષીના માળાને સંલય કહેવાય; તે માળામાં જઈ પોતાની જાતને ધારણ કરી રાખે છે. જેવું આ દૃષ્ટાન્ત છે, એવી જ રીતે આ પુરુષ एतस्मै–આ સ્થાન ભણી દોડે છે. અન્ત શબ્દવાચ્ય સ્થાનનું વિશેષણ–જે સ્થાનમાં સૂતા પછી આ કોઈ ભોગની ઇચ્છા કરતો નથી અને એવી જ રીતે કોઈ સ્વપ્નનેય જોતો નથી.

'न कञ्चन कामम्' આથી સ્વપ્ન અને જાગરિતના બધાય ભોગોનો સમાન રૂપથી પ્રતિષેધ કરવામાં આવે છે; કારણ કે 'कञ्चन'—(કોઈ પણ) આ પદ દ્વારા કોઈ ખાસ ભોગનું નામ ન લેતાં સમાન રૂપથી જ કહેવાયું છે. એવી જ રીતે 'न कञ्चन स्वप्नम्' આ વાક્યથી

પણ સમજવું જોઈએ. જાગરિતમાં પણ જે કંઈ જોવામાં આવે છે તેને પણ શ્રુતિ સ્વપ્ન જ માને છે. એટલા માટે જ કહે છે કે કોઈ સ્વપ્નને જોતો નથી. આવી જ એક બીજી શ્રુતિ પણ છે—'તેનાં ત્રણ આવસથ (સ્થાન) છે અને ત્રણ સ્વપ્ન છે' વગેરે.

જેવી રીતે દૃષ્ટાંતમાં ઊડવાને લીધે લાગેલા થાકને દૂર કરવા માટે પક્ષીનું પોતાના માળામાં જવાનું દેખાડવામાં આવ્યું છે, એવી જ રીતે જાગ્રત અને સ્વપ્ન અવસ્થાઓમાં દેહેન્દ્રિયના સંયોગથી થનારાં ક્રિયાફળોથી સંયુક્ત થયેલા જીવને, પક્ષીના ઊડવાથી થનારા શ્રમના જેવો જ શ્રમ થાય છે. તે શ્રમની નિવૃત્તિ માટે તે પોતાના માળા-નિવાસસ્થાન અર્થાત્ સઘળા સંસારધર્મોથી ભિન્ન તેમ જ બધા પ્રકારના-ક્રિયા, કારક અને ફળના-શ્રમથી રહિત પોતાના આત્મામાં[1] પ્રવેશ કરે છે. ૧૯

## સ્વપ્નદર્શનની સ્થાનભૂત હિતા નાડીઓનું વર્ણન

**ભાષ્ય :** જો આ તમામ સંસારધર્મોથી રહિતપણું આ આત્માનો સ્વભાવ છે, તો એનું સંસારધર્મોથી યુક્ત હોવું એ અન્ય ઉપાધિને લીધે છે; અને જે હેતુથી એનું પરોપાધિકૃત સંસારધર્મપણું છે, તે અવિદ્યા છે. હવે પ્રશ્ન એ થાય છે કે, તે અવિદ્યા સ્વાભાવિક છે કે કામ તેમ જ કર્માદિની જેમ આગંતુક છે? જો આગંતુક છે, તો તો તેનાથી મોક્ષ થવાનો સંભવ છે; પરંતુ તેના આગંતુક હોવા વિષે યુક્તિ શી છે? અવિદ્યા આત્માનો ધર્મ શાથી નથી? તેથી તમામ

---

૧ સુષુપ્તિમાં જીવનું આત્મામાં જે પ્રવેશ કરવાનું કહ્યું છે, તેનાથી એમ ન સમજવું કે તે મુક્ત આત્માની જેમ સ્વ-રૂપમાં સ્થિત થઈ જાય છે. આ સ્થિતિ તો પૂર્ણ બોધ થયા પછી જ થઈ શકે છે. સુષુપ્ત જીવનો અવ્યાકૃત માયાના અંશભૂત કારણશરીર સાથે સંબંધ બન્યો રહે છે; તેથી ઉક્ત કથનનું તાત્પર્ય—બ્રહ્મમાં કારણ-શરીર સહિત પ્રવેશ કરવો—એવું છે, એમ સમજવું.

અનર્થોના કારણરૂપ અવિદ્યાના સ્વરૂપનો નિર્ણય કરવા માટે આગળની કંડિકાનો આરંભ કરવામાં આવે છે—

**ता वा अस्यैता हिता नाम नाड्यो यथा केशः सहस्रधा भिन्नस्तावताणिम्ना तिष्ठन्ति शुक्लस्य नीलस्य पिङ्गलस्य हरितस्य लोहितस्य पूर्णा अथ यत्रैनं घ्नन्तीव जिनन्तीव हस्तीव विच्छाययति गर्तमिव पतति यदेव जाग्रद्भयं पश्यति तदत्राविद्यया मन्यतेऽथ यत्र देव इव राजेवाहमेवेदꣳ सर्वोऽस्मीति मन्यते सोऽस्य परमो लोकः ॥ २० ॥**

अस्य=આ પુરુષની, ताः वै एताः हिता नाम नाड्यः=તે આ 'હિતા' નામની નાડીઓ, यथा=જેવી રીતે, केशः=કેશ (વાળ), सहस्रधा भिन्नः=હજાર ભાગોમાં વહેંચાય, तावता अणिम्ना=તેટલા સૂક્ષ્મ પરિમાણથી—સૂક્ષ્મતાથી, तिष्ठन्ति=રહે છે, शुक्लस्य, नीलस्य, पिङ्गलस्य, हरितस्य, लोहितस्य पूर्णाः=(તેઓ) ધોળી, આસમાની, પીળી, લીલી અને લાલ રંગના રસથી ભરેલી છે, अथ=અને, यत्र=જે અવસ્થામાં, एनम्=એ(પુરુષ)ને, घ्नन्ति इव=જાણે ઠાર મારતા હોય, जिनन्ति इव=જાણે પોતાને તાબે કરતા હોય, हस्ति इव विच्छाययति=જાણે કે એને હાથી દોડાવતો હોય અથવા હાથી એની પાછળ પડ્યો હોય, गर्तम् इव पतति=જાણે કે ખાડામાં પડતો હોય. यत् एव=(આ પ્રમાણે) જે કંઈ પણ, जाग्रद्भयम् पश्यति=જાગ્રત અવસ્થાના ભયને જુએ છે, तत् अत्र अविद्यया मन्यते=તેમને આ સ્વપ્નાવસ્થામાં અવિદ્યાથી માને છે, अथ=અને, यत्र=જે સમયે, देव इव=દેવતા સમાન, राजा इव=રાજા સમાન, अहम् एव इदम् सर्वः अस्मि=હું જ આ સર્વરૂપ છું, इति मन्यते=એવું માને છે, सः अस्य परमः लोकः=તે એનું પરમધામ છે.

તેના શરીરમાં 'હિતા' નામની નાડીઓ છે અને તે એક વાળના હજારમા ભાગ જેટલી બારીક છે. તે ધોળા,

આસમાની, પીળા, લીલા ને રાતા રંગના રસથી ભરેલી છે. આત્માને જ્યારે એમ લાગે છે કે જાણે કોઈ તેને મારી નાખે છે, જાણે કોઈ તેને પોતાના તાબામાં લે છે—જીતી લે છે, જાણે હાથી તેની પાછળ પડ્યો છે, અથવા જાણે પોતે ખાડામાં પડે છે, ત્યારે તે જાગ્રતમાં જોયેલા બધા ભય, સ્વપ્નમાં જુએ છે. એ અવિદ્યા—અજ્ઞાનને લીધે તે જુએ છે; પણ જ્યારે એને એમ લાગે છે કે, હું જાણે દેવ છું, હું જાણે રાજા છું અને વિશ્વમાં આ જે કંઈ છે તે જાણે હું જ છું ત્યારે એ એનું પરમ ધામ ગણાય છે. ૨૦

**ભાષ્ય :** આ મસ્તક તેમ જ હાથ વગેરે અવયવોવાળા પુરુષની આ 'હિતા' નામની નાડીઓ એક વાળના હજારમા ભાગ જેટલી બારીક છે; અને તે ધોળા, આસમાની, પીળા, લીલા અને રાતા રંગના રસથી ભરેલી છે અર્થાત્ આ ધોળા વગેરે વિશિષ્ટ રસોથી ભરેલી છે. આ રસોના ખાસ રંગો વાત, પિત્ત અને કફના એક-બીજાની સાથે મળવાથી થતી ખાસ વિષમતાને લીધે ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે.

આ પ્રકારની આ ધોળા વગેરે રસોથી ભરેલી આખા શરીરમાં ફેલાયેલી અને વાળના હજારમા ભાગ જેવડી બારીક નાડીઓમાં તે સત્તર તત્ત્વોનું લિંગશરીર રહે છે. સંસારના ઊંચનીચ ધર્મોના અનુભવથી ઉત્પન્ન થયેલી બધી વાસનાઓ તેને જ અધીન છે. વાસના-ઓના આશ્રયભૂત તે લિંગશરીર સૂક્ષ્મ હોવાને લીધે સ્વચ્છ અને સ્ફટિકમણિ સમાન છે. તે નાડીગત રસરૂપ ઉપાધિના સંસર્ગથી ધર્મ-અધર્મથી પ્રેરાયેલ, ઉત્પન્ન થયેલી ખાસ વૃત્તિઓવાળું તથા સ્ત્રી, રથ, હાથી વગેરે આકારવાળી ખાસ વાસનાઓથી યુક્ત ભાસે છે.

આવી સ્થિતિમાં જે સમયે વાસનાઓને લીધે 'કોઈ શત્રુ અથવા અન્ય ચોર વગેરે આવીને મને મારે છે' આમ ખોટે ખોટું

હોવા છતાં કેમ જાણે ખરેખર તેમ બનતું હોય એમ અજ્ઞાનને લીધે જણાય છે. તેના વિષયમાં એમ કહેવાય છે કે, 'આ સ્વપ્ન જોનારાને જાણે કે ઠાર મારતા હોય તથા '*जिनन्तीव*'–જાણે જીતતા હોય–તાબામાં લેતા હોય. (વાસ્તવમાં) તે સમયે કોઈ મારતું હોતું નથી, તેમ કોઈ કબજામાં લેતું કે જીતતું હોતુંય નથી. આ તો કેવળ અજ્ઞાનને લીધે પેદા થયેલી વાસનાના ઉદ્ભવને કારણે ભ્રાંતિ જ છે. એવી જ રીતે હાથીની જેમ કોઈ એને વિચ્છાયિત–વિદ્રાવિત કરતું નથી અર્થાત્ એની પાછળ હાથી દોડાવતું નથી; તેમ જ એ જાણે કે ખાડામાં પડતો હોય એટલે કે પોતાને ગર્તમાં–જૂના કૂવા વગેરેમાં પડતો જુએ છે. એને આ પ્રકારની મિથ્યા વાસના પેદા થઈ જાય છે, જે દુઃખરૂપ હોવાથી અત્યંત નિકૃષ્ટ અને અંતઃકરણની, અધર્મથી ઉદ્ભાસિત વૃત્તિને આશ્રયે રહે છે.

વધુ શું કહેવું? જાગરિત અવસ્થામાં જે કંઈ આ હાથી આદિરૂપ ભય જુએ છે, આ સ્વપ્નાવસ્થામાં પણ હસ્તિ આદિરૂપ ભય વિના જ જાગ્રત થયેલી અવિદ્યાવાસનાથી તે ભયરૂપને કે જે મિથ્યા જ છે, તેને સત્ય હોવાનું માનવા લાગે છે.

પછી જ્યારે અજ્ઞાનની અવનતિ અને જ્ઞાનની ઉન્નતિ થવા માંડે છે, ત્યારે તેનો શો વિષય અને શું લક્ષણ હોય છે, તે કહે છે: પછી જ્યારે–જે સમયે તે પોતે દેવતા સમાન થઈ જાય છે; અર્થાત્ જાગરિત કાળમાં દેવતાવિષયક જ્ઞાનનો ઉદ્ભવ થાય છે, ત્યારે તે ઉદ્ભવ પામેલી વાસનાથી તે પોતાને દેવના જેવો માને છે. સ્વપ્નમાં પણ એમ જ કહેવાય છે કે તે દેવ જેવો તથા રાજાના જેવો હોય છે. (તાત્પર્ય એ છે કે) જાગરિત અવસ્થામાં અભિષેકપૂર્વક રાજગાદી પર આવેલો પુરુષ તે રાજવાસનાથી યુક્ત હોવાને લીધે સ્વપ્નમાં પણ 'હું રાજા છું' એમ માને છે.

એવી જ રીતે જ્યારે અવિદ્યા–અજ્ઞાન તદ્દન ક્ષીણ થઈ જાય છે અને સર્વાત્મવિષયક જ્ઞાનનો ઉદ્ભવ થઈ જાય છે, તે સમયે તે

ભાવથી ભાવિત રહેવાને લીધે તે સ્વપ્નમાં પણ 'હું જ આ સર્વરૂપ છું' એમ માને છે આ જે સર્વાત્મભાવ છે, તે આ આત્માનો પરમલોક–સ્વાભાવિક પરમ આત્મભાવ છે.

વળી જે સર્વાત્મભાવથી ઊતરીને પોતાને વાળના છેડા જેટલોય 'હું આ નથી' આ પ્રમાણે અન્ય રૂપથી જુએ છે, તે અવસ્થા અવિદ્યા છે. તે અવિદ્યા અજ્ઞાન દ્વારા પ્રસ્તુત કરાયેલા જે અનાત્મ-ભાવ છે, તે સ્થાવર પર્યંત લોક અપરમ છે અર્થાત્ આત્માના પરમ-લોક નથી–સ્વાભાવિક પરમ આત્મભાવ નથી. તે વ્યવહારવિષયક લોકોની અપેક્ષાએ આ સર્વાત્મભાવપૂર્ણ તથા અંતર-બાહ્યશૂન્ય છે, તે એનો પરમલોક છે. તેથી અવિદ્યા–અજ્ઞાનનો અપકર્ષ–અવનતિ અને વિદ્યા–જ્ઞાનની પરાકાષ્ઠા થતાં સર્વાત્મભાવની પ્રાપ્તિ જ મોક્ષ છે. તાત્પર્ય એ છે કે જેમ સ્વપ્નમાં આત્માનું સ્વયંપ્રકાશત્વ પ્રત્યક્ષ ઉપલબ્ધ થાય છે, તેમ વિદ્યા અર્થાત્ જ્ઞાનના ફળરૂપ મોક્ષની પ્રત્યક્ષ ઉપલબ્ધિ થાય છે.

એવી જ રીતે અવિદ્યાનો ઉત્કર્ષ અને વિદ્યાનો તિરોભાવ થતાં પણ 'જે સમયે જાણે કે એને કોઈ મારતા હોય અથવા વશમાં કરતા હોય' વગેરે રૂપથી અવિદ્યાનું ફળ પ્રત્યક્ષ જ ઉપલબ્ધ થાય છે. તે આ સર્વાત્મભાવ અને પરિચ્છિન્નાત્મભાવ ક્રમશઃ વિદ્યા અને અવિદ્યાનાં કાર્ય છે. શુદ્ધ વિદ્યાથી પુરુષ સર્વાત્મા થઈ જાય છે અને અવિદ્યાથી અસર્વ થાય છે–સર્વાત્મા–સર્વરૂપ થતો નથી; તે કોઈ અન્યથી વિભક્ત થઈ જાય છે અને જેનાથી વિભક્ત થાય છે, તેનાથી વિરુદ્ધ રહે છે, ને વિરુદ્ધ રહેવાને લીધે માર્યો જાય છે ને જિતાય છે ને તગેડાય છે. અસર્વનો વિષય હોવાથી જ ભિન્ન હોવાને લીધે એ બધું હોય છે. જો સર્વરૂપ હોય તો કોનાથી ભિન્ન હોત કે જેની સાથે તેનો વિરોધ હોઈ શકત અને વિરોધ ન હોતાં તે કોનાથી મરાત, જિતાત કે તગેડાત?

આથી અવિદ્યાનો એવો સ્વભાવ બતાવવામાં આવે છે કે પુરુષ

સર્વાત્મા હોઈને પોતાને અસર્વાત્મરૂપથી ગ્રહણ કરાવે છે; આત્માથી ભિન્ન કોઈ બીજી વસ્તુ ન હોવા છતાં પણ તેને ઉપસ્થિત કરે છે ને આત્માને અસર્વરૂપ બનાવી દે છે. પછી જેની સાથે ભેદ માને છે, તેના વિષયમાં કામના થાય છે. કામનાને લીધે ક્રિયાનો સ્વીકાર કરે છે અને તેનાથી ફળ થાય છે, તેથી જ આમ કહ્યું છે અને આગળ કહેવાશે પણ ખરું કે 'જ્યાં દ્વૈત જેવું હોય છે, ત્યાં અન્ય અન્યને જુએ છે' વગેરે.

આ અવિદ્યાનું સ્વરૂપ તેના કાર્ય સહિત દેખાડવામાં આવ્યું તેમ જ અવિદ્યાના વિપરીત રૂપથી વિદ્યાનું કાર્ય–સર્વાત્મભાવ દેખાડવામાં આવ્યું. તે અવિદ્યા આત્માનો સ્વાભાવિક ધર્મ નથી; કારણ કે વિદ્યાનો ઉત્કર્ષ થતાં તે આપમેળે ક્ષીણ થવા માંડે છે અને જે સમયે વિદ્યાની પરાકાષ્ઠા તથા સર્વાત્મભાવ પૂર્ણપણે સ્થપાઈ જાય છે તે સમયે રજ્જુનો નિશ્ચય થયા પછી રજ્જુમાં થયેલા સર્પના જ્ઞાનની જેમ તેની સર્વથા નિવૃત્તિ થઈ જાય છે. આવું જ કહ્યું પણ છે: 'જ્યાં એના માટે બધું આત્મા જ થઈ ગયું છે, ત્યાં કોના દ્વારા કોને જુએ?' વગેરે; તેથી અવિદ્યા એ આત્માનો ધર્મ નથી; કારણ કે સૂર્યની ઉષ્ણતા અને પ્રકાશ સમાન સ્વાભાવિક ધર્મોનો કયારેય ઉચ્છેદ થઈ શકતો નથી. એટલા માટે વિદ્યા અર્થાત્ જ્ઞાનથી મોક્ષ થવાનો સંભવ છે. ૨૦

## મોક્ષનું સ્વરૂપ દર્શાવવામાં સ્ત્રી સાથે જોડાયેલા પુરુષનું દૃષ્ટાંત

**ભાષ્ય:** હવે આ જે વિદ્યા અર્થાત્ જ્ઞાનનું ફળ ક્રિયા, કારક તેમ જ ફળથી રહિત સર્વાત્મભાવરૂપ મોક્ષ છે કે જેમાં અવિદ્યા–અજ્ઞાન કામ અને કર્મનો અભાવ છે, તેનો પ્રત્યક્ષપણે નિર્દેશ કરવામાં આવે છે. 'જે અવસ્થામાં સૂતેલો પુરુષ કોઈ ભોગની ઇચ્છા કરતો નથી અને કોઈ સ્વપ્ન પણ જોતો નથી' આ પ્રમાણે જેનું પ્રકરણ ચાલતું હતું–

तद् वा अस्यैतदतिच्छन्दा अपहतपाप्माभयꣳ रूपम् तद् यथा प्रियया स्त्रिया सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तर-मेवमेवायं पुरुषः प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरं तद् वा अस्यैतदाप्तकाममात्मकाममकामꣳ रूपꣳ शोकान्तरम् ॥ २१ ॥

तद् वै अस्य=તે એનું, एतत्=આ, अतिच्छन्दा=કામરહિત, अप-हतपाप्म=પાપરહિત, अभयम् रूपम्=અભયરૂપ છે, तद् यथा=વ્યવહારમાં જેવી રીતે, प्रियया स्त्रिया सम्परिष्वक्तः=પોતાની પ્રિય ભાર્યાને આલિંગન કરનારા પુરુષને, न किञ्चन बाह्यम् वेद=ન તો કંઈ બહારનું જ્ઞાન હોય છે, न किञ्चन आन्तरम्=કે ન કંઈ અંદરનું, एवम् एव=એવી જ રીતે, अयम् पुरुषः=આ પુરુષ, प्राज्ञेन आत्मना=પ્રાજ્ઞ આત્માથી, सम्परिष्वक्तः= આલિંગિત થતાં, न बाह्यम् किञ्चन वेद=નથી તો કંઈ બહારના વિષયને જાણતો, न आन्तरम्=કે ન અંદરના, तद वा अस्य=તે એનું, एतत्=આ, आप्तकामम्=આપ્તકામ, आत्मकामम्=આત્મકામ, अकामम्= અકામ (અને) शोकान्तरम् रूपम्=શોકથી રહિત રૂપ છે.

એ એનું સ્વરૂપ કામરહિત, પાપરહિત અને ભયરહિત હોય છે; અર્થાત્ એ સ્વરૂપમાં એને નથી કશી ઇચ્છાઓ થતી, નથી પાપ વળગતું કે નથી બીક લાગતી. જેમ પ્રિય સ્ત્રીના ગાઢ આલિંગનમાં પડેલા માણસને બહારની કે અંદરની કશી વાતની ખબર પડતી નથી, તેમ આ આત્મા જ્યારે પરમાત્મા સાથે ગાઢ ભેટ્યો હોય ત્યારે તેને બહારની કે અંદર-ની કશી વાતની ખબર પડતી નથી. એ સ્થિતિમાં એની બધી ઇચ્છાઓ પૂરી થઈ ગઈ હોય છે; તેને આત્મા સિવાય બીજા કશાની ઇચ્છા જ રહેતી નથી; અને તેનું એ સ્વરૂપ ઇચ્છા તથા શોકથી રહિત થાય છે. ૨૧

**ભાષ્ય :** એનું આ રૂપ કે જે સર્વાત્મભાવ તેમ જ 'આ એનો પરમલોક છે' આ પ્રમાણે કહેવામાં આવ્યું છે, તે અતિચ્છંદા અર્થાત્ અતિચ્છંદરૂપ છે; કારણ કે અતિચ્છંદ શબ્દરૂપનું વિશેષણ છે.[1] છંદ એટલે કામ–ઇચ્છા; માટે જે રૂપથી છંદ(કામ)ની નિવૃત્તિ થઈ ગઈ છે, તે અતિચ્છંદરૂપ કહેવાય છે. જેને છેડે 'સ્' આવેલો છે એવો જે છંદસ્ શબ્દ છે, તે એનાથી જુદો છે ને તે ગાયત્રી વગેરે છંદોનો વાચક છે. જ્યારે આ છંદ શબ્દ તો કામવાચક છે; તેથી સ્વરાન્ત–છેડે સ્વરવાળો (સ=સ્+અ') જ છે, તોપણ 'અતિચ્છન્દા' આવો દીર્ઘાંત પાઠ તો સ્વાધ્યાયધર્મ જ સમજવો જોઈએ. લોકમાં–વ્યવહારમાં 'સ્વચ્છંદ,' 'પરચ્છન્દ' વગેરે શબ્દોમાં છંદ શબ્દનો 'કામ' એવા અર્થમાં પ્રયોગ હોવાનું પ્રસિદ્ધ છે; તેથી 'કામથી રહિત' એવા અર્થમાં આ રૂપનું 'अतिच्छन्दम्' આ પ્રમાણે પરિવર્તન કરી લેવું જોઈએ.

એવી જ રીતે આ 'अपहतपाप्म' છે–અહીં પાપ્મ શબ્દથી ધર્મ–અધર્મ બન્ને કહેવામાં આવ્યા છે. જેમ કે पाप्मभिः संसृज्यते[2] पाप्मनो विजहाति'[3] આ વાક્યોમાં કહેવામાં આવ્યું છે; તેથી 'अपहतपाप्म' અર્થાત્ ધર્માધર્મથી રહિત.

વળી અભય છે–ભય તો અવિદ્યા–અજ્ઞાનનું જ કાર્ય છે, 'અવિદ્યાથી અર્થાત્ અજ્ઞાનને લીધે બીએ છે,' આમ પહેલાં કહેવાઈ ગયું છે. આ તે અવિદ્યાના કાર્ય દ્વારા કારણનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે; અભયરૂપ અર્થાત્ જે અવિદ્યાથી રહિત છે. (આ પ્રમાણે)

---

૧ તેથી આનો 'अतिच्छन्दम्' આવો નપુંસકલિંગ પ્રયોગ થવો જોઈએ.

૨ 'ધર્માધર્મના આશ્રયભૂત દેહ અને ઇંદ્રિયોથી સંયુક્ત થઈ જાય છે.'

૩ 'ધર્માધર્મના આશ્રયભૂત દેહ અને ઇંદ્રિયોને છોડી દે છે.'

આ જે વિદ્વાનું ફળ સર્વાત્મભાવ છે, તે કામરહિત પુણ્યપાપરહિત તેમ જ અભયરૂપ છે. આ તમામ સંસારધર્મોથી રહિત છે, તેથી અભયરૂપ છે. આનું આગલા બ્રાહ્મણની સમાપ્તિમાં 'હે જનક! તમે અભયને પ્રાપ્ત થઈ ગયા છો' આ વાક્ય દ્વારા પહેલાં જ વર્ણન કરવામાં આવ્યું છે. અહીં તો પહેલાં દર્શાવેલ વેદના અર્થમાં વિશ્વાસની દૃઢતા માટે જ તેનો યુક્તિપૂર્વક વિસ્તાર કરવામાં આવ્યો છે. તે સ્વયં ચૈતન્યજ્યોતિઃસ્વરૂપ આત્મા બધાંને પોતાના ચૈતન્ય-પ્રકાશથી પ્રકાશિત કરે છે–'તે જે કંઈ તે અવસ્થામાં જુએ છે, રમણ કરે છે. વિહાર કરે છે તેમ જ જાણે છે (તે બધાથી અસંગ રહે છે)' આમ પહેલાં કહેવાઈ ગયું છે. આ ચૈતન્યજ્યોતિપણું આત્માનું નિત્યસ્વરૂપ છે–આમ યુક્તિથી પણ નિશ્ચય થાય છે.

આ સુષુપ્તાવસ્થામાં જો તે આત્મા નષ્ટ ન થતાં પોતાના સ્વરૂપથી જ વિદ્યમાન રહે છે તો જાગ્રત અને સ્વપ્નની જેમ 'હું આ છું' આ પ્રમાણે પોતાને અને પોતાનાથી બહાર આ ભૂતોને શાથી જાણતો નથી : એ વિષે અહીં કહેવામાં આવે છે–આ અવસ્થામાં તેના ન જાણવાનો જે હેતુ છે, તે સાંભળો–તેના ન જાણવાનું કારણ એકત્વ[1] જ છે; તે કઈ રીતે, તે કહેવામાં આવે છે : વિવક્ષિત અર્થ દૃષ્ટાંતથી સ્પષ્ટ થઈ જાય છે. આથી શ્રુતિ કહે છે–

આ વિષયમાં એમ સમજવું જોઈએ કે, જેવી રીતે લોકવ્યવ-હારમાં પોતાની કામના કરનારી પ્રિયા–ઇષ્ટ સ્ત્રી સાથે પોતે પણ કામુક થઈને સારી પેઠે આલિંગિત થઈ રહેલો પુરુષ પોતાનાથી

---

[1] અહીં એકત્વનો અર્થ આત્માનો અદ્વૈતબોધ સમજવાનો નથી; કારણ કે સુષુપ્તિમાં આ બોધ થતો નથી. બોધ થયા પછી તો કોઈ ખાસ અવસ્થા કે જેનો શબ્દ દ્વારા નિર્દેશ કરી શકાય એવી અવસ્થા સાથે સંબંધ રહેતો નથી. સુષુપ્તિમાં ચિત્તનો લય થવાથી થોડીક ક્ષણ માટે નાનાત્વનું ભાન હોતું નથી; એટલા જ માટે એકત્વને કારણ બતાવ્યું છે.

બહાર 'મારાથી ભિન્ન કોઈ પણ વસ્તુ છે' એમ જાણતો નથી, તેમ ભીતર પણ 'આ હું સુખી છું અથવા દુઃખી છું' એમ જાણતો નથી. તેનાથી આલિંગિત ન હોય ત્યારે તો તેનાથી અલગ રહીને બહાર અને અંદરની બધી વાતોને જાણે છે. આલિંગન પછી તો એકાકારપણું થઈ જવાથી તે કશું જાણતો નથી—એવી જ રીતે જેવું કે આ દૃષ્ટાંત છે, ક્ષેત્રજ્ઞ પુરુષ ભૂતમાત્રાના સંસર્ગથી મીઠાના ગાંગડાની જેમ વિભક્ત થઈને જળ આદિમાં ચંદ્રમા વગેરેના પ્રતિબિંબ સમાન આ દેહેંદ્રિયમાં પ્રવિષ્ટ થઈ રહ્યો છે, તે આ પુરુષ પોતાના સ્વાભાવિક પરમાર્થસ્વરૂપ પરજ્યોતિ પ્રાજ્ઞ સાથે સમ્યક્ પ્રકારથી પરિષ્વક્ત અર્થાત્ એકાકાર થઈને નિરંતર સર્વાત્મા હોવાને લીધે બહારની અન્ય વસ્તુને જાણતો નથી અને આંતર અર્થાત્ આત્મામાં જ 'આ સુખી અથવા દુઃખી હું છું' એમેય સમજતો નથી.[૧]

આ પ્રમાણે તમે જે પૂછ્યું હતું કે, ચૈતન્યાત્મજ્યોતિઃસ્વરૂપ

---

૧ આ પ્રસંગથી કોઈએ એમ સમજી લેવાનું નથી કે, સુષુપ્તિમાં જીવ વસ્તુતઃ આત્મનિષ્ઠ એક અદ્વિતીય તેમ જ સર્વાત્મા થઈ જાય છે. આ તો જ્ઞાનીનું સ્વરૂપ છે. જે કોઈ ખાસ અવસ્થાથી પરિચ્છિન્ન હશે, તે સર્વાત્મા કઈ રીતે હોઈ શકે? ઉપરની પાદટીપમાં બતાવ્યું છે તેમ આ પ્રકરણનું તાત્પર્ય એટલું જ છે કે તે સમયે કશું જ ભાન રહેતું નથી. સુષુપ્તિમાંથી જાગ્યા પછી મનુષ્ય આટલો જ અનુભવ સંભળાવે છે કે, 'હું સુખપૂર્વક ઊંઘ્યો, કશુંય જાણ્યું નહિ' વગેરે. તેને સર્વાત્મભાવનો બોધ રહેતો નથી; કારણ કે આવરણ દૂર થયા વિના આ બોધ પ્રકાશિત થતો નથી અને બોધ થયા પછી આવરણ રહેતું નથી. સુષુપ્તિમાંથી જીવ ફરીથી જાગ્રત અવસ્થામાં આવે છે, તેથી એની સ્વરૂપસ્થિતિ માની શકાય નહિ. સ્ત્રી-પુરુષના મિલનનું દૃષ્ટાંત અથવા સુષુપ્તિનું દૃષ્ટાંત વસ્તુને સમજાવવા માટે સર્વ એકદેશી દૃષ્ટાંતમાત્ર છે; મુક્ત પુરુષની બીજા કોઈ સાથે સરખામણી થઈ શકતી નથી.

હોવા છતાં પણ તે આ અવસ્થામાં શાથી જાણતો નથી, તો એમ થવામાં મેં એકત્વ એ હેતુ બતાવ્યો; જેમ કે પરસ્પર આલિંગિત સ્ત્રી અને પુરુષનું એકત્વ હોય છે. આ પરથી આપમેળે જ આ વાત બતાવી દેવામાં આવી કે નાનાત્વ એ વિશેષ વિજ્ઞાનનો હેતુ છે અને નાનાત્વનું કારણ આત્માથી ભિન્ન વસ્તુને પ્રસ્તુત કરનારી 'અવિદ્યા છે, એમ કહેવાઈ ગયું છે એટલે જે સમયે તે અવિદ્યાથી છૂટો પડી જાય છે, તે સમયે એની બધાંની સાથે 'એકતા જ થઈ જાય છે. ત્યારે આત્મજ્યોતિના પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં સ્થિત થઈ ગયા પછી જ્ઞાનજ્ઞેયાદિ કારક–વિભાગ ન રહેતાં વિશેષ વિજ્ઞાનનો પ્રાદુર્ભાવ તથા કામના કઈ રીતે હોઈ શકે?

આ પ્રમાણે સર્વની સાથે એકતા જ એનું રૂપ છે, તેથી આ સ્વયંજ્યોતિઃસ્વરૂપ આત્માનું આ રૂપ આપ્તકામ છે; કારણ કે આ એનું સમસ્ત રૂપ છે. તેથી આ રૂપમાં બધાં કામ પ્રાપ્ત થઈને રહે છે. માટે આ આપ્તકામ છે. જેની ઇચ્છા તેનાથી અન્ય રૂપે વિભક્ત રહે છે, તે અનાપ્તકામ હોય છે, જેવી રીતે જાગરિત અવસ્થામાં દેવદત્ત આદિ રૂપ; પરંતુ આ આત્મતત્ત્વ તેમની પેઠે કશાથી વિભક્ત નથી; તેથી આ આપ્તકામ છે. શું આ (આત્માનું જ્યોતિર્મયરૂપ) કોઈ અન્ય વસ્તુથી વિભિન્ન નથી? અથવા આત્મા જ તે અન્ય વસ્તુ છે? આ વિષે શ્રુતિ કહે છે: આત્માથી ભિન્ન કોઈ બીજી વસ્તુ જ નથી. શાથી નથી? કારણ કે તે રૂપ આત્મકામ છે. જેવી રીતે સ્વપ્ન અને જાગરિત અવસ્થાઓમાં આત્માથી અન્યત્ર વિભક્તના સમાન તથા અન્ય રૂપથી કામના કરનારા કામ હોય છે, તેવી રીતે સુષુપ્તિમાં અન્યત્વને રજૂ કરનારા અવિદ્યા[1]રૂપ હેતુનો અભાવ હોવાથી

---

૧ અહીં અવિદ્યાનું તાત્પર્ય સાંસારિક રાગ–દ્વેષ, સુખ–દુઃખ આદિથી છે, તેનો અભાવ થઈ જવો એટલે કે તેનું ભાન હોવું. અગાઉ કહ્યા પ્રમાણે સુષુપ્તિમાં અવ્યાકૃત માયા સાથે સમ્પર્ક તો બન્યો રહે છે. ભાન તો એટલા માટે નથી હોતું કે ચિત્ત લીન રહે

આત્મા જ તેનાં કામ છે, તેથી તે રૂપ આત્મકામ છે. એટલા માટે જ કામ્યવિષયોનો અભાવ હોવાથી આ રૂપ અકામ છે; તેમ જ શોકાન્તર–શોકચ્છિદ્ર અર્થાત્ શોકશૂન્ય છે અથવા આ શોકમધ્ય છે. તાત્પર્ય એ કે આ રૂપ સર્વથા જ અશોક અર્થાત્ શોકરહિત છે. ૨૧

## સુષુપ્તિમાં રહેલા આત્માની નિઃસંગ અને શોકરહિત સ્થિતિનું વર્ણન

**ભાષ્ય :** જેનું પ્રકરણ ચાલી રહ્યું છે તે સ્વયંજ્યોતિ આત્મા અવિદ્યા, કામ અને કર્મથી રહિત છે–એમ કહેવાઈ ગયું છે; કારણ કે આત્મા અસંગ છે અને તે (અવિદ્યાદિ) આગંતુક છે. એમાં એવી શંકા થાય છે કે, ઉપર એમ કહેવામાં આવ્યું છે કે ચૈતન્યસ્વભાવ હોવા છતાં પણ પરસ્પર આલિંગિત સ્ત્રી અને પુરુષની જેમ એકીભાવ હોવાથી આત્મા જાણતો નથી; ત્યાં પ્રસંગાનુસાર એમ કહેવામાં આવ્યું હતું કે કામ અને કર્મ આદિની જેમ સ્વયંજ્યોતિપણું પણ આ આત્માનો સ્વભાવ નથી, કારણ કે સુષુપ્તિમાં એની ઉપલબ્ધિ થતી નથી. આવી શંકા ઉપસ્થિત થતાં તેનું નિરાકરણ કરવા માટે 'સ્ત્રી-પુરુષ'નું દૃષ્ટાંત આપીને (એમ કહેવામાં આવ્યું હતું કે) એકીભાવરૂપ[1] હેતુને કારણે સુષુપ્તિમાં વિદ્યમાન સ્વયંજ્યોતિપણાનું જ ગ્રહણ થતું નથી, આ કામ-કર્માદિની જેમ આગંતુક નથી. આ પ્રમાણે આ પ્રાસંગિક સ્વયંજ્યોતિપણાનું નિરૂપણ કર્યા પછી જે પ્રકૃત છે, તેનો જ શ્રુતિ ઉલ્લેખ કરે છે. અહીં પ્રકરણ એ છે કે સુષુપ્તિમાં આત્માના જે રૂપનું પ્રત્યક્ષપણે ગ્રહણ કરવામાં આવે છે,

---

છે; અન્યથા અવિદ્યાનો અત્યંતાભાવ માની લેવાથી તો મુક્ત અને સુષુપ્તમાં અન્તર જ નહીં રહે.

૧ આ એકીભાવ અથવા એકત્વનું તાત્પર્ય આ પહેલાં પાદટીપ-(પાનું ૭૫૭)માં કહેવાઈ ગયેલ છે.

તે અવિદ્યા, કામ અને કર્મથી રહિત જ છે.[૧] તેથી યોગ્ય જ કહેવાયું છે કે આ રૂપ સર્વ પ્રકારના સંબંધોથી પર છે; કારણ કે અહીં આ સુષુપ્તસ્થાનમાં આ રૂપ કામરહિત, ધર્માધર્મરહિત અને અભય હોય છે. માટે–

**अत्र पिताऽपिता भवति माताऽमाता लोका अलोका देवा अदेवा वेदा अवेदाः । अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः श्रमणोऽश्रमणस्तापसोऽतापसोऽनन्वागतं पुण्येनानन्वागतं पापेन तीर्णो हि तदा सर्वाञ्छोकान् हृदयस्य भवति ॥ २२ ॥**

अत्र=આ સુષુપ્તાવસ્થામાં, पिता अपिता भवति=પિતા અપિતા થઈ જાય છે, माता अमाता=માતા અમાતા થઈ જાય છે, लोकाः अलोकाः=લોક અલોક થઈ જાય છે, देवाः अदेवाः=દેવ અદેવ થઈ જાય છે, वेदाः अवेदाः=વેદ અવેદ થઈ જાય છે, अत्र=આ અવસ્થામાં, स्तेनः अस्तेनः भवति=ચોર અચોર થઈ જાય છે, भ्रूणहा अभ्रूणहा=ભ્રૂણહત્યા કરનારો અભ્રૂણહા, चाण्डालः अचाण्डालः=ચાંડાળ અચાંડાળ, पौल्कसः अपौल्कसः=પૌલ્કસ અપૌલ્કસ, श्रमणः अश्रमणः=શ્રમણ અશ્રમણ, तापसः अतापसः=તાપસ અતાપસ થઈ જાય છે, अनन्वागतम् पुण्येन=પુણ્યથી અસંબદ્ધ થઈ જાય છે, अनन्वागतम् पापेन=(અને) પાપ સાથે પણ અસંબદ્ધ થઈ જાય છે, तदा हि=ત્યારે, हृदयस्य=હૃદયના, सर्वान् शोकान्=બધા શોકોને, तीर्णः भवति=તરી જાય છે–પાર કરી જાય છે.

આ સુષુપ્તાવસ્થામાં પિતા તે પિતા રહેતો નથી; માતા તે માતા રહેતી નથી; લોક તે લોક રહેતા નથી; દેવો તે દેવો રહેતા નથી; વેદ તે વેદ રહેતા નથી. એ સ્થિતિમાં ચોર તે

---

૧ આ પ્રસંગને સમજવા માટે પાનાં ૭૩૭–૭૩૮ અને ૭૫૭–૫૮) પરની પાદટીપ જુઓ.

ચોર રહેતો નથી; ગર્ભની હત્યા કરનાર તે ગર્ભની હત્યા કરનાર રહેતો નથી; ચંડાળ તે ચંડાળ રહેતો નથી; પૌલ્કસ (શૂદ્ર બાપ અને ક્ષત્રિય માનો દીકરો) તે પૌલ્કસ રહેતો નથી; શ્રમણ તે શ્રમણ રહેતો નથી; તપસ્વી તે તપસ્વી રહેતો નથી. એ સ્થિતિમાં તેને નથી પુણ્ય લાગતું કે નથી પાપ લાગતું; કેમ કે તે હૃદયના સર્વ શોકોની પાર ચાલ્યો ગયો હોય છે. ૨૨

**ભાષ્ય :** જ્યાં પિતા અર્થાત્ જનક–જન્મ આપવાને લીધે તેનો પુત્રના પ્રતિ જે પોતાનો ભાવ હોય છે, તે 'કર્મ'રૂપ નિમિત્તને લીધે છે, તે કર્મથી આ (સુષુપ્તિ)કાળમાં આ અસંબદ્ધ રહે છે–છૂટા રહે છે. તેથી પિતા-પુત્રના સંબંધના હેતુભૂત કર્મથી રહિત હોવાથી આ અવસ્થામાં પિતા પણ અપિતા થઈ જાય છે. એવી જ રીતે પુત્ર પણ પિતાનો અપુત્ર થઈ જાય છે, આમ વાક્યના સામર્થ્યથી જણાય છે; કારણ કે બંનેય સંબંધનું કારણ કર્મ છે, તેનું આ અતિક્રમણ કરી જાય છે; કેમ કે એના સ્વરૂપને 'अपहतपाप्म' (પાપરહિત) આ પ્રમાણે કહેવામાં આવેલ છે.

એવી જ રીતે માતા અમાતા થઈ જાય છે. કર્મથી જિતાનારા અથવા જીતેલા લોકો, તે કર્મસંબંધ ન રહેવાને કારણે અલોક થઈ જાય છે, અને કર્મના અંગભૂત દેવતા, તે કર્મસંબંધનું અતિક્રમણ થઈ જવાથી દેવ અદેવ થઈ જાય છે. તેમ જ સાધ્ય–સાધન સંબંધનું વર્ણન કરનારા અને અભિધાયકરૂપથી કર્મના અંગભૂત મંત્રાત્મક વેદ, તેમનું અધ્યયન કરેલું હોય કે કરવાનું હોય, તેઓ કર્મને લીધે જ પુરુષ સાથે જોડાયેલા છે; તે કર્મનું અતિક્રમણ કરવાને કારણે આ અવસ્થામાં વેદ પણ અવેદ થઈ જાય છે.

(તે અવસ્થામાં) આ કેવળ શુભ કર્મના સંબંધથી જ પર હોતો નથી; તો પછી ? આ અશુભ અર્થાત્ અત્યંત ભયંકર કર્મોથી

પણ અસંબદ્ધ–બંધાયા વિનાનો–છૂટો જ રહે છે. આ જ વાત શ્રુતિ કહે છે: અહીં ચોર અર્થાત્ બ્રાહ્મણનું સોનું ચોરનારો, આ વાત સ્તેન શબ્દનો ભ્રૂણહાની સાથે પાઠ હોવાથી જણાય છે.[૧] તે આ કાળમાં તે ઘોર કર્મથી મુક્ત થઈ જાય છે કે જે કર્મને લીધે આ મહાપાપી સ્તેન (ચોર) કહેવાય છે.

એવી જ રીતે ભ્રૂણહત્યા (શ્રેષ્ઠ બ્રાહ્મણની હત્યા) કરનારો 'અભ્રૂણ-હા' થઈ જાય છે; તેમ જ ચાંડાળ કેવળ આગન્તુક કર્મથી જ મુક્ત થતો નથી. તો પછી શું શું થાય છે? તે અત્યંત નિકૃષ્ટ જાતિની પ્રાપ્તિ કરાવનારા પોતાના સ્વાભાવિક કર્મથી પણ મુક્ત થઈ જાય છે. શૂદ્રથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલાને ચંડાળ કહેવામાં આવે છે, તે ચંડાળ જ ચાંડાળ છે. તે પોતાના જાતિ સંબંધી કર્મથી અસંબદ્ધ –છૂટો થવાથી અચાંડાળ થઈ જાય છે. 'પૌલ્કસ–શૂદ્રથી ક્ષત્રાણીમાં થયેલો પુલ્કસ જ પૌલ્કસ કહેવાય છે; તે પણ અપૌલ્કસ થઈ જાય છે.

એવી જ રીતે પુરુષ આશ્રમસંબંધી કર્મોથી પણ અસંબદ્ધ થઈ જાય છે, તે કહે છે: શ્રમણ એટલે જે કર્મને લીધે પુરુષ પરિવ્રાટ્ થાય છે, તેનાથી મુક્ત થવાને કારણે તે અશ્રમણ થઈ જાય છે તથા તાપસ અર્થાત્ વાનપ્રસ્થ અતાપસ થઈ જાય છે. આ બન્નેનું ગ્રહણ સર્વ વર્ણ અને આશ્રમોના ઉપલક્ષણાર્થે છે.

વધુ શું કહેવું? તે પુણ્ય અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મથી અનન્વાગત–અસંબદ્ધ રહે છે તેમ જ વિહિતકર્મને ન કરવું અને અવિહિતને કરવારૂપ પાપથી પણ અસંબદ્ધ રહે છે; રૂપપરક–રૂપ સાથે સંબંધ ધરાવવાને લીધે 'अनन्वागतम्' આવો નપુંસકલિંગ પ્રયોગ કરવામાં આવ્યો છે; કારણ કે 'अभयम् रूपम्' એની અહીં અનુવૃત્તિ કરવામાં આવે છે.

---

૧ 'ભ્રૂણહા' શ્રેષ્ઠ બ્રાહ્મણની હત્યા કરનારાને કહેવામાં આવે છે, તેથી 'સ્તેન' શબ્દથી પણ સામાન્ય ચોર સમજતાં બ્રાહ્મણનું સોનું ચોરનારો સમજવો જોઈએ.

પરંતુ તેની અસંબદ્ધતામાં કારણ શું છે? તેનો હેતુ કહે છે: તે સમયે આ પ્રકારનો આ પુરુષ તમામ શોકોને પાર કરી જાય છે; શોક અર્થાત્‌ કામ, કારણ કે ઇષ્ટ વિષયની પ્રાર્થના જ તે વિષયનો વિયોગ થતાં શોકરૂપ થઈ જાય છે. પ્રાપ્ત ન થયેલા અથવા છૂટા પડી ગયેલા ઇષ્ટ વિષયના ઉદ્દેશથી તેના ગુણોનું ચિંતન કરનારો પુરુષ સંતપ્ત થાય છે, તેથી શોક, અરતિ, કામ–આ પર્યાય શબ્દો છે; કારણ કે આ અવસ્થામાં પુરુષ બધી કામનાઓથી પાર થઈ જાય છે. કેમ કે 'તે કશાની કામના કરતો નથી', 'અતિચ્છંદા છે' આમ એના વિષયમાં કહેવાયું છે. માટે તે પ્રકરણમાં આવેલો આ 'શોક' શબ્દ કામનો જ વાચક હોવો જોઈએ. કામ જ કર્મનું કારણ છે. શ્રુતિ આવું કહેશે પણ ખરી કે, 'તે જેવી કામનાવાળો હોય છે, તેવા સંકલ્પવાળો હોય છે; અને જેવા સંકલ્પવાળો હોય છે, તેવું કર્મ કરે છે.' તેથી બધાં કર્મોથી અતિક્રાંત હોવાને કારણે 'તે પુણ્ય સાથે જોડાયેલો નથી–અસંબદ્ધ છે' વગેરે કથન યોગ્ય જ છે.

'हृदयस्य'–કમળના આકારવાળા માંસપિંડને હૃદય કહેવાય છે. તેમાં રહેલું અંતઃકરણ અર્થાત્‌ બુદ્ધિ હૃદયસ્થ–હૃદયમાં રહેલી હોવાને કારણે 'માંચડો બોલે છે'[૧] એની જેમ 'હૃદય' હોવાનું કહેવાય છે. હૃદય અર્થાત્‌ બુદ્ધિના જે શોક છે, તે બુદ્ધિને જ આશ્રિત હોય છે; કારણ કે 'કામ, સંકલ્પ, વિચિકિત્સા–આ બધાં મન જ છે' એમ કહેવાયેલ છે. વળી 'જે કામ એના હૃદયમાં આશ્રિત છે' આમ શ્રુતિ કહેશે પણ ખરી.

'हृदि श्रिताः', 'हृदयस्य शोकाः' આ વચનો શોકાદિ આત્માને આશ્રિત છે એવી ભ્રાંતિને દૂર કરવા માટે છે. આ સુષુપ્તાવસ્થામાં

---

૧ જેવી રીતે 'मञ्चाः क्रोशन्ति'–(માંચડાઓ બોલે છે) આ વાક્યના 'मञ्च' શબ્દથી માંચડા પર બેઠેલા માણસો ગ્રહણ કરાય છે, એવી જ રીતે અહીં 'હૃદય' શબ્દથી હૃદયમાં રહેલી બુદ્ધિ ગ્રહણ કરવી જોઈએ.

આ પુરુષ હૃદયરૂપ ઇંદ્રિયના સંબંધથી પર થઈ જાય છે, જેમ કે 'આ મૃત્યુનાં રૂપોને પાર કરી જાય છે' આ વાક્ય દ્વારા કહેવામાં આવ્યું છે. માટે હૃદય અને ઇંદ્રિયના સંબંધથી પર હોવાને કારણે આ હૃદયને આશ્રિત કામના સંબંધથી પર થઈ જાય છે–આમ કહેવું ઉચિત જ છે.

પરંતુ જે (ભર્તૃપ્રપંચ વગેરે) મતવાદીઓ આમ કહે છે કે, હૃદયમાં રહેલ કામ અને વાસનાઓ હૃદયં સંબંધી આત્મા પાસે જઈને તેનું આલિંગન કરે છે અને હૃદયનો વિયોગ થઈ ગયા પછી પણ તેલમાં રહેલ ફૂલોની સુગંધ સમાન તે આત્મામાં વિદ્યમાન રહે છે, તેમના માટે તો 'कामः संकल्पः', 'हृदये ह्येव रूपाणि', 'हृदयस्य शोकाः' વગેરે વાક્યોની વ્યર્થતા જ છે.

જો એમ કહેવામાં આવે કે કામં વગેરે, હૃદયરૂપ કરણ વડે ઉત્પાદ્ય હોવાને કારણે (હૃદય સાથે જોડાયેલાં છે) તો એ બરાબર નથી; કારણ કે 'हृदि श्रिताः' (હૃદયમાં રહેલાં) આવું વિશેષણ આપવામાં આવ્યું છે. જો હૃદયં તેમની ઉત્પત્તિનું કરણમાત્ર જ હોય તો 'हृदि श्रिताः' તથા 'हृदये ह्येव रूपाणि प्रतिष्ठितानि' આ વચનો યથાર્થ હોઈ શકે નહિ; પરંતુ અહીં આત્માની વિશુદ્ધિ વિવક્ષિત હોવાને કારણે તેઓ હૃદયને આશ્રિત છે આમ કહેવું યથાર્થ તેમ જ ઉચિત જ છે; કારણ કે 'ध्यायतीव लेलायतीव' આ શ્રુતિનો બીજો કોઈ અર્થ હોવાનો સંભવ નથી.

જો એમ કહો કે, 'જે કામ એના હૃદયમાં રહેલ છે' આવું વિશેષણ આપવાથી જણાય છે કે થોડુંક કામ આત્માને આશ્રિત પણ છે, તો આમ કહેવું બરાબર નથી; કારણ કે આ હૃદયમાં અનાશ્રિત કામોની અપેક્ષાને લીધે છે–અહીં 'ये हृदि' આવું વિશેષણ કામોના કોઈ અન્ય આશ્રયની અપેક્ષાથી નથી. તો શાથી છે? જે કામ હૃદયને આશ્રિત નથી, તેમની અપેક્ષાથી આ વિશેષણ છે. ભવિષ્યમાં થનારાં જે કામ હૃદયમાં આરૂઢ નથી તેમ જ જેઓ ભૂતકાળમાં થઈ ને

વિરોધને લીધે નિવૃત્ત થઈ ગયાં છે, તે હૃદયમાં સ્થિત નથી-રહેલાં નથી. તેમની પણ સંભાવના હોઈ શકત, તેથી તેમની અપેક્ષાથી આવું વિશેષણ આપવું કે, 'જે આરૂઢ તથા વિષયમાં વિદ્યમાન છે, તે બધાં જ છૂટી જાય છે,' એ ઉચિત જ છે.

જો એમ કહો કે, આમ માનવામાં આવે તોપણ આ વિશેષણ નિરર્થક છે, તો તે યોગ્ય નથી; કારણ કે હૃદય પર આરૂઢ થયેલાં કામ જ હેય-ત્યાજ્ય છે; કેમ કે તેમની જ નિવૃત્તિ માટે અધિક યત્નની આવશ્યકતા હોય છે. જો આ વિશેષણ આપવામાં ન આવ્યું હોત તો 'કામનાઓ આત્માને આશ્રિત છે' આવી કલ્પના થાત, જેનું શ્રુતિમાં પ્રતિપાદન થયેલું નથી તેમ તેને માનવુંય ઇષ્ટ નથી.

પ્રતિષેધ પ્રાપ્ત વસ્તુનો જ થાય છે, તેથી 'કંઈ પણ કામની કામના કરતો નથી' આવો પ્રતિષેધ હોવાથી કામોનું આશ્રયત્વ શ્રુતિસંમત જ છે-આવું જો કહો તો તે બરાબર નથી; કારણ કે 'બુદ્ધિ સહિત સ્વપ્ન થઈને' આ વાક્ય અનુસાર આત્માને કામના આશ્રયત્વની પ્રાપ્તિ અન્ય(બુદ્ધિ)ને લીધે છે. આત્માને 'અસંગ' કહેવાથી પણ આ જ સિદ્ધ થાય છે. જો આત્મા કામને આશ્રયભૂત હોય તો એને 'અસંગ' કહેવો એ ઉચિત હોઈ શકે નહિ; સંગ એ જ કામ છે એવું અમે કહી ચૂકયા છીએ.

જો કહો કે 'आत्मकामः' આવી શ્રુતિ હોવાને લીધે એને આત્મસંબંધી કામના તો થાય જ છે, તો એ પણ બરાબર નથી; કારણ કે આ શ્રુતિ આત્મભિન્ન કામનો અભાવ બતાવવા માટે છે. જો એમ કહો કે આત્માનું કામાશ્રયત્વ વૈશેષિક આદિ શાસ્ત્રોની યુક્તિથી સિદ્ધ થાય છે, તો આમ કહેવું પણ ઉચિત નથી; કારણ કે 'हृदि श्रिताः' વગેરે વિશેષ શ્રુતિઓથી વિરુદ્ધ હોવાને કારણે તે વૈશેષિક આદિ શાસ્ત્રોની સંગતિ ઉપેક્ષાને યોગ્ય છે; કારણ કે શ્રુતિથી વિરુદ્ધ હોવાથી તેમને ન્યાયનો આભાસ માનવામાં આવેલ છે.

આ સિવાય આમ માનવાથી આત્માના સ્વયંજ્યોતિપણાને

બાધ આવે છે; સ્વપ્નમાં કામ આદિ કેવળ સાક્ષીમાત્રના વિષય છે. આથી જે તેનું સિદ્ધ તેમ જ વિદ્યમાન સ્વયંજ્યોતિપણું છે તે બાધિત થઈ જશે; કારણ કે તેમનો આત્માની સાથે સમવાય સંબંધ હોવાથી તે આત્માનું દૃશ્ય થઈ શકશે નહીં—જેવી રીતે આંખમાંનાં શુક્લત્વ (ધોળાપણું), કૃષ્ણત્વ (કાળાપણું) વગેરે આંખનાં દૃશ્ય હોતાં નથી અર્થાત્ આંખ તેમને જોઈ શકતી નથી. દ્રષ્ટાનું દૃશ્ય તેનાથી ભિન્ન પદાર્થ હોય છે, તેથી જ દ્રષ્ટાનું સ્વયંપ્રકાશકત્વ સિદ્ધ થાય છે. માટે જો આત્મામાં કામાદિના આશ્રયત્વની કલ્પના કરવામાં આવશે તો તે બાધિત થઈ જશે.

બધાં શાસ્ત્રોના તાત્પર્ય સાથે વિરોધ હોવાને લીધે પણ (આ સિદ્ધાંત અગ્રાહ્ય છે). જીવ પરમાત્માનો એકદેશ છે તથા આત્મા કામાદિનો આશ્રય છે—આમ માનવાથી તો બધાં શાસ્ત્રોનાં તાત્પર્યોનો લોપ થશે. આ વાત અમે ચોથા અધ્યાયમાં (ઉપનિષદના બીજા અધ્યાયમાં) વિસ્તારથી કહી છે; માટે આત્માનું પરમાત્મા સાથે એકત્વ છે—આ શાસ્ત્રના તાત્પર્યની સિદ્ધિ માટે 'આત્મા કામાદિનો આશ્રય છે' આ કલ્પનાનો પૂરેપૂરા પ્રયત્નથી વિરોધ કરવો જોઈએ. ફરીથી આ કલ્પના કરવાથી તો શાસ્ત્રનું તાત્પર્ય જ બાધિત થઈ જશે. જેવી રીતે ઇચ્છા વગેરેને આત્માનો ધર્મ હોવાની કલ્પના કરનારા વૈશેષિકમતવાળા અને ન્યાયમતવાળાઓની ઉપનિષદ્શાસ્ત્રના તાત્પર્ય સાથે સંગતિ થતી નથી, તેવી જ રીતે ઉપનિષદ્શાસ્ત્રની બાધક હોવાથી આ કલ્પના પણ આદરણીય નથી. ૨૨

**ભાષ્ય :** શંકા—સ્ત્રી અને પુરુષની જેમ સુષુપ્તિમાં જીવ અને પરમાત્માની એકતા થઈ જવાથી તે જોતો નથી ને આત્મા સ્વયં-જ્યોતિ છે, એમ કહેવામાં આવ્યું; સ્વયંજ્યોતિપણાનો અર્થ છે ચૈતન્યાત્મસ્વરૂપતા. જો અગ્નિનાં ઉષ્ણત્વાદિની જેમ આત્મા ચૈતન્ય-સ્વરૂપ છે તો પરમાત્માની સાથે એકત્વ હોવા છતાં પણ તે પોતાના સ્વભાવને કઈ રીતે છોડી દે છે કે જેથી તે જાણતો નથી અને જો

તે સ્વભાવને છોડતો નથી તો અહીં સુષુપ્તિમાં શાથી જોતો નથી? તે ચૈતન્યસ્વરૂપ છે ને બીજાને જાણતો નથી–આ કથન તો સર્વથા વિરુદ્ધ છે.

સમાધાન : આ વિરુદ્ધ નથી, આ બન્ને વાતો પણ સંભવિત જ છે. કઈ રીતે–

## સુષુપ્તિમાં સ્વયંજ્યોતિ આત્માની દૃષ્ટિ આદિનો અનુભવ ન થવામાં હેતુ

**यद् वै तन्न पश्यति पश्यन् वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् । न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यत् पश्येत् ॥ २३ ॥**

यद् वै तत् न पश्यति=તે જે નથી જોતો, तत् पश्यन् वै न पश्यति=તે જોતાં છતાંય જોતો નથી, हि=કારણ કે, द्रष्टुः दृष्टेः=જોનારાની દૃષ્ટિનો, विपरिलोपः न विद्यते=લોપ થતો નથી, अविनाशित्वात्=કેમ કે તે અવિનાશી છે, ततः अन्यद् विभक्तम् तु तद् द्वितीयम् न अस्ति=તેનાથી ભિન્ન બીજી કોઈ વસ્તુ છે નહીં કે, यत् पश्येत्=જેને તે જુએ.

એવી સ્થિતિમાં તે જોતો નથી એમ લાગે છે; તે જોતો નથી એમ દેખાય છે ખરું, છતાં ખરી રીતે તે જોતો હોય છે. એની જોવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેને તે જુએ. ૨૩

ભાષ્ય : તે જે સુષુપ્તિમાં જોતો નથી તે નિશ્ચય તે અવસ્થામાં જોતો હોઈને જ જોતો નથી. તમે જે એમ જાણો છો કે તે સુષુપ્તિમાં જોતો નથી; તો તેમ માનશો નહીં. શાથી? કારણ કે ત્યાં અર્થાત્ તે અવસ્થામાં પણ તે જોતો જ રહે છે.

શંકા : પરંતુ તે સુષુપ્તિમાં આ પ્રમાણે જોતો નથી—એમ અમે જાણીએ છીએ; કારણ કે એ અવસ્થામાં આંખ અથવા મન કોઈ પણ ઇંદ્રિય દર્શનમાં વ્યાપાર કરનારી હોતી નથી; દર્શન અને શ્રવણ વગેરે ઇંદ્રિયોના વ્યાપાર કરવાથી જ 'જુએ છે' અથવા 'સાંભળે છે' આવો વ્યવહાર થાય છે; જ્યારે તે અવસ્થામાં અમે ઇંદ્રિયોને વ્યાપાર સાથે જોડાયેલી જોતા નથી; તેથી આ નથી જ જોતો.

સમાધાન : ના, તમે કહો છો તે બરાબર નથી. તે જુએ જ છે; કારણ કે દ્રષ્ટા—દર્શનક્રિયાના કરનારની જે દૃષ્ટિ છે, તે દૃષ્ટિનો જે વિપરિલોપ—વિનાશ છે, તે નથી થતો. જેવી રીતે અગ્નિની ઉષ્ણતા અગ્નિના અસ્તિત્વ સુધી રહેનારી છે, તેવી રીતે આ દ્રષ્ટા આત્મા તો અવિનાશી છે. આથી આત્મા અવિનાશી હોવાને કારણે આત્માની દૃષ્ટિ પણ અવિનાશિની છે—તે દ્રષ્ટાની હયાતી સુધી રહેનારી જ છે.

શંકા : પરંતુ દ્રષ્ટાની તે દૃષ્ટિ છે અને તેનો લોપ થતો નથી—આ કથન તો પરસ્પર વિરુદ્ધ છે. દૃષ્ટિ તો દ્રષ્ટા દ્વારા જ કરાય છે; દૃષ્ટિકર્તા હોવાને લીધે જ તો દ્રષ્ટા કહેવાય છે. દ્રષ્ટા દ્વારા દૃષ્ટિ કરાતી હોય છે અને તેનો લોપ થતો નથી—આમ તો કહી શકાય જ નહીં. જો એમ કહો કે, 'न विपरिलुप्यते' આ વચન અનુસાર તે અવિનાશિની હોવી જ જોઈએ તો એ બરાબર નથી; કારણ કે વચન તો કેવળ જ્ઞાપક છે. કૃતક વસ્તુનો વિનાશ ન્યાયપ્રાપ્ત છે, તેથી સેંકડો વચનોથી પણ તે નિવારી શકાતો નથી; કારણ કે વચન તો જે વસ્તુ જેવી હોય તેને તેવી જ બતાવી દેનારું છે.

સમાધાન : આ દોષ નથી; કારણ કે આદિત્યાદિના પ્રકાશકત્વ સમાન એનું દેખાવું પણ સંગત જ છે. જેવી રીતે આદિત્યાદિ નિત્ય-પ્રકાશ આપવાના સ્વભાવવાળા હોવાથી જ પોતાના નિત્ય સ્વાભાવિક પ્રકાશથી પ્રકાશ કરે છે; પણ પોતે પ્રકાશ વિનાના હોઈને અન્યને પ્રકાશિત કરે છે, એવું તેમના વિષે કહેવામાં આવતું નથી; તો પછી કેમ છે? વાત તો એ જ છે કે તેઓ પોતાના સ્વભાવરૂપ નિત્ય-

પ્રકાશથી પ્રકાશિત કરે છે. એવી જ રીતે આ આત્મા પણ પોતાની અવિનાશસ્વરૂપ નિત્યદૃષ્ટિને કારણે 'દ્રષ્ટા' કહેવાય છે.

Q3 શંકા : ત્યારે તો એનું દ્રષ્ટાપણું ગૌણ છે.

A3 સમાધાન : ના, આ પ્રમાણે તો એનું મુખ્યત્વ સિદ્ધ થઈ શકે છે. જો આત્માનું દ્રષ્ટાપણું કોઈ બીજી રીતે પણ જોવામાં આવ્યું હોત તો એના દ્રષ્ટાપણાની ગૌણતા હોઈ શકત; પરંતુ આત્માના દર્શનનો કોઈ બીજો પ્રકાર તો છે નહીં, તેથી આવી જ રીતે આત્માનું મુખ્ય દ્રષ્ટાપણું સંગત થઈ શકે છે, બીજી કોઈ રીતે નહીં; જેવી રીતે આદિત્યાદિનું પ્રકાશકત્વ પોતાના સ્વરૂપભૂત, નિત્ય તેમ જ અકૃત્રિમ પ્રકાશને લીધે છે ને આ જ પ્રકાશકત્વ મુખ્ય પણ છે; કારણ કે તેનો કોઈ અન્ય પ્રકાશક હોવાનો સંભવ નથી. એટલા માટે 'દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો જ નથી' આ યુક્તિમાં વિરોધની ગંધ સુદ્ધાં નથી.

Q4 શંકા : પરંતુ તૃચ્ પ્રત્યય છેડે હોય એવા શબ્દનો પ્રયોગ તો અનિત્ય ક્રિયાના કર્તાના વિષયમાં જ જોવામાં આવ્યો છે. જેમ કે છેત્તા, ભેત્તા, ગન્તા વગેરે. તેમની પેઠે જ દ્રષ્ટા–પદમાં પણ સમજવું જોઈએ, એમ કહીએ તો ?

A4 સમાધાન : વાત આમ નથી, કારણ કે (નિત્યપ્રકાશસ્વરૂપ આદિત્ય વગેરેના વિષયમાં) 'પ્રકાશયિતા' આવો પ્રયોગ જોવામાં આવે છે.

Q5 શંકા : પ્રકાશકોમાં કોઈ અન્ય પ્રકાર ન હોઈ શકવાને લીધે ત્યાં ભલેને એવો પ્રયોગ થાય; પરંતુ આત્માના વિષયમાં તો આમ થઈ શકે નહીં.

A5 સમાધાન : ના, કારણ કે અહીંયાં પણ આત્મદૃષ્ટિનો લોપ ન થવાનું પ્રતિપાદન કરનારી શ્રુતિ છે.

Q6 શંકા : હું જોઉં છું, હું નથી જોતો–આવો વિપરીત અનુભવ જોવામાં આવ્યાથી આત્માની દૃષ્ટિ નિત્ય હોઈ શકે નહીં, આમ કહીએ તો ?

સમાધાન : આવી વાત નથી; કારણ કે આ અનુભવ તો (ચક્ષુ)-ઇંદ્રિયના વિશેષ વ્યાપારની અપેક્ષાથી છે. આ સિવાય જેમની આંખો નષ્ટ થઈ ગઈ છે, તેમની આત્મદષ્ટિનો પણ સ્વપ્નમાં અવિપરિલોપ (સદ્ભાવ) જોવામાં આવે છે; તેથી આત્માની દૃષ્ટિ તો અવિપરિલુપ્ત સ્વભાવવાળી અર્થાત્ ક્યારેય નષ્ટ ન થનારી જ છે. તેથી આ પુરુષ તે અવિનાશી સ્વયંજ્યોતિઃસ્વરૂપ દૃષ્ટિથી સ્વપ્નમાં જોતો જ રહે છે.

શંકા : તો પછી 'જોતો નથી' આમ શાથી કહેવાય છે?

સમાધાન : કહીએ છીએ–અહીં તો આ વસ્તુ જ નથી. તે કોણ? બીજી વિષયભૂતવસ્તુ. કયા વિશેષણથી યુક્ત? તે દ્રષ્ટાથી અન્ય અર્થાત્ અન્ય રૂપથી વિભક્ત કે જેને તે જુએ–ઉપલબ્ધ કરે. કારણ કે જે તે વિશેષ દર્શનનું કારણ ચક્ષુરૂપ અંતઃકરણ હતું, તે અવિદ્યા દ્વારા અન્ય પ્રકારથી રજૂ કરાયેલું હતું. એ સમયે પ્રત્યગાત્માનું પરમાત્માની સાથે આલિંગન થયેલ હોવાને કારણે તે એકરૂપ થઈ ગયો છે. પરિચ્છિન્ન દ્રષ્ટાના વિશેષ દર્શન માટે જ ઇંદ્રિયો અન્ય રૂપથી રહે છે. પરંતુ આ સમયે, જેવી રીતે પુરુષ પોતાની પત્ની સાથે આલિંગિત થાય છે, તેવી જ રીતે આ પોતે સર્વાત્મભાવથી પોતાના પરરૂપ પ્રાજ્ઞ આત્મા સાથે આલિંગિત રહે છે. તેથી તે અવસ્થામાં ઇંદ્રિય અને વિષય પૃથક્ રૂપથી વિદ્યમાન નથી રહેતાં અને તેમનો અભાવ હોવાથી વિશેષ દર્શન પણ નથી થતું; કારણ કે તે તો ઇંદ્રિય આદિનું કરેલું જ હોય છે, આત્માનું કરેલું હોતું નથી; આત્માએ કરેલા જેવું તો કેવળ ભાસે જ છે, તેથી તેને લીધે જ આવી ભ્રાંતિ થાય છે કે આત્માની દૃષ્ટિનો લોપ થાય છે. ૨૩

यद्‌ वै तन्न जिघ्रति जिघ्रन्‌ वै तन्न जिघ्रति न हि घ्रातु-घ्रातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्‌ द्वितीयमस्ति ततोऽन्यद्‌ विभक्तं यज्जिघ्रेत्‌ ॥ २४ ॥ यद्‌ वै तन्न रसयते रसयन्‌ वै तन्न रसयते न हि रसयितू रसयतेर्विपरिलोपो विद्यतेऽविना-

शित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यद् रसयेत् ॥२५॥ यद् वै तन्न वदति वदन् वै तन्न वदति न हि वक्तुर्वक्ते-र्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽ-न्यद् विभक्तं यद् वदेत् ॥२६॥ यद् वै तन्न शृणोति शृण्वन् वै तन्न शृणोति न हि श्रोतुः श्रुतेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यच्छृणुयात् ॥२७॥ यद् वै तन्न मनुते मन्वानो वै तन्न मनुते न हि मन्तुर्मतेर्विपरि-लोपो विद्यतेऽविनाशित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यन्मन्वीत ॥२८॥ यद् वै तन्न स्पृशति स्पृशन् वै तन्न स्पृशति न हि स्प्रष्टुः स्पृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यत् स्पृशेत् ॥ २९ ॥ यद् वै तन्न विजानाति विजानन् वै तन्न विजानाति न हि विज्ञातु-र्विज्ञातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यद् विजानीयात् ॥ ३० ॥

यद् वै तत् न जिघ्रति=જે, તે સૂંઘતો નથી, तत् वै जिघ्रन् न जिघ्रति=તે સૂંઘતો હોવા છતાં નથી સૂંઘતો, हि=કેમ કે, घ्रातुः=સૂંઘનારની, घ्रातेः=ગંધગ્રહણશક્તિનો, विपरिलोपः=સર્વથા લોપ, न विद्यते=થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, तद्=તે અવસ્થામાં, ततः अन्यद् विभक्तम्=તેનાથી ભિન્ન, द्वितीयम् न अस्ति=બીજી વસ્તુ નથી, यत् जिघ्रेत्=કે જેને તે સૂંઘે, यद् वै तत् न रसयते=તે જે રસાસ્વાદ નથી કરતો, रसयन् वै तत् न रसयेत्=તે રસાસ્વાદ કરતો હોવા છતાં નથી કરતો, हि=કારણ કે, रसयितुः=રસનો આસ્વાદ કરનારાની, रसयतेः=રસની ગ્રહણશક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, ततः अन्यद् विभक्तम् तु=તેનાથી ભિન્ન, द्वितीयम् न अस्ति=બીજું કોઈ છે નહીં,

यद् रसयेत्=કે જેનો રસ ગ્રહણ કરે, यद् वै तत् न वदति=તે જે બોલતો નથી, तद् वै वदन् न वदति=તે બોલતો હોવા છતાં નથી બોલતો, हि=કારણ કે, वक्तुः=બોલનારાની, वक्तेः=બોલવાની શક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, ततः अन्यद् विभक्तम् तु=તેનાથી અન્ય, द्वितीयम् न अस्ति=બીજું કોઈ નથી, यद् वदेत्=જેના વિષયમાં તે બોલે, यद् वै तत् न शृणोति=તે જે સાંભળતો નથી, तत् वै शृण्वन् न शृणोति=તે સાંભળતો હોવા છતાં નથી સાંભળતો, हि=કારણ કે, श्रोतुः=સાંભળનારાની, श्रुतेः=શ્રવણશક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, ततः अन्यद् विभक्तम् तु=તેનાથી ભિન્ન, द्वितीयम् न अस्ति=કોઈ વસ્તુ છે જ નહીં, यत् शृणुयात्=જેના વિષયમાં તે સાંભળે, यद् वै तत् न मनुते=તે જે મનન નથી કરતો, तद् वै मन्वानः न मनुते=તે મનન કરતો હોવા છતાં મનન કરતો નથી, हि=કારણ કે, मन्तुः मतेः=મનન કરનારાની મનનશક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, तत्=તે અવસ્થામાં, ततः अन्यत् विभक्तम् तु=તેનાથી ભિન્ન, द्वितीयम् न अस्ति=બીજું કોઈ નથી, यत् मन्वीत=કે જેના વિષયમાં મનન કરે, यद् वै तत् न स्पृशति=તે જે સ્પર્શ નથી કરતો, तद् वै स्पृशन् न स्पृशति=તે તેને સ્પર્શ કરતો હોવા છતાં સ્પર્શ કરતો નથી, हि=કારણ કે, स्प्रष्टुः=સ્પર્શ કરનારાની, स्पृष्टेः=સ્પર્શશક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી છે, तत्=તે અવસ્થામાં, ततः विभक्तम् अन्यद् द्वितीयम् न अस्ति=તેનાથી ભિન્ન બીજું કોઈ નથી, यत् स्पृशेत्=કે જેનો તે સ્પર્શ કરે, यद् वै तत् न विजानाति=તે જે જાણતો નથી, तद् वै विजानन् न विजानाति=તે જાણતો હોવા છતાં નથી જાણતો, हि=નિશ્ચયપૂર્વક જ, विज्ञातुः=જાણનારાની, विज्ञातेः=જાણવાની શક્તિનો, विपरिलोपः न विद्यते=સર્વથા લોપ થતો નથી, अविनाशित्वात्=કારણ કે તે અવિનાશી

છે, तत्=તે અવસ્થામાં, ततः विभक्तम् अन्यद् द्वितीयम् न अस्ति=તેનાથી ભિન્ન બીજું કોઈ નથી, यद् विजानीयात्=કે જેને તે જાણે.

એવી સ્થિતિમાં તે સૂંઘતો નથી એમ લાગે છે; તે સૂંઘતો નથી એમ દેખાય છે ખરું, છતાં ખરી રીતે તે સૂંઘતો હોય છે. એની સૂંઘવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેને તે સૂંઘે. ૨૪

એવી સ્થિતિમાં તે સ્વાદ લેતો નથી એમ લાગે છે; તે સ્વાદ લેતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે સ્વાદ લેતો હોય છે. એની સ્વાદ લેવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેનો તે સ્વાદ લે. ૨૫

એવી સ્થિતિમાં તે બોલતો નથી એમ લાગે છે; તે બોલતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે બોલતો હોય છે. એની બોલવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેની સાથે તે બોલે. ૨૬

એવી સ્થિતિમાં તે સાંભળતો નથી એમ લાગે છે; તે સાંભળતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે સાંભળતો હોય છે. એની સાંભળવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેને તે સાંભળે. ૨૭

એવી સ્થિતિમાં તે મનન–વિચાર કરતો નથી એમ લાગે છે; તે વિચાર કરતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે વિચાર કરતો હોય છે. એની વિચાર કરવાની

શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું નથી કે જેના વિષે તે વિચાર કરે. ૨૮

એવી સ્થિતિમાં તે સ્પર્શ કરતો નથી–અડકતો નથી એમ લાગે છે; તે અડકતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે અડકતો હોય છે. એની અડકવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું નથી કે જેને તે અડકે. ૨૯

એવી સ્થિતિમાં તે જાણતો નથી એમ લાગે છે; તે જાણતો નથી એમ દેખાય છે ખરું; છતાં ખરી રીતે તે જાણતો હોય છે. એની જાણવાની શક્તિ કદી નાશ પામતી નથી; કેમ કે તે પોતે અવિનાશી છે. પણ એવી સ્થિતિમાં તેના સિવાય બીજું કશું હોતું જ નથી કે જેને તે જાણે. ૩૦

ભાષ્ય : 'यद् वै तन्न जिघ्रति', 'यद् वै तन्न रसयते', 'यद् वै तन्न शृणोति', 'यद् वै तन्न मनुते', 'यद् वै तन्न स्पृशति' અને 'यद् वै तन्न विजानाति' વગેરે બીજા મંત્રોનો અર્થ પૂર્વવત્ છે. મનન અને વિજ્ઞાન જોકે દૃષ્ટિ આદિના સહકારી છે, તોપણ ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી નિરપેક્ષ રહીને એમનો ભૂત, ભવિષ્ય અને વર્તમાન વિષય સંબંધી વ્યાપાર રહે જ છે, તેથી એમનું પૃથક્ ગ્રહણ કરાયું છે.

પ્રશ્ન : શું અગ્નિના ધર્મ ઉષ્ણતા, પ્રકાશન અને જ્વલન વગેરેની જેમ દૃષ્ટિ વગેરે ધર્મોનો ભેદ છે અથવા એક (ધર્મીથી) અભિન્ન ધર્મનું જ અન્ય ઉપાધિને કારણે વિભિન્ન ધર્મત્વ છે?

ઉત્તર : આ વિષયમાં કેટલાક એમ કહે છે કે, આત્મવસ્તુનું એકત્વ અને નાનાત્વ સ્વતઃ જ છે; જેવી રીતે ગાયનું ગોદ્રવ્યરૂપ

સાથે એકત્વ છે અને તેના સાસ્નાદિ[1] ધર્મોનો પરસ્પર ભેદ છે. જેવી રીતે સ્થૂલ પદાર્થોમાં એકત્વ અને નાનાત્વ છે, તેવી જ રીતે નિરવયવ અને સૂક્ષ્મ વસ્તુઓમાં પણ એકત્વ અને નાનાત્વનું અનુમાન કરવું જોઈએ. આ નિયમ સર્વત્ર શુદ્ધ સ્વરૂપમાં જોવામાં આવે છે; તેથી આ જ ન્યાયે આત્માની પણ દૃષ્ટિ વગેરેનું પરસ્પર નાનાત્વ છે અને આત્મદૃષ્ટિથી એકત્વ છે.

પણ વાત એમ નથી; કારણ કે આ વાક્યોનું તાત્પર્ય બીજું જ છે. આ 'यद् वै तत्' વગેરે વાક્યો દૃષ્ટિ વગેરે ધર્મોનો ભેદ પ્રદર્શિત કરવાને માટે નથી. તો પછી શા માટે છે? (તે કહે છે, સાંભળો:) જો ચૈતન્ય આત્મજ્યોતિ છે, તો તે સુષુપ્તમાં શાથી જાણતી નથી? તેથી ચોક્કસ જ ચૈતન્ય આત્મજ્યોતિ છે નહિ. આવી શંકા ઊઠતાં તેનું નિરાકરણ કરવા માટે જ 'यद् वै तत्' વગેરે વાક્યનો આરંભ કરાયો છે જાગરિત અને સ્વપ્નાવસ્થાઓમાં જે એની ચૈતન્યઆત્મજ્યોતિઃસ્વભાવતા આંખ વગેરે અનેક ઉપાધિઓ દ્વારા દૃષ્ટિ આદિ નામના વ્યવહારને પ્રાપ્ત થયેલી જોવામાં આવી છે, સુષુપ્તિમાં ઉપાધિભેદરૂપ વ્યાપારની નિવૃત્તિ થઈ જતાં તે અભિવ્યક્ત થતી નથી અને તેથી તેનો સ્વભાવ ઉપલક્ષિત થતો નથી, તોપણ યથાપ્રાપ્ત ભેદનું અનુકથન કરતાં ઉપાધિભેદથી ભિન્ન થયેલાની જેમ જ તેનું વિદ્યમાનપણું બતાવવામાં આવ્યું છે; તેથી તે અવસ્થામાં દૃષ્ટિ વગેરે ધર્મભેદની કલ્પના વિવક્ષિત અર્થને ન જાણવાને લીધે જ છે.

'આત્મા મીઠાના ગાંગડા સમાન પ્રજ્ઞાન-એકરસ-ઘનસ્વરૂપ છે' આમ પ્રતિપાદન કરનારી શ્રુતિ સાથે વિરોધ હોવાને કારણે પણ આવી કલ્પના કરવી ઉચિત નથી; તેમ જ 'બ્રહ્મ વિજ્ઞાન અને આનંદ-સ્વરૂપ છે', 'બ્રહ્મ સત્ય જ્ઞાન અને અનંત છે' અને 'પ્રજ્ઞાન બ્રહ્મ છે' વગેરે શ્રુતિઓ સાથે વિરોધ હોવાને લીધે પણ આ બરાબર નથી.

---

૧ ગાયના ગળાની નીચે લટકતી ઝોદડીને 'સાસ્ના' કહેવાય છે. ગાયની સાસ્ના, શિંગડાં, ખરી વગેરે ધર્મોનો પરસ્પર ભેદ છે.

શબ્દની પ્રવૃત્તિથી પણ (ચૈતન્યના ભેદની કલ્પના ઠીક નથી); 'નેત્રથી રૂપને જાણે છે, કાનથી શબ્દને જાણે છે, જીભથી અન્નના સ્વાદને જાણે છે' વગેરે શબ્દની લૌકિક પ્રવૃત્તિ પણ બધે જ દૃષ્ટિ વગેરે શબ્દોના વાચ્યોને 'વિજ્ઞાન' શબ્દની વાચ્યતા દેખાડે છે અને શબ્દની પ્રવૃત્તિ પણ પ્રમાણ જ છે.

આ વિષયમાં દૃષ્ટાંત પણ બની શકે છે. જેવી રીતે લોકમાં સ્વચ્છ સ્વભાવયુક્ત સ્ફટિકમણિ લીલા, વાદળી તેમ જ લાલ વગેરે ઉપાધિઓના સંસર્ગથી કેવળ તેમને લીધે જ તેમના આકારના થઈ જાય છે; જ્યારે ખુદ સ્ફટિક વિષે તો એના સ્વચ્છ સ્વરૂપત્વ સિવાય લીલા, વાદળી અથવા લાલ વગેરે ધર્મભેદની કલ્પના કરી જ શકાતી નથી, તેવી જ રીતે 'ચક્ષુ વગેરે ઉપાધિભેદના સંયોગને લીધે જ પ્રજ્ઞાનઘન સ્વરૂપ આત્મજ્યોતિના 'દૃષ્ટિ' વગેરે શક્તિભેદ ઉપલક્ષિત થાય છે—જણાય છે; કેમ કે સ્ફટિકના સ્વચ્છ સ્વભાવપણાની જેમ પ્રજ્ઞાનઘન પણ સ્વચ્છ સ્વભાવ છે.

સ્વયંજ્યોતિ હોવાને કારણે પણ આત્મભેદ અસંગત છે. જેવી રીતે સૂર્યનો પ્રકાશ પ્રકાશ્યભેદોથી સંયુક્ત હોઈને લીલા, વાદળી, પીળા તેમ જ લાલ વગેરે ભેદોથી અભિન્ન અને તેમના જ આકારનો ભાસે છે, તેવી જ રીતે સંપૂર્ણ જગત અને ચક્ષુ આદિને પ્રકાશિત કરનારી ચૈતન્યાત્મજ્યોતિ તદાકાર થઈ જાય છે. આવું જ કહ્યું પણ છે 'સુષુપ્તિમાં આ આત્મજ્યોતિ દ્વારા જ બેસે છે' વગેરે.

આ સિવાય નિરવયવ પદાર્થોમાં અનેકરૂપતાની કલ્પના પણ કરી શકાય નહીં, કારણ કે આવું કોઈ દૃષ્ટાંત નથી. આકાશના જે સર્વગતત્વાદિ ધર્મભેદ અને પરમાણુ આદિના જે ગંધ–રસ આદિ અનેક ગુણયુક્ત હોવાની કલ્પના કરાય છે, તે પણ વિચાર કરતાં અન્ય ઉપાધિને લીધે જ છે.

આકાશનું જે સર્વગતપણું છે, તે પોતે તેનો ધર્મ નથી. બધી ઉપાધિઓનો આશ્રય હોવાથી જ જે તેની સ્વરૂપ સાથે સત્તા છે તેનું

અસ્તિત્વ છે. તેની અપેક્ષાથી તેના સર્વગતત્વનો વ્યવહાર થાય છે. પોતે આકાશ તો ક્યાંય ગયું નથી. કોઈ અન્ય દેશમાં રહેલ વસ્તુનું કોઈ અન્ય દેશ સાથે સંયોગ થવાનું જે કારણ છે, તેને જ ગમન કહેવામાં આવે છે. તે ગમન ક્રિયા કોઈ સામાન્ય વસ્તુમાં થવાનો સંભવ નથી, આ પ્રમાણે આકાશમાં ધર્મભેદ છે જ નહીં.

એવી જ રીતે પરમાણુ વગેરેમાં પણ સમજવું જોઈએ. ગંધ-ઘનભૂત પૃથ્વીનો જે અત્યંત સૂક્ષ્મ ગંધાત્મક અવયવ છે, તેને જ પરમાણુ કહે છે. તેના જ ગંધવત્ત્વ (ગંધગુણયુક્ત હોવા)ની કલ્પના કરી શકાય નહી. જો એમ કહો કે તેનું જ રસાદિયુક્ત હોવું એ તો સંભવ છે જ, તો આમ કહેવું બરાબર નથી; કારણ કે તેમાં જે રસાદિમત્ત્વ, તે જળ વગેરેના સંસર્ગને કારણે છે. તેથી નિરવયવ વસ્તુના અનેક ધર્મયુક્ત હોવામાં કોઈ દૃષ્ટાંત નથી.

એનાથી જ પરમાત્મામાં દૃષ્ટિ વગેરે શક્તિભેદોના જે ચક્ષુ તેમ જ રૂપાદિ ભેદથી પરિણામભેદોની કલ્પના કરવામાં આવી છે, તેનું પણ ખંડન કરી નાખવામાં આવ્યું.[૧] ૨૪–૩૦

## જાગરિત અને સ્વપ્નમાં પુરુષને વિશેષ જ્ઞાન થવામાં હેતુ

**ભાષ્ય :** જાગરિત અને સ્વપ્નની જેમ જેને પુરુષ જાણે, એવી તેનાથી અન્યરૂપે વિભક્ત કોઈ બીજી વસ્તુ નથી—આ વાત ઉપર કહેવામાં આવી. તેથી સુષુપ્તિમાં તેને કશા વિશેષનું જ્ઞાન થતું નથી.

૧ ભર્તૃપ્રપંચનો એવો મત છે કે, પરમાત્મામાં દૃષ્ટિ, ઘ્રાતિ અર્થાત્ જોવું, સૂંઘવું વગેરે ભિન્ન ભિન્ન શક્તિઓ છે. તેમાં દૃષ્ટિનું ચક્ષુ અને રૂપાકારથી તથા ઘ્રાતિનું ઘ્રાણેંદ્રિય અને ગંધાકારથી પરિણામ થાય છે. એવી જ રીતે બીજી શક્તિઓનાં પણ જુદાં જુદાં પરિણામ થાય છે. 'પરમાત્મા નિરવયવ અને એકરસ છે' આ કલ્પનાનું આ યુક્તિથી નિરાકરણ કરવામાં આવ્યું.

Q શંકા : પરંતુ એનો જો આવો જ સ્વભાવ છે તો પોતાના સ્વભાવને છોડીને તેને વિશેષ જ્ઞાન થાય છે જ શાથી ? અને જો વિશેષ વિજ્ઞાન જ એનો સ્વભાવ છે તો એને સુષુપ્તિમાં વિશેષનું જ્ઞાન શાથી થતું નથી ?

A સમાધાન : કહીએ છીએ. સાંભળો –

**यत्र वा अन्यदिव स्यात् तत्रान्योऽन्यत् पश्येदन्योऽन्यज्जिघ्रेदन्योऽन्यद् रसयेदन्योऽन्यद् वदेदन्योऽन्यच्छृणुयादन्योऽन्यन्मन्वीतान्योऽन्यत् स्पृशेदन्योऽन्यद् विजानीयात् ॥ ३१ ॥**

यत्र वा=જ્યાં (જાગરિત અથવા સ્વપ્નાવસ્થામાં), अन्यत् इव स्यात्=આત્માથી ભિન્ન અન્ય જેવો હોય છે, तत्र=ત્યાં, अन्यः=અન્ય, अन्यत् पश्येत्=અન્યને જોઈ શકે છે, अन्यः=અન્ય, अन्यत् जिघ्रेत्=અન્યને સૂંઘી શકે છે, अन्यः=અન્ય, अन्यत् रसयेत्=બીજાને ચાખી શકે છે, अन्यः=અન્ય, अन्यत् वदेत्=બીજાની સાથે બોલી શકે છે, अन्यः=અન્ય, अन्यत् शृणुयात्=બીજાને સાંભળી શકે છે, अन्यः=અન્ય, अन्यत् मन्वीत=અન્યના વિચાર કરી શકે, अन्यः=અન્ય, अन्यत् स्पृशेत्=બીજાને અડી શકે, अन्यःअन्यत् विजानीयात्=બીજો બીજાને જાણી શકે.

જ્યાં (જાગરિત અથવા સ્વપ્નાવસ્થામાં) એક સિવાય બીજું કંઈ હોય, ત્યાં એક બીજાને જુએ, એક બીજાને સૂંઘે, એક બીજાનો સ્વાદ લે, એક બીજાની જોડે બોલે, એક બીજાને સાંભળે, એક બીજાને વિષે વિચાર કરે, એક બીજાને અડકે અને એક બીજાને જાણે છે. ૩૧

**ભાષ્ય :** જ્યાં–જે જાગરિત કે સ્વપ્નમાં અન્યના સમાન અર્થાત્ અવિદ્યા દ્વારા રજૂ કરાયેલ આત્માથી ભિન્ન કોઈ અન્ય વસ્તુ હોય છે, ત્યાં આત્માથી ભિન્ન અન્ય કોઈ વસ્તુ ન હોતાં તેમ જ આત્મા તેનાથી ભિન્ન ન હોય તોપણ તે અવિદ્યા દ્વારા રજૂ કરાયેલ વસ્તુથી પોતાને અન્યવત્ માનતો, અન્ય અન્યને જોતો અર્થાત્ ઉપલબ્ધ કરતો હોય

છે આ વાત સ્વપ્નાવસ્થામાં 'જાણે મારે છે, જાણે વશમાં કરે છે' આ અનુભવ દ્વારા પ્રત્યક્ષ દેખાડવામાં આવી છે. એવી જ રીતે અન્ય અન્યને સૂંઘે છે, અન્યનો સ્વાદ લે છે, અન્ય સાથે બોલે છે, સાંભળે છે, અન્યનો વિચાર કરે છે, અન્યને અડકે છે, અન્યને જાણે છે. ૩૧

## સુષુપ્તિગત આત્માની અભિન્ન સ્થિતિ

**भाष्य :** પરંતુ જ્યાં સુષુપ્તાવસ્થામાં અન્ય વસ્તુને રજૂ કરનારી તે અવિદ્યા શાંત થઈ જાય છે, ત્યાં તેનાથી ભિન્ન રૂપથી અવિદ્યા દ્વારા વિભક્ત વસ્તુનો અભાવ થઈ જવાથી તે કઈ ઇંદ્રિયથી કોને જુએ, સૂંઘે કે જાણે? તેથી–

**सलिल एको द्रष्टाऽद्वैतो भवत्येष ब्रह्मलोकः सम्राडिति हैन-मनुशशास याज्ञवल्क्य एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा सम्पदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द एतस्यैवानन्द-स्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥ ३२ ॥**

सलिले=જળમાં, एकः=એક, अद्वैतः द्रष्टा भवति=અદ્વૈત દ્રષ્ટા છે, एषः ब्रह्मलोकः=આ બ્રહ્મલોક છે, सम्राट्=હે સમ્રાટ! इति ह एनम् याज्ञवल्क्यः अनुशशास=આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે એને ઉપદેશ આપ્યો, अस्य=આ પુરુષની, एषा परमा गतिः=આ પરમ ગતિ છે, अस्य=આ પુરુષની, एषा परमा सम्पत्=આ પરમ સંપત્તિ છે, अस्य=આ પુરુષનો, एषः परमः लोकः=આ પરમલોક છે, अस्य=એનો, एषः परमः आनन्दः=આ પરમ આનંદ છે, एतस्य एव आनन्दस्य मात्राम्=આ આનંદની માત્રાને આશ્રયે જ, अन्यानि भूतानि=બીજાં પ્રાણીઓ, उपजीवन्ति=જીવનને ધારણ કરીને રહે છે.

'એ આત્મા જળ જેવો શુદ્ધ, એકમાત્ર, દ્રષ્ટારૂપ અને અજોડ છે. હે સમ્રાટ! એ જ બ્રહ્મલોક છે.' એવો બોધ યાજ્ઞવલ્કયે તેને આપ્યો. 'એ જ મનુષ્યની ઊંચામાં ઊંચી ગતિ છે, સૌથી ઊંચી પ્રાપ્તિ છે; ઊંચામાં ઊંચી અવસ્થા છે

**અને મોટામાં મોટો આનંદ છે. બીજાં પ્રાણીઓ તો એ જ આનંદની એક માત્રાને આશ્રયે જીવન ધારણ કરીને રહે છે. ૩૨**

**ભાષ્ય :** પોતાના જ સ્વયંજ્યોતિઃસ્વભાવ પ્રાજ્ઞ આત્માથી સમ્યક્-પ્રસાદયુક્ત, આપ્તકામ, આત્મકામ, જળની જેમ સ્વચ્છ, જાણે કે જળમાં (અર્થાત્ જેવી રીતે જળમાં પ્રતિબિંબિત તેનો સાક્ષી શુદ્ધ જળરૂપ જ છે તેવી જ) એક દ્રષ્ટા છે; કારણ કે તેનાથી ભિન્ન બીજાનું અસ્તિત્વ નથી. બીજાનો વિભાગ તો અવિદ્યા દ્વારા જ થાય છે અને તે અહીં શાંત થઈ ગઈ છે; તેથી એક દ્રષ્ટા છે. આત્મજ્યોતિઃસ્વભાવરૂપ દૃષ્ટિનો લોપ ન થવાને કારણે તે દ્રષ્ટા છે તથા અન્ય દ્રષ્ટવ્યનો અભાવ હોવાથી તે અદ્વૈત છે.

આ અમૃત અને અભય છે. આ બ્રહ્મલોક છે—જ્યાં બ્રહ્મ જ લોક છે એવો આ બ્રહ્મલોક છે. હે સમ્રાટ ! આ સમયે પોતાના દેહેન્દ્રિયરૂપ ઉપાધિથી છૂટીને બધા સંબંધોથી મુક્ત થઈને પરમાત્મા જ પોતાની આત્મજ્યોતિમાં રહે છે. આ પ્રમાણે યાજ્ઞવલ્કયે આ જનકને ઉપદેશ કર્યો—આ શ્રુતિનું વાકય છે.

કઈ રીતે ઉપદેશ કર્યો ? આ વિજ્ઞાનમયની આ પરમ ગતિ છે. એનાથી ભિન્ન જે બ્રહ્માથી લઈને સ્તંબ પર્યંતની શરીરગ્રહણરૂપ ગતિઓ છે તે અવિદ્યાકલ્પિત છે, તેથી અવિદ્યાનો વિષય હોવાથી તે અપરમા (નિકૃષ્ટ) છે. પરંતુ આ જે સર્વાત્મભાવ છે, તે કર્મ અને ઉપાસના દ્વારા સાધ્ય દેવત્વ આદિ ગતિઓથી પરમ—ઉત્તમ છે; જ્યાં પુરુષ કોઈ અન્યને જોતો નથી, કોઈ અન્યને સાંભળતો નથી તેમ જ કોઈ અન્યને જાણતો નથી.

આ જ પરમસંપત્તિ છે, તમામ સંપત્તિઓ અર્થાત્ વિભૂતિઓમાં આ શ્રેષ્ઠ છે; કારણ કે આ સ્વાભાવિક છે અને બીજા પ્રકારની સંપત્તિઓ કૃત્રિમ છે તેમ જ આ એનો પરમલોક છે. બીજા જે કર્મફળને આશ્રિત લોકો છે, તે એનાથી નિકૃષ્ટ—ઊતરતા છે. પરંતુ આ સ્વાભાવિક હોવાથી કોઈ પણ કર્મ દ્વારા પ્રાપ્ત થતો નથી; તેથી આ એનો

પરમલોક છે.

વળી આ એનો પરમ આનંદ છે. બીજા જે વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી થનારા આનંદ છે, તેમના કરતાં આ ઉત્કૃષ્ટ–ચડિયાતો આનંદ છે; કારણ કે આ નિત્ય છે. જેમ કે 'જે ભૂમા છે, નિશ્ચય તે જ સુખ છે,' આ અન્ય શ્રુતિથી સિદ્ધ થાય છે. જ્યાં અન્યને જુએ છે, અન્યને જાણે છે તે અલ્પ, મર્ત્ય અને અમુખ્ય સુખ છે; પરંતુ આ તેનાથી વિપરીત છે, તેથી જ આ એનો પરમ આનંદ છે.

આ જ આનંદની અવિદ્યા દ્વારા રજૂ કરાયેલી તથા વિષય અને ઇંદ્રિયોના સંબંધ સમયે થનારી માત્રાને આશ્રિત બીજા જીવો જીવન ધારણ કરે છે. તે જીવો કયા છે કે જેઓ તે આનંદથી જ અવિદ્યાવશ વિભક્તસ્વરૂપ તથા બ્રહ્મથી પૃથક્ રૂપે પરિકલ્પિત અન્ય જીવો છે, તેઓ વિષય અને ઇંદ્રિયોના સંપર્ક દ્વારા તે આનંદની કલ્પિત માત્રાના ઉપજીવી હોય છે. ૩૨

**ભાષ્ય :** બ્રહ્મથી લઈ મનુષ્ય પર્યંત બધા જીવ જે પરમાનંદની માત્રા–અવયવના ઉપજીવી છે, તે આનંદની માત્રા દ્વારા સૈંધવ મીઠાના ગાંગડાથી મીઠાના પહાડનું જ્ઞાન કરાવવા સમાન તેના માત્રી (અંશી) પરમ આનંદનો બોધ કરાવવાની ઇચ્છાથી શ્રુતિ કહે છે—

**स यो मनुष्याणाꣳ राद्धः समृद्धो भवत्यन्येषामधिपतिः सर्वैर्मानुष्यकैर्भोगैः सम्पन्नतमः स मनुष्याणां परम आनन्दोऽथ ये शतं मनुष्याणामानन्दाः स एकः पितॄणां जितलोकानामानन्दोऽथ ये शतं पितॄणां जितलोकानामानन्दाः स एको गन्धर्वलोक आनन्दोऽथ ये शतं गन्धर्वलोक आनन्दाः स एकः कर्मदेवानामानन्दो ये कर्मणा देवत्वमभिसम्पद्यन्तेऽथ ये शतं कर्मदेवानामानन्दाः स एक आजानदेवानामानन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतमाजानदेवानामानन्दाः स एकः**

प्रजापतिलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतं प्रजापतिलोक आनन्दाः स एको ब्रह्मलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथैष एव परम आनन्द एष ब्रह्मलोकः सम्राडिति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीत्यत्र ह याज्ञवल्क्यो बिभयाञ्चकार मेधावी राजा सर्वेभ्यो मान्तेभ्य उदरौत्सीदिति ॥ ३३ ॥

सः=તે, यः=જે, मनुष्याणाम् राद्धः=મનુષ્યોમાં બધાં અંગોથી પૂર્ણ, समृद्धः भवति:=અર્થાત્ બધા વૈભવોથી યુક્ત હોય છે, તે अन्येषाम् अधिपतिः= બીજાંઓનો અધિપતિ–સ્વામી તથા, सर्वैः=બધા, मानुष्यकैः भोगैः सम्पन्न-तमः भवति=મનુષ્ય સંબંધી ભોગોની સામગ્રીઓથી બધાંના કરતાં વધુ સંપન્ન હોય છે, सः=તે, मनुष्याणाम्=મનુષ્યોનો, परमः आनन्दः=શ્રેષ્ઠ આનંદ છે, अथ=અને, ये=જે, मनुष्याणाम्=મનુષ્યોના, शतम् आनन्दाः= સો આનંદ છે, सः=તે; जितलोकानाम् पितृणाम्=શ્રાદ્ધઆદિ કર્મોથી જેમણે પિતૃલોકને જીતી લીધેલ છે એવા પિતૃગણનો, एकः आनन्दः=એક આનંદ છે, अथ=અને जितलोकानाम् पितृणाम्=પિતૃલોકને જીતનારા પિતૃઓના, ये शतम् आनन्दाः=જે સો આનંદ છે, सः एकः गन्धर्वलोके आनन्दः=તે ગંધર્વલોકમાંનો એક આનંદ છે, अथ=અને, गन्धर्वलोके ये शतम् आनन्दाः=ગંધર્વલોકમાંના જે સો આનંદ છે, सः=તે, ये कर्मणा=જેઓ કર્મથી, देवत्वम् अभिसम्पद्यन्ते=દેવપણાને પામે છે (तेषाम्) कर्मदेवानाम्=તે કર્મદેવોનો, एकः आनन्दः=એક આનંદ છે, अथ=અને, कर्मदेवानाम्=કર્મદેવોના, ये शतम् आनन्दाः=જે સો આનંદ છે, सः=તે, आजानदेवानाम् एकः आनन्दः=જન્મથી જ જેઓ દેવ છે તેમનો એક આનંદ છે, यः च=અને જે, श्रोत्रियः=શ્રોત્રિય છે, अवृजिनः=નિષ્પાપ છે તેનો, अकामहतः=તૃષ્ણા વિનાનો છે તેનો પણ (તે જ એક આનંદ છે), अथ=અને, आजानदेवानाम् ये शतम् आनन्दाः= આજાન (જન્મથીજ) દેવોના જે સો આનંદ છે, सः=તે, प्रजापति-

लोके एकः आनन्दः=પ્રજાપતિલોકમાંનો એક આનંદ છે, यः=જે, श्रोत्रियः अवृजिनः अकामहतः च=શ્રોત્રિયનો, પાપરહિતનો તથા તૃષ્ણા-રહિતનો પણ (તે જ આનંદ છે), अथ=અને, प्रजापतिलोके ये शतम् आनन्दाः=પ્રજાપતિલોકમાંના જે સો આનંદ છે, सः=તે, ब्रह्म लोके एकः आनन्दः=બ્રહ્મલોકનો એક આનંદ છે, यः=જે, श्रोत्रियः अवृजिनः अकाम-हतः च=શ્રોત્રિય, નિષ્પાપ અને નિષ્કામનો પણ (તે જ આનંદ છે), अथ=અને, एषः एव परमः आनन्दः=આ જ પરમ આનંદ છે, सम्राट्=હે સમ્રાટ! एषः=આ, ब्रह्मलोकः इति=બ્રહ્મલોક છે, આમ, याज्ञवल्क्यः ह उवाच=યાજ્ઞવલ્ક્યે કહ્યું, अहम् सः=હું તે (જનક), भगवते सहस्रम् ददामि=આપને એક હજાર ગાય આપું છું, अतः उर्ध्वम्=હવે પછી, विमोक्षाय एव ब्रूहि इति=મોક્ષ વિષે જ મને ઉપદેશ કરો, अत्र ह याज्ञवल्क्यः=યાજ્ઞવલ્ક્ય, विभयाञ्चकार=ભય પામ્યા, मेधावी राजा=આ બુદ્ધિમાન રાજાએ તો, मा (माम्)=મને, सर्वेभ्यः अन्तेभ्यः=બધા પ્રશ્નોના નિર્ણય સુધી, उदरौत्सीत् इति=આવૃત કરી દીધો—અટકાવી દીધો—બાંધી લીધો.

માણસોમાં જે કોઈ ખોડખાંપણ વિનાનો હોય અર્થાત્ તંદુરસ્ત હોય, ધનવાન હોય, બીજાઓનો ઉપરી હોય, જેની પાસે દુનિયાના બધા વૈભવ વધારેમાં વધારે હોય, તે આ દુનિયામાં મળનારો મોટામાં મોટો મનુષ્યોનો આનંદ છે. માણસોના આનંદથી સોગણો આનંદ જેમણે શ્રાદ્ધાદિ કર્મથી પિતૃલોકને જીતી લીધો છે એવા પિતૃઓનો હોય છે. પિતૃ-લોકમાં ગયેલા પિતૃઓના આનંદથી સોગણો આનંદ ગંધર્વ-લોકમાં હોય છે. ગંધર્વલોકના આનંદથી સોગણો આનંદ પુણ્યકર્મ વડે દેવ બનેલા લોકોનો હોય છે. પુણ્યકર્મ વડે દેવ બનેલા લોકોના આનંદથી સોગણો આનંદ જન્મથી જ દેવ હોય એવા દેવોનો તથા જે માણસ વેદનો અભ્યાસી,

પાપ વિનાનો અને વાસના વિનાનો હોય છે તેનો હોય છે. એવા દેવોના આનંદથી સોગણો આનંદ પ્રજાપતિલોકમાં તથા જે માણુસ વેદનો અભ્યાસ, પાપ વિનાનો અને કામના–ઈચ્છા વિનાનો હોય છે તેનો હોય છે. પ્રજાપતિ-લોકના આનંદથી સોગણો આનંદ બ્રહ્મલોકમાં (તથા જે માણુસ વેદનો અભ્યાસી, પાપ વિનાનો અને વાસના વિનાનો હોય છે તેનો) હોય છે. એ બ્રહ્મલોકનો આનંદ તે મોટામાં મોટો આનંદ છે.

જનકે કહ્યું: 'હું આપને હજાર ગાયો આપું છું. ભગવન્! હવે પછી આપ મને મોક્ષને વિષે જ ઉપદેશ કરો.'

હવે યાજ્ઞવલ્ક્યને બીક લાગી કે આ બુદ્ધિશાળી રાજાએ (મારું બધું જ્ઞાન લઈ લેવા) સર્વ પ્રશ્નોના નિર્ણયો માટે મને રોકી લીધો છે. ૩૩

**ભાષ્ય :** મનુષ્યોમાં જે કોઈ રાદ્ધ–સંસિદ્ધ એટલે કે અવિકળ અવયવોથી યુક્ત–શરીરે ખોડખાંપણ વિનાનો અર્થાત્ તંદુરસ્ત હોય, સમૃદ્ધ–ભોગસામગ્રી–વૈભવવિલાસનાં સાધનોથી સંપન્ન હોય તથા બીજા સજાતીય પુરુષોનો અધિપતિ–ઉપરી હોય છે, પણ માંડલિક[1] નહીં; તેમ જ બધા માનુષ્યક (મનુષ્યને લગતા) ભોગોથી—'માનુષ્યકૈઃ' આ પદનો પ્રયોગ દિવ્ય ભોગસામગ્રીની નિવૃત્તિ માટે છે અર્થાત્ જે મનુષ્યોની જ ભોગસામગ્રીઓ છે, પણ દિવ્ય ભોગસામગ્રીઓ નથી એવી ભોગને લગતી સામગ્રીઓથી જે મનુષ્યો સંપન્ન છે, તેમાંય પણ જે બધાંનાં કરતાં વિલાસવૈભવનાં સાધનો વધારે ધરાવતો હોય હોય છે, તે મનુષ્યોનો પરમ–શ્રેષ્ઠ આનંદ છે.

અહીં આનંદ અને આનંદવાનના અભેદનો નિર્દેશ કરવામાં

---

૧ જે આખા ભૂમંડળનો માલિક ન હોઈને કોઈ નાના સરખા મંડળ–પ્રાંતનો શાસક હોય, તેને માંડલિક કહેવાય છે.

આવ્યો છે, તેથી આનંદી આત્માથી આનંદ કોઈ ભિન્ન પદાર્થ નથી. વિષય અને વિષયીરૂપથી આ પરમાનંદનો જ અંશ ફેલાયો છે– આ વાત 'જ્યાં કોઈ બીજાના સમાન હોય' વગેરે વાકયથી કહેવામાં આવી છે. તેથી અહીં 'આ પરમ આનંદ છે' આવી અભેદ ઉક્તિ ઉચિત જ છે; એમાં યુધિષ્ઠિર વગેરેના જેવા રાજાનું ઉદાહરણ છે.

શ્રુતિ આ પ્રમાણે અનુભવથી સિદ્ધ થયેલા માનુષ આનંદથી આરંભ કરીને તેનો એક પછી એક ક્રમે ક્રમે સોગણો ઉત્કર્ષ દેખાડતાં જ્યાં ભેદ દૂર થઈ જાય છે, તે પરમાનંદને પ્રદર્શિત કરે છે. આ આનંદ ક્રમે ક્રમે ઉત્તરોત્તર સોગણો વધતો વધતો જ્યાં વૃદ્ધિની પરાકાષ્ઠા સુધી પહોંચી જાય છે, જ્યાં બીજું દર્શન, શ્રવણ અને મનનનો અભાવ થઈ જવાને કારણે સંખ્યાનો વ્યવહાર નથી રહેતો, તે પરમાનંદનું વર્ણન કરવાની ઇચ્છાથી શ્રુતિ કહે છે –

મનુષ્યના આનંદના જે આ પ્રકારના સો ભેદ છે, તે પિતૃગણનો એક આનંદ છે. જેમણે શ્રાદ્ધ આદિ કર્મોથી પિતૃઓને સંતુષ્ટ કરી પોતાનાં કર્મોથી પિતૃલોકને જીતી લીધો છે, એવા પિતૃગણનું 'જિતલોક' વિશેષણ છે; તે જિતલોક પિતૃગણ હોય છે. મનુષ્યોનો સોગણો આનંદ તે જિતલોક પિતૃગણનો એક આનંદ હોય છે.

તે પણ સોગણો કરવામાં આવે તો ગંધર્વલોકમાં એક આનંદ હોય છે; અને તેને સોગણો કરવામાં આવતાં કર્મદેવોનો–કર્મ કરીને જેઓ દેવપણાને પામેલા છે તેમનો–એક આનંદ છે. અગ્નિહોત્ર આદિ શ્રૌતકર્મ દ્વારા જેઓ દેવત્વ પ્રાપ્ત કરે છે, તેઓ 'કર્મદેવ કહેવાય છે. એવી જ રીતે આજાનદેવોનો એક આનંદ (કર્મદેવોના આનંદથી સોગણો) હોય છે. આજાન અર્થાત્ જન્મથી જ જેઓ દેવતા હોય છે, તેઓ આજાનદેવ કહેવાય છે અને જે શ્રોત્રિય–વેદ ભણેલો, અવૃજિન–વૃજિન એટલે પાપ, તેનાથી રહિત અર્થાત્ શાસ્ત્રોક્ત કર્મ કરનારો છે તથા અકામહત–આજાનદેવોથી નીચે જેટલા વિષયો છે તેમાં તૃષ્ણારહિત છે; તે આ પ્રકારના પુરુષનો આનંદ પણ આજાનદેવોના આનંદ

સમાન જ હોય છે–આ અર્થ ('यश्च' એમાંના) 'च' શબ્દથી નીકળે છે.

તે સોગણો કરેલો આજાનદેવોનો આનંદ પ્રજાપતિલોકમાં–વિરાટ-શરીરમાં એક આનંદ છે. તથા વિરાટના ઉપાસક શ્રોત્રિય–વેદનો જેણે અભ્યાસ કર્યો હોય તે, નિષ્પાપ, નિષ્કામ પુરુષને પણ તેવો જ આનંદ થાય છે–વગેરે બધો અર્થ પહેલાંની જેમ સમજવો જોઈએ. તેના પણ સોગણા કરેલા પરિમાણવાળા બ્રહ્મલોકમાં અર્થાત્ હિરણ્યગર્ભા-ત્મામાં એક આનંદ છે. 'यश्च' વગેરે વાક્યનો અર્થ ઉપર કહ્યા પ્રમાણે સમજી લેવો જોઈએ. એનાથી આગળ ગણતરી પૂરી થઈ જાય છે–ગણવાનું કંઈ રહેતું નથી. આ પરમ આનંદ છે, આમ કહેવાયું છે. બ્રહ્મલોક વગેરેના આનંદો, જે પરમ આનંદનાં, દરિયાના ટીપા સમાન કેવળ અંશમાત્ર છે.

આ પ્રમાણે ઉત્તરોત્તર સોગણી વૃદ્ધિને પામેલા આનંદો જ્યાં એક થઈ જાય છે અને જે શ્રોત્રિયને પ્રત્યક્ષ છે, તે જ સંપ્રસાદરૂપ પરમ આનંદ છે. ત્યાં ખરેખર નથી કોઈ બીજો જોતો કે નથી કોઈ બીજો સાંભળતો. આથી તે ભૂમા છે અને ભૂમા હોવાને કારણે અમૃત છે. બીજા આનંદો તેનાથી વિપરીત (અર્થાત્ નાશવાન) છે.

અહીં (જુદા જુદા પર્યાયોમાં) શ્રોત્રિયત્વ અને નિષ્પાપત્વ તો સમાન છે; પરંતુ અકામહતત્વને કારણે જે વિશેષતા છે, તે તે જ આનંદ-ની સોગણી વૃદ્ધિનું કારણ છે. જેવી રીતે અગ્નિહોત્ર વગેરે કર્મો દેવતાઓ-ના દેવત્વની પ્રાપ્તિનાં કારણો છે, તેવી જ રીતે અહીં આ શ્રોત્રિયત્વ, અવૃજિનત્વ અને અકામહતત્વ તે તે આનંદની પ્રાપ્તિમાં સાધન છે–આ વાત અર્થતઃ કહી દેવામાં આવી. એમાં શ્રોત્રિયત્વ અને અવૃજિનત્વરૂપ કર્મ તો નીચેની ભૂમિઓમાં પણ સમાન છે. આથી તે આગળના આનંદોની પ્રાપ્તિમાં હેતુ મનાતાં નથી, પરંતુ અકામહતત્વ તો વૈરાગ્યનું તારતમ્ય હોઈ શકવાને કારણે આગળ આગળની ભૂમિઓ-આનંદોની પ્રાપ્તિનું સાધન છે–એમ જણાય છે. તે જ તૃષ્ણા વિનાના

શ્રોત્રિયને પ્રત્યક્ષ થનારો પરમ આનંદ હોવાનું જણાયેલ છે. આવું જ વ્યાસ પણ કહે છે: 'લોકમાં જે પણ કામજનિત સુખ છે અને જે દિવ્ય મહાન સુખ છે, એ સુખો તૃષ્ણાનો ક્ષય થવાથી ઉપજેલા સુખના સોળમા ભાગ જેવડાં પણ નથી.'

'હે સમ્રાટ! આ બ્રહ્મલોક છે,' આમ યાજ્ઞવલ્કયે કહ્યું. (જનક બોલ્યા:) 'આ પ્રમાણે આપે મનેં ઉપદેશ કર્યો છે, તેથી આપ શ્રીમાનને હું હજાર ગાયો આપું છું. હવે આગળ મોક્ષ વિષે જ કહો.' આ પ્રમાણે આ પહેલાં કહેવાઈ ગયું છે.

અહીં 'મોક્ષ વિષે જ કહો' આ વાકયથી યાજ્ઞવલ્કય બીધા. શ્રુતિ, યાજ્ઞવલ્કય ભય પામ્યાનું કારણ કહે છે: બોલવાનું સામર્થ્ય ન હોવાથી અથવા અજ્ઞાનને લીધે યાજ્ઞવલ્કય ભય પામ્યા નહીં. તો પછી શી વાત હતી? એટલા માટે ભય પામ્યા કે આ મેધાવી રાજાએ મને બધા જ અંતો માટે–પ્રશ્નના નિર્ણયો માટે રોકી લીધો. મોક્ષ માટે મેં જે જે પ્રશ્નનો નિર્ણય કર્યો છે, તેને આ મેધાવી હોવાથી પૃષ્ટ પ્રશ્નના એકદેશરૂપથી ગ્રહણ કરીને ફરીથી પ્રશ્ન કર્યે જ જાય છે. એમના ભયનો હેતુ એ જ છે કે પૃષ્ટ પ્રશ્નના બહાને આ તો મારું તમામ વિજ્ઞાન લઈ લેવા ચાહે છે. ૩૩

**ભાષ્ય:** અહીં સ્વપ્નમાં વિજ્ઞાનમય આત્મા સ્વયંજ્યોતિરૂપે બતાવવામાં આવ્યો છે. સ્વપ્નસ્થાન અને જાગરિતસ્થાનમાં સંચાર દ્વારા તેની દેહ અને ઇંદ્રિયોથી ભિન્નતા દેખાડવામાં આવી તેમ જ મહામત્સ્ય–મગરમચ્છના દૃષ્ટાંતથી અસંગતાને કારણે તેનું કામ અને કર્મોથી ભિન્નત્વ પણ દેખાડવામાં આવ્યું છે. પછી 'ધ્નન્તીવ' વગેરે વાકયથી એમ દેખાડવામાં આવ્યું છે કે, 'અવિદ્યાનું કાર્ય સ્વપ્ન જ છે. આથી સ્વતઃ જ આત્મા પર અનાત્મધર્મોનો આરોપ કરવો તથા અનાત્મધર્મ હોવું એ અવિદ્યાનું સ્વરૂપ છે એમ દેખાડવામાં આવ્યું.

એવી જ રીતે 'હું સર્વ છું–એમ માને છે, તે એનો પરલોક છે' આ વાકય દ્વારા પ્રત્યક્ષપણે સ્વપ્નમાં જ સર્વાત્મભાવ એ વિદ્યાનું

કાર્ય છે એમ બતાવવામાં આવ્યું. ત્યાં સર્વાત્મભાવ એનો સ્વભાવ છે, આથી એમ જણાવવામાં આવ્યું કે, સુષુપ્ત અવસ્થામાં આ આત્માનું અવિદ્યા, કામ અને કર્મ આદિ બધા સાંસારિક ધર્મોના સંબંધથી પર એવું રૂપ પ્રત્યક્ષ ગ્રહણ કરાય છે.

આત્મા સ્વયંપ્રકાશ છે, એ પરમ આનંદસ્વરૂપ છે; એ વિદ્યાનો વિષય છે; તે એ આત્મા જ પરમ સંપ્રસાદ–પ્રસન્નતા અને સુખની પરાકાષ્ઠા છે–આ બધું અહીં સુધીના ગ્રંથ દ્વારા બતાવવામાં આવ્યું અને આ બધું મોક્ષપદાર્થ તથા બંધનના દૃષ્ટાંતરૂપ છે. વિદ્યા અને અવિદ્યાના કાર્યભૂત તે આ મોક્ષ અને બંધનનું, હેતુ અને વિસ્તાર સહિત નિરૂપણ કરવામાં આવ્યું. પરંતુ આ બધું દૃષ્ટાંતરૂપ જ છે, તેથી ઇષ્ટપ્રશ્નના વિષયભૂત તથા તેમના દાર્ષ્ટાન્તિકસ્થાનીય મોક્ષ અને બંધનોનું આપે (યાજ્ઞવલ્કયે) હેતુ સહિત વર્ણન કરવું જોઈએ–એટલા માટે જ જનક ફરીથી પ્રાર્થના કરે છે કે, હવે પછી આપ મને મોક્ષ વિષે જ ઉપદેશ કરો.

ઉપર એમ બતાવવામાં આવ્યું હતું કે, મહામત્સ્ય–મગરમચ્છની જેમ સ્વપ્ન અને જાગરિતમાં એક જ સ્વયંપ્રકાશ અસંગ 'આત્મા' સંચાર કરે છે. જેવી રીતે આ મૃત્યુનાં રૂપ, દેહ અને ઇંદ્રિયોને ત્યાગતો તેમ જ ગ્રહણ કરતો રહીને મહામત્સ્યની જેમ ક્રમશઃ સ્વપ્ન અને જાગરિત સ્થાનોમાં સંચાર કરે છે, તેવી જ રીતે જન્મ અને મરણને પ્રાપ્ત થતો રહીને પણ મૃત્યુનાં રૂપોથી સંયુક્ત અને વિયુક્ત હોય છે. 'બન્ને લોકોમાં ક્રમશઃ સંચાર કરે છે' આ વાક્ય દ્વારા સંચારને સ્વપ્ન અને જાગરિતના અનુસંચારના દાર્ષ્ટાન્તિક રૂપથી બતાવવામાં આવેલ છે. તે સંચારનું અહીં તેના કારણ સહિત વિસ્તારપૂર્વક વર્ણન કરવાનું છે–તેથી આગળના ગ્રંથનો આરંભ કરવામાં આવે છે.

અહીં (સત્તરમા મંત્રમાં) આ આત્માનો જાગરિત અવસ્થામાંથી સ્વપ્નાંતમાં અનુપ્રવેશ કરાવવામાં આવ્યો છે, તેથી સંપ્રસાદ (સુષુપ્ત)સ્થાન મોક્ષનું દૃષ્ટાંતભૂત છે. ત્યાંથી આત્માને ખસેડીને જાગ-

રિતમાં તેના સંસારનો વ્યવહાર દેખાડવાનો છે, આમ તેની સાથે આ( આગળના વાક્ય )નો સંબંધ છે—

## આત્માનું સંસારરૂપ જાગરિતસ્થાનમાં પાછું ફરવું

**स वा एष एतस्मिन् स्वप्नान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव ॥३४**

सः वै एषः=તે આ પુરુષ, एतस्मिन् स्वप्नान्ते=આ સ્વપ્નાંતમાં, रत्वा=રમણ કરીને, चरित्वा=વિહાર કરીને, पुण्यम् च पापम् च=પુણ્ય અને પાપને, दृष्ट्वा एव=જોઈ ને જ, पुनः=ફરીથી, प्रतिन्यायम्=જેવી રીતે આવ્યો હતો, તેવી રીતે પોતાના માર્ગથી જ, प्रतियोनि=યથાસ્થાને, बुद्धान्ताय एव=જાગરિત અવસ્થામાં જ, आद्रवति=પાછો ચાલી જાય છે.

યાજ્ઞવલ્ક્યે કહ્યું : 'તે આ પુરુષ અર્થાત્ આત્મા આ સ્વપ્નદશામાં રમણ અને વિહાર કરી અર્થાત્ મોજમજા કરી હરીફરીને પુણ્ય અને પાપને જુએ છે અને પછી જેવી રીતે આવ્યો હતો તેવી રીતે યથાસ્થાને એટલે કે જાગ્રતદશામાં પાછો ચાલ્યો જાય છે. ૩૪

**भाष्य :** જાગરિતથી સ્વપ્નાંત ક્રમ દ્વારા સંપ્રસાદ( સુષુપ્તિ )ને પ્રાપ્ત થયેલો આ આત્મા આ સંપ્રસાદમાં સ્થિત રહીને, પછી ત્યાંથી સ્હેજ ખસી સ્વપ્નાંતમાં રમણ અને વિહાર કરી–વગેરે બધું પૂર્વવત્ સમજી લેવું જોઈએ–ફરીથી જાગૃતદશામાં જ પાછો ચાલ્યો જાય છે.

## મૃત્યુવેળાએ આત્માની સ્થિતિ

**भाष्य :** હવે અહીંથી આગળ સંસારનું વર્ણન કરવામાં આવે છે; જેવી રીતે આ આત્મા સ્વપ્નદશામાંથી જાગ્રત દશામાં આવ્યો છે, તેવી જ રીતે આ આત્મા આ દેહથી બીજા દેહમાં જશે–તેથી એ વિષે શ્રુતિ દૃષ્ટાંત કહે છે–

**तद् यथाऽनः सुसमाहितमुत्सर्जद् यायादेवमेवायं शारीर**

**आत्मा प्राज्ञेनात्मनाऽन्वारूढ उत्सर्जन् याति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥ ३५ ॥**

तत्=(तत्र) લોકવ્યવહારમાં, यथा=જેવી રીતે, अनः=ગાડું, सुसमाहितम्=પુષ્કળ ભાર ભરેલો હોય ત્યારે, उत्सर्जत्=અવાજ કરતું, यायात्=ચાલે છે, एवम् एव=એવી જ રીતે, अयम्=આ, शारीरः आत्मा=દેહી આત્મા, प्राज्ञेन आत्मना अन्वारूढः=પ્રાજ્ઞ આત્મા વડે અધિષ્ઠિત થઈ ને, उत्सर्जन् याति=શબ્દ કરતો ચાલે છે. यत्र=જે સમયે, एतत्=એ, ऊर्ध्व–उच्छ्वासी भवति=ઊર્ધ્વ ઉચ્છ્વાસ છોડવાનો થઈ જાય છે ત્યારે.

'જેમ લોકવ્યવહારમાં પુષ્કળ ભારથી ભરેલું ગાડું અવાજ કરતું ચાલે છે, તેમ આ શરીરમાં રહેલો આત્મા (લિંગદેહરૂપ આત્મા), સ્વયંપ્રકાશ સ્વભાવવાળા આત્મા વડે (ચિદાભાસ દ્વારા) વ્યાપ્ત થઈ ઊંચા શ્વાસ લેતો અને અવાજ કરતો ચાલ્યો જાય છે.' ૩૫

**ભાષ્ય :** અહીં લોકમાં જેવી રીતે સુસમાહિત–સુષ્ઠુ અથવા અત્યંત સમાહિત અર્થાત્ વાસણો વગેરે ઘરનું રાચરચીલું–ખાંડણી, સાંબેલું, સૂપડું અને રવૈયો વગેરેથી તથા ખાધાખોરાકી–અનાજ વગેરેથી ભરેલું અર્થાત્ પુષ્કળ ભારથી લાદેલું ગાડું ઉપર કહ્યા પ્રમાણેના બોજાથી દબાયેલ હોવાથી ગાડાવાળો તેના પર બેસીને તેને ચલાવે છે ત્યારે અવાજ કરતું ચાલે છે. આ દૃષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે આ શારીર અર્થાત્ શરીરમાં રહેનારો, કોણ છે તે? લિંગદેહની ઉપાધિવાળો આત્મા, જે સ્વપ્નદશા અને જાગ્રતદશા સમાન (દેહ અને ઇંદ્રિયરૂપ) પાપના સંયોગ અને વિયોગરૂપ જન્મ અને મરણ દ્વારા ક્રમશઃ આ લોક અને પરલોકમાં સંચાર કરે છે તથા જેના ઉત્ક્રમણની સાથે સાથે પ્રાણ વગેરેનું ઉત્ક્રમણ થાય છે, તે સ્વયંજ્યોતિઃસ્વરૂપ પ્રાજ્ઞ અર્થાત્ પર આત્માથી અન્વારૂઢ–અધિષ્ઠિત એટલે અવભાસિત થતો–જેમ કે કહ્યું છે કે, 'આ આત્મજ્યોતિથી જ આસ-

તેમ જાય છે'–શબ્દ કરતો જાય છે.

તે સમયે ચૈતન્ય આત્મજ્યોતિથી ભાસમાન પ્રાણ જ જેમાં મુખ્ય છે એવો લિંગદેહ ચાલી જતાં તે લિંગદેહરૂપ ઉપાધિવાળો આત્મા પણ જાણે ચાલ્યો જતો હોય, તેમ જણાય છે. આવા જ પ્રકારની 'કોનું ઉત્ક્રમણ થતાં હું ઉત્ક્રાંત થાઉં છું' તથા 'જાણે ધ્યાન કરતો હોય' વગેરે બીજી શ્રુતિઓ પણ છે; એટલા માટે જ 'પ્રાજ્ઞ આત્માથી અધિષ્ઠિત થયેલો' આમ કહ્યું છે, નહીં તો પ્રાજ્ઞ આત્માથી એકીભૂત થયા પછી આ ગાડાની જેમ અવાજ કરતો કઈ રીતે જાત ? તેથી લિંગોપાધિક આત્મા મર્મસ્થાનો ભેદાતાં દુઃખ અને વેદનાથી વ્યાકુળ થઈ શબ્દ કરતો ચાલ્યો જાય છે.

(જો એમ કહીએ કે) આવું કયે સમયે થાય છે? તો જે સમયે આવું થાય છે, તે કહે છે: અહીં 'एतत्' આ ક્રિયાવિશેષણ છે. 'ऊर्ध्वोच्छ्वासी' અર્થાત્ જ્યાં એનો ઉચ્છ્વાસ ઊર્ધ્વ થઈ જાય છે. આવી અવસ્થા જોવામાં આવે તેવી છે, તોપણ વૈરાગ્યના હેતુથી આનું અનુકથન કરાય છે–ખરે જ આ સંસાર એવો દુઃખદાયક છે કે દેહ છૂટતી વખતે મર્મસ્થાનો કપાતાં દુઃખ અને વેદનાથી વ્યાકુળ થયેલા પુરુષની યાદશક્તિ નાશ પામે છે તેથી લાચાર થયેલો તે પુરુષ પુરુષાર્થનાં સાધનો મેળવવામાં કશું જ સામર્થ્ય ધરાવતો નથી. માટે આવી અવસ્થા ન આવે ત્યાં સુધીમાં જ પુરુષે પુરુષાર્થનાં સાધનો પ્રાપ્ત કરવામાં સાવધ રહેવું જોઈએ–આમ શ્રુતિ કરુણાવશ થઈને કહે છે. ૩૫

## ઊર્ધ્વોચ્છ્વાસ ક્યારે અને શાથી થાય છે?

**ભાષ્ય :** તેનો ઊર્ધ્વ ઉચ્છ્વાસ કયે સમયે, કયા કારણથી, કઈ રીતે અને શા માટે થાય છે, તે કહેવામાં આવે છે–

**स यत्रायमणिमानं न्येति जरया वोपतपता वाऽणिमानं निगच्छति तद्यथाऽऽम्रं वोदुम्बरं वा पिप्पलं वा बंधनात् प्रमुच्यत**

एवमेवायं पुरुष एभ्योऽङ्गेभ्यः सम्प्रमुच्य पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति प्राणायैव ॥ ३६ ॥

सः अयम्=તે આ દેહ, यत्र=જે સમયે, अणिमानम् न्येति=કૃશતાને પામે છે, जरया=ઘડપણને લીધે, वा उपतपता=અથવા તાવને લીધે, अणिमानम् निगच्छति=કૃશ થઈ જાય છે, तत् (तत्र)=તે સમયે, यथा=જેવી રીતે, आम्रम्=કેરી, वा उदुम्बरम्=અથવા ઉંબરો, वा पिप्पलम्=કે પીપળાનું ફળ, बन्धनात् प्रमुच्यते=તેના દીંટા પરથી ખરી પડે છે, एवम् एव=એવી જ રીતે, अयम् पुरुषः=આ આત્મા, एभ्यः अङ्गेभ्यः=આ અંગોમાંથી, सम्प्रमुच्य=સાવ છૂટા પડી જઈને, पुनः=ફરીથી, प्रतिन्यायम्=જે માર્ગથી આવ્યો હતો તે દ્વારા જ, प्रतियोनि=પ્રત્યેક યોનિમાં, प्राणाय एव=પ્રાણની વિશેષ અભિવ્યક્તિ માટે, आद्रवति=ચાલ્યો જાય છે.

'આ શરીર જ્યારે ઘડપણથી, તાવ કે બીજા કોઈ રોગથી ફૂબળું પડી સુકાઈ જાય છે, ત્યારે જેમ કેરી, ઉંબર કે પીપળાનું ફળ તેના દીંટા પરથી ખરી પડે છે તેમ આ આત્મા આ અંગોમાંથી સાવ છૂટો પડી જાય છે; અને ફરી જે માર્ગથી આવ્યો હતો તે દ્વારા જ પ્રત્યેક યોનિમાં બીજા દેહ ગ્રહણ કરવા ચાલ્યો જાય છે. ૩૬

भाष्य : તે આ પ્રાકૃત–માથું તેમ જ હાથ, પગ વગેરે અવયવોવાળો પિંડ જે સમયે અણિમા–અણુભાવ–અણુત્વ અર્થાત્ કૃશતાને 'न्येति'–પ્રાપ્ત થાય છે; શાથી ? ઘડપણને લીધે–તે સમયે કાળ દ્વારા પકાવાયેલા ફળની જેમ પોતાની મેળે જ જીર્ણ–કૃશ થઈ જાય છે. અથવા ઉપતપત્‌થી–જે પાસે રહીને તપાવે છે, તે તાવ વગેરે રોગ 'उपतपत्' (ઉપતાપ) કહેવાય છે, તેનાથી; કારણ કે રોગથી ઉપતપ્ત થયેલો પુરુષ અગ્નિ વિષમ થઈ જવાને લીધે ખાધેલા અન્નને પચાવી શકતો નથી, તેથી અન્નના રસથી વૃદ્ધિને પ્રાપ્ત ન થનારો પિંડ કૃશતાને

પામે છે. આથી જ એમ કહેવામાં આવે છે કે, 'उपतपता वा'–અથવા તાવ વગેરે રોગથી કૃશતાને પ્રાપ્ત થઈ જાય છે.

જે સમયે ઘડપણ વગેરે કારણોથી શરીર અત્યંત કૃશતાને પ્રાપ્ત થઈ જાય છે, તે સમયે જીવ ઊર્ધ્વ ઉચ્છ્વાસ–ઊંચા શ્વાસ લેવા માંડે છે; અને જે સમયે ઊંચા શ્વાસ લેવા માંડે છે, તે સમયે તે પુષ્કળ ભારથી લદાયેલા ગાડાની પેઠે અવાજ કરતો પ્રયાણ કરે છે. દેહને ધારણ કરનારા માટે ઘડપણથી પરાભવ પામવો, રોગ વગેરેની પીડા અને કૃશતાની પ્રાપ્તિ–આ અનર્થો અવશ્ય થનારા છે; તેથી 'વૈરાગ્ય માટે' આમ કહેવામાં આવે છે.

જે સમયે તે શબ્દ કરતો પ્રયાણ કરે છે, તે સમયે કઈ રીતે દેહનો ત્યાગ કરે છે? એ વિષે દૃષ્ટાંત કહેવામાં આવે છે: તે જેવી રીતે કેરી, ઉંબર અથવા પીપળાનું ફળ–અહીં કેટલાય વિષમ દૃષ્ટાંતો મૃત્યુના ચોક્કસ નહીં એવા નિમિત્તપણાને સૂચિત કરવાને માટે છે; કારણ કે મૃત્યુનાં કારણો અનિશ્ચિત અને અસંખ્ય છે. આ કથન પણ વૈરાગ્ય માટે જ છે; કારણ કે આ દેહ મરણનાં અનેક કારણો-વાળો છે, તેથી હમેશાં મોતના મોઢામાં જ પડેલો છે. બંધનથી–જેનાથી ફળ દીંટા સાથે જોડાયેલું રહે છે, તે બંધનનો કારણભૂત રસ અથવા જેમાં તે બંધાયેલું રહે છે, તે દીંટાને જ બંધન કહેવામાં આવેલ છે; તે રસ અથવા દીંટારૂપ બંધનથી પવન વગેરે અનેક કારણોને લીધે (ફળ) છૂટું પડી જાય છે; તેવી જ રીતે આ પુરુષ લિંગાત્મા–લિંગોપાધિક જીવ આ અંગોથી અર્થાત્ શરીરના ચક્ષુ આદિ અવયવોથી સંપ્રમુક્ત થઈને–સારી પેઠે છૂટી જઈને અર્થાત્ સમ્યક્–નિર્લેપભાવથી છૂટીને જેવી રીતે સુષુપ્તાવસ્થામાં જવાના સમયે પ્રાણ દ્વારા એની રક્ષા કરે છે,–તેવી રીતે નહીં; તો કઈ રીતે? પ્રાણવાયુ સહિત ઇંદ્રિયોનો ઉપસંહાર કરીને ફરીથી પ્રતિન્યાય–અહીં 'पुनः' શબ્દથી એવો આશય છે કે જેવી રીતે જીવ પુનઃ પુનઃ–વારંવાર જાગરિત અને સ્વપ્ન અવસ્થાઓમાં જાય છે, તેવી જ રીતે

પહેલાં પણ આ એક દેહમાંથી બીજા દેહમાં વારંવાર ગયો હતો; તેથી ફરીથી પ્રતિન્યાય–જેવી રીતે પહેલાં આવ્યો હતો તેવી જ રીતે બીજા દેહમાં ચાલ્યો જાય છે. પ્રતિયોનિ અર્થાત્ પોતાનાં કર્મ અને વિદ્યા અનુસાર પ્રત્યેક યોનિમાં જાય છે.

શા માટે જાય છે? પ્રાણને માટે જ અર્થાત્ પ્રાણવ્યૂહને માટે જ. પ્રાણ સહિત તો જાય જ છે, આવી સ્થિતિમાં 'प्राणायैव' આ વિશેષણ વ્યર્થ ઠરશે; લિંગાત્માનું જે એક દેહમાંથી બીજા દેહમાં ગમન છે, તે પ્રાણના વ્યૂહની વિશેષ અભિવ્યક્તિને માટે જ હોય છે. તેનાથી જ તેના કર્મફળના ભોગની સિદ્ધિ થાય છે એટલે કે તેને લીધે જ તેનાં કર્મનાં ફળ ભોગવાય છે, કેવળ પ્રાણના અસ્તિત્વને લીધે જ નહીં; માટે પ્રાણ એ ભોગનું અંગ છે–આ સિદ્ધ કરવા માટે 'प्राणव्यूहाय' આ વિશેષણ આપવું ઉચિત છે. ૩૬

## અન્ય દેહને ગ્રહણ કરવાનો પ્રકાર

**ભાષ્ય** : શંકા : મરણકાળે આ શરીરને છોડીને જનારા પુરુષમાં બીજા દેહને ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી; કારણ કે તેના દેહ અને ઇન્દ્રિયોનો વિયોગ થઈ જાય છે અને રાજા માટે ઘર બનાવીને પ્રતીક્ષા કરનારા સેવકોની જેમ એના માટે બીજો દેહ બનાવીને પ્રતીક્ષા કરનારી ઇન્દ્રિયો વગેરે નથી; આવી સ્થિતિમાં એ અન્ય દેહને ગ્રહણ કરે એવો સંભવ કઈ રીતે હોઈ શકે છે?

સમાધાન : કહે છે–આ જીવને આખો સંસાર પોતાનાં કર્મફળના ભોગના સાધનરૂપે પ્રાપ્ત થયો છે અને સ્વકર્મફળના ભોગ માટે જ અર્થાત્ પોતાનાં કર્મનાં ફળ ભોગવવા માટે જ આ એક દેહથી બીજો દેહ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો થઈને પ્રવૃત્ત થાય છે. આથી પોતાનાં કર્મથી પ્રેરાયેલું આખુંય જગત તેનાં કર્મફળને ભોગવવા યોગ્ય સાધન હોવાથી તેની પ્રતીક્ષા કરે જ છે; જેવું કે 'પાંચ ભૂતો દ્વારા રચાયેલા શરીરને સર્વતઃ વ્યાપ્ત કરીને પુરુષ ઉત્પન્ન થાય છે'

આ શ્રુતિથી સિદ્ધ થાય છે. જેમ કે સ્વપ્નાવસ્થામાંથી જાગ્રતદશાને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષનું શરીર પહેલાંથી જ તૈયાર રહે છે; તે કઈ રીતે? આ વિષયમાં આ લોકપ્રસિદ્ધ દૃષ્ટાંત કહેવામાં આવે છે—

**तद् यथा राजानमायान्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽन्नैः पानैरावसथैः प्रतिकल्पन्तेऽयमायात्ययमागच्छतीत्येवꣳ हैवंविदꣳ सर्वाणि भूतानि प्रतिकल्पन्त इदं ब्रह्मायातीदमागच्छतीति ॥३७**

तद् यथा=તે આ પ્રમાણે છે જેમ કે, आयान्तम् राजानम्=આવતા રાજાની, उग्राः=ઉગ્રકર્મ કરનારા તેમ જ, प्रत्येनसः=પાપકર્મમાં નિયુક્ત થયેલાઓ, सूतग्रामण्यः=સૂતજાતિના લોકો અને ગામના નેતાઓ, अन्नैः पानैः आवसथैः=અન્ન–ખોરાકપાણી તેમ જ ઉતારો રાખીને, अयम् आयाति अयम् आगच्छति=આ આવે, આ આવે, इति प्रतिकल्पन्ते=આમ બોલીને પ્રતીક્ષા કરે છે, एवम् ह=એવી જ રીતે, एवंविदम्=આ કર્મફળને જાણનારાની, सर्वाणि भूतानि=બધાં ભૂતો, इदम् ब्रह्म आयाति इदम् आगच्छति=આ બ્રહ્મ આવે છે, આ આવે છે, इति प्रतिकल्पन्ते=આમ બોલીને પ્રતીક્ષા કરે છે.

'જેમ રાજા આવતો હોય ત્યારે ઉગ્ર અને ક્રૂર કર્મ કરનારાઓ તેમ જ પાપકર્મમાં નિયુક્ત સૂત અને ગામના આગેવાનો ખોરાક, પાણી, ઉતારો તૈયાર રાખીને તેની રાહ જુએ છે, અને કહે છે કે 'આ આવે છે, આવે છે' તેમ કર્મફળને જાણનારો આવો જ્ઞાની આત્મા આવતો હોય ત્યારે બધાં ભૂતો–શરીરનાં બધાં તત્ત્વો રાહ જોઈ રહે છે અને કહે છે: 'આ બ્રહ્મ આવે છે, આ બ્રહ્મ આવે છે.' ૩૭

**भाष्य :** તેમાં દૃષ્ટાંત–જેવી રીતે પોતાના રાજ્યમાં આવતા રાજ્યાભિષિક્ત રાજાની ઉગ્ર જાતિના લોકો અથવા ક્રૂર કર્મ કરનારા તેમ જ પાપકર્મમાં નિયુક્ત અર્થાત્ ચોર વગેરેને થયેલી સજાનો અમલ

કરવાના કાર્યમાં નિયુક્ત સૂત અને ગ્રામણી–સૂત એક વર્ણસંકર જાતિવિશેષ છે તથા ગ્રામણી ગામના નેતાઓ( આગેવાનો ) કહેવાય છે–તેઓ અગાઉથી જ રાજાના આવવાના સમાચાર જાણીને ખાવા-પીવારૂપ અન્ન અને મદિરા વગેરે પાન તથા મહેલ વગેરે આવસથ ( ઉતારા ) સાથે 'प्रतिकल्पन्ते અર્થાત્ તૈયાર કરેલાં આ અન્નપાનાદિ સહિત 'આ રાજા આવે છે, રાજા આવે છે' આ પ્રમાણે બોલતા રહીને પ્રતીક્ષા કરે છે.

જેવું આ દૃષ્ટાંત છે, એવી જ રીતે આ આવું જાણનારા અર્થાત્ કર્મફળના જ્ઞાતા સંસારીની–આ કર્મફળનો જ પ્રસંગ છે, તેથી 'एवम्' શબ્દથી તેનો જ પરામર્શ કરવામાં આવ્યો છે–શરીરની રચના કરનારાં બધાં ભૂતો ( પાંચ મહાભૂતો ) અને ઇંદ્રિયોના અનુગ્રાહક સૂર્ય આદિ દેવતા, તેનાં કર્મોથી પ્રેરિત થઈને તેણે કરેલાં કર્મફળભોગનાં સાધનો સહિત પ્રતીક્ષા કરે છે. તેઓ 'આ બ્રહ્મ અર્થાત્ કર્તા-ભોક્તા જીવ અમારી પાસે આવી રહ્યો છે, આ આવી રહ્યો છે' આવો ભાવ રાખીને તેની પ્રતીક્ષા કરે છે–આવું આનું તાત્પર્ય છે. ૩૭

## પ્રાણોનો અન્ય દેહોમાં જવાનો પ્રકાર

**ભાષ્ય :** આ પ્રમાણે જવા માટે તૈયાર થયેલા તે જીવની સાથે કોણ જાય છે? જે જાય છે તે તો પરલોક–શરીરની રચના કરનારા આદિત્યાદિ ભૂત જાય છે, તેઓ તેના વાક્ આદિ વ્યાપાર( એટલે કહેવા વગેરે )થી પ્રેરિત થઈને જાય છે અથવા તેના કર્મને વશ થઈ પોતે જ જાય છે–એ વિષે દૃષ્ટાંત કહેવામાં આવે છે.

**तद् यथा राजानं प्रयियासन्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽभिसमायन्त्येवमेवेममात्मानमन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥ ३८ ॥**

तद् यथा=જેવી રીતે, प्रयियासन्तम् राजानम्=જવા માટે તૈયાર

થયેલા રાજાને અભિમુખ થઈ ને, उग्राः प्रत्येनसः सूतग्रामण्यः=ઉગ્ર કર્મ કરનારાઓ, પાપકર્મમાં નિયુક્ત થયેલા સૂત તેમ જ ગામના આગેવાનો, अभिसमायन्ति=એકઠા થઈ ને આવે છે, एवम् एव=એવી જ રીતે, इमम् आत्मानम्=આ આત્માને, अन्तकाले=મરણ સમયે, यत्र=જ્યારે, एतत्=આ, ऊर्ध्वोच्छ्वासी भवति=ઊર્ધ્વ ઉચ્છ્વાસ લેવા માંડે છે, सर्वे प्राणाः=બધા પ્રાણ, अभिसमायन्ति=( આ આત્માને અભિમુખ થઈ ને ) એકઠા થઈ ને એની સામે આવે છે.

'જેમ રાજા જવા નીકળે ત્યારે ઉગ્ર કર્મ કરનારાઓ, પાપકર્મમાં નિયુક્ત થયેલા સૂત તેમ જ ગામના આગેવાનો તેની સામે એકઠા થઈ ને આવે છે, તેમ જ્યારે અંતકાળે ઊંચા શ્વાસ લેતો હોય ત્યારે બધી ઇંદ્રિયો આ આત્માની સામે એકઠી થઈ ને આવે છે.' ૩૮

**ભાષ્ય :** તે દૃષ્ટાંત—જેવી રીતે જવાની તૈયારી કરનારા અર્થાત્ પ્રકર્ષથી જવાની અત્યંત ઇચ્છા રાખનારા રાજાની સામે એકઠા થઈ ને તેના ઉગ્ર કર્મ કરનારા અને પાપકર્મમાં નિયુક્ત—યોજવામાં આવેલા સૂત તેમ જ ગામના આગેવાનો આવે છે; રાજાની આજ્ઞા વિના જ કેવળ તેના જવાની ઇચ્છા જાણીને જ તૈયાર થઈ જાય છે, તેવી જ રીતે અંતકાળ એટલે મરણ સમયે વાણી વગેરે બધા પ્રાણ ભોક્તા એવા આત્માની આગળ એકઠા થઈ જાય છે. 'यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति' એની વ્યાખ્યા આ પહેલાં કરવામાં આવી છે—એ વિષે કહેવાઈ ગયું છે. ૩૮

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં ચોથા અધ્યાયમાં તૃતીય જ્યોતિર્બ્રાહ્મણ ૩

ॐ मॉ

## ચતુર્થ બ્રાહ્મણ

### મરવા પડેલા જીવની દશાનું વર્ણન

**ભાષ્ય :** ' स यत्रायमात्मा ' અહીં સંસારના ઉપવર્ણનનો પ્રસંગ છે. એમાં ' આ આત્મા આ અંગોથી સમ્યક્ પ્રકારથી મુક્ત થઈ ને ' આમ કહેવામાં આવેલ છે. તે આત્માની સમ્યક્ મુક્તિ કયે સમયે અથવા કઈ રીતે થાય છે, એનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાનું છે– આથી જ આરંભ કરવામાં આવે છે—

**स यत्रायमात्माऽबल्यं न्येत्य सम्मोहमिव न्येत्यथैनमेते प्राणा अभिसमायन्ति स एतास्तेजोमात्राः समभ्याददानो हृदयमेवान्ववक्रामति स यत्रैष चाक्षुषः पुरुषः पराङ् पर्यावर्ततेऽथारूपज्ञो भवति ॥ १ ॥**

सः अयम् आत्मा=તે આ આત્મા, यत्र=જે સમયે, अबल्यम् न्येत्य=દુર્બળતાને પ્રાપ્ત થઈ, सम्मोहम् इव न्येति=જાણે સંમોહ પામ્યો હોય એવો થાય છે, अथ=ત્યારે, एते प्राणाः=આ વાક્ આદિ પ્રાણો, एनम् अभिसमायन्ति=એની આગળ આવે છે सः=તે, एताः तेजोमात्राः= આ પ્રાણોની તેજોમાત્રાને, समभ्याददानः=સારી રીતે ગ્રહણ કરીને, हृदयम् एव=હૃદયમાં જ, अनुअवक्रामति=અનુક્રાંત ( પ્રકટ થયેલા જ્ઞાન· વાળો ) થાય છે, यत्र=જે સમયે, एषः चाक्षुषः पुरुषः=આ ચાક્ષુષ પુરુષ, पराङ् पर्यावर्तते=બધી બાજુએથી વ્યાવૃત થાય છે, अथ=તે સમયે, सः= તે મુમુર્ષુ (મરવા પડેલો પુરુષ), अरूपज्ञः भवति=રૂપનું જ્ઞાન ધરાવતો નથી.

' આ આત્મા જ્યારે નબળો પડી જાય છે ને બેભાન જેવો થઈ જાય છે, ત્યારે ઇંદ્રિયો તેની સામે મળીને આવે છે. તે ઇંદ્રિયોમાંથી તેજના અંશો પોતાની અંદર ખેંચી લે છે, અને હૃદયમાં પ્રવેશ કરે છે. આંખમાં રહેલું ચેતન જ્યારે

ચાલ્યું જાય છે, ત્યારે માણસ રૂપને જોઈ શકતો નથી. ૧

**ભાષ્ય :** તે આ પ્રસ્તુત આત્મા જે સમયે અબલ્ય–અબળ ભાવને પ્રાપ્ત થઈને અહીં જે દેહની દુર્બળતા છે, તે આત્માની જ દુર્બળતા છે. આ પ્રમાણે ઉપચારથી કહેવામાં આવે છે કે, અબળ-ભાવને પામીને; પરંતુ પોતે અમૂર્ત હોવાને કારણે આ અબળભાવને પ્રાપ્ત થતો નથી; તેમ જ જાણે સંમોહને (પ્રાપ્ત થાય છે) સંમૂઢતાને જ સંમોહ કહેવાય. 'સંમોહ' એટલે વિવેકનો અભાવ; આ પ્રકારની સંમૂઢતાને જાણે પ્રાપ્ત થાય છે. એને પોતાને સંમોહ અથવા અસંમોહ છે પણ નહિ; કારણ કે આ નિત્યચૈતન્યજ્યોતિસ્વરૂપ છે, તેથી જ 'सम्मोहमिव न्येति' એમાં 'इव' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે; કારણ કે લૌકિક પુરુષોને ઉત્ક્રાંતિને સમયે ઇંદ્રિયોના ઉપસંહારને કારણે થનારી વ્યાકુળતા જાણે આત્માને થતી હોય તેવી જણાય છે અને કહેનારાઓ એવું કહે પણ છે કે, આ સંમૂઢ અર્થાત્ અત્યંત અચેત થઈ ગયો છે.

અથવા 'अबल्यम्' અને 'सम्मोहम्' બન્નેયની સાથે 'इव' શબ્દનો પ્રયોગ કરવો જોઈએ; અર્થાત્ જાણે અબળતાને પ્રાપ્ત થઈને જાણે સંમૂઢતાને પ્રાપ્ત થઈ જાય છે; કારણ કે બન્નેયનું અન્યોપાધિકૃત હોવાનું સમાન છે તેમ જ બન્નેયનો એક કર્તા બતાવવામાં આવ્યો છે.

એ સમયે આ વાગાદિ પ્રાણ આ આત્માની આગળ આવે છે. ત્યારે આ દેહી આત્માનો અંગોથી સર્વથા મોક્ષ થાય છે; પરંતુ તે મોક્ષ કઈ રીતે થાય છે અને કઈ રીતે એ બધાં પ્રાણ આત્માની આગળ આવે છે, તે બતાવવામાં આવે છે—

તે આત્મા આ તેજોમાત્રાઓનો–તેજની માત્રા તેજોમાત્રા એટલે તેજના અવયવ અર્થાત્ રૂપાદિની પ્રકાશક હોવાથી ચક્ષુ આદિ ઇંદ્રિયો તેજોમાત્રા છે, તે આ ઇંદ્રિયોનું સમભ્યાદાન–સમ્યક્ અર્થાત્ નિર્લેપ-ભાવથી અભ્યાદાન–અભિમુખપણે આદાન અર્થાત્ ઉપસંહાર કરી, હૃદય એટલે પુંડરીક આકાશમાં જ અનુક્રાંત–અન્વાગત થાય છે અર્થાત્

બુદ્ધિ આદિના વિક્ષેપનો ઉપસંહાર થઈ ગયા પછી હૃદયમાં જ અભિવ્યક્ત વિજ્ઞાનવાન થાય છે. 'સમભ્યાદદાનઃ' આ ક્રિયાપદમાં 'સમ્' આ વિશેષણ સ્વપ્નની અપેક્ષાથી છે; કારણ કે સ્વપ્નમાં નિર્લેપભાવથી ચક્ષુ આદિનો ઉપસંહાર થતો નથી, કેવળ આદાન (ઉપસંહાર) માત્ર તો થાય છે. જેવું કે 'વાક્ ગૃહીત થઈ જાય છે, ચક્ષુ ગૃહીત થઈ જાય છે,' 'આ સર્વાવાન્ લોકની માત્રાને ગ્રહણ કરી,' 'શુક્રને ગ્રહણ કરી' વગેરે વાકયોથી સિદ્ધ થાય છે.

આત્માના ચલન અથવા વિક્ષેપ ઉપસંહાર વગેરે વિકારો આપમેળે થતા નથી; જેવું કે 'ધ્યાયતીવ લેલાયતીવ' વગેરે મંત્ર દ્વારા કહેવામાં આવ્યું છે. બુદ્ધિ વગેરે ઉપાધિઓ દ્વારા જ તેમાં બધા પ્રકારના વિકારનો આરોપ કરવામાં આવે છે.

પરંતુ તેની તેજોમાત્રાઓનો ઉપસંહાર કયારે થાય છે, તે કહે છે: જે સમયે પણ તે ચક્ષુમાં રહેનારો ચાક્ષુષ પુરુષ આદિત્યાંશ, જે ભોક્તાના કર્મથી પ્રેરિત થઈ ને જ્યાં સુધી દેહ ધારણ કરાય છે, ત્યાં સુધી તેનાં નેત્રાનો ઉપકાર કરતો વિદ્યમાન રહે છે. મરણકાળમાં એનાં ચક્ષુનો ઉપકાર કરવાનું છોડી દે છે; અર્થાત્ પોતાના આદિત્યસ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે. આથી જ આમ કહ્યું છે: 'જ્યારે આ મરણ પામેલા પુરુષની વાગિન્દ્રિય અગ્નિમાં, પ્રાણ વાયુમાં અને નેત્ર આદિત્યમાં લીન થઈ જાય છે' વગેરે

દેહ ગ્રહણ કરતી વેળાએ ફરીથી આ તેનો આશ્રય લઈ લેશે. આવું જ સુનારા અને જાગનારા પુરુષના વિષયમાં પણ થાય છે. આથી જ શ્રુતિ કહે છે: જે સમયે ચાક્ષુષ પુરુષ પરાઙ્પર્યાવર્તન—બધી બાજુથી પોતાના ભણી વ્યાવર્તન કરી લે છે, તે સમયે માણસ રૂપને જાણી શકતો નથી. અર્થાત્ મરનારને રૂપનું જ્ઞાન થતું નથી. તે સમયે સ્વપ્નકાળની જેમ આ આત્મા ચક્ષુ વગેરે તેજોમાત્રાઓને બધી બાજુથી સારી પેઠે—નિર્દોષભાવથી ગ્રહણ કરનારો હોય છે. ૧

## લિંગાત્મામાં વિભિન્ન ઇંદ્રિયોનો લય અને તેના ઉત્ક્રમણનું વર્ણન

एकी भवति न पश्यतीत्याहुरेकी भवति न जिघ्रतीत्याहुरेकी भवति न रसयत इत्याहुरेकी भवति न वदतीत्याहुरेकी भवति न शृणोतीत्याहुरेकी भवति न मनुत इत्याहुरेकी भवति न स्पृशतीत्याहुरेकी भवति न विजानातीत्याहुस्तस्य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनैष आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यस्तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति सविज्ञानो भवति सविज्ञानमेवान्ववक्रामति तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च ॥ २ ॥

एकी भवति=(ચક્ષુઇંદ્રિય લિંગાત્મા સાથે) એકરૂપ થઈ જાય છે, न पश्यति इति आहुः=(ત્યારે માણસો) 'જોતો નથી' એમ કહે છે, एकी भवति न जिघ्रति इति आहुः=(ઘ્રાણેન્દ્રિય) એકરૂપ થઈ જાય છે ત્યારે 'નથી સૂંઘતો' એમ કહે છે, एकी भवति न रसयते इति आहुः=(રસનેન્દ્રિય) એકરૂપ થઈ જાય છે ત્યારે 'સ્વાદ લેતો નથી' એમ કહે છે, एकी भवति न वदति इति आहुः=(વાગિન્દ્રિય) એકરૂપ. જાય છે ત્યારે 'નથી બોલતો' એમ કહે છે, एकी भवति न शृणोति इति आहुः=(શ્રોત્રેન્દ્રિય) એકરૂપ થઈ જાય છે ત્યારે 'નથી સાંભળતો' એમ કહે છે, एकी भवति=(મન) એકરૂપ થઈ જાય છે ત્યારે, न मनुते इति आहुः='મનન નથી કરતો' એમ કહે છે, एकी भवति=(ત્વક્ ઇંદ્રિય) એકરૂપ થઈ જાય છે ત્યારે, न स्पृशति इति आहुः='સ્પર્શ નથી કરતો' એમ કહે છે, एकी भवति=(બુદ્ધિ લિંગાત્મા સાથે) એકરૂપ થઈ જાય છે ત્યારે, न विजानाति इति आहुः='નથી જાણતો' એમ કહે છે, तस्य ह एतस्य हृदयस्य अग्रम् प्रद्योतते=તે આ હૃદયનો

અગ્ર (બહાર જવાનો માર્ગ) અત્યંત પ્રકાશિત થવા માંડે છે, तेन प्रद्योतेन एषः आत्मा=તે પ્રકાશ દ્વારા જ આ આત્મા, चक्षुष्टः वा मूर्ध्नः वा अन्येभ्यः शरीरदेशेभ्यः=નેત્રથી, માથાથી અથવા શરીરના બીજા કોઈ ભાગથી, निष्क्रामति=બહાર નીકળે છે, तमू उत्क्रामन्तमू=તે બહાર નીકળતાં તેની સાથે જ, प्राणः अनु उत्क्रामति=પ્રાણ બહાર નીકળે છે, प्राणमू अनु उत्क्रामन्तमू=પ્રાણ બહાર નીકળતાં, सर्वे प्राणाः अनु उत्क्रामन्ति=બધા પ્રાણ (ઇંદ્રિયો) બહાર નીકળે છે, सविज्ञानो भवति=તે સમયે આ આત્મા વિશેષ વિજ્ઞાનવાળો હોય છે, सविज्ञानमू एव अनु-अवक्रामति=અને વિજ્ઞાનયુક્ત પ્રદેશ જ જાય છે તે સમયે, विद्याकर्मणी तमू समन्वारमेते पूर्वप्रज्ञा च=તેની સાથે સાથે જ્ઞાન, કર્મ અને પૂર્વપ્રજ્ઞા (અનુભવાયેલી વિષયવાસનાઓ) પણ જાય છે.

'આંખનું ચેતન આત્મામાં એક થઈ જાય છે, ત્યારે લોકો કહે છે: 'માણસ દેખતો નથી.' નાકનું ચેતન આત્મામાં ભળી જાય છે, ત્યારે લોકો કહે છે: 'માણસ સૂંઘતો નથી.' જીભનું ચેતન આત્મામાં ભળી જાય છે ત્યારે લોકો કહે છે: 'માણસ ચાખતો નથી.' વાણીનું ચેતન આત્મામાં ભળી જાય છે ત્યારે લોકો કહે છે: 'માણસ બોલતો નથી.' કાનનું ચેતન આત્મામાં ભળી જાય છે, ત્યારે લોકો કહે છે: 'માણસ સાંભળતો નથી.' મન આત્મામાં ભળી જાય છે, ત્યારે લોકો કહેછે: 'માણસ મનન–વિચાર કરતો નથી.' ચામડીનું ચેતન આત્મામાં ભળી જાય છે, ત્યારે લોકો કહે છે: 'માણસ અડકતો નથી.' બુદ્ધિ આત્મામાં ભળી જાય છે, ત્યારે લોકો કહે છે; 'માણસ સમજતો નથી.' એ માણસના હૃદયનો અગ્રભાગ પ્રકાશથી ઝળહળે છે. પ્રકાશયુક્ત હૃદયના એ અગ્રભાગ દ્વારા આત્મા શરીરમાંથી ચાલ્યો જાય છે અથવા તો આંખ વાટે, માથા વાટે કે શરીરના બીજા ભાગોમાંથી ચાલ્યો જાય છે. તે ચાલી

જતાં તેની પાછળ પ્રાણ ચાલ્યો જાય છે. પ્રાણ ચાલી જતાં તેની પાછળ બધી ઇંદ્રિયો ચાલી જાય છે. તે વેળાએ આત્માને જ્ઞાન તો હોય છે. એ જ્ઞાનને સાથે લઈને તે ચાલ્યો જાય છે. તે જાય છે ત્યારે પણ તેનું જ્ઞાન, તેનું કર્મ અને પૂર્વજન્મની તેની સ્મરણશક્તિ એટલું તો તેની સાથે રહે છે જ.૨

**ભાષ્ય :** જ્યારે ઇંદ્રિયો પોતાના લિંગદેહ સાથે એકરૂપ થઈને ભળી જાય છે, ત્યારે આજુબાજુ બેઠેલા માણસો કહે છે: 'આ જોતો નથી.' એવી જ રીતે નાકનું ચેતન દૂર થતાં–ઘ્રાણદેવતા નિવૃત્ત થઈ જતાં ઘ્રાણેન્દ્રિય લિંગાત્માની સાથે એકરૂપ થઈ જાય છે, ત્યારે 'નથી સૂંઘતો' એમ કહે છે. બાકીનો અર્થ આના જેવો જ છે. જીભમાં સોમ અથવા વરુણ દેવતા છે, તેની નિવૃત્તિની અપેક્ષાથી 'નથી ચાખતો' એમ કહે છે. એવી જ રીતે 'નથી બોલતો, નથી સાંભળતો, મનન નથી કરતો, વિચાર નથી કરતો, અડકતો નથી, જાણતો નથી' એમ કહે છે. તે સમયે ઇંદ્રિયોના અભિમાની દેવતાઓની નિવૃત્તિ અને ઇંદ્રિયોનો હૃદયમાં એકીભાવ અર્થાત્ ભળી જવારૂપ ભાવ જણાય છે.

તે સમયે ઇંદ્રિયો હૃદયમાં સમાઈ જવાથી જે અંતર્વ્યાપાર થાય છે, તેનું વર્ણન કરવામાં આવે છે: તે આ પ્રકૃત હૃદયનું અર્થાત્ હૃદયના છિદ્રનું અગ્ર નાડીમુખ અર્થાત્ બહાર નીકળવાનું દ્વાર અત્યંત પ્રકાશિત થવા માંડે છે. જેવી રીતે સ્વપ્નકાળમાં આત્મજ્યોતિથી સ્થિત રહે છે, તેવી જ રીતે આ સમયે પણ તેજોમાત્રાઓના ગ્રહણને લીધે આત્મજ્યોતિથી તેમ જ પોતે પોતાની મેળે જ પ્રકાશિત થઈ જાય છે. તે આત્મજ્યોતિથી પ્રકાશિત હૃદયદ્વારથી આ લિંગોપાધિક વિજ્ઞાનમય આત્મા બહાર નીકળી જાય છે. આવું જ આથર્વણ પ્રશ્નોપનિષદમાં પણ કહ્યું છે: '(તેણે વિચાર્યું કે,) હું કોના નીકળી જવાથી નીકળી જઈશ અને કોના રહેવાથી રહીશ' 'તેણે પ્રાણની રચના કરી' વગેરે.

તે લિંગાત્મામાં આત્મચૈતન્યજ્યોતિ સર્વદા અત્યંત અભિવ્યક્ત

રહે છે. તે ઉપાધિ દ્વારા જ આત્મામાં જન્મ, મરણ, ગમન, આગમન વગેરે બધા વિકારરૂપ વ્યવહારો થાય છે અને તેવી જ બુદ્ધિ વગેરે બાર ઇંદ્રિયો છે. તે સૂત્ર છે, તે જીવન છે અને તે જ સ્થાવર-જંગમનો અંતરાત્મા છે. તેના પ્રદ્યોતથી અર્થાત્ હૃદયના અગ્રભાગના પ્રકાશથી નીકળનારો આત્મા કયા માર્ગથી નીકળે છે, તે કહે છે–

જો તેનું 'જ્ઞાન' કે કર્મ આદિત્યલોકની પ્રાપ્તિનું કારણ હોય છે, તો તે ચક્ષુદ્વારથી નીકળે છે. જો બ્રહ્મલોકની પ્રાપ્તિનું કારણ હોય છે, તો મૂર્ધદેશ–માથાથી નીકળે છે. આ જ પ્રમાણે પોતાનાં કર્મ અને જ્ઞાન અનુસાર તે શરીરના બીજા વિભાગો–અવયવોમાંથી નીકળી જાય છે.

તે વિજ્ઞાનાત્મા ઉત્ક્રાન્ત–પરલોક માટે પ્રસ્થિત અર્થાત્ પરલોક-ગમન માટે વાસનાવાળો થતાં રાજાના બધા અધિકારો ધરાવનાર પ્રધાનની પેઠે પ્રાણ તેની સાથે સાથે ઉત્ક્રમણ કરે છે અને તે પ્રાણ ઉત્ક્રાન્ત થતાં–નીકળતાં વાગાદિ બધા જ પ્રાણ તેની સાથે જ નીકળે છે. અહીં લોકોના સમૂહની જેમ વિજ્ઞાનાત્મા, પ્રાણ અને ઇંદ્રિયોનું એક સાથે મળીને ક્રમથી જવાનું વિવક્ષિત નથી, બલકે તેમના પ્રાધાન્ય અનુસાર તેનો ઉલ્લેખ કરવાનું અભીષ્ટ છે.

તે સમયે આ આત્મા સવિજ્ઞાન હોય છે અર્થાત્ સ્વપ્ન સમાન પોતાના કર્મને લીધે વિશેષ વિજ્ઞાનવાન થાય છે, સ્વતંત્રતાથી નહીં. જો સ્વતંત્રપણે વિજ્ઞાનવાન થઈ શકત તો બધાય કૃતકૃત્ય તો થઈ જાત; પરંતુ તે કૃતકૃત્યતા તો (બધાંને) પ્રાપ્ત નથી થતી. આથી જ વ્યાસે કહ્યું છે: 'હૃદયમાં સદા તે જ ભાવનું ચિંતન કરતા રહેવાથી (તે તેને જ પ્રાપ્ત થાય છે.)' આથી આ સમયે બધાં માણસો કર્મ દ્વારા ઉદ્‌ભૂત અંતઃકરણની વૃત્તિવિશેષને આશ્રિત રહેનારા વાસનાત્મક વિશેષજ્ઞાનથી સવિજ્ઞાન થાય છે. આ પ્રમાણે સવિજ્ઞાન અર્થાત્ વિશેષ-વિજ્ઞાનથી ઉદ્‌ભાસિત થઈને જ પોતાના ગંતવ્યસ્થાને અનુક્રમણ–અનુગમન કરે છે–જાય છે.

માટે પરલોકની ઇચ્છા ધરાવનારા શ્રદ્ધાળુ પુરુષોએ તે સમયે

સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટે પ્રમાદ વિનાના થઈને નિરંતર યોગધર્મોનું સેવન, વિવેકનો અભ્યાસ અને ખાસ કરીને પુણ્યનો સંચય કરવો જોઈએ. બધાં શાસ્ત્રોના વિધેય અર્થનું આચરણ કરવું જોઈએ તેમ જ ખરાબ કામથી દૂર રહેવું જોઈએ. પરંતુ તે (ઉત્ક્રાંતિના) સમયે અર્થાત્ જતી વખતે કશુંય કરી શકાતું નથી; કારણ કે કર્મ દ્વારા લઈ જવાતા જીવની સ્વતંત્રતા નથી રહેતી. આ વિષયમાં 'પુણ્યકર્મથી પુરુષ પુણ્યવાન થાય છે અને પાપકર્મથી પાપી' આમ ઉપર કહેવાઈ ગયું છે. આ અનર્થને દૂર કરવાનો ઉપાય બતાવવા માટે જ બધી શાખાઓનાં ઉપનિષદો પ્રવૃત્ત થયાં છે. તેમણે બતાવેલા ઉપાયોનું નિરંતર સેવન કર્યા વિના આ અનર્થ તદ્દન નિવારવા માટે કોઈ બીજો ઉપાય નથી; તેથી ઉપનિષદે કહેલા આ ઉપાયમાં પ્રયત્નપૂર્વક લાગ્યા રહેવું જોઈએ–આ જ આ પ્રકરણનું તાત્પર્ય છે.

ઉપર એમ કહેવામાં આવ્યું છે કે, ગાડાની જેમ લદાયેલા ભારવાળો જીવ અવાજ કરતો જાય છે; પરંતુ ગાડું હાંકનારાના ભાથાની જેમ પરલોકમાં જનારા આ જીવ પાસે પોતાનું પાથેય (ભાથું) કયું છે કે જે પરલોકમાં જઈને તે ખાય છે? તેમ જ તેના શરીર વગેરેનો જે આરંભ કરનારો છે, તે પણ શું છે? તે કહે છે: પરલોકમાં જનારા તે આત્માની સાથે વિદ્યા અને કર્મ–બધા પ્રકારની વિહિત અને પ્રતિષિદ્ધ તથા અવિહિત અને અપ્રતિષિદ્ધ વિદ્યા જ અહીં વિદ્યા છે તેમ જ વિહિત અને પ્રતિષિદ્ધ તથા અવિહિત અને અપ્રતિષિદ્ધ કર્મો જ કર્મ છે–આ વિદ્યા અને કર્મ સમ્યક્ અન્વારંભ–અન્વાલંભન અર્થાત્ અનુસરણ કરે છે એટલે કે એની પાછળ જાય છે. તેમ જ પૂર્વપ્રજ્ઞા અર્થાત્ પાછલા કર્મનાં ફળોના અનુભવની વાસના પણ સાથે જાય છે.

તે વાસના જ અપૂર્વ કર્મના આરંભ વિષે અને કર્મના વિપાકમાં એક અંગરૂપ હોય છે. આથી એ પણ જીવની સાથે જાય છે; તે વાસના વિના આ જીવ કર્મ કરવામાં અને તેનું ફળ ભોગવવામાં સમર્થ

થતો નથી; કારણ કે જે વિષયનો અભ્યાસ હોતો નથી, તેમાં ઇંદ્રિયોની કુશળતા–પ્રવીણતા પણ નથી હોતી. અહીં પૂર્વના અનુભવની વાસનાથી પ્રવૃત્ત થયેલી ઇંદ્રિયોની વિના અભ્યાસે કુશળતા હોવાનો સંભવ છે; એવું જોવામાં પણ આવે જ છે કે કેટલાક માણસો ચિત્રકળા જેવી ક્રિયાઓમાં પણ વિના અભ્યાસે જન્મથી જ હોશિયાર હોય છે અને કેટલાકો તદ્દન સામાન્ય ક્રિયાઓમાં પણ કુશળ નથી હોતા. જેમ કે વિષયના ઉપભોગમાં પણ કેટલાકની સ્વભાવે જ કુશળતા કે અકુશળતા જોવામાં આવે છે. માટે આ બધું આગલા ભવની પૂર્વપ્રજ્ઞા–વાસના જાગ્રત અથવા અજાગ્રત હોવાને લીધે જ થાય છે. એટલા માટે પૂર્વ-પ્રજ્ઞા વિના કોઈ પણ કર્મ અથવા તેના ફળના ઉપભોગમાં પ્રવૃત્તિ થવાનો સંભવ નથી.

હવે ગાડાવાળાના માર્ગમાંના ભાથાની જેમ આ વિદ્યા, કર્મ અને પૂર્વપ્રજ્ઞા નામના ત્રણ પદાર્થો જ પરલોકના માર્ગનું પાથેય છે; કારણ કે વિદ્યા, કર્મ અને પૂર્વપ્રજ્ઞા–એ બીજો દેહ પ્રાપ્ત કરવા માટે તથા ઉપભોગનાં સાધનો છે. માટે શુભ વિદ્યા અને કર્માદિનું જ આચરણ કરવું, જેથી અભીષ્ટ દેહની અને ઉપભોગની પ્રાપ્તિ થાય–આ જ આ પ્રકરણનું તાત્પર્ય છે. ૨

**ભાષ્ય :** આ પ્રમાણે વિદ્યા વગેરેના ભારથી લદાયેલો, બીજા દેહને પ્રાપ્ત કરનારો જીવ પહેલાંના દેહને છોડી દઈ ને એક ઝાડ પરથી બીજા ઝાડ પર જનારા પક્ષીની જેમ બીજા દેહને પામે છે અથવા એક બીજા આતિવાહિક ( જીવને એકમાંથી બીજામાં લઈ જનારા ) દેહથી કર્મફળના ઉદ્ભવસ્થાન( દેવલોકાદિ )માં લઈ જવામાં આવે છે.

શંકા : શું તે અહીંયાં હોય તેવામાં જ સર્વગત ઇંદ્રિયોની વૃત્તિ પ્રાપ્ત થઈ જાય છે? અથવા શરીરમાં રહેલા જીવની સંકુચિત ઇંદ્રિયો–મરણ પછી, ફૂટેલા ઘડામાંના દીવાના પ્રકાશની જેમ બધે ફેલાઈ જઈ ને બીજા દેહનો આરંભ થયા પછી ફરીથી સંકોચાઈ જાય છે? અથવા વૈશેષિકસિદ્ધાંતવાળાઓના મત અનુસાર કેવળ મન જ અન્ય

દેહના દેશમાં જાય છે? અથવા તો વેદાંતસિદ્ધાંત પ્રમાણે બીજી કલ્પના જ અન્ય દેહની પ્રાપ્તિ છે?

સમાધાન: કહે છે–'તે આ વાણી, મન અને પ્રાણ બધાં સમાન અર્થાત્ તુલ્ય વ્યાપ્તિવાળાં જ છે ને તેથી બધાં જ અનંત છે' આ શ્રુતિ અનુસાર તેમ જ સર્વાત્મક પ્રાણને આશ્રિત હોવાથી ઇંદ્રિયો તો સર્વાત્મક જ છે; તેમનો આધ્યાત્મિક અને આધિભૌતિક પરિચ્છેદ પ્રાણીઓનાં કર્મ, જ્ઞાન અને ભાવનાને લીધે છે. માટે તે અધીન હોવાને કારણે સ્વભાવથી સર્વગત અને અનંત હોવા છતાં પણ ભોક્તા પ્રાણોનાં કર્મ, જ્ઞાન અને વાસના અનુસાર જ બીજા દેહના આરંભને લીધે પ્રાણોની વૃત્તિનો સંકોચ અથવા વિકાસ થાય છે. આવું જ કહ્યું પણ છે 'આ પ્રાણ કીડીના જેવડો છે, મચ્છરના જેવડો છે, હાથીના પ્રમાણનો છે, આ ત્રણેય લોકોના સમાન છે, ને આ બધાંના સમાન છે' આ પ્રમાણે જે પણ આ અનંતોની ઉપાસના કરે છે' તેમ જ. 'તેની જેઓ જે પ્રમાણે ઉપાસના કરે છે' વગેરે વચન પણ અનુકૂળ હોઈ શકે છે.

એમાં કર્મ અને જ્ઞાનને અધીન જે પૂર્વપ્રજ્ઞા નામની વાસના છે, તે જળોની જેમ બધે વ્યાપ્ત રહીને જ હૃદયસ્થિત રહીને જેવી રીતે સ્વપ્નાવસ્થાના શરીરની રચના કરે છે, તેવી જ રીતે આ દેહથી ભિન્ન બીજા કર્મથી ઉત્પન્ન થયેલા દેહને રચી લે છે ને બીજા દેહનો આરંભ થઈ ગયા પછી પોતાના પહેલા દેહને છોડી દે છે. આ વિષયમાં આ દૃષ્ટાંત કહેવામાં આવે છે–

## અન્ય દેહમાં જવા વિષે જળોનું દૃષ્ટાંત

**तद् यथा तृणजलायुका तृणस्यान्तं गत्वान्यमाक्रममाक्रम्यात्मानमुपसंहरत्येवमेवायमात्मेदꣳ शरीरं निहत्याविद्यां गमयित्वान्यमाक्रममाक्रम्यात्मानमुपसꣳहरति ॥ ३ ॥**

तद् यथा=તે દૃષ્ટાંત–જેવી રીતે; तृणजलायुका=જળો, तृणस्य अन्तम्

गत्वा=તૃણખલાને છેડે જઈને, अन्यम् आक्रमम् आक्रम्य=બીજા તૃણરૂપ આશ્રયને પકડીને, आत्मानम् उपसंहरति=પોતાના પિંડને સંકોચી લે છે, एवम् एव=એવી જ રીતે, अयम् आत्मा=આ આત્મા, इदम् शरीरम् निहत्य=આ શરીરને મારીને છોડી દઈને—अविद्याम् गमयित्वा=અવિદ્યાને પ્રાપ્ત કરાવી—અચેતન કરી, अन्यम् आक्रमम् आक्रम्य=બીજા આધારનો આશ્રય લઈને, आत्मानम् उपसंहरति=પોતાનો ઉપસંહાર કરી લે છે—(તેમાં જ) આત્મભાવ કરવા લાગે છે.

**જેમ ઘાસના તરણા પર રહેલી પાણીમાંની જળો તે તરણાને છેડે ગયા પછી બીજો ટેકો લેવા માટે પોતાનું અંગ સંકોચે છે, તેમ આ આત્મા આ શરીરને છોડી દઈ તેને ચેતન વિનાનું બનાવી દે છે અને બીજું શરીર મેળવવા માટે પોતાનો સંકોચ કરે છે (ને તે પછી તેમાં જ આત્મભાવ કરવા લાગે છે).૩**

**ભાષ્ય :** તે બીજા દેહમાં જવા વિષે આ દૃષ્ટાંત છે : જેવી રીતે તૃણજલૂકા—ઘાસના તરણા પર રહેલી પાણીમાંની જળો તરણાને છેડે પહોંચ્યા પછી બીજા તૃણરૂપ આક્રમનો—જે આક્રાંત કરાય તેને આક્રમ કહે છે, તે આક્રમ એટલે આધારનો આશ્રય લઈને પોતાને અર્થાત્ પોતાના આગળના ભાગના અવયવ સાથે પાછળના અવયવને સંકોચી લે છે; એવી જ રીતે આ સંસારી આત્મા, જેનું અહીં પ્રકરણ છે, તે પોતાના પ્રથમ પ્રાપ્ત થયેલા શરીરને મારીને—સ્વપ્ન-પ્રાપ્તિની ઇચ્છાવાળાની પેઠે પાડીને, એને અવિદ્યાને પ્રાપ્ત કરાવી અર્થાત્ પોતાના આત્માના ઉપસંહાર દ્વારા અચેતન કરી, તૃણ-જલૂકાના એક તૃણ પરથી બીજા તૃણ પર જવા સમાન બીજા આક્રમ એટલે કે અન્ય શરીરને પોતાની ફેલાયલી વાસનાથી ગ્રહણ કરી પોતાનો ઉપસંહાર કરી લે છે; અર્થાત્ તેમાં જ આત્મભાવ કરવા માંડે છે. જેવી રીતે આ સ્વપ્નમાં બીજા દેહનો આરંભ કરે છે, તેવી જ રીતે બીજા સ્વપ્નદેહમાં રહેલા જીવ સમાન આ આરંભ

પર

કરેલા શરીરદેહમાં અર્થાત્ આરંભ કરેલા જંગમ કે સ્થાવર દેહમાં આત્મભાવ કરી લે છે.

ત્યાં જ કર્મને લીધે ઇંદ્રિયો પણ વૃત્તિયુક્ત થઈને સંગઠિત થઈ જાય છે અને દર્ભ–માટીરૂપ બહારના શરીરનો પણ આરંભ થઈ જાય છે. પછી તેમાં જ ઇંદ્રિયસમુદાયની અપેક્ષાથી વાગાદિ ઇંદ્રિયોનો ઉપકાર કરવા માટે અગ્નિ વગેરે દેવતાઓ આશ્રય લઈ લે છે. આ જ અન્ય દેહના આરંભની વિધિ છે. ૩

## આત્માના અન્ય દેહના નિર્માણમાં સોનીનું દૃષ્ટાંત

**ભાષ્ય :** તે બીજા દેહના આરંભમાં જીવ નિત્ય ગ્રહણ કરેલા ઉપાદાનને જ નષ્ટ કરી કરીને તેનાથી જ દેહાંતરનો આરંભ કરે છે અથવા વારંવાર નવા ઉપાદાન–દેહને ગ્રહણ કરે છે. એ વિષે દૃષ્ટાંત કહે છે–

**तद् यथा पेशस्कारी पेशसो मात्रामपादायान्यन्नवतरं कल्याणतरं रूपं तनुत एवमेवायमात्मेदꣳ शरीरं निहत्याविद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरꣳ रूपं कुरुते पित्र्यं वा गान्धर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वान्येषां वा भूतानाम् ॥ ४ ॥**

तत्=તેમાં દૃષ્ટાંત, यथा=જેવી રીતે, पेशस्कारी=સોની, पेशसः मात्राम् अपादाय=સોનાનો (અમુક) ભાગ લઈને, अन्यत्=બીજા, नवतरम्=નવીન, कल्याणतरम् रूपम्=વધારે સુંદર ઘાટની, तनुते=રચના કરે છે, एवम् एव=એવી જ રીતે, अयम् आत्मा=આ આત્મા, इदम् शरीरम् निहत्य=આ શરીરને નષ્ટ કરીને, अविद्याम् गमयित्वा=અચેતનાવસ્થાને પ્રાપ્ત કરાવી, अन्यत्=બીજા, पित्र्यम्=પિતૃના, वा गान्धर्वम्=અથવા ગાંધર્વના, वा दैवम्=અથવા દેવના, प्राजापत्यम् वा=અથવા પ્રજાપતિના, ब्राह्मम् वा=અથવા બ્રહ્માના, वा अन्येषाम् भूतानाम्=અથવા બીજાં પ્રાણીઓના, नवतरम्=નવા, कल्याणतरम् रूपम् कुरुते=વધારે સુંદર રૂપની

રચના કરે છે.

દૃષ્ટાંત આ પ્રમાણે છે: 'જેમ સોની સોનાનો ટુકડો લઈ તેમાંથી બીજો, નવો ને વધારે સુંદર ઘાટ ઘડે છે, તેમ આ આત્મા આ શરીરને છોડી દઈ તેને ચેતન વિનાનું બનાવી દે છે અને બીજું નવું ને વધારે સુંદર શરીર ઘડી લે છે. એ શરીર કાં તો પિતૃઓના જેવું અથવા ગંધર્વોના જેવું, દેવોના જેવું, પ્રજાપતિના જેવું, બ્રહ્માના જેવું કે બીજાં પ્રાણીઓના જેવું હોય છે. ૪

**ભાષ્ય :** તે આ વિષયમાં આ દૃષ્ટાંત છે: જે પ્રમાણે પેશસ્કારી–પેશસ્ એટલે સોનું, તેને જે ઘડે તે પેશસ્કારી–સોની; પેશસ્ એટલે સુવર્ણની માત્રાનું અપાદાન કરી અર્થાત્ સોનામાંથી જોઈતો ટુકડો કાપી લઈ પહેલાના ઘાટથી જુદો નવો, વધારે સારો ઘાટ ઘડે છે, તેવી જ રીતે આ આત્મા વગેરે–બાકીનો અર્થ પહેલાંના જેવો છે.

આત્માએ નિત્ય ગ્રહણ કરેલા પૃથ્વીથી લઈને આકાશ સુધી સુવર્ણસ્થાનીય પાંચ ભૂતો છે, જેમની 'દ્વે વાવ બ્રહ્મણો રૂપે' આ વાક્યથી ચોથા પ્રપાઠક[1]માં વ્યાખ્યા કરવામાં આવી છે તેમને તોડી-ફોડી બીજા–બીજા દેહને અર્થાત્ પહેલાના કરતાં નવા અને વધુ સારા રૂપને એટલે કે વિશિષ્ટ પ્રકારના દેહને રચી લે છે. પિત્ર્ય–જે પિતૃઓ માટે ઉપયોગી હોય અર્થાત્ પિતૃલોકના ઉપભોગને યોગ્ય હોય, ગાંધર્વ–ગંધર્વોના ઉપભોગને યોગ્ય હોય, એવી જ રીતે દેવતાઓ માટે ઉપયોગી હોય તે દૈવ, પ્રજાપતિ માટે ઉપયોગી તે પ્રાજાપત્ય અને જે બ્રહ્માનું છે તે બ્રાહ્મશરીરની તથા એ જ પ્રમાણે કર્મ અને જ્ઞાન અનુસાર તે અન્ય ભૂતો સાથે જોડાયેલ બીજા શરીરની રચના કરી લે છે–આ પ્રમાણે એનો સંબંધ છે. ૪

---

૧ ઉપનિષદના બીજા અધ્યાયમાં.

## સર્વમય આત્માની કર્મ અનુસાર વિભિન્ન ગતિઓનું નિરૂપણ

**भाष्य :** આ આત્માના જે બંધન સંજ્ઞાવાળા ઉપાધિભૂત પદાર્થો છે અને જેમની સાથે જોડાઈને આ તદ્રૂપ છે, એમ માનવામાં આવે છે, તે પદાર્થોનો અહીં એક સ્થળે એકત્રિત કરીને નિર્દેશ કરવામાં આવે છે.

**स वा अयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथ्वीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयोऽतेजोमयः काममयोऽकाममयः क्रोधमयोऽक्रोधमयो धर्ममयोऽधर्ममयः सर्वमयस्तद् यदेतदिदम्मयोऽदोमय इति यथाकारी यथाचारी तथा भवति साधुकारी साधुर्भवति पापकारी पापो भवति पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन। अथो खल्वाहुः—काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत् कर्म कुरुते यत् कर्म कुरुते तदभिसम्पद्यते ॥ ५ ॥**

सः वै अयम् आत्मा ब्रह्म=તે આ આત્મા બ્રહ્મ છે, विज्ञानमयः=તે વિજ્ઞાનમય છે, मनोमयः=મનોમય છે, प्राणमयः=પ્રાણમય છે, चक्षुर्मयः श्रोत्रमयः पृथ्वीमयः आपोमयः वायुमयः आकाशमयः तेजोमयः अतेजोमयः काममयः अकाममयः क्रोधमयः अक्रोधमयः धर्ममयः अधर्ममयः सर्वमयः=ચક્ષુર્મય, શ્રોત્રમય, પૃથ્વીમય, જળમય, વાયુમય, આકાશમય, તેજોમય, અતેજોમય, કામમય, અકામમય, ક્રોધમય, અક્રોધમય, ધર્મમય, અધર્મમય અને સર્વમય છે, यत्=જે કંઈ, इदम्मयः=ઇદંમય (પ્રત્યક્ષ) અને, अदोमयः=અદોમય (પરોક્ષ) છે, तत् एतत् इति=તે એ જ છે, यथाकारी=તે જેવું કરનારો, यथाचारी=અને જેવા આચરણવાળો હોય છે, तथा भवति=તેવો થાય છે, साधुकारी साधुः भवति=શુભ કર્મ કરનારો શુભ થાય છે, पापकारी पापः भवति=પાપકર્મ કરનારો પાપી

થાય છે, पुण्येन कर्मणा पुण्यः भवति=પુરુષ પુણ્યકર્મથી પુણ્યાત્મા થાય છે, पापेन पापः=પાપકર્મથી પાપી થાય છે, अथो खलु आहुः=કેટલાક કહે છે કે, अयम् पुरुषः काममयः एव इति=આ પુરુષ કામમય જ છે, सः=તે, यथाकामः भवति=જેવી કામનાવાળો હોય છે, तत् क्रतुः भवति=તેવા સંકલ્પવાળો હોય છે, यत् क्रतुः भवति=જેવા સંકલ્પવાળો હોય છે, तत् कर्म कुरुते=તેવું જ કર્મ કરે છે, यत् कर्म कुरुते=જેવું કર્મ કરે છે, तत् अभिसम्पद्यते=તેવું જ ફળ પામે છે.

આ આત્મા છે, તે જ બ્રહ્મ છે, તે વિજ્ઞાનમય છે; મન, પ્રાણ, આંખ, કાન, નાક, પૃથ્વી, પાણી, વાયુ, આકાશ, તેજ, અંધકાર, કામ, અકામ, ક્રોધ, અક્રોધ, ધર્મ, અધર્મ એ બધાં આત્માનાં જ જુદાં જુદાં રૂપો છે. આ અને પેલું જે કંઈ છે, તે બધું આત્મારૂપ જ છે.

'માણસ જેવું કામ કરે છે ને જેવું વર્તન રાખે છે, તેવો તે બને છે. સારું કામ કરનાર સારો બને છે. પાપ-કર્મ કરનાર પાપી બને છે. પુણ્યના કામથી પુણ્યશાળી થાય છે, પાપના કામથી પાપી થાય છે, તેથી જ કહ્યું છે કે માણસ કામનાઓનો બનેલો છે. જેવી તેની કામના હોય, તેવો તે નિશ્ચય કરે; જેવો નિશ્ચય કરે, તેવું કામ કરે; જેવું કામ કરે તેવું ફળ મેળવે.' ૫

**भाष्य :** જે આત્મા આ પ્રમાણે સંસરિત થાય છે અર્થાત્ આ લોક અને પરલોકમાં આવે છે ને જાય છે, તે આ પરબ્રહ્મ જ છે કે જે ભૂખ–તરસ વગેરે ધર્મોથી પર છે. તે વિજ્ઞાનમય છે–વિજ્ઞાન એટલે બુદ્ધિ, તેનાથી ઉપલક્ષિત થનારો અર્થાત્ તન્મય છે. તેના વિષયમાં 'આ આત્મા કોણ છે? જે આ પ્રાણોમાં વિજ્ઞાનમય છે' આમ કહેવાઈ ગયું છે. વિજ્ઞાનમય અર્થાત્ વિજ્ઞાનપ્રાય; કારણ કે 'ध्यायतीव लेलायतीव' વગેરે વાક્યથી એનું વિજ્ઞાનધર્મત્વ પ્રતીત થાય છે.

આ પ્રમાણે તે મનોમય છે—મનની નજીકમાં રહેવાને લીધે તે મનોમય છે તથા પ્રાણમય છે—પ્રાણ પાંચ વૃત્તિઓવાળો છે, તન્મય તે છે કે જેને લીધે તે ચાલતો હોય તેમ જોવામાં આવે છે. વળી કોઈ વસ્તુ જોવાના સમયે તે ચક્ષુર્મય છે; શબ્દ સાંભળતી વખતે તે શ્રોત્રમય છે. એવી જ રીતે જે તે ઇંદ્રિયથી વ્યાપાર થતાં તે તે-રૂપ-વાળો થઈ જાય છે.

આ પ્રમાણે બુદ્ધિ દ્વારા તે ચક્ષુ આદિ ઇંદ્રિયમય થઈને શરીર-નો આરંભ કરનારા પૃથ્વી વગેરે ભૂતમય થઈ જાય છે. તે સમયે તે પાર્થિવ શરીરનો આરંભ થતાં પૃથ્વીમય થઈ જાય છે, તેમ જ વરુણાદિ લોકોમાં જલીય શરીરનો આરંભ થતાં જળમય થાય છે ને વાયવ્ય શરીરનો આરંભ થતાં વાયુમય થાય છે તથા આકાશ શરીરનો આરંભ થતાં આકાશમય થઈ જાય છે.

એવી જ રીતે આ દેવ શરીરો તૈજસ છે. એમનો આરંભ થતાં તે તદ્રૂપ અર્થાત્ તેજોમય થઈ જાય છે. એમનાથી ભિન્ન પશુ આદિનાં શરીર અને નારકીય જીવોનાં તથા પ્રેત વગેરેનાં શરીર અતેજોમય છે, તેમની અપેક્ષાએ શ્રુતિ કહે છે: 'અતેજોમયઃ'.

આ પ્રમાણે આ આત્મા દેહેન્દ્રિયસંઘાતમય થઈને બીજી પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને જોતો, 'આ વસ્તુ મેં મેળવી લીધી છે અને પેલી મારે મેળવવાની છે' આ પ્રમાણે વિપરીત જ્ઞાનવાળો થઈને તેની અભિલાષા ધરાવનારો અર્થાત્ કામમય થાય છે; અને તે કામનામાં દોષ જોવામાં આવતાં જ્યારે તે સંબંધી અભિલાષા મટી જાય છે, ત્યારે ચિત્ત પ્રસન્ન—કલ્મષરહિત—મલિનતા વિનાનું અર્થાત્ શાંત થઈ જાય છે, તેથી તન્મય અર્થાત્ અકામમય થાય છે.

એવી જ રીતે કોઈના વડે જો તે કામના તોડી પાડવામાં આવે તો તે કામ, ક્રોધના રૂપમાં ફેરવાઈ જાય છે; તેથી તદ્રૂપ થઈને તે ક્રોધમય થઈ જાય છે. તે ક્રોધ જ્યારે કોઈ ઉપાયથી દૂર થઈને ઊતરી જાય છે, ત્યારે ચિત્ત પ્રસન્ન અને આકુળતા વિનાનું થતાં અક્રોધ

કહેવાય છે, તેથી તે અક્રોધમય થઈ જાય છે. આ પ્રમાણે કામ–ક્રોધ અને અકામ–અક્રોધને કારણે તન્મય થઈને તે ધર્મમય અને અધર્મ-મય પણ થઈ જાય છે; કારણ કે કામ-ક્રોધાદિ વિના ધર્માદિની પ્રવૃત્તિ થવાનો પણ સંભવ નથી. 'જીવ જે જે પણ કર્મ કરે છે તે તે કામની જ ચેષ્ટા છે' આ સ્મૃતિથી પણ આ જ સિદ્ધ થાય છે.

ધર્મમય અને અધર્મમય થઈને તે સર્વમય થઈ જાય છે. જે કંઈ વ્યાકૃત છે–નામ અને રૂપથી પ્રકાશેલ છે, તે સર્વ ધર્મ અને અધર્મનું જ કાર્ય છે. એ બધું ધર્મ અને અધર્મ જ ફળ છે. તેને પ્રાપ્ત કરનારો પણ તન્મય થઈ જાય છે. વધુ શું? એના વિષયમાં આ વાત સિદ્ધ જ છે કે, આ ઇદંમય–ગૃહ્યમાણ વિષયાદિમય છે, તેથી 'અદોમય' પણ છે. 'અદઃ' આ પદથી ગૃહ્યમાણ કાર્યથી ભિન્ન પરોક્ષ વસ્તુનો નિર્દેશ થાય છે. અંતઃકરણમાં પાર વિનાની ખાસ ભાવનાઓ છે, તેમનું વિશેષ રૂપથી નિર્દેશ કરી શકાય તેમ નથી. વખતોવખત તેમના કાર્યથી જ એવું જણાઈ આવે છે કે, એના હૃદયમાં આ ભાવના છે અને તેના હૃદયમાં આ છે. તે ગૃહ્યમાણ કાર્યથી તેમનો ઇદંમયરૂપથી નિર્દેશ કરવામાં આવે છે અને અંતઃકરણમાં રહેલ જે પરોક્ષ વ્યવહાર છે, તે આ સમયે અદોમય છે.

ટૂંકમાં જેનો જેમ કરવામાં કે આચરણમાં લાવવાનો સ્વભાવ છે, તે યથાકારી અને યથાચારી હોય છે. જે યથાકારી (જેવું કરનારો) છે તે તેવો જ થઈ જાય છે. વિધિ અને પ્રતિષેધથી જાણવામાં આવ-નારી જે નિયત ક્રિયા છે, તેનું નામ 'કરવું' એ છે અને અનિયત આચરણનું નામ 'આચરણમાં લાવવું', આ બન્નેમાં આ ભેદ છે. સારું કામ કરનાર સારો બને છે–આ 'યથાકારી' આ પદનું વિશેષણ છે અને પાપકર્મ કરનાર પાપી બને છે–આ 'યથાચારી' આ પદનું વિશેષણ છે.

'યથાકારી અને યથાચારી' આ પદોમાં 'ણિનિ' આ તાચ્છીલ્ય[1]

---

૧ તે એનો સ્વભાવ છે–આ અર્થમાં થનારા પ્રત્યયને તાચ્છીલ્ય

પ્રત્યય ગ્રહણ કરવામાં આવેલ છે, તેથી કર્મમાં અત્યંત પરાયણ થવાનો સ્વભાવ એ જ તન્મયતા છે. કેવળ તે કર્મમાત્રથી તન્મયતા થતી નથી, આવી શંકા કરીને શ્રુતિ કહે છે : પુણ્યકર્મથી પુરુષ પુણ્યવાન થઈ જાય છે અને પાપકર્મથી પાપી થઈ જાય છે અર્થાત્ પુણ્ય-પાપરૂપ કર્મથી જ પુરુષને તન્મયતા પ્રાપ્ત થઈ જાય છે. તેના માટે તેવા સ્વભાવવાળા થવાની અપેક્ષા નથી રહેતી. તાચ્છીલ્ય (તેવો સ્વભાવ) થયાથી તોઽતન્મયતાની અધિકતા થાય છે–એટલો જ ફરક છે.

આવી સ્થિતિમાં કામક્રોધાદિપૂર્વક પુણ્ય કે અપુણ્યનું આચરણ કરવું એ જ જીવના સર્વમયત્વનો હેતુ, તેના સંસારનું કારણ તથા એક દેહથી બીજા દેહમાં જવાનો હેતુ સિદ્ધ થાય છે. એનાથી પ્રેરાઈને જ જીવ બીજા બીજા દેહને ગ્રહણ કરે છે. આથી પુણ્ય અને પાપ સંસારનાં કારણ છે. એમના જ વિષયમાં વિધિ અને પ્રતિષેધ હોય છે ને અહીં જ શાસ્ત્રની સફળતા છે.

અહીં બીજા બંધ–મોક્ષમાં કુશળ પુરુષો કહે છે : જોકે આ વાત ઠીક છે કે કામાદિપૂર્વક પુણ્ય અને પાપ જ શરીરને ગ્રહણ કરવાનાં કારણ છે; તોપણ કામનાથી પ્રેરાયેલો પુરુષ જ પુણ્ય-પાપરૂપ કર્મોનો સંગ્રહ કરે છે. કામનાનો નાશ થયા પછી તો વિદ્યમાન કર્મ પણ પુણ્ય-પાપની વૃદ્ધિ કરનારું હોતું નથી ને કામનારહિત થયા પછી સંગ્રહ કરેલાં પુણ્ય-પાપ-કર્મ પણ ફળના આરંભક હોતાં નથી, તેથી 'કામના' એ જ સંસારનું મૂળ છે. આવું જ આથર્વણ શ્રુતિ–મુંડકોપનિષદમાં પણ કહ્યું છે : 'જે પુત્ર–પશુ વગેરે કામનાઓને જ સર્વશ્રેષ્ઠ માનનારો તેમની ઇચ્છા કરે છે, તે તે કામનાઓને લીધે તે તે સ્થાનોમાં જન્મ લે છે,' તેથી આ પુરુષ કામમય જ છે; એનું જે અન્યમયત્વ છે તે વિદ્યમાન રહેવા છતાં પણ (એના સર્વમયપણાનું) કારણ નથી, તેથી જ શ્રુતિ નિશ્ચય કરે છે કે આ કામમય જ છે.

---

પ્રત્યય કહેવામાં આવે છે. અહીં 'सुप्यजातौ णिनिस्ताच्छील्ये' (૩–૨–૭૮) આ પાણિનિ સૂત્ર અનુસાર 'णिनि' પ્રત્યય થયો છે.

કારણ કે તે કામમય થઈને જેવી કામનાથી યુક્ત અર્થાત્ 'યથાકામ' થાય છે 'તત્ક્રતુ' થાય છે. થોડીક જ અભિલાષામાત્રથી અભિવ્યક્ત થયેલી તે કામના જે વિષયમાં થાય છે, તે તેનાથી આહત ન થતાં સ્ફૂટ થયા પછી ક્રતુરૂપ થઈ જાય છે. 'क्रतु' એટલે અધ્યવસાય અર્થાત્ નિશ્ચય; જેની પાછળ ક્રિયાની પ્રવૃત્તિ થાય છે.

આ 'યત્ક્રતુ' થાય છે અર્થાત્ કામનાના કાર્યરૂપ જે પ્રકારના ક્રતુથી આ યુક્ત હોય છે, આ પ્રમાણે આ જેવા ક્રતુવાળો હોય છે; તે જ કર્મને કરે છે. જે વિષયને લઈને એનો ક્રતુ હોય છે, તેનું ફળ સિદ્ધ કરવા માટે જે યોગ્ય કર્મ હોય છે, તેને જ કરે છે અને જેવું કર્મ કરે છે, તે જ અભિસંપન્ન થાય છે; અર્થાત્ તેનું જ ફળ પ્રાપ્ત કરે છે. આથી એના સર્વમયપણામાં અને સંસારીપણામાં કામના જ કારણ છે. ૫

## કામના અનુસાર શુભ-અશુભ ગતિ તથા નિષ્કામ બ્રહ્મજ્ઞના મોક્ષનું નિરૂપણ

**तदेष श्लोको भवति। तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य। प्राप्यान्तं कर्मणस्तस्य यत्किञ्चेह करोत्ययम्। तस्माल्लोकात् पुनरैत्यस्मै लोकाय कर्मण इति नु कामयमानोऽथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥६॥**

तत्=તે વિષયમાં, एषः श्लोकः भवति=આ મંત્ર છે, अस्य=એનું, लिङ्गम् मनः=લિંગ અર્થાત્ મન, यत्र=જેમાં, निषक्तम्=અત્યંત આસક્ત હોય છે, तत् एव=તે જ ફળને, सक्तः=અભિલાષાવાળો થઈને, कर्मणा सह=કર્મ સાથે, एति=પ્રાપ્ત કરે છે, इह=આ લોકમાં, अयम्=આ, यत् किञ्च=જે કંઈ, करोति=કરે છે, तस्य कर्मणः=તે કર્મનું, अन्तम् प्राप्य=ફળ પ્રાપ્ત કરીને, तस्मात् लोकात्=તે લોકમાંથી कर्मणे=કર્મ કરવા

માટે, पुनः=ફરીથી, अस्मै लोकाय एति=આ લોકમાં આવી જાય છે, नु कामयमानः=અવશ્ય જ કામના કરનારો પુરુષ જ આમ કરે છે, अथ यः अकामयमानः=હવે જે કામના ન કરનારો પુરુષ છે, अकामः= અકામ, निष्कामः=નિષ્કામ, आप्तकामः=આપ્તકામ, आत्मकामः=આત્મકામ હોય છે, तस्य प्राणाः=તેના પ્રાણ, न उत्क्रामन्ति=ઉત્ક્રમણ કરી જતા નથી, ब्रह्म एव सन्=તે બ્રહ્મ જ રહીને, ब्रह्म अप्येति=બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

આ વિષયમાં આ મંત્ર છે:

માણસનું મન જે વસ્તુમાં લાગેલું હોય, તે વસ્તુ મેળવવા માટે તે કામ કરે છે. આ જગતમાં તે જે કંઈ કર્મો કરે છે, તેનું ફળ પરલોકમાં ભોગવે છે. તે ભોગવી રહ્યા પછી પરલોકમાંથી આ લોકમાં ફરી કર્મ કરવા માટે આવે છે. જે માણસ કામના રાખે છે, તેનું આ પ્રમાણે થાય છે.

હવે જે માણસને કામના નથી હોતી તેને વિષે. જેને કામના નથી હોતી, જેણે કામનાઓ તજી દીધી હોય છે, જેની કામનાઓ પૂરેપૂરી સંતોષાઈ છે, જેને આત્મા સિવાય કશું મેળવવાની કામના નથી, તેના પ્રાણ શરીર છોડીને ચાલ્યા જતા નથી. તે પોતે બ્રહ્મ હોઈ બ્રહ્મમાં ભળી જાય છે. ૬

**ભાષ્ય:** तत्-તે વિષયમાં આ શ્લોક અર્થાત્ મંત્ર પણ છે. तदेवैति-ત્યાં જ જાય છે. सक्त-આસક્ત થઈને અર્થાત્ તેમાં પોતાની અભિલાષા પ્રકટ કરીને, કઈ રીતે જાય છે? કર્મની સાથે અર્થાત્ જે કર્મ તેણે ફળમાં આસક્તિ રાખીને કર્યું હતું, તે કર્મ સહિત જ તે તેના ફળ પ્રતિ જાય છે. તે (જાણનારો) કોણ છે? લિંગ-મન, લિંગદેહ મનની પ્રધાનતાવાળો છે, તેથી મનને 'લિંગ' કહેવામાં આવે છે.

અથવા જેના દ્વારા લિંગન-અવગમ-બોધ થાય છે, અર્થાત્ જેનાથી જાણવામાં આવે છે, તેને લિંગ કહે છે. આ સંસારીનું તે

મન જેમાં નિષક્ત-નિશ્ચયપૂર્વક સક્ત અર્થાત્ ઉત્પન્ન થતી અભિલાષાવાળું થાય છે એટલે કે પોતાની અભિલાષા પ્રકટ કરે છે, તે અભિલાષાથી યુક્ત થઈ ને જ તેણે તે કર્મ કર્યું હતું, તેથી અર્થાત્ તે ચિત્તની આસક્તિને લીધે જ તેને તે કર્મથી તે ફળની પ્રાપ્તિ થઈ જાય છે. એથી એવું સિદ્ધ થાય છે કે કામ એ જ સંસારનું મૂળ છે. માટે જેની કામના દૂર થઈ ગઈ છે, તે બ્રહ્મવેત્તાનાં વિદ્યમાન કર્મ પણ વંધ્યાની સંતતિ થઈ જાય છે; જેવું કે 'આપ્તકામ અને શુદ્ધચિત્ત પુરુષની બધી કામનાઓ અહીં જ લીન થઈ જાય છે' આ શ્રુતિથી સિદ્ધ થાય છે.

વળી કર્મના અંતને પ્રાપ્ત કરીને અર્થાત્ જ્યાં સુધી કર્મનો અંત એટલે છેડો હોય, ત્યાં સુધી તેને પામીને-ભોગવીને એટલે કે કર્મફળની પરિસમાપ્તિ કરીને; કયા કર્મનો અંત પામીને? તે કહે છે: આ લોકમાં આ જે કંઈ કર્મ કરે છે, તેનું અર્થાત્ તે કર્મનું ફળ ભોગવીને-તેનો અંત પામીને તે લોકથી, કર્મ કરવા માટે, ફરીથી આ લોકમાં આવી જાય છે. આ લોક જ કર્મપ્રધાન છે, તેથી જ શ્રુતિ કહે છે: 'कर्मणे' અર્થાત્ ફરીથી કર્મ કરવા માટે. એવી જ રીતે ફરીથી કર્મ કરીને ફળની આસક્તિને લીધે ફરીથી પરલોકમાં જાય છે. આ પ્રમાણે જે કામના કરનારો છે તે સંસારના બંધનને પ્રાપ્ત થાય છે; કારણ કે કામના કરનારો જ આ પ્રમાણે સંસરિત થાય છે. માટે જે કામના કરનારો નથી, તે ક્યારેય સંસારના બંધનમાં પડતો નથી.

ફળમાં જેની આસક્તિ હોય છે, તેનું શું થાય છે, તે કહેવામાં આવ્યું; પરંતુ જે નિષ્કામ છે, તેની ક્રિયા થવાનો સંભવ ન હોવાથી કામના ન કરનારો પુરુષ તો મુક્ત જ થઈ જાય છે, પણ જીવ કામના ન કરનારો કઈ રીતે થાય છે? જે અકામ હોય છે, તે જ કામના ન કરનારો છે. અકામતા કઈ રીતે થાય છે? તે કહે છે: જે નિષ્કામ છે અર્થાત્ જેનામાંથી કામનાઓ નીકળી ગઈ છે, તે પુરુષ

નિષ્કામ કહેવાય છે. કામનાઓ કઈ રીતે નીકળી જાય છે? જે આપ્તકામ હોય છે અર્થાત્ જેણે બધી કામનાઓ પ્રાપ્ત કરી લીધેલી હોય છે, તે આપ્તકામ છે (તેની કામનાઓ રહેતી નથી).

કામનાઓની પ્રાપ્તિ કઈ રીતે થાય છે? આત્મકામ થવાથી. જેની કામનાનો વિષય આત્મા જ હોય છે, કોઈ અન્ય વસ્તુરૂપ પદાર્થ હોતો નથી. આત્મા જ અંતર-બાહ્ય-રહિત, પૂર્ણ પ્રજ્ઞાનઘન અને એકરસ છે; આત્માથી ભિન્ન કામનાને યોગ્ય કોઈ અન્ય વસ્તુ નથી તો ઉપર, નથી અહીંતહીં કે નથી નીચે. જેના માટે બધું આત્મા જ થઈ ગયું છે, તે કોનાથી કોને જુએ, સાંભળે, વિચાર કરે અથવા જાણે? આ પ્રમાણે જાણનારો કોની કામના કરે! જે પદાર્થ અન્ય રૂપથી જાણવામાં આવે છે, તે જ કામનાને યોગ્ય હોય છે તે આ અન્ય પદાર્થ આપ્તકામ બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં છે નહીં. માટે જે પણ આત્મકામ હોવાને કારણે આપ્તકામ હોય છે, તે જ નિષ્કામ, અકામ અને કામના ન કરનારો પણ છે; તેથી મુક્ત થઈ જાય છે. જેના માટે સર્વ કંઈ આત્મા જ થઈ જાય છે, તેના માટે કામનાને યોગ્ય કોઈ અનાત્મા નથી રહેતો. કોઈ બીજો કામનાને યોગ્ય અનાત્માય રહે અને સર્વ કંઈ આત્મા પણ થઈ ગયું–આવું કથન તો વિપરીત જ છે. તેથી સર્વાત્મદર્શી–બધું આત્મા જ છે એવું જોનારા માટે કામનાને યોગ્ય વસ્તુનો અભાવ થઈ જવાથી કર્મનો સંભવ નથી.

જે માણસો પ્રત્યવાય–દોષ દૂર થવા માટે બ્રહ્મવેત્તાના પણ કર્મની કલ્પના કરે છે, તેમના માટે બધું આત્મા જ નથી હોતું; કારણ કે પ્રત્યવાય તો આત્માથી ભિન્ન કોઈ અન્ય ત્યાગવા યોગ્ય પદાર્થ જ મનાયો છે. બ્રહ્મવેત્તા તો અમે તેને કહીએ છીએ, જેણે આત્માને ભૂખ વગેરેથી પર અને પ્રત્યવાય–દોષ સાથે અણજોડાયેલો જાણ્યો છે. તે હમેશાં ક્ષુધા વગેરેથી પર આત્માને જ જુએ છે; કારણ કે જે આત્માથી ભિન્ન કોઈ છોડવા કે ગ્રહણ કરવા યોગ્ય વસ્તુને જોતો નથી તેની સાથે કર્મનો સંબંધ થવાનો સંભવ જ નથી; જે

બ્રહ્મવેત્તા નથી, તેને જ દોષની નિવૃત્તિ માટે કર્મની આવશ્યકતા છે, તેથી એમાં કોઈ વિરોધ નથી. માટે કામનાનો અભાવ થવાને કારણે કામના ન કરનારો પુરુષ જન્મ નથી લેતો, તે મુક્ત જ થઈ જાય છે.

આ પ્રમાણે કામના ન કરનારા તે પુરુષનાં કર્મોનો અભાવ થઈ જવાને કારણે ગમનનું કોઈ કારણ ન રહેવાથી તેના વાગાદિ પ્રાણ ઉત્ક્રમણ નથી કરતા—દેહમાંથી નીકળી જતા નથી; તે આત્મકામતાને લીધે આપ્તકામ થયેલો તે વિદ્વાન અહીં જ બ્રહ્મીભૂત થઈ જાય છે 'તે નિશ્ચય જ એનું આપ્તકામ, આત્મકામ અને અકામરૂપ છે' આ પ્રમાણે આ દૃષ્ટાંતરૂપથી તે બ્રહ્મનું જ રૂપ બતાવવામાં આવ્યું છે. 'अथाकामयमानः' વગેરે વાક્યથી આ તેના જ દાર્ષ્ટાન્તિકભૂત અર્થનો ઉપસંહાર કરવામાં આવ્યો છે.

તે આ પ્રકારનો સાધક કઈ રીતે મુક્ત થાય છે, તે કહે છે : જે સુષુપ્તિ અવસ્થામાં રહેલાની જેમ નિર્વિશેષ, અદ્વૈત, અલુપ્તચિદ્રૂપ જ્યોતિઃસ્વરૂપ આત્માને જુએ છે, તે કામના ન કરનારા પુરુષનાં કર્મોનો અભાવ થઈ જવાથી ગમનનું કોઈ કારણ ન રહેવાને લીધે તેના વાગાદિ પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી; પરંતુ તે વિદ્વાન અહીં જ બ્રહ્મરૂપ થઈ જાય છે. જોકે તે દેહવાન હોય તેવો જણાય છે, તોપણ તે બ્રહ્મ જ રહીને બ્રહ્મને પ્રાપ્ત થાય છે; કારણ કે તેનાં અબ્રહ્મત્વનાં પરિચ્છેદની હેતુભૂત કામનાઓ નથી રહેતી, તેથી તે અહીં બ્રહ્મ જ રહીને બ્રહ્મને પ્રાપ્ત થઈ જાય છે. શરીર પડી ગયા પછી નહીં.

મરણ પામેલા વિદ્વાનને બીજા ભાવની પ્રાપ્તિ થતી નથી અર્થાત્ તેનો જીવિત અવસ્થાથી ભિન્ન ભાવ હોતો નથી. બીજા દેહનો સંયોગ ન થવાથી જ 'તે બ્રહ્મપણાને પામે છે' એમ કહેવામાં આવે છે. જો મોક્ષને કોઈ અન્ય ભાવની પ્રાપ્તિ માનવામાં આવે તો તમામ ઉપનિષદનો વિવક્ષિત જે આત્માની એકતારૂપ સિદ્ધાંત છે, તેને બાધ આવશે ને મોક્ષ કર્મના નિમિત્તવાળો થઈ જશે, જ્ઞાનના નિમિત્તવાળો

નહીં રહે; ને આ ઇષ્ટ નથી, કારણ કે આથી મોક્ષની અનિત્યતા પણ પ્રાપ્ત થાય છે. કર્મથી નીપજનારો પદાર્થ નિત્ય હોવાનું જોવામાં આવ્યું નથી, જ્યારે મોક્ષને તો નિત્ય જ માનવામાં આવેલ છે. જેવું કે 'આ બ્રાહ્મણનો નિત્ય મહિમા છે' આ મંત્રવર્ણથી સિદ્ધ થાય છે.

આ સિવાય સ્વાભાવિક (અકૃત્રિમ) સ્વરૂપથી ભિન્ન કોઈ અન્ય પદાર્થ નિત્ય છે–આવી કલ્પના કરવાનું શક્ય નથી. જો અગ્નિના ઉષ્ણત્વની જેમ મોક્ષ આત્માનું સ્વાભાવિક સ્વરૂપ છે તો તેના વિષયમાં એમ કહી શકાય નહીં કે તે પુરુષના વ્યાપાર દ્વારા પછીથી થનારો છે. અગ્નિનું ઉષ્ણત્વ અથવા પ્રકાશ પણ અગ્નિના વ્યાપાર પછી થનારાં નથી. તે અગ્નિના વ્યાપાર પછી થતાં હોય છે અને સ્વાભાવિક પણ છે–આમ કહેવું બેહૂદું છે.

જો એમ કહેવામાં આવે કે અગ્નિનું ઉષ્ણત્વ અને પ્રકાશ એ જ્વલનવ્યાપાર પછી થતાં હોવાનું તો સિદ્ધ થાય જ છે—તો તે બરાબર નથી; કારણ કે તે તો બીજાની ઉપલબ્ધિના વ્યવધાનની નિવૃત્તિની અભિવ્યક્તિની અપેક્ષાને લીધે છે.[1] જ્વલનાદિ વ્યાપાર-પૂર્વક જે અગ્નિ પોતાના ઉષ્ણ અને પ્રકાશના ગુણો સહિત અભિવ્યક્ત થાય છે, તે અગ્નિની અપેક્ષાને લીધે નથી; તો પછી શાથી છે? અગ્નિના ઉષ્ણત્વ અને પ્રકાશરૂપ ધર્મ બીજાની દૃષ્ટિથી વ્યવહિત (ઓઝલ) છે; અર્થાત્ કોઈનીય દૃષ્ટિ સાથે જોડાયેલાં નથી, તેથી જ્વલનની અપેક્ષાથી દૃષ્ટિના તે વ્યવધાનની નિવૃત્તિ થતાં તે ઉષ્ણત્વ અને પ્રકાશત્વ ધર્મો અભિવ્યક્ત થઈ જાય છે. તેથી જ ભ્રાંતિ થાય છે કે આ ઉષ્ણત્વ અને પ્રકાશધર્મો જ્વલનપૂર્વક ઉત્પન્ન થયા છે.

જો ઉષ્ણત્વ અને પ્રકાશ પણ અગ્નિના સ્વાભાવિક ધર્મો નથી તો અગ્નિનો જે પણ સ્વાભાવિક ધર્મ હોય તેનું જ દૃષ્ટાંત અમે આપશું. પદાર્થોનો સ્વાભાવિક ધર્મ છે જ નહીં–આવું તો કહી શકાય જ નહીં. બેડીઓના તૂટવા સમાન મોક્ષ પણ બંધનની નિવૃત્તિ-

---

૧ આગળ આ જ વાક્યની વ્યાખ્યા કરાય છે.

રૂપ અભાવમય ધર્મ છે આમ કહેવું પણ ઉચિત નથી; કારણ કે 'એક જ અદ્વિતીય બ્રહ્મ છે' આ શ્રુતિ અનુસાર પરમાત્માની એકતા સ્વીકારવામાં આવી છે. પરમાત્માથી ભિન્ન કોઈ બીજો બદ્ધ નથી કે જેની બેડીઓના તૂટવા સમાન બંધનનિવૃત્તિરૂપ મુક્તિ થાય. પરમાત્માથી ભિન્ન કોઈ અન્ય વસ્તુનો અભાવ અમે આ પહેલાં વિસ્તારથી કહી ગયા છીએ; તેથી અવિદ્યાની નિવૃત્તિમાત્રથી જ મોક્ષનો વ્યવહાર થાય છે—આમ અમારું કહેવાનું છે; જેવી રીતે રજ્જુ વગેરેમાં સર્પ વગેરે વિષેના અજ્ઞાનની નિવૃત્તિ થતાં સર્પ વગેરેની પણ નિવૃત્તિ થઈ જાય છે.

જે માણસો એમ કહે છે કે મોક્ષમાં કોઈ અન્ય વિજ્ઞાનની કે અન્ય આનંદની અભિવ્યક્તિ થાય છે, તેમણે 'અભિવ્યક્તિ' શબ્દનો અર્થ બતાવવો જોઈએ. જો લૌકિક ઉપલબ્ધિ અર્થાત્ વિષયવ્યાપ્તિ જ 'અભિવ્યક્તિ' શબ્દનો અર્થ છે તો તેમણે કહેવું જોઈએ કે વિદ્યમાન સુખની અભિવ્યક્તિ થાય છે કે અવિદ્યમાનની? જો વિદ્યમાન સુખની અભિવ્યક્તિ થાય છે એમ કહેવામાં આવે તો જે મુક્ત પ્રતિ તે વિદ્યમાન સુખની અભિવ્યક્તિ થાય છે, તેનું તો તે આત્મસ્વરૂપ જ છે, તેથી નિત્ય અભિવ્યક્ત થવાથી તેની ઉપલબ્ધિમાં કોઈ વ્યવધાન—આડ ન હોઈ શકે તે કારણે તે મુક્તને અભિવ્યક્ત થાય છે, આમ ખાસ કહેવું એ વ્યર્થ જ છે.

વળી જો તે કયારેક જ અભિવ્યક્ત થાય છે, તો તેની ઉપલબ્ધિમાં વ્યવધાન રહેવાને કારણે તે અનાત્મભૂત છે, તેથી જ તેની બીજા-(સાધન)થી અભિવ્યક્તિ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ને આ પ્રમાણે અભિવ્યક્તિના સાધનની પણ અપેક્ષા થઈ જાય છે. જો ઉપલબ્ધિ સમાનાશ્રયત્વ માનવામાં આવે[૧] તો વ્યવધાનની કલ્પના ન થઈ શકવાથી કાં તો તેની હમેશાં અભિવ્યક્તિ જ થશે અથવા તો

---

૧ અર્થાત્ ઉપલબ્ધિ અને ઉપલબ્ધિના વિષયો વિજ્ઞાન તેમ જ આનંદ—આ બંનેનો એક આત્મા જ આશ્રય છે, એમ માનવામાં આવે.

અનભિવ્યક્તિ જ. આ બન્નેની વચ્ચેની કલ્પનામાં કોઈ પ્રમાણ નથી. એક જ આશ્રયવાળા અર્થાત્ એકના જ આત્મભૂત ધર્મોનો પરસ્પર વિષય–વિષયીભાવ હોવાનો સંભવ નથી.

પૂર્વપક્ષી : વિજ્ઞાન અને આનંદની અભિવ્યક્તિથી પહેલાં જેનું સંસારીપણું, અને અભિવ્યક્તિ પછી મુક્તત્વ બતાવવામાં આવે છે તે અત્યંત વિલક્ષણ હોવાને કારણે નિત્ય અભિવ્યક્ત જ્ઞાનસ્વરૂપ પરમાત્માથી ભિન્ન છે; જેમ ઉષ્ણતાથી શીતળતા ભિન્ન છે તેમ.

સિદ્ધાંતી : આ પ્રમાણે પરમાત્માથી ભેદની કલ્પના કરવામાં તો વૈદિક સિદ્ધાંતનો પરિત્યાગ થઈ જાય છે.

પૂર્વપક્ષી : અત્યારની જેમ જો મોક્ષની કોઈ વિશેષતા નહીં માનવામાં આવે તો તેના માટે વધુ પ્રયત્ન કરવાનો સંભવ નહીં રહે તેમ જ શાસ્ત્રની વ્યર્થતા પણ પ્રાપ્ત થશે–જો એમ કહેવામાં આવે તો ?

સિદ્ધાંતી : વાત એમ નથી; કારણ કે અવિદ્યારૂપ ભ્રમની નિવૃત્તિ માટે હોવાને કારણે તેમની સાર્થકતા છે. ખરી રીતે મુક્તત્વ અને અમુક્તત્વમાં કોઈ ભેદ નથી; કારણ કે આત્મા હમેશાં એકરૂપ જ છે. પરંતુ શાસ્ત્રજનિત વિજ્ઞાનથી તે વિષયને લગતા અજ્ઞાનનો નાશ થાય છે અને તે શાસ્ત્રનો ઉપદેશ પ્રાપ્ત થતાં પહેલાં તેના માટે પ્રયત્ન કરવાનું પણ ઉચિત જ છે.

પૂર્વપક્ષી : અવિદ્યાવાન આત્માનો અવિદ્યાની નિવૃત્તિ તેમ જ અનિવૃત્તિને લીધે રહેનારો ભેદ તો રહેશે જ.

સિદ્ધાંતી : ના, કારણ કે આત્માને અવિદ્યાજનિત કલ્પનાનો વિષય માનવામાં આવ્યો છે; તેથી રજ્જુ, ઊષર, છીપ અને આકાશમાં ભાસનારા સર્પ, જળ, રજત અને મલિનતાથી જેવી રીતે તેમનામાં કોઈ દોષ નથી આવતો, તેવી જ રીતે આત્મામાં પણ અવિદ્યાજનિત કલ્પનાથી કોઈ દોષ આવી શકતો નથી–એવું અમે કહી ચૂકયા છીએ.

પૂર્વપક્ષી : તિમિરરોગથી યુક્ત અને તિમિરરોગથી મુક્ત દૃષ્ટિથી જેવી રીતે ચંદ્રમાનો ભેદ જણાય છે, તેવી જ રીતે અવિદ્યાના

કર્તા અને અકર્તા હોવાથી આત્મામાં પણ ભેદ થઈ જશે!

સિદ્ધાંતી : ના, કારણ કે 'જાણે ધ્યાન કરે છે, જાણે ચંચળ ન હોય!' આ શ્રુતિ દ્વારા પોતે આત્મા અવિદ્યાકર્તા હોવાનો નિષેધ કરવામાં આવ્યો છે. આ સિવાય અવિદ્યારૂપ ભ્રમ તો અનેક વ્યાપારોના મેળથી ઉત્પન્ન થાય છે તેમ જ તે આત્માનો વિષય પણ છે. તેથી જેના દ્વારા અવિદ્યારૂપ ભ્રમ ઘટાદિની જેમ પ્રત્યક્ષપણે ગ્રહણ કરાય છે, તે અવિદ્યારૂપ ભ્રમવાળો હોઈ શકે નહીં.

પૂર્વપક્ષી : 'હું નથી જાણતો, મૂઢ છું' આવો અનુભવ જોવામાં આવ્યાથી તો આત્મા અવિદ્યારૂપ ભ્રમવાળો જ સિદ્ધ થાય છે.

સિદ્ધાંતી : આવી વાત નથી; કારણ કે તે અનુભવનું પણ પૃથક્ભાવે ગ્રહણ થાય છે; અને જે જેનું પૃથક્ભાવથી ગ્રહણ કરનારો છે, તે તેમાં ભ્રાંત છે, આમ કહી શકાય નહીં. તેનું જ તો પૃથક્પણે ગ્રહણ થાય છે અને તેમાં જ ભ્રાંતિ છે—આમ કહેવું તો વિરુદ્ધ છે. 'હું નથી જાણતો, મુગ્ધ છું' આવો અનુભવ જોવામાં આવે છે—આવું તમે કહો છો અને આમ પણ કહો છો કે તેને જોનારાનું અજ્ઞાન અને મુગ્ધરૂપતા જોવામાં આવે છે—આ પ્રમાણે તો તે અજ્ઞાનાદિ દર્શનના વિષય અર્થાત્ કર્મરૂપતાને પ્રાપ્ત થઈ જાય છે. તો પછી કર્મભૂત થઈને તે અજ્ઞાન અને મુગ્ધતા કર્તૃસ્વરૂપ સાક્ષીનાં વિશેષણ કઈ રીતે હોઈ શકે? ને જો તે સાક્ષીનાં વિશેષણ છે તો તે તેનાં કર્મ કઈ રીતે હોઈ શકે અર્થાત્ સાક્ષીથી વ્યાપ્ત કઈ રીતે થશે? કર્મ તો કર્તાની ક્રિયાથી વ્યાપ્ત થનારું હોય છે તથા વ્યાપ્ય બીજું હોય છે ને વ્યાપક બીજું; તે તેનાથી જ વ્યાપ્ત નથી હોતું. આવી સ્થિતિમાં હવે કહો કે, અજ્ઞાન અને મુગ્ધતાં સાક્ષીનાં વિશેષણ કઈ રીતે હોઈ શકે છે? અજ્ઞાનને પોતાનાથી જુદું જોનારો—અજ્ઞાનને પોતાના કર્મભૂત અનુભવ કરનારો, તેને શરીરમાં રહેલી કૃશતા અને રૂપ વગેરેની પેઠે સાક્ષીના ધર્મરૂપથી ગ્રહણ કરતો નથી.

પૂર્વપક્ષી : સુખ–દુઃખ, ઇચ્છા અને પ્રયત્ન આદિ( આત્માના

ધર્મો )ને તો બધા જ લોકો ગ્રહણ કરે છે!

સિદ્ધાંતી : આ પ્રમાણેય ગ્રહણ કરનારા પુરુષની પૃથક્‌તા જ સ્વીકારાય છે અને તમે જે એમ કહ્યું કે, 'હું નથી જાણતો, મુગ્ધ જ છું' તે તમે ભલેને અજ્ઞ કે મુગ્ધ રહો; પરંતુ જે આ પ્રમાણે જોનારો છે, તે તો જ્ઞાતા અને અમુગ્ધ જ છે–એવી અમારી પ્રતિજ્ઞા છે. વ્યાસે પણ આમ જ કહ્યું છે કે, 'ક્ષેત્રી ( આત્મા ) ઇચ્છા વગેરે બધાં ક્ષેત્રોને પ્રકાશિત કરે છે,' 'બધાં ભૂતોમાં સમાન રૂપથી રહેલો અને તેમના નષ્ટ થઈ ગયા પછી પણ નષ્ટ ન થનારા પરમેશ્વરને' વગેરે અનેક પ્રકારથી તેનું વર્ણન કરવામાં આવ્યું છે, તેથી ખુદ આત્માની બદ્ધ-મુક્ત તેમ જ જ્ઞાન-અજ્ઞાનને લીધે કોઈ વિશેષતા નથી હોતી; કારણ કે તેને હમેશાં સમાન અને એકરસ સ્વરૂપ માનવામાં આવ્યો છે.

પરંતુ જે માણસો આત્મતત્ત્વ વિષે અન્ય પ્રકારથી કલ્પના કરીને બંધમોક્ષાદિશાસ્ત્રને કેવળ અર્થવાદ હોવાનું કહે છે, તેઓ તો આકાશમાં પણ પક્ષીનાં પગલાં જોવા ચાહે છે અથવા આકાશને હાથની મુઠ્ઠીથી ખેંચવા માગે છે ને તેને ચામડાની જેમ વીંટવા ઇચ્છે છે. અમે તો તેમ કરવા માટે શક્તિમાન નથી. અમે સર્વદા સમ, એકરસ, અદ્વૈત, અવિકારી, અજન્મા, અજર, અમર, અમૃત, અભયરૂપ, આત્મતત્ત્વ એવા બ્રહ્મ જ છીએ. આ જ બધા વેદાંતોનો નિશ્ચિત અર્થ છે, એમ માનીએ છીએ. માટે વિપરીત ગ્રહણથી થનારી દેહસંતતિ–દેહવિસ્તારનો વિચ્છેદમાત્ર જે વિજ્ઞાનનું ફળ છે, તેની અપેક્ષાથી 'બ્રહ્મને પ્રાપ્ત થાય છે' આ કથન ઉપચારમાત્ર છે. ૬

**ભાષ્ય :** સ્વપ્ન અને જાગરિત અવસ્થાઓમાં જવાનું જે દૃષ્ટાંત આપવામાં આવ્યું હતું તેના દાર્ષ્ટાન્તિક સંસારનું વર્ણન કરવામાં આવ્યું. સંસારના હેતુભૂત વિદ્યા, કર્મ અને પૂર્વપ્રજ્ઞાનું પણ નિરૂપણ કરવામાં આવ્યું; અને જે ઉપાધિભૂત દેહ તેમ જ ઇંદ્રિયલક્ષણભૂતોથી વીંટાયેલો જીવ સંસારીપણાનો અનુભવ કરે છે તેમના વિષે

પણ કહી દેવામાં આવ્યું. તેમના સાક્ષાત્ પ્રેરકો ધર્મ અને અધર્મ છે, આવો પૂર્વપક્ષ કરીને એવો નિશ્ચય કરવામાં આવ્યો કે કામ એ જ તેમનું પ્રેરક છે. જેવી રીતે બ્રાહ્મણભાગ દ્વારા આ અર્થનો નિશ્ચય કરવામાં આવ્યો હતો તેવી જ રીતે મંત્ર દ્વારા પણ બંધ અને બંધના કારણનું વર્ણન કરી 'इति नु कामयमानः' વગેરે પદોથી આ પ્રકરણનો ઉપસંહાર કરવામાં આવ્યો.

પછી 'अथाकामयमानः' આ પ્રમાણે આરંભ કરી સુષુપ્તાવસ્થારૂપ દૃષ્ટાંતના દાર્ષ્ટાન્તિકભૂત સર્વાત્મભાવરૂપ મોક્ષનું વર્ણન કરવામાં આવ્યું. અહીં આત્મકામત્વ દ્વારા મોક્ષનું કારણ જે આપ્તકામત્વ કહેવામાં આવ્યું તે આ આપ્તકામત્વ આત્મકામતા દ્વારા પ્રકરણના સામર્થ્યથી આત્મજ્ઞાન વિના થઈ શકે નહીં. સામર્થ્યથી બ્રહ્મવિદ્યાને જ મોક્ષનું કારણ કહેવામાં આવેલ છે. આથી જોકે સંસારનું મૂળ, કામ છે—એમ કહેવામાં આવ્યું છે, તોપણ મોક્ષનું કારણ જ્ઞાન છે; એવા જ્ઞાનથી વિપરીત જે અજ્ઞાન એ જ બંધનું કારણ છે, એ વાત પણ કહેવાઈ જ જાય છે. અહીંયાં પણ મોક્ષ અને મોક્ષનું સાધન—એ બ્રાહ્મણભાગ દ્વારા કહેવામાં આવ્યાં છે. તેને જ દૃઢ કરવા માટે શ્લોકશબ્દવાચ્ય મંત્રનો ઉલ્લેખ કરવામાં આવે છે—

## વિદ્વાનનું અનુત્ક્રમણ

**तदेष श्लोको भवति । यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुत इति । तद्यथाहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदꣳ शरीरꣳ शेतेऽथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव सोऽहं भगवते सहस्रं ददामीति होवाच जनको वैदेहः ॥ ७ ॥**

तत्=તે જ અર્થમાં, एषः श्लोकः भवति=આ મંત્ર છે, यदा=જે સમયે, अस्य=એના, हृदि श्रिताः=હૃદયમાં આશ્રિત, ये सर्वे कामाः=જે

બધી કામનાઓ, प्रमुच्यन्ते=મૂળ સહિત નષ્ટ થઈ જાય છે, अथ=પછી, मर्त्यः=આ મરણધર્મા, अमृतः भवति=અમૃત–અમર થઈ જાય છે, (ને) अत्र=અહીં (આ શરીરમાં જ) તેને, ब्रह्म समश्नुते=બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે, तत्=તે વિષે, यथा=આ દૃષ્ટાંત છે, अहिनिर्ल्वयनी=સાપની કાંચળી, वल्मीके=રાફડાની ઉપર, मृता=જીવ વિનાની, प्रत्यस्ता=સર્પે છોડી દીધેલી, शयीत=પડી રહે છે, एवम् एव=એવી જ રીતે, इदम् शरीरम् शेते=આ શરીર પડી રહે છે, अथ=અને, अयम् अशरीरः=આ શરીર વિનાનો, अमृतः=અમર, प्राणः=પ્રાણ, ब्रह्म एव=બ્રહ્મ જ છે, तेजः एव=તેજ જ છે, सः अहम्=તે હું, भगवते=આપને, सहस्रम् ददामि=એક હજાર (ગાયો) આપું છું, इति ह वैदेहः जनकः उवाच=આ પ્રમાણે વિદેહરાજ જનકે (યાજ્ઞવલ્કયને) કહ્યું.

એને વિષે આ શ્લોક—મંત્ર કહેલો છે :

'માણસના હૃદયમાં જે કામનાઓ રહેલી છે તે બધી જ્યારે છૂટી જાય છે, ત્યારે તે માણસ મરણને અધીન હોવા છતાં અમર બને છે અને આ દેહે જ બ્રહ્મને મેળવે છે.'

'જેમ સાપે ઉતારી નાખેલી જીવ વિનાની કાંચળી રાફડા પર પડી રહે છે, તેમ આ શરીર પણ પડી રહે છે; પણ શરીરમાંથી છૂટી ગયેલો અમર આત્મા તો બ્રહ્મ જ છે; તે તેજરૂપ છે.'

જનકે કહ્યું : 'હું આપને હજાર ગાયો આપું છું, ભગવન્!

**ભાષ્ય :** 'तत्'–તે જ અર્થમાં આ શ્લોક એટલે મંત્ર છે. જ્યારે જે સમયે સર્વ અર્થાત્ સમસ્ત કામ—તૃષ્ણાઓના ભેદ સર્વથા છૂટી જાય છે, તે સમયે આત્મકામી બ્રહ્મવેત્તાની તે બધી કામનાઓ સમૂળ નષ્ટ થઈ જાય છે; લોકમાં પ્રસિદ્ધ પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા-રૂપ ઐહિક અને પારલૌકિક કામનાઓ આ પુરુષના હૃદય–બુદ્ધિમાં આશ્રિત છે. (તે જ્યારે સમૂળ નષ્ટ થઈ જાય છે) ત્યારે આ મર્ત્ય—

મરણધર્મા હોવા છતાં પણ કામનાઓ સમૂળ નષ્ટ થઈ જવાથી અમર થઈ જાય છે.

અહીં અર્થતઃ એ વાત કહી દેવામાં આવી કે અનાત્મવિષયક કામનાઓ જ અવિદ્યારૂપ મૃત્યુ છે, તેથી મૃત્યુનો વિયોગ થતાં જીવતો રહીને જ અમર થઈ જાય છે. તે અહીં–આ શરીરમાં જ રહીને બ્રહ્મને અર્થાત્ બ્રહ્મભાવરૂપ મોક્ષને પ્રાપ્ત કરી લે છે. તેથી મોક્ષને અન્ય દેશમાં જવું વગેરેની અપેક્ષા નથી; એટલા માટે વિદ્વાનના પ્રાણોનું ઉત્ક્રમણ થતું નથી. તે જેવા ને તેવા જ પોતાના કારણરૂપ પુરુષમાં જ લીન થઈ જાય છે, કેવળ નામમાત્ર જ બાકી રહે છે– આમ ઉપર કહેવામાં આવ્યું છે.

પરંતુ પ્રાણો લીન થઈ ગયા પછી તથા દેહ પોતાના કારણમાં મળી ગયા પછી વિદ્વાન કઈ રીતે મુક્ત થઈને અર્થાત્ અહીં જ સર્વાત્મા થઈને વિદ્યમાન રહેવા છતાં પૂર્વવત્ પુનઃ સંસારીપણારૂપ દેહીભાવને પ્રાપ્ત થતો નથી? આ વિષયમાં હવે કહેવામાં આવે છે. તે વિષે આ દૃષ્ટાંત છે : જેવી રીતે લોકમાં અહિ–સર્પ, તેની નિર્લ્વયની –કાંચળી અર્થાત્ સર્પની કાંચળી વલ્મીક–સર્પના આશ્રયરૂપ રાફડા પર મૃત અને પ્રત્યસ્ત–જીવ વિનાની અને સર્પ દ્વારા છોડી દેવાયાથી પડી રહે છે; એવી જ રીતે જેવું કે અહીં દૃષ્ટાંત છે, આ શરીર સર્પસ્થાનીય મુક્ત પુરુષ દ્વારા અનાત્મભાવથી છોડી દેવાઈને મરેલાની જેમ પડી રહે છે; અને તેનાથી ભિન્ન જે સર્પસ્થાનીય સર્વાત્મભૂત મુક્ત પુરુષ છે, તે સર્પની જેમ ત્યાં રહેવા છતાં પણ અશરીર જ રહે છે; પહેલાંની જેમ ફરીથી શરીરવાળો નથી થતો. તે પહેલાં કામકર્મથી પ્રયુક્ત–પ્રેરાયેલો શરીરાત્મભાવથી જ સશરીર અને મરણ-ધર્મા હતો, તેના રહેવાથી હવે તે અશરીર–શરીર વિનાનો છે ને તેથી અમર છે; તે પ્રાણ–પ્રાણક્રિયા કરે છે, તેથી પ્રાણ છે. 'તે પ્રાણનો પ્રાણ છે' આમ આગળ ઉપર કહેવામાં આવનારા મંત્રમાં અને 'હે સોમ્ય! મન પ્રાણરૂપ બંધનવાળું છે' આમ એક બીજી

શ્રુતિમાં કહ્યું પણ છે. પ્રકરણના વાક્યના સામર્થ્યથી પણ અહીં પરમાત્મા જ 'પ્રાણ' શબ્દનો વાચ્ય છે. બ્રહ્મ જ અર્થાત્ પરમાત્મા જ છે. તે બીજું શું છે? તેજ જ છે–વિજ્ઞાનરૂપ 'જ્યોતિ જ છે, જે આત્મજ્યોતિથી અવભાસિત થતું જગત પ્રજ્ઞાનેત્ર અને વિજ્ઞાન જ્યોતિર્મય થઈને વિશેષ રૂપથી ચ્યુત ન થતાં વિદ્યમાન રહે છે.

યાજ્ઞવલ્કયે વિમોક્ષ માટે જનકને જે કામપ્રશ્નરૂપ વરદાન આપ્યું હતું, તે દષ્ટાંતદાર્ષ્ટાન્તિકભૂત બંધમોક્ષાર્થલક્ષણ સહેતુક પ્રશ્નનો જનક–યાજ્ઞવલ્કય–આખ્યાયિકા રૂપ ધારણ કરનારી શ્રુતિએ વિસ્તારપૂર્વક નિર્ણય કરી આપ્યો, તેમ જ પ્રાણીઓને સંસારમાંથી મુક્ત થવાનો ઉપાય પણ બતાવી દીધો. હવે શ્રુતિ પોતે જ કહે છે કે, આ વિદ્યાનો બદલો ચૂકવવા માટે જનકે આ પ્રમાણે કહ્યું. કઈ રીતે? આપનાથી આ પ્રમાણે મુક્ત કરાયેલો હું આ વિદ્યાદાનના ઋણમાંથી મુક્ત થવા માટે આપ મહાનુભાવને એક હજાર (ગાયો) આપું છું–આમ વિદેહરાજા જનકે કહ્યું.

અહીં મોક્ષતત્ત્વનો નિર્ણય થઈ ગયા છતાંય જનક, વિદેહનું રાજ્ય અને પોતાની જાતનું જ સમર્પણ કેમ કરતો નથી? તેના કેવળ એકદેશ અર્થાત્ એક ભાગરૂપ હજાર (ગાયો) જ શાથી આપે છે? એમાં તેનો શો આશય છે?

આના ઉત્તરરૂપે અહીં કેટલાક આમ કહે છે: જનક અધ્યાત્મ-વિદ્યાનો રસિયો છે, તે સાંભળેલી વાતને પણ વારંવાર મંત્રો દ્વારા સાંભળવા ચાહે છે, તેથી તે પોતાના દેશ કે જાતનું સમર્પણ કરતો નથી. તે એવું માને છે કે, યાજ્ઞવલ્કય પાસેથી પોતાને ગમતી તમામ વાત સાંભળ્યા પછી છેવટે બધું આપીશ. વળી તેને એવી પણ દહેશત છે કે જો હું અહીંયાં જ બધું આપી દઉં તો યાજ્ઞવલ્કયને એમ લાગશે કે હવે એની વધુ સાંભળવાની મરજી નથી, તેથી મંત્રો દ્વારા એનું વર્ણન નહીં કરે. તેથી આ હજાર (ગાયોનું) દાન તેની

વધારે સેવા કરવાની દાનત હોવાનું દેખાડે છે.

પરંતુ આમ માનવામાં કંઈ કારણ નથી; કારણ કે સાધારણ માણસોની જેમ પ્રમાણભૂત શ્રુતિ માટે કોઈ બહાનાની આવશ્યકતા હોઈ શકતી નથી. આ સિવાય હજુ કંઈ કહેવાનું બાકી છે, એથી પણ કેવળ હજાર(ગાયો)નું દાન કરવાની વાત બંધબેસતી છે. મોક્ષતત્ત્વનું નિરૂપણ થઈ ગયા પછી પણ આત્મજ્ઞાનનું સાધન અને આત્મજ્ઞાનનો બાકીનો સર્વ એષણાઓના ત્યાગરૂપ સંન્યાસ સંજ્ઞાવાળો વિષય કહેવાનો હજુ બાકી જ છે. આથી કેવળ મંત્ર સાંભળવાની ઇચ્છાની કલ્પના કરવાનું કામ સરળ નથી. એક વાર કહેલા વિષયને ફરીથી કહેવાની કલ્પના કરવી એ તો અગતિક ગતિ છે. ગતિ હોય ત્યારે તો તેવી કલ્પના કરવાનું ઉચિત નથી ને આ (સંન્યાસાદિ) સ્તુતિમાત્ર છે નહીં—એમ અમે પહેલાં કહી ચૂકયા છીએ.

પ્રશ્ન : જો આમ હોત તો 'હવે આથી આગળ વિમોક્ષ વિષે જ ઉપદેશ કરો' આમ કહેવું જોઈતું હતું.

ઉત્તર : અહીં આ દોષ નથી; કારણ કે જનક એમ માને છે કે, આત્મજ્ઞાનની પેઠે સંન્યાસ મોક્ષનું પ્રયોજક (સાક્ષાત્ સાધન) નથી, પ્રતિપત્તિકર્મ[1]ની જેમ પક્ષે તેનું આચરણ કરી શકાય છે. જેવું કે, 'સંન્યાસ દ્વારા શરીરનો ત્યાગ કરવો' આ સ્મૃતિથી સિદ્ધ થાય છે. જો તેને—વિવિદિષા[2] સંન્યાસને—સાધનપક્ષે માનવામાં આવે તોપણ તેના વિષયમાં 'આથી આગળ મોક્ષ વિષે જ ઉપદેશ કરો' આવો પ્રશ્ન કરી શકાય નહીં; કારણ કે સંન્યાસ તો મોક્ષના જ સાધનભૂત આત્મજ્ઞાનના પરિપાક માટે છે. ૭

---

૧ જ્ઞાનનાં સાધનભૂત કર્મોને અહીં પ્રતિપત્તિકર્મ કહેવામાં આવેલ છે.

૨ ખાસ કરીને જ્ઞાન મેળવવાની ઇચ્છાથી ઘરનો ત્યાગ કરવો તે; જિજ્ઞાસુએ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે લીધેલ સંન્યાસ.

## આત્મકામી બ્રહ્મવેત્તાને મોક્ષ પ્રાપ્ત થાય છે–એ વિષે પ્રમાણભૂત મંત્ર

**तदेते श्लोका भवन्ति । अणुः पन्था विततः पुराणो माꣳ स्पृष्टोऽनुवित्तो मयैव । तेन धीरा अपियन्ति ब्रह्मविदः स्वर्गं लोकमित ऊर्ध्वं विमुक्ताः ॥ ८ ॥**

तत्=તે વિષયમાં, एते श्लोकाः भवन्ति=આ મંત્રો છે, अणुः पन्थाः=આ જ્ઞાનમાર્ગ સૂક્ષ્મ છે, विततः=વિસ્તીર્ણ છે અને, पुराणः=પુરાતન–પુરાણો છે, माम् स्पृष्टः=મને સ્પર્શેલ છે–મારા દ્વારા સ્પર્શાયેલ છે અર્થાત્ મને પ્રાપ્ત છે, मया एव अनुवित्तः=મેં જ એનું ફળસાધક જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અર્થાત્ મેં જ એ માર્ગને જાણ્યો છે, धीराः ब्रह्मविदः=ધીર બ્રહ્મવેત્તા પુરુષો, इतः विमुक्ताः=આ લોકમાંથી મુક્ત થઈ ને, तेन=તે જ માર્ગથી, ऊर्ध्वम् स्वर्गम् लोकम्=ઊર્ધ્વ સ્વર્ગલોકમાં, अपियन्ति=જાય છે અર્થાત્ મોક્ષ પામે છે.

યાજ્ઞવલ્કયે કહ્યું : 'એને વિષે આ મંત્રો કહેલા છે : આ જૂનો વિશાળ રસ્તો જાણવો મુશ્કેલ છે, તેને હું અડ્યો છું; મને એ રસ્તો જડ્યો છે. બ્રહ્મને જાણનાર ઋષિઓ પણ મુક્ત થઈ એ રસ્તે સ્વર્ગમાં તેમ જ તેની પાર જાય છે.' ૮

ભાષ્ય : આત્મકામ બ્રહ્મવેત્તાનો મોક્ષ થાય છે–મંત્ર અને બ્રાહ્મણ દ્વારા કહેવામાં આવેલા આ અર્થમાં તેના વિસ્તારનું પ્રતિપાદન કરનારા આ મંત્રો છે–આ જ્ઞાનમાર્ગ દુર્વિજ્ઞેય હોવાથી અણુ–સૂક્ષ્મ છે તથા વિતત એટલે વિસ્તીર્ણ છે; અથવા જ્યાં (માધ્યન્દિની શાખા અનુસાર 'विततः'ના સ્થાનમાં) 'वितरः' આવો બીજો પાઠ છે, ત્યાં વિસ્પષ્ટતરણનો હેતુ હોવાને કારણે જ્ઞાનમાર્ગ મોક્ષનું સાધન છે (–આવો અર્થ સમજવો જોઈએ). આ પુરાણ અર્થાત્ નિત્ય શ્રુતિ દ્વારા પ્રકાશિત હોવાને કારણે પુરાતન છે, તાર્કિકાની બુદ્ધિથી ઉત્પન્ન

થયેલા કુદૃષ્ટિરૂપ માર્ગોની જેમ અર્વાચીન નથી. આ મારા વડે સ્પૃષ્ટ–સ્પર્શ થયેલ છે અર્થાત્ મને પ્રાપ્ત છે. જેના દ્વારા જે પ્રાપ્ત કરાય છે, તે તેને જાણે સ્પર્શ કરતો હોય–તેની સાથે જોડાતો હોય છે, તેથી જ આ બ્રહ્મવિદ્યારૂપ મોક્ષમાર્ગ મને પ્રાપ્ત થવાને લીધે 'મને સ્પર્શ કરી રહેલો છે' આમ કહેવામાં આવે છે.

મેં એને કેવળ પ્રાપ્ત જ નથી કર્યો; પરંતુ મેં જ એનું અનુવેદન પણ કર્યું છે. વિદ્યાના પરિપાકની અપેક્ષાથી તેની ફળ પર્યંત સ્થિતિની જે પ્રાપ્તિ છે તેને અનુવેદન કહેવાય છે; જેમ ભોજનનું પર્યવસાન તૃપ્તિમાં થતું હોય છે. 'માં સ્પૃષ્ટઃ' આ પૂર્વવાક્યમાં તો કેવળ જ્ઞાનપ્રાપ્તિનો સંબંધમાત્ર જ બતાવવામાં આવ્યો છે–તેનાથી આટલો જ ફરક છે.

શંકા : શું એકલા આ મંત્રદ્રષ્ટાએ જ બ્રહ્મવિદ્યાનું ફળ પ્રાપ્ત કર્યું છે, બીજા કોઈએ પ્રાપ્ત નથી કર્યું કે જેથી કરીને તે 'મેં જ તે પ્રાપ્ત કર્યું છે' આવો નિશ્ચય કરે છે?

સમાધાન : આ કોઈ દોષ નથી; કારણ કે આ વાક્ય 'આ વિદ્યાનું અનુત્તમ ફળ આત્મસાક્ષિક છે' આ પ્રમાણે બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરનારું છે. આ પ્રમાણે આત્મજ્ઞાન 'હું કૃતાર્થ છું' આવું આત્માભિમાન કરનારું અને સ્વાનુભવસિદ્ધ છે, એનાથી વધીને બીજું શું હોઈ શકે છે? આ પ્રમાણે શ્રુતિ બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરે છે. બીજો કોઈ બ્રહ્મવેત્તા આ ફળને પ્રાપ્ત નથી કરતો–આવી વાત નથી; કારણ કે 'દેવતાઓમાંથી જેણે જેણે તેને જાણી' આવી બધાંના કૃતાર્થત્વનું પ્રતિપાદન કરનારી શ્રુતિ છે.

આ જ વાત શ્રુતિ કહે છે: તે બ્રહ્મવિદ્યારૂપ માર્ગ દ્વારા ધીર–બુદ્ધિમાન અર્થાત્ બીજા પણ બ્રહ્મવેત્તાઓ બ્રહ્મવિદ્યાના ફળરૂપ મોક્ષને–સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે. 'સ્વર્ગલોક' શબ્દ દેવલોકનો વાચક હોવા છતાં પણ અહીં પ્રકરણવશાત્ મોક્ષનો વાચક છે. ઇતઃ–જીવિતદશામાં જ મુક્ત થયેલાઓ આ શરીર પડી ગયા પછી મોક્ષ પ્રાપ્ત કરે છે. ૮

## મોક્ષમાર્ગના વિષયમાં મતભેદ

**तस्मिञ्छुक्लमुत नीलमाहुः पिङ्गलꣳ हरितं लोहितं च।**
**एष पन्था ब्रह्मणा हानुवित्तस्तेनैति ब्रह्मवित् पुण्यकृत्तैजसश्च ॥९॥**

तस्मिन्=તે બ્રહ્મમાર્ગના વિષયમાં (મતભેદ છે), शुक्लम्=(કેટલાક કહે છે કે તેમાં) ધોળું બ્રહ્મ છે, उत नीलम् आहुः=(કેટલાક) આસમાની કહે છે, पिङ्गलम्=(કોઈક) પીળું, हरितम्=લીલું, लोहितम्=લાલ (હોવાનું કહે છે), ह=ખરે જ, एषः पन्थाः=આ માર્ગ, ब्रह्मणा अनुवित्तः=બ્રહ્મવેત્તાએ જ જાણેલો છે, तेन=તે માર્ગ દ્વારા, पुण्यकृत=પુણ્યશાળી, च तैजसः=પરમાત્માના તેજવાળો, ब्रह्मवित्=બ્રહ્મવેત્તા, एति=જાય છે.

કેટલાક કહે છે કે, એમાં ધોળું બ્રહ્મ છે; કેટલાક કહે છે કે, આસમાની છે; કેટલાક એમાં પીળું, લીલું કે લાલ કહે છે. બ્રહ્મને જાણનાર કોઈક માણસે એ રસ્તો ખોળી કાઢેલો છે. બ્રહ્મને જાણનાર પુણ્યનું કામ કરનાર અને તેજસ્વી બનનાર માણસો એ રસ્તે જાય છે. ૯

**ભાષ્ય :** તે મોક્ષસાધનરૂપ જ્ઞાનમાર્ગમાં મુમુક્ષુઓનો મતભેદ છે. કઈ રીતે ? કેટલાક તો તેમાં શુકલ શુદ્ધ અર્થાત્ નિર્મળ (ઉજ્જ્વળ વર્ણ) હોવાનું કહે છે, બીજાઓ આસમાની વર્ણ કહે છે તથા પોતપોતાની દૃષ્ટિ અનુસાર બીજા મુમુક્ષુઓ તેમાં પીળો, લીલો અને લાલ વર્ણ કહે છે. પરંતુ આ તો શ્લેષ્મ–કફ વગેરે રસથી ભરેલી સુષુમ્ણા વગેરે નાડીઓ જ છે. કારણ કે તેમના જ વિષયમાં ' शुक्लस्य नीलस्य पिङ्गलस्य ' વગેરે કહેવામાં આવ્યું છે.

અથવા તેઓ આદિત્યરૂપ મોક્ષમાર્ગને એવો માને છે; જેવું કે ' આ શુકલ છે, આ નીલ છે ' વગેરે અન્ય શ્રુતિમાં કહેવામાં આવ્યું છે. જ્ઞાનમાર્ગના તો શુકલ–ધોળા વગેરે વર્ણો હોવાનો અસંભવ છે,

બધી રીતે પ્રકૃત બ્રહ્મવિદ્યારૂપ માર્ગથી તો આ શુક્લ વગેરે ભિન્ન જ છે.

પૂર્વપક્ષી : પરંતુ શુક્લ અર્થાત્ શુદ્ધ તો અદ્વૈતમાર્ગ હોઈ શકે છે!

સિદ્ધાંતી : ના, કારણ કે એનું વર્ણવાચક નીલ–પીત વગેરે શબ્દોની સાથે ઉચ્ચારણ કરવામાં આવે છે. યોગીઓ જે શુક્લ આદિ મોક્ષ-માર્ગોના વિષયમાં કહે છે, તે મોક્ષમાર્ગ નથી; તેમનો વિષય તો સંસાર જ છે–'ચક્ષુથી, મૂર્ધાથી અથવા શરીરના કોઈ બીજા ભાગોથી' આ પ્રમાણે શરીરના ભાગોથી જીવના નીકળવાનો સંબંધ હોવાથી તેઓ તો બ્રહ્મલોકાદિની પ્રાપ્તિ કરાવનારા જ છે, તેથી જે આત્મકામત્વ દ્વારા આપ્તકામ થઈ જવાથી, બધી કામનાઓનો ક્ષય થઈ જવાથી ક્યાંય જવાનો સંભવ ન હોવાને લીધે દીવો ઓલવાઈ જવાની પેઠે દેહ વગેરે કાર્ય અને આંખ વગેરે ઇંદ્રિયો અહીંયાં જ લીન થઈ જવાની છે–તે જ મોક્ષમાર્ગ છે. 'एष पन्थाः' આ જ્ઞાનમાર્ગ બ્રહ્મ દ્વારા અર્થાત જેણે બધી એષણાઓ છોડી દીધી છે, તે પર-માત્મસ્વરૂપ બ્રહ્મજ્ઞ દ્વારા જ અનુવિત્ત છે–જાણવામાં આવેલો છે. તે બ્રહ્મવિદ્યારૂપી માર્ગથી બીજો બ્રહ્મવેત્તા પણ બ્રહ્મને પ્રાપ્ત થઈ શકે છે

તે માર્ગે થઈને કયા પ્રકારનો બ્રહ્મવેત્તા જાય છે, તે કહે છે: પહેલાં પુણ્ય કરનારો થઈને પછી પુત્રાદિ એષણાઓથી મુક્ત થઈ જે પરમાત્મતેજમાં પોતાને જોડીને તેમાં જ ઉપશાંત થઈ ગયો છે અર્થાત્ આ શરીરમાં જ તે પરમાત્મતેજથી યુક્ત થઈ આત્મભૂત થઈ ગયો છે, એવો બ્રહ્મવેત્તા તે માર્ગથી જાય છે.

અહીં 'પુણ્યકૃત્' શબ્દથી પુણ્ય એકઠું કરનારાઓને ગ્રહણ કરવામાં આવ્યા નથી; કારણ કે જ્ઞાન અને કર્મનો પરસ્પર વિરોધ છે–આવું અમે કહી ગયા છીએ. આ વિષયમાં 'પાપ અને પુણ્યથી નિવૃત્ત થઈ ગયા પછી જેને પુનર્જન્મથી નિર્ભય તેમ જ શાંત સંન્યાસી પ્રાપ્ત કરે છે, તે મોક્ષાત્માને નમસ્કાર છે' આવી સ્મૃતિ પણ છે તથા 'ધર્મ અને અધર્મનો ત્યાગ કરો' વગેરે પ્રકારથી પુણ્ય-પાપના

ત્યાગનો પણ ઉપદેશ આપવામાં આવ્યો છે. 'જે સર્વ પ્રકારની આશાઓથી રહિત, આરંભ વિનાનો, નમસ્કાર અને સ્તુતિ વગેરે ન કરનારો, નિષિદ્ધ આચરણથી રહિત અને ક્ષીણકર્મા છે, તેને દેવગણ બ્રાહ્મણ (બ્રહ્મવેત્તા) માને છે. વળી 'બ્રહ્મવેત્તાનું એકતા, સમતા, સત્યતા, શીલ, સ્થિતિ, અહિંસા, સરળતા અને જુદી જુદી ક્રિયાઓથી નિવૃત્ત થવારૂપ વગેરે એવું કોઈ ધન નથી' ઇત્યાદિ સ્મૃતિઓથી પણ આ જ વાત સિદ્ધ થાય છે.

અહીંયાં પણ 'આ બ્રહ્મવેત્તાનો નિત્ય મહિમા છે જે કર્મથી નથી તો વધતો કે નથી ઘટતો.' આ પ્રમાણે કર્મના પ્રયોજનના અભાવમાં હેતુ બતાવીને 'તેથી આ પ્રમાણે જાણનારો શાંત, દાંત (ઉપરત થઈને)' વગેરે વાક્યથી સંપૂર્ણ ક્રિયાઓથી ઉપરતિનો ઉપદેશ આપવામાં આવશે. માટે અહીંયાં જે પ્રકારની વ્યાખ્યા કરવામાં આવી, તે જ 'પુણ્યકૃત'નું સ્વરૂપ છે.

અથવા જે બ્રહ્મવેત્તા તે માર્ગથી જાય છે તે પુણ્યકર્મા અને તૈજસ છે—આ પ્રમાણે આ બ્રહ્મવેત્તાની સ્તુતિ છે. પુણ્યકૃત્ અને તૈજસ યોગીમાં મહાભાગ્ય રહે છે—આ વાત લોકમાં પ્રસિદ્ધ છે; માટે લોકમાં મહાભાગ્યશાળી હોવાને લીધે આ બન્ને વિશેષણોથી બ્રહ્મવેત્તાની સ્તુતિ કરવામાં આવે છે. ૯

## વિદ્યા અને અવિદ્યામાં લાગી રહેલા પુરુષોની ગતિ

**अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते।**
**ततो भूय इव ते तमो य उ विद्यायाँ रताः ॥१०॥**

ये=જેઓ, अविद्याम् उपासते=અવિદ્યા(કર્મ)ની ઉપાસના કરે છે, (ते=તેઓ), अन्धम् तमः=અજ્ઞાનરૂપ અંધકારમાં, प्रविशन्ति=પ્રવેશ કરે છે, ये उ=(અને) વળી જેઓ, विद्यायाम् रताः=વિદ્યા(કર્મકાંડરૂપ ત્રયીવિદ્યા)માં રત છે, ते=તેઓ, ततः भूयः इव तमः (प्रविशन्ति)=તેના કરતાં પણ વધારે અંધકારમાં પ્રવેશ કરે છે.

જેઓ અવિદ્યા(કર્મ)ની ઉપાસના કરે છે, તેઓ અજ્ઞાનરૂપ ઘોર અંધારામાં પ્રવેશ કરે છે; અને વળી એકલી વિદ્યા(કર્મકાંડરૂપ ત્રયીવિદ્યા)માં રચ્યાપચ્યા રહેનાર માણસો તો એથીય વધારે ઘોર અંધકારમાં પ્રવેશ કરે છે. ૧૦

ભાષ્ય : અંધ અર્થાત્ સંસારના નિયામક અદર્શનાત્મક (અજ્ઞાન-રૂપ) અંધકારમાં પ્રવેશ કરે છે; કોણ? જે અવિદ્યા—વિદ્યાથી ભિન્ન સાધ્ય-સાધનરૂપ કર્મની ઉપાસના અર્થાત્ અનુગમન કરે છે; અને તેના કરતાં પ્રાણુ ભૂયઃ इव–જાણે વધારે અંધકારમાં તેઓ પ્રવેશ કરે છે; કોણ? જેઓ વિદ્યામાં અર્થાત્ અવિદ્યારૂપ વસ્તુનું પ્રતિપાદન કરનારી કર્મકાંડરૂપ ત્રયીવિદ્યામાં રત છે અર્થાત્ રચ્યાપચ્યા રહે છે એટલે કે જેઓ એમ માને છે કે વેદ તો વિધિ-પ્રતિષેધ-પરક અર્થાત્ 'આ કરવું, આ ન કરવું' એમ કહેનારો છે, એ સિવાય બીજું કંઈ નથી; અને વધુમાં જેઓ ઉપનિષદના અર્થની ઉપેક્ષા કરનારા છે તેઓ વધારે અંધકારમાં પ્રવેશ કરે છે. ૧૦

## અજ્ઞાનીઓને પ્રાપ્ત થનારા 'અનંદ લોકોનું વર્ણન

ભાષ્ય : જો તેઓ અદર્શનાત્મક અંધકારમાં પ્રવેશ કરે છે તો તેમાં દોષ શો છે? તે કહે છે :

अनन्दा नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
ताꣳस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वाꣳसोऽबुधो जनाः ॥ ११ ॥

ते अनन्दा नाम लोकाः=તે અનંદ (અસુખ) નામના લોક, अन्धेन तमसा आवृताः=અદર્શનરૂપ અંધકારથી વ્યાપ્ત છે, તે अविद्वान्सः= અવિદ્વાન, अबुधः=આત્મજ્ઞાનરહિત એવા અજ્ઞાનીઓ, जनाः=તે પ્રાકૃત માણસો, प्रेत्य=મૂઆ પછી, तान् अभिगच्छन्ति=તેમને જ–તે લોકોને જ પામે છે.

અનંદ અર્થાત્ સુખ વિનાના તે લોકો અંધારાથી

છવાયેલા હોય છે. અજ્ઞાન અને ભાન વિનાના પ્રાકૃત માણસો મરી ગયા પછી એવા લોકોમાં જાય છે. ૧૧

**ભાષ્ય :** અનંદ–અનાનંદ અર્થાત્ 'અસુખ નામના તે લોક તે અંધ–અદર્શનરૂપ અંધકારથી આવૃત–વ્યાપ્ત છે; અર્થાત્ તે અજ્ઞાનરૂપ અંધકારના તે વિષય છે. તેમને તેઓ મર્યા પછી પ્રાપ્ત થાય છે. કોણ? જેઓ અવિદ્વાન છે. શું સામાન્ય અવિદ્વત્તામાત્રથી જ તેમને પ્રાપ્ત થાય છે. ના; તે કહે છે :—જેઓ અબુધ છે, તે અવગત્યર્થક બુધ્ ધાતુનું ક્વિપ્ પ્રત્યયાન્તરૂપ છે; અર્થાત્ જે આત્મજ્ઞાનથી રહિત છે તે ઉપર કહેલા પ્રાકૃત માણસો જ અથવા જનનધર્મી મનુષ્ય વગેરે જ તે લોકોને પ્રાપ્ત થાય છે. ૧૧

## આત્મજ્ઞની નિશ્ચિંત સ્થિતિ

**आत्मानं चेद् विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १२ ॥**

(अहम्) अयम् अस्मि='હું આ છું,' इति=આ પ્રમાણે, पूरुषः=પુરુષ, यदि आत्मानम् विजानीयात् चेत्=જો આત્માને જાણી લે (તો પછી), किम् इच्छन्=શી ઇચ્છા કરતો, कस्य कामाय=કઈ કામનાથી, शरीरम् अनु=શરીરની પાછળ, संज्वरेत्=સંતપ્ત થાય!

જો પુરુષ આત્માને 'હું આ છું' આ પ્રમાણે વિશેષ રૂપથી જાણી લે તો પછી શી ઇચ્છા કરતો અને કઈ કામનાથી શરીરની પાછળ સંતપ્ત થાય? ૧૨

**ભાષ્ય :** જો હજારોમાંથી કોઈ એક આત્માને–પોતાના પરસ્વરૂપને–તમામ પ્રાણીઓની બુદ્ધિવૃત્તિને જાણનારા હૃદયસ્થ અને ક્ષુધા આદિ ધર્મોથી પર એવા આત્માને વિશેષ રૂપથી જાણી લે, 'चेत्' આ નિપાત–અવ્યયથી શ્રુતિ આત્મવિદ્યાની દુર્લભતા પ્રકટ કરે છે. કઈ રીતે જાણી લે? આ પર આત્મા તમામ પ્રાણીઓના પ્રત્યયો-

(જ્ઞાનો)નો સાક્ષી, જે 'નેતિ નેતિ' વગેરે વાક્યો દ્વારા કહેવાયો છે, જેનાથી ભિન્ન બીજો કોઈ દ્રષ્ટા, શ્રોતા, મંતા અને વિજ્ઞાતા નથી તેમ જ સમ, બધાં ભૂતોમાં રહેલ અને નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-સ્વરૂપ છે, તે હું છું-આ પ્રમાણે જે પુરુષ (જાણી લે) તે શી ઇચ્છા કરતો-પોતાના તે સ્વરૂપથી અતિરિક્ત કઈ બીજી ફળભૂત વસ્તુની ઇચ્છા કરતો અથવા કયા આત્માથી ભિન્ન વસ્તુની કામના અર્થાત્ પ્રયોજન માટે-કારણ કે તે આત્મા માટે કોઈ ઇચ્છા કરવા યોગ્ય ફળ છે નહીં તેમ જ આત્માથી ભિન્ન કોઈ પદાર્થેય નથી કે જેની તે કામના કરે; કારણ કે તે તો બધાંનો આત્મસ્વરૂપ જ થઈ જાય છે. માટે તે કઈ ઇચ્છા કરીને અને કઈ કામના માટે, શરીરની પાછળ સંતપ્ત થાય-શેકાય ? અર્થાત્ શરીરરૂપ ઉપાધિના દુઃખ પાછળ દુઃખી થાય-શરીરના તાપથી અનુતપ્ત થાય-સંતાપ પામે.

જે શરીરાદિ અનાત્મમાં આત્મબુદ્ધિ કરનારો છે, આત્માથી ભિન્ન વસ્તુની ઇચ્છા કરનારા તે અનાત્મજ્ઞને જ તે (અનુતાપ) થઈ શકે છે. 'મને આ મળી જાય, દીકરાને આ મળે, પત્નીને આ મળે' આ પ્રમાણે ઇચ્છા કરતો તે વારંવાર જન્મમરણની પરંપરામાં પડ્યો રહી શરીરના રોગની પાછળ રોગી થાય છે; પરંતુ સર્વમાં આત્માને જ જોનારા માટે તેમ થવાનો અસંભવ છે-આ જ વાત શ્રુતિ અહીં કહે છે.

## આત્માને જાણનારાનું મહત્ત્વ

ભાષ્ય : આ સિવાય—

**यस्यानुवित्तः प्रतिबुद्ध आत्माऽस्मिन् संदेह्ये गहने प्रविष्टः।**
**स विश्वकृत् स हि सर्वस्य कर्ता तस्य लोकः स उ लोक एव॥**

अस्मिन् संदेह्ये (संदेहे)=આ અનેક અનર્થોથી પૂર્ણ (અને), गहने=વિવેક-વિજ્ઞાનના વિરોધી વિષમ શરીરમાં, प्रविष्टः=પ્રવિષ્ટ થયેલો, आत्मा=આત્મા, यस्य=જેને, अनुवित्तः=પ્રાપ્ત થઈ ગયો છે (અને), प्रतिबुद्धः=જાણવામાં આવી ગયો છે, सः=તે જ, विश्वकृत्=વિશ્વકૃત છે,

सर्वस्य कर्ता=તે સર્વનો કર્તા છે, तस्य लोकः=તેનો જ લોક છે, सः उ लोकः एव=(અને) પોતે તે જ લોક પણ છે.

આ અનેક અનર્થોથી પૂર્ણ અને વિવેક-વિજ્ઞાનના વિરોધી વિષમ શરીરમાં પ્રવિષ્ટ થયેલા આત્માને જેણે જાણ્યો છે ને સારી રીતે અનુભવ્યો છે, તે વિશ્વને સર્જનારો છે; તે સહુનો કર્તા છે; તેને જે લોક મળે છે, તે આત્માનો જ લોક છે (અર્થાત્ આત્માનો જ વિશાળ લોક તેને મરણ બાદ મળે છે). ૧૩

**ભાષ્ય :** જે બ્રાહ્મણને આત્મા અનુવિત્ત–અનુલબ્ધ અને પ્રતિબુદ્ધ–સાક્ષાત્કૃત છે, કેવી રીતે–'હું પરબ્રહ્મ છું' આ પ્રમાણે પ્રત્યગાત્મસ્વરૂપથી જાણવામાં આવેલો છે; આ સંદેહ્ય–સંદેહ અર્થાત્ અનેકો અનર્થોના સમૂહોનાં પુંજ અને ગહન–વિષમ એટલે વિવેક-વિજ્ઞાનના અનેક–લાખો પ્રતિપક્ષોને લીધે વિષમસ્થાનમાં પ્રવિષ્ટ થયેલો જે આત્મા છે, તે જે બ્રાહ્મણને પ્રતિબોધ–સાક્ષાત્કાર દ્વારા ઉપલબ્ધ છે–આવો આનો આશય છે, તે વિશ્વકૃત્–વિશ્વનો કર્તા (રચનારો) છે.

તેનું વિશ્વકર્તૃત્વ કઈ રીતે છે, શું 'વિશ્વકૃત્' આ તેનું નામ છે? આવી શંકા ઉત્પન્ન કરીને શ્રુતિ કહે છે: કારણ કે તે જ બધાંનો કર્તા છે, આ કેવળ તેનું નામ જ નથી. તે કોઈ અન્ય દ્વારા પ્રેરિત થવાથી વિશ્વકૃત્ નથી; તો પછી શું છે? આખો લોક તેનો જ છે. તો શું લોક બીજો છે ને તે બીજો છે? આથી કહેવામાં આવે છે: તે લોક પણ છે. અહીં 'લોક' શબ્દથી આત્મા કહેવામાં આવ્યો છે. તાત્પર્ય એ છે કે બધા આત્મા તેના છે ને તે બધાનો આત્મા છે.

આત્મા અનર્થપૂર્ણ અને ગહન શરીરમાં પ્રવિષ્ટ છે–આ પ્રમાણે જે આ પ્રત્યગાત્માને બ્રાહ્મણે સાક્ષાત્કાર દ્વારા પ્રાપ્ત કરી લીધો છે, તે સંસારી જીવ નથી, પરંતુ પર જ છે; કારણ કે તે વિશ્વનો કર્તા

છે, સર્વનો આત્મા છે અને બધા તેના જ આત્મા છે. આ મંત્રનું તાત્પર્ય એ છે કે, 'હું એકમાત્ર અદ્વિતીય પરમાત્મા જ છું' આવું જોડાણ કરવું જોઈએ. ૧૩

## આત્મજ્ઞાન વિના થનારી દુર્ગતિ

**ભાષ્ય :** વળી—

**इहैव सन्तोऽथ विद्मस्तद्वयं न चेदवेदिर्महती विनष्टिः।**
**ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥ १४ ॥**

वयम्=અમે–આપણે, इह एव सन्तः=આ શરીરમાં રહેલા હોઈએ તેવામાં જ, अथ=જો, तत्=તે બ્રહ્મતત્ત્વને, विद्मः=જાણી લઈએ છીએ (તો કૃતાર્થ થઈ જઈએ છીએ), चेत्=જો, न अवेदिः=તેને ન જાણ્યો તો, महतीं विनष्टिः=ભારે હાનિ છે, ये=જેઓ, तत्=તેને, विदुः=જાણી લે છે, ते=તેઓ, अमृताः भवन्ति=અમર થઈ જાય છે, इतरे=બીજાઓ (કે જેમણે તેને જાણ્યો નથી તેઓ), दुःखम् एव=દુઃખને જ, अपियन्ति=પ્રાપ્ત થાય છે (દુઃખ પામે છે).

આપણે આ શરીરમાં રહેલા હોઈએ અર્થાત્ આ શરીરની હયાતી છે એવામાં જ જો આત્માને—બ્રહ્મતત્ત્વને જાણી લઈએ તો કૃતાર્થ થઈ જઈએ છીએ; જો નહિ જાણીએ તો ભારે હાનિ થવાની છે. જેઓ તેને જાણી લે છે, તેઓ અમર બને છે; તે સિવાયના બીજાઓ તો ફક્ત દુઃખ જ પામે છે. ૧૪

**ભાષ્ય :** અહીં–આ અનેક અનર્થપૂર્ણ શરીરમાં રહેતા હોઈએ તેવામાં જ અર્થાત્ અજ્ઞાનરૂપ દીર્ઘનિદ્રાથી મોહિત હોઈએ એ સમયમાં જ કોઈ રીતે જો આપણે તે બ્રહ્મતત્ત્વને–પ્રકરણપ્રાપ્ત આ બ્રહ્મને આત્મભાવથી જાણી લઈએ તો તો વાહ! આપણે કૃતાર્થ થઈ જઈએ–એવો આનો અભિપ્રાય છે. આપણે જે બ્રહ્મને જાણીએ છીએ, જો આપણે તેને ન જાણ્યું હોત, 'વેદ'નો અર્થ વેદન છે,

જેને વેદ (જ્ઞાન) છે, તેને વેદી કહેવાય; વેદીને જ 'વેદિ' કહેવામાં આવેલ છે, જે વેદિ ન હોય તે 'અવેદિ' છે-તો તેથી હું અવેદિ થઈ જાત. જો હું 'અવેદિ' થઈ જાત તો શો દોષ થાત? મહતી-જન્મમરણાદિરૂપ અનંત પરિમાણવાળી વિનષ્ટિ-ક્ષતિ-હાનિ થાત. તાત્પર્ય એ છે કે આપણે જે અદ્વય બ્રહ્મતત્ત્વને જાણી લીધું છે, તેથી અહો! આપણે ભારે વિનાશમાંથી બચી ગયા છીએ.

જેવી રીતે બ્રહ્મને જાણ્યા પછી આપણે આ વિનાશમાંથી બચી ગયા છીએ-મુક્ત થઈ ગયા છીએ, એવી જ રીતે જેઓ તેને જાણે છે, તેઓ અમર થઈ જાય છે; પરંતુ જેઓ તેને આ પ્રમાણે નથી જાણતા, તેઓ ઇતર-બ્રહ્મવેત્તાઓથી ભિન્ન બીજાઓ અર્થાત્ અબ્રહ્મ-વેત્તાઓ-બ્રહ્મને નહિ જાણનારાઓ જન્મમરણાદિરૂપ દુઃખને જ પામે છે. તાત્પર્ય એ છે કે અજ્ઞાનીઓ તેમાંથી ક્યારેય છૂટતા નથી; કારણ કે તેઓ દુઃખને જ (દુઃખમય શરીરને જ) આત્મભાવથી ગ્રહણ કરે છે.

## અભેદ જોનારા આત્મજ્ઞની નિર્ભયતા

**यदैतमनुपश्यत्यात्मानं देवमञ्जसा ।**
**ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥ १५ ॥**

यदा=જ્યારે, भूतभव्यस्य ईशानम्=ભૂત અને ભવિષ્યના સ્વામી, एतम् देवम् आत्मानम्=આ પ્રકાશમાન અથવા કર્મફળદાતા આત્માને, अञ्जसा अनुपश्यति=સાક્ષાત્ જોઈ લે છે-જાણી લે છે ત્યારે, ततः=તેનાથી, न विजुगुप्सते=પોતાની રક્ષા કરવા ઇચ્છતો નથી.

આત્મા એ જ ઈશ્વર છે; જે કંઈ થઈ ગયું છે અને જે કંઈ થવાનું છે તે બધાંનો સ્વામી એ જ છે. એવા એ પ્રકાશ-માન અથવા કર્મફળદાતા આત્માને મનુષ્ય સાક્ષાત્ જ્યારે જાણી લે છે; અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરી લે છે ત્યારે એ તેનાથી પોતાની રક્ષા કરવા ઇચ્છતો નથી એટલે કે

આત્મસાક્ષાત્કાર થયા પછી માણસ કોઈથી કંટાળતો નથી કે કોઈને નિંદતો નથી. ૧૫

**ભાષ્ય :** પરંતુ જે સમયે મનુષ્ય કોઈ રીતે કોઈ પરમ દયાળુ આચાર્યની પાસે પહોંચી જઈ તેની કૃપાથી ત્યાર પછી આ આત્માને જોઈ લે છે અર્થાત્ આ દેવ–દ્યોતનવાન અથવા કર્મો પ્રમાણે પ્રાણીઓનાં તમામ કર્મફળોને આપનારા તથા ભૂત–ભવિષ્યત્ વગેરે ત્રણેય કાળના સ્વામી પોતાના આત્માનો સાક્ષાત્કાર કરી લે છે, તેને અંજસા–સાક્ષાત્ જાણી લે છે; તો તે ઈશાન દેવથી પોતાને વિશેષ રૂપથી સુરક્ષિત રાખવાની ઇચ્છા નથી કરતો.

ભેદદર્શી બધા માણસો ઈશ્વર પાસેથી પોતાની રક્ષા ચાહે છે; પરંતુ આ અભેદદર્શી કોઈથી બીતો નથી; તેથી જ્યારે આ ઈશાન દેવને સાક્ષાત્ આત્મરૂપથી જુએ છે ત્યારે પોતાને સુરક્ષિત રાખવાની ઇચ્છા નથી કરતો અથવા 'न विजुगुप्सते'–તે સમયે કોઈની નિંદા નથી કરતો; કારણ કે બધાંને પોતાનો આત્મા જ હોવાનું જુએ છે. જે આ પ્રમાણે જોનારો છે, તે કોની નિંદા કરે? ૧૫

## દેવો દ્વારા ઉપાસ્ય આયુસંજ્ઞક બ્રહ્મ

**ભાષ્ય :** વળી—

**यस्मादर्वाक्संवत्सरोऽहोभिः परिवर्तते ।**
**तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् ॥ १६ ॥**

संवत्सरः=કાલાત્મા, अहोभिः=અહોરાત્ર વગેરે અવયવો સહિત, यस्मात् अर्वाक् परिवर्तते=જેની પાછળ પાછળ ફરે છે, तत् ज्योतिषां ज्योतिः=જ્યોતિઓની તે જ્યોતિની, देवाः=દેવતાઓ, आयुः ह उपासते=આયુ આ પ્રમાણે ઉપાસના કરે છે, (तत् ज्योतिः) अमृतम्=(તે જ્યોતિ) અમર છે.

સંવત્સરરૂપ કાલાત્મા પોતાના અહોરાત્ર વગેરે અવયવો

સહિત જેની પાછળ પાછળ ફરે છે, એવા જ્યોતિઓની જ્યોતિ-રૂપ આત્મા–બ્રહ્મની, દેવતાઓ ‘ આયુ ’ આ પ્રમાણે ઉપાસના કરે છે, તે જ્યોતિ અમર છે. ૧૬

**ભાષ્ય :** જે ઈશાનથી અર્વાક્ અર્થાત્ જેનાથી બીજા જ વિષય-વાળો એવો સંવત્સર કાલાત્મા–જે તમામ ઉત્પન્ન થનારાઓનો પરિચ્છેદ કરનારો છે, તે ઈશાનનો પરિચ્છેદ ન કરતાં ‘ અહોભિઃ ’ અર્થાત્ પોતાના અવયવ અહોરાત્ર દ્વારા તેનાથી નીચે જ રહે છે. આદિત્યાદિ જ્યોતિઓના પણ પ્રકાશક હોવાને કારણે તે જ્યોતિઓના જ્યોતિની દેવતાઓ ‘ આયુ ’ આ પ્રમાણે ઉપાસના કરે છે. તે જ્યોતિ અમર છે, તેનાથી ભિન્ન બીજી જ્યોતિ મરે છે, પરંતુ આ જ્યોતિ નથી મરતી.

આ જ્યોતિ બધાંની જ આયુ છે; કારણ કે દેવતાઓ આ જ્યોતિની આયુરૂપ ગુણને કારણે ઉપાસના કરે છે, તેથી તેઓ આયુષ્માન હોય છે. આથી તાત્પર્ય એવું છે કે જેને આયુની ઇચ્છા હોય તેણે બ્રહ્મની આયુરૂપ ગુણ દ્વારા ઉપાસના કરવી. ૧૬

## સર્વના આધારભૂત બ્રહ્મને જાણનારો હું અમર જ છું

**ભાષ્ય :** વળી—

**यस्मिन्पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः ।**
**तमेव मन्य आत्मानं विद्वान् ब्रह्मामृतोऽमृतम् ॥ १७ ॥**

यस्मिन्=જે બ્રહ્મમાં, पञ्च पञ्चजनाः=પાંચ પંચજન, च=અને (અવ્યાકૃત સંજ્ઞક), आकाशः=આકાશ (પણ), प्रतिष्ठितः=રહેલું છે, तम् आत्मानम् एव=તે આત્માને જ, अमृतम् ब्रह्म मन्ये–અમર બ્રહ્મ માનું છું, ब्रह्म विद्वान् (सन्) अहम् अमृतः=તે બ્રહ્મને જાણનારો હોવાથી હું અમર છું.

જેને આધારે પાંચ સમૂહો (ગંધર્વો, દેવો, પિતૃઓ, અસુરો અને રાક્ષસો) અને માણસોના પાંચ વર્ગો તથા આકાશ

ટકી રહેલાં છે, તે આત્માને જ હું અમર, અવિનાશી બ્રહ્મ માનું છું. તે બ્રહ્મને જાણીને હું અમર બન્યો છું. ૧૭

ભાષ્ય : જેમાં—જે બ્રહ્મમાં પાંચ પંચજન—ગંધર્વાદિ—કારણ કે ગંધર્વ, પિતર, દેવ, અસુર અને રાક્ષસ આ પ્રમાણે તે પાંચ જ ગણાયા છે, અથવા નિષાદ જેમાં પાંચમો ગણનામાં આવ્યો છે એવા બ્રાહ્મણાદિ વર્ણો તેમ જ અવ્યાકૃતસંજ્ઞાવાળું આકાશ કે જેના વિષયમાં 'જેમાં સૂત્ર ઓતપ્રોત છે' એમ કહેવામાં આવ્યું છે, આ બધાં જેમાં પ્રતિષ્ઠિત છે—રહેલાં છે, 'હે ગાર્ગિ ! આ અક્ષરમાં જ આકાશ ઓતપ્રોત છે' આમ પહેલાં કહેવાયું પણ છે, તે આત્માને જ હું અવિનાશી બ્રહ્મ માનું છું, તેનાથી ભિન્ન રૂપે હું આત્માને નથી જાણતો. તેથી શું ? તે બ્રહ્મને જાણનારો હોવાથી હું અમર છું, હું અજ્ઞાનને લીધે જ મરણધર્મા હતો; તે દૂર થઈ જવાથી—ટળી જવાથી હું બ્રહ્મવેત્તા—બ્રહ્મને જાણીને અમર બન્યો છું. ૧૭

## બ્રહ્મને પ્રાણનો પ્રાણાદિ જાણનારા જ તેને જાણે છે

ભાષ્ય : વળી તે આત્મભૂત ચૈતન્યાત્મજ્યોતિથી પ્રકાશિત થતો રહીને જ પ્રાણ પ્રાણક્રિયા કરે છે, તેથી તે પ્રાણનો પણ પ્રાણ છે—

**प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः । ते निचिक्युर्ब्रह्म पुराणमग्र्यम् ॥१८॥**

ये=જેઓ (તેને), प्राणस्य प्राणम्=પ્રાણનો પ્રાણ, उत चक्षुषः चक्षुः=કે ચક્ષુનો પણ ચક્ષુ, उत श्रोत्रस्य श्रोत्रम्=શ્રોત્રનો શ્રોત્ર, मनसः मनः=મનનું પણ મન હોવાનું, विदुः=જાણે છે, ते=તેમણે, पुराणम् अग्र्यम्=પુરાણું—પુરાતન અને આગળ રહેનારા બ્રહ્મને, निचिक्युः= ચોક્કસપણે જાણ્યું છે.

'એ આત્મા તે પ્રાણનો પ્રાણ છે, આંખની આંખ છે, કાનનો કાન છે, મનનું મન છે. તેને જેઓ જાણે છે, તેમણે

સૌથી પ્રાચીન અને સૌથી પ્રથમ એવા બ્રહ્મને ચોક્કસ જાણ્યું છે.

ભાષ્ય : તેને જે પ્રાણનો પ્રાણ તથા ચક્ષુનું પણ ચક્ષુ તેમ જ શ્રોત્રનો પણ શ્રોત્ર જાણે છે—કારણ કે બ્રહ્મની શક્તિથી અધિષ્ઠિત ચક્ષુ આદિમાં જ જોવા વગેરેનું સામર્થ્ય છે, ચૈતન્યાત્મજ્યોતિથી રહિત હોય ત્યારે તેઓ પોતે લાકડું અને માટીના ઢેફા જેવાં છે—વળી તે મનનું પણ મન છે આ પ્રમાણે જેઓ જાણે છે અર્થાત્ ચક્ષુ આદિના વ્યાપારથી જેના અસ્તિત્વનું અનુમાન થાય છે, તે પ્રત્યાગાત્માને જેઓ 'તે ઇંદ્રિયોનો વિષયભૂત નથી' આ પ્રમાણે જાણે છે, તેમણે પુરાણ–પુરાતન અને અગ્ર્ય અર્થાત્ પ્રાચીન અને પ્રથમ બ્રહ્મને ચોક્કસ જાણ્યું છે. 'તે કે જેને આત્મવેત્તાઓ જાણે છે' આમ આથર્વણ શ્રુતિમાં પણ કહ્યું છે. ૧૮

## નાનાત્વ–ભેદપણું જોનારાની દુર્ગતિનું વર્ણન

ભાષ્ય : તે બ્રહ્મદર્શનનાં સાધન બતાવવામાં આવે છે—

**मनसैवानुद्रष्टव्यं नेह नानास्ति किञ्चन ।**
**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १९ ॥**

मनसा एव=બ્રહ્મને મનથી જ, द्रष्टव्यम्=જોવું જોઈએ, इह=એમાં, नाना=નાના ભેદ, किञ्चन न अस्ति=કંઈ જ નથી, यः=જે, इह=એનામાં, नाना इव पश्यति=નાના સમાન–ભેદ જેવું જુએ છે, सः=તે, मृत्योः=મૃત્યુથી, मृत्युम् आप्नोति=મૃત્યુને પ્રાપ્ત થાય છે.

એ બ્રહ્મને મન વડે જ જોવું ને જાણવું જોઈએ. તે એકરૂપ છે ને તેનામાં કશા ભેદ નથી. જે એનામાં ભેદ જેવું કંઈ જુએ છે, તે એક એક મોતથી બીજા મોતને પામ્યા કરે છે. ૧૯

ભાષ્ય : પરમાર્થજ્ઞાનથી સંસ્કારયુક્ત થયેલા મનથી જ આચાર્યના ઉપદેશપૂર્વક તેને જોવું જોઈએ. તે દર્શનના વિષયભૂત બ્રહ્મમાં

ભેદ કંઈ જ નથી. ભેદ ન હોવા છતાં પણ જે તેનામાં અવિદ્યા-અજ્ઞાનને લીધે નાનાત્વ-ભેદપણાનો આરોપ કરે છે તે એક મરણથી બીજા મરણને પ્રાપ્ત થાય છે. તે કોણ છે ? જે એમાં ભેદ જેવું જુએ છે. તાત્પર્ય એ છે કે, અવિદ્યાથી ઉત્પન્ન થયેલા આરોપ સિવાય ખરી રીતે દ્વૈત નથી. ૧૯

## બ્રહ્મદર્શનની વિધિ

**ભાષ્ય :** કારણ કે આ પ્રમાણે છે, તેથી—

**एकधैवानुद्रष्टव्यमेतदप्रमयं ध्रुवम् ।**
**विरजः पर आकाशादज आत्मा महान् ध्रुवः ॥ २० ॥**

एकधा एव=એક પ્રકારથી જ, अनुद्रष्टव्यम्=( તે બ્રહ્મને આચાર્યના ઉપદેશ ) પછી જોવું જોઈએ, एतम् अप्रमयम्=( કારણ કે ) આ બ્રહ્મ પ્રમાણબુદ્ધિવાળું-સાબિતીવાળું નથી તેથી અપ્રમેય છે, ध्रुवम्=ધ્રુવ છે, विरजः=નિર્મળ છે, आकाशात् परः=( અવ્યાકૃતરૂપ ) આકાશથી પણ પર અર્થાત્ સૂક્ષ્મ છે, अजः=અજન્મા છે, आत्मा महान् ध्रुवः=આત્મા, મહાન અને ( નિત્ય તેમ જ ) અવિનાશી છે.

એ બ્રહ્મ હસ્તીમાં છે, તેની સાબિતી આપી શકાય એમ નથી. તે અવિચળ છે, અવિનાશી છે. તે એકરૂપ છે એમ સમજીને જ તેને જોવું ને જાણવું જોઈએ. આ આત્મા નિર્મળ છે, અવ્યાકૃતરૂપ આકાશથી પણ પર અર્થાત્ સૂક્ષ્મ છે, તે કદી જન્મ પામ્યો નથી; તે મહાન છે, અવિચળ છે, અવિનાશી છે.

**ભાષ્ય :** એકધા-એક પ્રકારથી જ અર્થાત્ આકાશ સમાન નિરંતર વિજ્ઞાનઘનરસસ્વરૂપથી જ અનુદર્શન કરવું જોઈએ (આચાર્યના ઉપદેશ પછી જોવું જોઈએ ); કારણ કે આ બ્રહ્મ અપ્રમય-અપ્રમેય છે-પ્રમા બુદ્ધિ વિનાનું છે અર્થાત્ તેના વિષે સાબિતી આપી શકાય તેમ નથી; કેમ કે બ્રહ્મમાં બધાંની એકતા છે. અન્ય-બીજાથી

જ બીજાની પ્રમિતિ (પ્રમા બુદ્ધિ)–સાબિતી થાય છે; પરંતુ બ્રહ્મ તો એક જ છે, તેથી આ અપ્રમેય છે તેમ જ ધ્રુવ–કૂટસ્થ છે એટલે વિચલિત ન થાય તેવું છે.

શંકા : પરંતુ 'બ્રહ્મ અપ્રમેય છે અને તે જાણવામાં આવે છે'–આ કથન તો વિરુદ્ધ છે. 'જાણવામાં આવે છે'–આ વચનથી તો તાત્પર્ય એ જ છે કે, પ્રમાણો દ્વારા તેનું માપ નીકળી શકે છે અર્થાત્ આ પ્રમાણે છે એમ નિશ્ચય થઈ શકે છે; જ્યારે 'અપ્રમેય' આમ કહેવાથી તેનો પ્રતિષેધ થાય છે.

સમાધાન : આ દોષ નથી; કારણ કે 'અપ્રમેયમ્' આ વિશેષણ અન્ય વસ્તુઓની જેમ તેના આગમથી અતિરિક્ત પ્રમાણથી પ્રમિત થવાનો–સાબિત થવાનો પ્રતિષેધ કરવા માટે છે. જેવી રીતે બીજી વસ્તુઓ આગમની અપેક્ષા ન રાખતાં અન્ય પ્રમાણોનો વિષય હોય છે, તેવી રીતે આ આત્મતત્ત્વ કોઈ અન્ય પ્રમાણ દ્વારા વિષય નથી કરી શકાતું. બધાંનો જ આત્મા હોવાથી કોનાથી કોને જુએ અર્થાત્ જાણે–આ પ્રમાણે શાસ્ત્ર પણ પ્રમાતા પ્રમાણાદિ વ્યવહારનો પ્રતિષેધ કરીને જ તેનો બોધ કરાવે છે; પ્રતિપાદ્ય–પ્રતિપાદકરૂપ વાક્યના ધર્મને સ્વીકારીને નહીં. આથી શાસ્ત્ર પણ તેનું સ્વર્ગ તેમ જ મેરુ વગેરેની જેમ પ્રતિપાદન નથી કરતું; કારણ કે તે તો પ્રતિપાદન કરનારાનો આત્મા જ છે. પ્રતિપાદન કરનારાનું પ્રતિપાદન તો પ્રતિપાદ્યને જે વિષય કરનારું હોય તે હોય છે અને ભેદ હોય તો જ આમ થવાનો સંભવ છે, અભેદ હોય તો તેમ થવાનો સંભવ નથી.

અહીં અર્થાત્ દેહાદિ અનાત્મ વસ્તુઓમાં આરોપાયેલ આત્મભાવ દૂર થાય એ જ બ્રહ્મને લગતું જ્ઞાન છે. તે(બ્રહ્મ)માં સાક્ષાત્ આત્મભાવ કરવાની આવશ્યકતા નથી; કારણ કે આત્મભાવ તો તેમાં વિદ્યમાન જ છે. બધાંનો જ બ્રહ્મની સાથે આત્મભાવ નિત્ય સિદ્ધ છે. કેવળ અજ્ઞાનને લીધે તે અબ્રહ્મવિષયક જેવો જણાય છે, તેથી અબ્રહ્મવિષયક આત્માનો અવભાસ દૂર થયા વિના તેમાં આત્મભાવનું

વિધાન કરવામાં આવતું નથી. અન્ય આત્મભાવ દૂર થઈ ગયા પછી પોતાના આત્મામાં જે સ્વાભાવિક આત્મભાવ છે, તે શુદ્ધ થઈ જાય છે; તેથી આત્મા જાણવામાં આવી ગયો–આમ કહેવામાં આવે છે. પરંતુ પોતે તે અપ્રમેય છે–કોઈ પણ અન્ય પ્રમાણનો વિષય હોતો નથી, તેથી તેનું અપ્રમેયપણું અને જ્ઞાન બન્ને વિરુદ્ધ નથી.

વિરજ–રજ વિનાનો છે, રજ ધર્મ-અધર્મ આદિરૂપ મળને કહેવામાં આવે છે, તેનાથી રહિત છે. ‘आकाशात्परः’–અવ્યાકૃતસંજ્ઞક જે આકાશ છે, તેનાથી પણ પર–વ્યતિરિક્ત–સૂક્ષ્મ અથવા વ્યાપક છે. अज–જન્મ લેતો નથી; જન્મનો પ્રતિષેધ કરવાથી ‘अस्ति वर्धते’ વગેરે આગળના ભાવવિકારોનો પણ પ્રતિષેધ થઈ જાય છે; કારણ કે બધાનો આરંભ જન્મરૂપ ભાવવિકારથી જ થાય છે. તે આત્મા છે, મહાન છે, પરિમાણમાં સર્વથી મોટો છે તથા ધ્રુવ–અવિનાશી છે. ૨૦

## વધુ પડતો શાસ્ત્રનો અભ્યાસ બ્રહ્મનિષ્ઠામાં બાધક છે

**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः।**
**नानुध्यायाद् बहूञ्छब्दान् वाचो विग्लापनꣳहि तदिति॥**

धीरः ब्राह्मणः=બુદ્ધિમાન બ્રાહ્મણે, तम् एव विज्ञाय=તેને જ જાણીને, प्रज्ञाम् कुर्वीत=(તેમાં જ) બુદ્ધિને જોડવી, बहून् शब्दान्=ઘણા શબ્દોનું, न अनुध्यायात्=અનુધ્યાન (નિરંતર ચિંતન) ન કરવું, तत् हि= તે તો, वाचः विग्लापनम् इति=વાણીનો શ્રમ જ છે.

બુદ્ધિમાન બ્રાહ્મણે એ આત્માને જાણીને જ જ્ઞાન મેળવવું જોઈએ અર્થાત્ આત્મામાં જ બુદ્ધિને જોડવી જોઈએ. તેણે ઘણા શબ્દોનો અભ્યાસ ન કરવો જોઈએ; કેમ કે એ તો વાણીને થકવનાર છે; વાણીનો કેવળ શ્રમ જ છે. ૨૧

**ભાષ્ય:** ધીર અર્થાત્ બુદ્ધિમાન બ્રાહ્મણ એવા આત્માને જ આચાર્યના ઉપદેશ અને શાસ્ત્રથી જાણીને, શાસ્ત્ર અને આચાર્યે જે

વિષયનો ઉપદેશ કર્યો છે; તેમ જ જે જિજ્ઞાસાની તદ્દન સમાપ્તિ કરી નાખનારી છે એવી પ્રજ્ઞા (બુદ્ધિ) કરવી. તાત્પર્ય એ છે કે આ પ્રકારની પ્રજ્ઞા ઉત્પન્ન કરવાનાં સાધનરૂપ સંન્યાસ, શમ, દમ, ઉપરતિ તિતિક્ષા અને સમાધિનું પાલન કરવું.

ઘણા શબ્દોનું અનુધ્યાન–અનુચિંતન ન કરવું. અહીં ઘણાપણાનો પ્રતિષેધ કરવાથી કેવળ આત્માનું પ્રતિપાદન કરનારા થોડાક જ શબ્દોના અનુશીલન માટે અનુમતિ અપાયાનું જણાય છે. આથર્વણશ્રુતિમાં પણ કહ્યું છે: 'આત્માનું ॐ આ પ્રમાણે ધ્યાન કરવું,' 'અન્ય વાણીનો ત્યાગ કરવો' વગેરે. કારણ કે આ વધારે શબ્દોનું અનુધ્યાન વાણીનું વિગ્લાપન–વિશેષ રૂપથી ગ્લાનિ કરનારું અર્થાત્ શ્રમ ઉત્પન્ન કરનારું છે. ૨૧

## આત્માનાં સ્વરૂપ, તેની ઉપલબ્ધિનાં સાધનભૂત સંન્યાસ અને આત્મજ્ઞની સ્થિતિનું પ્રતિપાદન

**ભાષ્ય:** મંત્ર અને બ્રાહ્મણ બન્ને દ્વારા બંધ અને મોક્ષનું કારણ સહિત નિરૂપણ કરવામાં આવ્યું; ત્યાર પછી મંત્રો દ્વારા વિસ્તારથી મોક્ષના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું. આ પ્રમાણે આ આત્મવિષયમાં આખો વેદ જે રીતે ઉપયોગી થાય છે, તે તેવી જ રીતે બતાવવાનો છે. તેથી આ કંડિકાનો આરંભ કરવામાં આવે છે. આ પ્રમાણમાં પ્રયોજન સાથે (ફળયુક્ત) આત્મજ્ઞાનનું જે પ્રમાણે નિરૂપણ કરવામાં આવ્યું છે, તે જ પ્રમાણે તેનું અનુકથન કરીને, વેદની કામ્યરાશિને છોડી દઈ બાકીના આખા વેદનો એમાં જ ઉપયોગ છે એમ બતાવવા માટે 'स वा एषः' વગેરે મંત્રમાં એનું અનુકથન કરવામાં આવ્યું છે–

**स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते सर्वस्य वशी सर्वस्येशानः सर्व-**

स्याधिपतिः स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीया-नेष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधरण एषां लोकानामसम्भेदाय तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसानाशकेनैतमेव विदित्वा मुनिर्भवति । एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्मायं लोक इति ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः । स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यत्येतमु हैवैते न तरत इत्यतः पापमकरवमित्यतः कल्याणमकरवमित्युभे उ हैवैष एते तरति नैनं कृताकृते तपतः ॥ २२ ॥

सः वै एषः=તે આ, महान्=મોટો, अजः=અજન્મા, आत्मा=આત્મા, यः अयम्=જે આ, प्राणेषु विज्ञानमयः=પ્રાણોમાં વિજ્ઞાનમય છે, यः एषः=જે આ, अन्तर्हृदये आकाशः=અન્તર હૃદયમાં આકાશ છે, तस्मिन् शेते=તેમાં શયન કરે છે, सर्वस्य वशी=બધાંને વશમાં રાખનારો છે, सर्वस्य ईशानः=બધાનું શાસન કરનારો, सर्वस्य अधिपतिः=બધાંનો અધિપતિ છે. सः=ને, साधुना कर्मणा=શુભ કર્મથી, न भूयान्=વધતો નથી, असाधुना कर्मणा=અશુભ કર્મથી, नो एव कनीयान्=ઘટતો નથી, एषः सर्वेश्वरः=એ સહુનો ઈશ્વર છે, एषः भूताधिपतिः=એ પ્રાણીમાત્રનો ઉપરી છે, एषः भूतपालः=એ પ્રાણીમાત્રનો પાલક છે, एषः=આ, एषाम् लोकानाम्=આ લોકોની, असम्भेदाय=મર્યાદાનો ભંગ ન થાય તે માટે, विधरणः सेतुः=(એમને) ધારણ કરનારો સેતુ છે, ब्राह्मणाः=બ્રાહ્મણો, तम् एतम्=એને, वेदानुवचनेन=વેદના અભ્યાસ વડે, यज्ञेन=

यज्ञ વડે, दानेन=દાન વડે, तपसा=તપ વડે, अनाशकेन=અનશન વડે, विविदिषन्ति=જાણવા ઇચ્છે છે, एतम् एव विदित्वा=એને જ જાણીને, मुनिः भवति=માણસ મુનિ બને છે, एतम् एव इच्छन्तः प्रव्राजिनः=એને જ મેળવવાની ઇચ્છા રાખીને સંન્યાસીઓ, लोकम् प्रव्रजन्ति=ઘરબાર છોડી સંન્યાસ લે છે, तत् वै ह एतत् पूर्वे विद्वांसः=એને જાણતા હોવાથી જ પહેલાંના ઋષિઓ, प्रजाम् न कामयन्ते स्म=સંતાન મેળવવાની ઇચ્છા રાખતા ન હતા, (તેઓ વિચાર કરતા કે), येषाम् नः अयम् आत्मा=જેમને અર્થાત્ આપણને તો આ આત્મા મળ્યો છે, अयम् लोकः इति=એ જ આપણો લોક છે, प्रजया किम् करिष्यामः इति=પછી આપણે સંતાન મેળવી શું કરીશું, ते ह पुत्रैषणायाः च=તેઓ દીકરો મેળવવાની ઇચ્છા, वित्तैषणायाः च=ધન મેળવવાની ઇચ્છા, लोकैषणायाः च=અને લોક (સ્વર્ગ વગેરે) મેળવવાની ઇચ્છાથી, व्युत्थाय स्म=પૃથક્ થઈ ગયા હતા–એ ઇચ્છા છોડી દીધી હતી, अथ=અને, भिक्षाचर्यम् चरन्ति=ભિક્ષા માગીને તેઓ નિર્વાહ કરતા, हि या पुत्रैषणा=કારણ કે જે દીકરાની ઇચ્છા છે, सा एव वित्तैषणा=તે જ ધનની ઇચ્છા છે, या वित्तैषणा=જે ધનની ઇચ્છા છે, सा=તે, लोकैषणा=લોક(સ્વર્ગ વગેરે)ની ઇચ્છા છે, हि=કારણ કે, एते उभे=આ બંને, एषणे एव भवतः=છે તો ઇચ્છાઓ જ, एषः आत્मा नेति नेति=એ આત્મા 'આ નહિ, આ નહિ' (કહીને જ વર્ણવી શકાય છે), सः अगृह्यः=તે પકડાતો નથી, हि=કારણ કે, न गृह्यते=તે પકડી શકાય એવો નથી, अशीर्यः=તે ઘસાતો નથી, हि=કારણ કે, न शीर्यते=તે ઘસાય એવો છે જ નહિ, असङ्गः=તે લેપાતો નથી, हि न सज्यते=કારણ કે તે કશામાં આસક્ત થાય–લપટાઈ પડે એવો છે જ નહિ, असितः=તે બંધનમાં પડેલો નથી, न व्यथते=તેને દુઃખ થતું નથી, न रिष्यति=તે નાશ પામતો નથી, एतम् उ ह एते एव न तरतः इति=આ આત્મજ્ઞને આ બન્ને (પાપપુણ્ય સંબંધી શોક-હર્ષ) પ્રાપ્ત થતાં નથી, अतः=તેથી—આ નિમિત્તથી, पापम् अकरवम् इति=મેં પાપ કર્યું છે, अतः कल्याणम्

अकरवम् इति=મેં પુણ્ય કર્યું છે, ह=ખરે જ, एते उ उमे एव=આ બન્નેયને, एषः तरति=એ પાર કરી જાય છે, एनम्=એ આત્મજ્ઞને, कृताकृते='મેં અમુક કામ કર્યું કે અમુક ન કર્યું,' न तपतः=આ બન્ને વિચારો સંતાપ પમાડતા નથી.

આ મહાન અને કદી ન જન્મનારો આત્મા જ વિજ્ઞાનરૂપ હોઈ બધી ઇંદ્રિયોની વચ્ચે, હૃદયમાં આવેલી ખાલી જગ્યામાં—હૃદયાકાશમાં વસે છે. તે સહુનો રાજા છે, સહુનો સ્વામી છે, સહુનો ઉપરી છે. તે સારા કામથી વધતો નથી, બૂરા કામથી ઘટતો નથી. એ સહુનો ઈશ્વર છે; તે પ્રાણીમાત્રનો ઉપરી છે—પ્રાણીમાત્રનો પાલક છે. તે આ લોકો—જગતોની મર્યાદાનો ભંગ ન થાય તે માટે એમને ધારણ કરનારો સેતુ છે. બ્રાહ્મણો એને વેદના અભ્યાસ વડે, યજ્ઞ વડે, દાન વડે, તપ વડે, અનશન વડે જાણવા ઇચ્છે છે. એને જ જાણીને માણસ મુનિ બને છે. એને મેળવવાની ઇચ્છા રાખીને જ સંન્યાસીઓ ઘરબાર છોડી સંન્યાસ લે છે. એને જાણતા હોવાથી જ પહેલાંના ઋષિઓ સંતાન મેળવવાની ઇચ્છા રાખતા ન હતા. તેઓ વિચાર કરતા કે, 'આપણને તો આ આત્મા મળ્યો છે, એ જ આપણો લોક છે. પછી આપણે સંતાન મેળવીને શું કરીશું?' તેમણે દીકરો મેળવવાની ઇચ્છા, ધન મેળવવાની ઇચ્છા, લોક (સ્વર્ગ વગેરે) મેળવવાની ઇચ્છા છોડી દીધી હતી; અને ભિક્ષા માગીને તેઓ નિર્વાહ કરતા. દીકરાની ઇચ્છા હોય, તો ધનની પણ ઇચ્છા થાય. ધનની ઇચ્છા હોય તો લોકની પણ ઇચ્છા થાય; કેમ કે બંને છે તો ઇચ્છાઓ જ. એ આત્માને 'આ નહિ, આ નહિ' (नेति नेति) કહીને જ વર્ણવી શકાય છે. તે પકડાતો નથી; કેમ કે તે પકડી શકાય એવો છે જ નહિ. તે ઘસાતો નથી; કેમ કે તે ઘસાય એવો

છે જ નહિ. તે લેપાતો નથી; કેમ કે તે કશામાં લપટાઈ પડે એવો છે જ નહિ. તે બંધનમાં પડેલો નથી. તેને દુઃખ થતું નથી. તે નાશ પામતો નથી. જે માણસ એ આત્માને જાણે છે, તેને 'મેં પાપ કર્યું', મેં પુણ્ય કર્યું,' એ બે વિચારો કદી આવતા નથી. એ બે વિચારોને તે ત્યજે છે. 'મેં અમુક કામ કર્યું' કે અમુક ન કર્યું'' એવા બંને વિચારો તેને સંતાપ પમાડતા નથી.' ૨૨

**ભાષ્ય** : 'सः' આ શબ્દ ઉપર કહેવામાં આવેલાના પરામર્શ માટે છે. આ ઉપર કહેવામાં આવેલો તે કોણ છે કે જેનો શ્રુતિ પરામર્શ કરે છે? 'य एष विज्ञानमयः' આમ કહીને શ્રુતિ તેનો પ્રતિનિર્દેશ કરે છે. (આ બ્રાહ્મણના) ૨૦મા મંત્રના બીજા વાક્યમાં કહેવામાં આવેલા આત્માને જ ન સમજી લેવાય, તેથી 'य एषः'– (જે આ) આમ કહ્યું છે. 'આ કયો?' તે 'विज्ञानमयः प्राणेषु' આ વાક્યથી કહેવામાં આવે છે.

અહીં ઉપર કહેલા વાક્યનો ઉલ્લેખ સંશય દૂર કરવા માટે છે. પહેલાં જનકના પ્રશ્નના આરંભમાં 'कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु' વગેરે કહ્યું છે. અહીં કહેવાનું એ છે કે, 'विज्ञानमयः प्राणेषु' ઇત્યાદિ વાક્યથી જે સ્વયંજ્યોતિ આત્માનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે આ આત્માના 'કામ, કર્મ અને અવિદ્યા–આ અનાત્માના ધર્મ છે,' આમ કહીને તે ધર્મોથી મુક્ત કરવામાં આવ્યો છે, અને 'આ પર (શ્રેષ્ઠ) જ છે અન્ય નથી,' આમ કહીને તેને પરમાત્મભાવને પ્રાપ્ત કરાવી દેવાયો છે, તે જ આ સાક્ષાત્ 'મહાન અજન્મા આત્મા છે' આમ કહેવામાં આવ્યું છે. 'योऽयं विज्ञानमयः प्राणेषु' આનો અર્થ જેવો કહેવામાં આવ્યો છે તેવો જ છે.

'य एषोऽन्तर्हृदये–હૃદયકમળની અંદર જે આ બુદ્ધિ–વિજ્ઞાનનું આશ્રયભૂત આકાશ છે, તે બુદ્ધિ–વિજ્ઞાન સહિત આકાશમાં આ શયન કરે છે અર્થાત્ રહે છે અથવા સુષુપ્તિ સમયે જે આ હૃદયની

અંદર આકાશ અર્થાત્ વિજ્ઞાનમયનું સ્વસ્વરૂપ નિરુપાધિક આત્મા છે, તે પોતાના સ્વરૂપભૂત પરમાત્મરૂપ આકાશમાં શયન કરે છે. ચોથા પ્રપાઠક( ઉપનિષદના બીજા અધ્યાય )માં 'તે સમયે એ ક્યાં હતો ? આ પ્રશ્નના ઉત્તરરૂપે એની વ્યાખ્યા કરવામાં આવી છે.

તે જ બ્રહ્મા તેમ જ ઇંદ્ર વગેરે બધાંને વશમાં રાખનારો છે; બધા જ તેના વશમાં રહે છે. (હે ગાર્ગિ !) 'આ અક્ષરના જ પ્રશાસનમાં ' આમ કહ્યું પણ છે. કેવળ વશી–વશમાં રાખનારો જ નહિ, બ્રહ્મા તેમ જ ઇંદ્ર વગેરે બધાનો ઈશાન–ઈશન અર્થાત્ શાસન કરનારો પણ છે. ઈશિતૃત્વ ( શાસકપણું ) ક્યારેક જાતિકૃત પણ હોય છે. જેમ કે રાજકુમારનું પોતાના કરતાં વધારે બળવાન સેવકો પર શાસન છે. પરમાત્માના શાસનપણાને તેવું ન માની લેવાય, તેથી શ્રુતિ કહે છે : બધાંનો અધિપતિ–બધાંનો ઉપરી હોઈને પાલન કરનારો અર્થાત્ સ્વતંત્ર છે, રાજકુમારની જેમ મંત્રી વગેરે સેવકોને તાબે નથી.

આ વશિત્વ વગેરે ત્રણેય હેતુહેતુમદ્રૂપ ( એકમાં બીજો હેતુ ) છે; કારણ કે એ બધાંનો અધિપતિ છે તેથી બધાંનો ઈશાન છે. જે જેનો ઉપરી હોઈને જેનું પાલન કરે છે, તે તેના ઉપર શાસન કરે જ છે–આ જાણીતું છે; તે આ બધાંનો ઈશાન–શાસક છે, તેથી બધાંનો વશી–વશમાં રાખનાર છે.

આ સિવાય બીજી વાત એ છે કે તે આ પ્રકારનો હૃદયસ્થિત જ્યોતિઃસ્વરૂપ વિજ્ઞાનમય પુરુષ સાધુ અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મથી ભૂયાન્ નથી થતો–વધતો નથી. પોતાની પૂર્વ અવસ્થા કરતાં કોઈ ધર્મને લીધે વધી જતો નથી તેમ જ કોઈ અસાધુ અર્થાત્ શાસ્ત્રે પ્રતિષેધ કરેલા કર્મથી કનીયાન્–ઓછો પણ થઈ જતો નથી અર્થાત્ પૂર્વ અવસ્થાથી હીન થતો નથી.

એ સિવાય ( એવું જોવામાં આવે છે કે ) ઉપરીપણું અને ભરણપોષણ કરનારા બધાં જ માણસો બીજાઓ ઉપર અનુગ્રહ અથવા પીડા કરવાને લીધે ધર્મ કે અધર્મ એવી સંજ્ઞાવાળાં ફળથી યુક્ત હોય

છે, તો આ આત્માને જ તે ફળ શાથી નથી પ્રાપ્ત થતાં ? તેના ઉત્તરમાં કહે છે : કારણ કે આ આત્મા બધાંનો ઈશ્વર—શાસક છે, તેથી એનો સ્વભાવ કર્મનું શાસન કરવાનો પણ છે. માટે કર્મ સાથે એનો સંબંધ હોતો નથી. વળી આ પ્રાણીઓનો અધિપતિ અર્થાત્ બ્રહ્માથી લઈને તણખલા સુધી તમામનો અધિપતિ છે—આ પ્રમાણે આ પદનો અર્થ પહેલાં કહેવાઈ ગયો છે.

તે જ ભૂતોનો—પ્રાણીઓનો આ પાલયિતા—રક્ષા કરનારો છે. આ સેતુ છે; કયાં વિશેષણોવાળો સેતુ છે. તે શ્રુતિ કહે છે : વિધરણ અર્થાત્ વર્ણાશ્રમ વગેરે વ્યવસ્થાનું વિધારણ કરનારો. આ જ વાત શ્રુતિ કહે છે—આ ભૂર્લોકથી લઈને બ્રહ્મલોક સુધીના લોકોના અસંભેદ માટે અર્થાત્ મર્યાદાનો ભંગ ન થવા માટે જો પરમેશ્વર સેતુ સમાન લોકોનું વિધારણ ન કરે તો તેમની મર્યાદા તૂટી જાય. તેથી લોકોના અસંભેદ માટે આ પરમેશ્વર જે સ્વયંજ્યોતિ આત્મા જ છે તે સેતુસ્વરૂપ છે. આ પ્રમાણે જાણનારો સર્વનો વશી છે—વગેરે વાકયથી આ બ્રહ્મવિદ્યાનું ફળ જ દેખાડવામાં આવ્યું છે.

'किंज्योतिरयं पुरुषः' આ પ્રમાણે આરંભ થનારા છઠ્ઠા પ્રપાઠક-(ઉપનિષદના આ ચોથા અધ્યાય)માં વિહિત આ પ્રકારના ફળવાળી બ્રહ્મવિદ્યામાં કામ્યકર્મરૂપ એકદેશને છોડીને બાકીનો આખો કર્મકાંડ જ્ઞાનની ઉત્પત્તિ માટે ઉપયોગી થાય છે. તે કઈ રીતે, તે કહેવામાં આવે છે : તે આ આવા ઔપનિષદ પુરુષને વેદાનુવચન અર્થાત્ નિત્ય-સ્વાધ્યાયરૂપ મંત્ર અને બ્રાહ્મણભાગના અધ્યયન દ્વારા જાણવાની ઇચ્છા કરે છે. કોણ ? બ્રાહ્મણ. અહીં બ્રાહ્મણ શબ્દથી ક્ષત્રિય અને વૈશ્યને પણ ગ્રહણ કરાય છે; કારણ કે એમાં ત્રણેય વર્ણોનો સમાન અધિકાર છે. અથવા કર્મકાંડભૂત મંત્રબ્રાહ્મણરૂપ વેદના અનુવચન દ્વારા તેને જાણવાની ઇચ્છા કરે છે; કઈ રીતે જાણવાની ઇચ્છા કરે છે ? તે 'यज्ञेन' વગેરે વાકયથી કહે છે.

પરંતુ જેઓ એવી વ્યાખ્યા કરે છે કે મંત્ર-બ્રાહ્મણરૂપ વેદાનુ-

વચન દ્વારા પ્રકાશિત થનારા બ્રહ્મને જાણવાની ઇચ્છા કરે છે; તેમના મત પ્રમાણે આરણ્યકમાત્ર જ વેદાનુવચન છે; કારણ કે કર્મકાંડ દ્વારા પરમાત્મા પ્રકાશિત થતો નથી. જેવું કે 'તે ઔપનિષદ પુરુષને પૂછું છું' આવી વિશેષ શ્રુતિથી જણાય છે. પરંતુ 'વેદાનુવચનેન' આ પદ વિશેષણયુક્ત ન હોવાથી આખા વેદને જ ગ્રહણ કરનારું છે, તેના એક ભાગને છોડી દેવાનું ઉચિત નથી.

શંકા : પરંતુ (બીજી વ્યાખ્યા પ્રમાણે) તમારા પક્ષમાં પણ 'ઉપનિષદને છોડીને' આ પ્રમાણે એકદેશત્વ થઈ જ જાય છે.

સમાધાન : ના, પહેલી વ્યાખ્યામાં આવો કોઈ વિરોધ ન હોવાથી અમારા પક્ષમાં આ દોષ નથી થતો. જ્યારે કે વેદાનુવચન શબ્દથી નિત્ય સ્વાધ્યાયનું વિધાન કરવામાં આવ્યું છે તો તેમાં ઉપનિષદ પણ આવી જ ગયું. આ પ્રમાણે વેદાનુવચન શબ્દના અર્થનો એકદેશ નથી છૂટતો. એનો યજ્ઞાદિની સાથે પાઠ હોવાથી પણ આ જ સિદ્ધ થાય છે. શ્રુતિ યજ્ઞાદિ કર્મોનો અનુક્રમ કરતી વખતે જ વેદાનુવચન શબ્દનો પ્રયોગ કરે છે. આથી એવું જણાય છે કે વેદાનુવચન શબ્દથી કર્મ જ કહેવામાં આવ્યું છે; કારણ કે નિત્ય સ્વાધ્યાય તો કર્મ જ છે.

શંકા : પરંતુ નિત્ય સ્વાધ્યાયાદિ કર્મોથી આત્માને જાણવાની ઇચ્છા કઈ રીતે કરે છે? કારણ કે ઉપનિષદોની જેમ તે કર્મો તો આત્માને પ્રકાશિત જ નથી કરતા.

સમાધાન : આ દોષ આવી શકતો નથી; કારણ કે કર્મો ચિત્તની શુદ્ધિ માટેનાં કારણો છે. કર્મો વડે સંસ્કારયુક્ત થયેલા વિશુદ્ધ ચિત્તવાળા પુરુષો જ ઉપનિષદે પ્રકાશિત કરેલા આત્માને કોઈ જાતના અવરોધ વિના જાણી શકે છે. આવું જ 'ત્યારે વિશુદ્ધ ચિત્તવાળો થયેલો પુરુષ ધ્યાન કરીને તે નિષ્કલ આત્માને જુએ છે' આ આથર્વણશ્રુતિથી (મું. ઉ. ૩-૧-૮) પણ સિદ્ધ થાય છે; તેમ જ 'પાપકર્મોનો ક્ષય થઈ જવાથી પુરુષોને જ્ઞાન ઉત્પન્ન થાય

છે' આવી સ્મૃતિ પણ છે.

શંકા: પરંતુ નિત્યકર્મો ચિત્તની શુદ્ધિ માટે છે–આ કઈ રીતે જણાય છે?

સમાધાન: 'તે જ આત્મયાજી છે કે જે એમ જાણે છે કે આ કર્મથી મારું આ અંગ સંસ્કારયુક્ત થાય છે, આ કર્મથી મારું આ અંગ યોગ્ય થાય છે' વગેરે શ્રુતિથી આ જણાય છે. 'અડતાલીસ સંસ્કારો છે' વગેરે બધાં સ્મૃતિશાસ્ત્રોમાં પણ કર્મો ચિત્તશુદ્ધિ માટે જ કહેવામાં આવ્યાં છે. ગીતામાં પણ–'યજ્ઞ, દાન અને તપ–આ બુદ્ધિમાન માણસોને પવિત્ર કરનારાં છે', 'યજ્ઞો દ્વારા જેમનાં પાપ નષ્ટ થઈ ગયાં છે–એવા આ બધા જ માણસો યજ્ઞવેત્તાઓ છે' આમ કહ્યું છે. 'यज्ञेन' પદથી દ્રવ્યયજ્ઞ અને 'જ્ઞાનયજ્ઞ' લેવા જોઈએ. આ બન્નેય સંસ્કાર માટે છે; સંસ્કારથી યુક્ત વિશુદ્ધ ચિત્તવાળા પુરુષોને જ કોઈ જાતના અટકાવ વિના જ્ઞાનની ઉત્પત્તિ થશે. આથી જ યજ્ઞ દ્વારા જાણવાની ઇચ્છા કરે છે.

દાન વડે તેને જાણવાની ઇચ્છા કરે છે; કારણ કે પાપના ક્ષયનું કારણ અને ધર્મની વૃદ્ધિનો હેતુ હોવાથી દાન પણ બ્રહ્મજ્ઞાનનું સાધન છે તેમ જ તપ દ્વારા, તપથી સામાન્ય રીતે કૃચ્છ્રચાંદ્રાયણ આદિની પ્રાપ્તિ થાય છે, તેથી 'अनाशकेन' આ તેનું વિશેષણ આપવામાં આવ્યું છે. મનમાન્યું ભોજન ન કરવું એ જ અનાશક તપ છે; ખાવાનું તદ્દન છોડી દેવું એ અનાશક તપ નથી. ખાવાનું તદ્દન છોડી દેવાથી તો માણસ મરી જ જાય છે, તેથી આત્મજ્ઞાન થતું નથી.

વેદાનુવચન, યજ્ઞ, દાન અને તપ–આ શબ્દોથી આખુંય નિત્યકર્મ ઉપલક્ષિત થાય છે. આ પ્રમાણે કામ્યકર્મથી રહિત બધાં નિત્યકર્મો આત્મજ્ઞાનની ઉત્પત્તિ દ્વારા મોક્ષનાં સાધન બને છે. આ રીતે કર્મકાંડ સાથે આ(જ્ઞાનકાંડ)ની એકવાક્યતા જણાય છે.

આ પ્રમાણે ઉપર કહેલી રીતે ઉપર મંત્ર તેમ જ બ્રાહ્મણ દ્વારા

બતાવવામાં આવેલા આ આત્માને જ જાણીને મુનિ થાય છે. તાત્પર્ય એ છે કે મનન કરવાને લીધે મુનિ એટલે જ્ઞાની થઈ જાય છે. એને જ જાણ્યા પછી મુનિ થાય છે, બીજા કોઈ ને જાણવાથી નહિ.

શંકા : પરંતુ મુનિ તો અન્ય વસ્તુને જાણવાથી પણ થઈ શકે છે, તો પછી એને જ જાણીને—આવો નિશ્ચય શાથી કરાય છે ?

સમાધાન : બરાબર છે, બીજાને જાણવાથી પણ મુનિ થઈ શકે છે; પરંતુ બીજાને જાણવાથી કેવળ મુનિ જ નથી થતો; તો પછી બીજું શું થાય છે ? તે કર્મી પણ થાય છે. પરંતુ આ ઉપનિષદ્-પુરુષને જાણવાથી તો મુનિ જ થાય છે, કર્મી થતો નથી. તેથી એનું અસાધારણ મુનિત્વ બતાવવાનું અભીષ્ટ છે, માટે 'एतमेव' (એને જ) આ પ્રમાણે શ્રુતિ નિશ્ચય કરે છે. કારણ કે એને જાણી લીધા પછી 'કોના દ્વારા કોને જુએ ?' આ શ્રુતિ અનુસાર ક્રિયા અસંભવ થઈ જવાથી પછી મનન જ થશે.

વળી આ આત્મા અર્થાત્ સ્વલોકની ઇચ્છા—પ્રાર્થના કરનારા 'પ્રવ્રાજી'—પ્રવ્રજનશીલ પુરુષો પ્રવ્રજન—પ્રકર્ષથી વ્રજન (ગમન) કરે છે, અર્થાત્ સંપૂર્ણ કર્મોનો 'સંન્યાસ (પૂર્ણપણે ત્યાગ) કરી દે છે.

'આ જ લોકની ઇચ્છા કરનારા' આવા નિશ્ચયથી એવું જણાય છે કે બાહ્ય ત્રણે લોકની ઇચ્છા કરનારાઓનો સંન્યાસમાં અધિકાર નથી. ગંગાદ્વાર (હરિદ્વાર) પહોંચવાની ઇચ્છાવાળો, કોઈ કાશીમાં રહેનારો પૂર્વાભિમુખ થઈને જતો નથી. આથી જેમને બાહ્ય ત્રણે લોકની ઇચ્છા છે, તેમના માટે પુત્ર, કર્મ અને અપર બ્રહ્મવિદ્યા સાધન છે. જેવું કે આ લોક પુત્ર[1] દ્વારા પ્રાપ્ત કરી શકાય છે, બીજા કોઈ સાધનથી નહિ ઇત્યાદિ શ્રુતિથી સિદ્ધ થાય છે. માટે તેમની ઇચ્છા રાખનારાઓએ પુત્રાદિ સાધનોનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરવાનું ઉચિત નથી; કારણ કે સંન્યાસ તેમનું સાધન નથી. તેથી 'આ જ

[1] બૃહદારણ્યકમાં એને જ મળતી શ્રુતિ આ પ્રમાણે છે : 'अयं मनुष्यलोकः पुत्रेणैव जय्यो नान्येन कर्मणा।' (૧-૫-૧૬).

લોકને ઇચ્છનારાઓ સંન્યાસ (ત્યાગ) કરે છે' આવો નિશ્ચય કરવો યોગ્ય જ છે.

અવિદ્યાની નિવૃત્તિ થયા પછી પોતાના આત્મામાં સ્થિત થવું એ જ આત્મલોકની પ્રાપ્તિ છે, તેથી જેને આત્મલોકની જ ઇચ્છા છે, તેના માટે બધી ક્રિયાઓથી ઉપરત થવું એ જ આત્મલોકનું મુખ્ય તેમ જ અંતરંગ સાધન છે, જેવી રીતે બાહ્ય ત્રણે લોકોનું સાધન પુત્રાદિ જ છે. પુત્રાદિ કર્મ આત્મલોકનાં સાધન નથી તેમ જ પુત્રાદિ કર્મ અને સંન્યાસ બંનેનું એકસાથે હોવું એ અસંભવ છે; તેથી અમે એમને પરસ્પર વિરુદ્ધ હોવાનું કહીએ છીએ. એટલા માટે આત્મલોકની ઇચ્છા કરનારાઓએ પરિવ્રાજક થઈ જ જવું; અર્થાત્ તેમણે બધી ક્રિયાઓથી નિવૃત્ત થઈ જ જવું જોઈએ. જેવી રીતે બાહ્ય ત્રણે લોકોની ઇચ્છાવાળાઓ માટે પુત્રાદિ નિયત સાધનોનું વિધાન કરવામાં આવ્યું છે, એવી જ રીતે આત્મલોકને ઇચ્છનારા બ્રહ્મવેત્તા માટે તમામ એષણાઓની નિવૃત્તિરૂપ પારિવ્રાજ્ય—સંન્યાસ વિધાનનું છે જ.

પરંતુ તે આત્મલોકને ઇચ્છનારા પુરુષો સંન્યાસ કરે જ છે—એમ શાથી કહેવાય છે? એમાં શ્રુતિ અર્થવાદ વાક્યરૂપથી હેતુ દેખાડે છે—'एतद्ध स्म वै तत्'—તે પારિવ્રાજ્યમાં આ કારણ બતાવવામાં આવે છે:—પ્રસિદ્ધ છે કે પૂર્વ અર્થાત્ ભૂતકાળના વિદ્વાન આત્મજ્ઞ પ્રજા, કર્મ અને અપરબ્રહ્મવિદ્યાની (કામના નથી કરતા)—'प्रजाम्' આ પદથી અહીં ઇહલોક, પિતૃલોક અને દેવલોક—આ ત્રણેય લોકોનાં ત્રણેય સાધનોનો, જેમને 'પ્રજા' શબ્દથી બતાવવામાં આવ્યાં છે તેમનો નિર્દેશ કરવામાં આવે છે. પ્રજાનું શું કરે છે? તેમની કામના નથી કરતા અર્થાત્ બાહ્ય ત્રણે લોકના પુત્રાદિ સાધનોનું અનુષ્ઠાન નથી કરતા.

શંકા: પરંતુ અપરબ્રહ્મની ઉપાસનાનું અનુષ્ઠાન તો કરે જ છે; કારણ કે તેના જ બળથી વ્યુત્થાન થાય છે.

સમાધાન: ના, કારણ કે તેનો તો અપવાદ કરવામાં આવ્યો છે 'જે આત્માથી બ્રહ્મને જુદું જાણે છે તેને બ્રહ્મ પરાસ્ત કરી દે

છે.' '(જે સર્વને આત્માથી પૃથક્ જાણે છે) સર્વ તેને પરાસ્ત કરી નાખે છે.' આ પ્રમાણે શ્રુતિ 'અપર બ્રહ્મદર્શન'નો પણ અપવાદ જ કરે છે; કારણ કે અપર બ્રહ્મનો પણ સર્વના ભીતર જ અંતર્ભાવ છે. 'જ્યાં અન્યને નથી જોતો' આવું પણ કહ્યું જ છે. વળી 'બ્રહ્મ અપૂર્વ, અનપર, અનન્તર અને અબાહ્ય છે' આ પ્રમાણે બ્રહ્મમાં પૂર્વ, અપર, બાહ્ય તેમ જ અંતરદષ્ટિઓનો પણ પ્રતિષેધ કર્યો જ છે અને 'તે સમયે કોના દ્વારા કોને જાણે?' આમ પણ કહ્યું જ છે. તેથી આત્મદર્શન સિવાય વ્યુત્થાનના કોઈ અન્ય કારણની અપેક્ષા નથી.

તો પછી (વ્યુત્થાન કરવામાં) તેમનો શો અભિપ્રાય હોય છે? તે કહે છે: અમે પ્રજારૂપ સાધનથી કયું પ્રયોજન–ફળ અર્થાત્ સાધ્ય પ્રાપ્ત કરીશું? પ્રજાને તો બાહ્ય લોકનું સાધન સમજવામાં આવી છે અને તે બાહ્ય લોક અમારા માટે આત્માથી ભિન્ન નથી; અમારા માટે તો બધું આત્મસ્વરૂપ જ છે અને અમે પણ બધાંના આત્મસ્વરૂપ જ છીએ તેમ જ અમારો આત્મા પણ આત્મા હોવાથી જ કોઈ સાધનથી ઉત્પાદ્ય, આપ્ય, વિકાર્ય અથવા સંસ્કાર્ય નથી; અને જે આમ કહેવાયું છે કે 'કર્મ આત્મયાજીના સંસ્કાર માટે છે, તે પણ દેહ અને ઇંદ્રિયોમાં આત્મબુદ્ધિ કરવા માટે લક્ષ્યરૂપે છે; કારણ કે એના દ્વારા મારા આ અંગનો સંસ્કાર થાય છે–આ પ્રમાણે શ્રુતિથી તેમાં અંગાંગીપણાનો ભાવ જણાય છે. જે નિરંતર એક વિજ્ઞાનઘનરસ-સ્વરૂપને જ જુએ છે, તેના માટે અંગાંગી સંસ્કારોનો અવલંબ જોવાનો સંભવ નથી, તેથી પ્રજા વગેરે સાધનોથી અમે કોઈ પણ પ્રયોજન સાધી લઈશું નહીં. જેઓ અવિદ્વાન છે, તેઓ જ તે પ્રજાદિ સાધનોથી ફળ પ્રાપ્ત કરતા હોય છે. મૃગતૃષ્ણા(ઝાંઝવા)માં પાણી જોનારો પાણી પીવા માટે તે તરફ જાય છે, તેથી તે મૃગતૃષ્ણાના સ્થળને કેવળ ઊષરમાત્ર જોનારો અને તેમાં જળનો અભાવ જોનારો હોય તેવો માણસ પણ પાણી પીવા માટે ત્યાં જાય અથવા તેણે પણ ત્યાં જવું જ જોઈએ–એમ કહેવાય નહિ અર્થાત્ તેમ કરવું ઉચિત નથી.

તેથી જ અજ્ઞાનીઓની દૃષ્ટિનો વિષય અને મૃગતૃષ્ણા વગેરે સમાન છે, તે પ્રજાદિ સાધનથી સાધ્યફળમાં અમે જે પરમાર્થ આત્મલોક-દર્શી છીએ તેમની પણ પ્રવૃત્તિ થાય તે ઉચિત નથી–આવો આનો અભિપ્રાય છે.

તે જ વાત અહીં બતાવવામાં આવે છે:–જે અમને–પરમાર્થ-દર્શીઓને આ ક્ષુધાદિ ધર્મથી રહિત તેમ જ શુભાશુભ કર્મથી અવિકાર્ય આત્મલોકરૂપ ફળ અભિપ્રેત છે; તે સાધ્યસાધનાદિ તમામ સંસારધર્મોથી રહિત આ આત્માને કોઈ પણ સાધનની અપેક્ષા નથી. જે સાધ્ય હોય છે, તેના જ સાધનની ખોજ કરાય છે; અસાધ્યના સાધનની ખોજ કરવામાં તો જાણે જળબુદ્ધિથી સ્થળમાં તરવા જેવું અથવા આકાશમાં પક્ષીના પગોનાં ચિહ્નોની ખોજ કરવા જેવું છે. તેથી આ આત્માને જાણીને બ્રાહ્મણો સર્વ કંઈ છોડીને ચાલ્યા જાય (સંન્યાસી થઈ જાય), કોઈ કર્મનો આરંભ ન કરે–આવું આનું તાત્પર્ય છે; કારણ કે આ પ્રમાણે જાણનારા પહેલાંના બ્રાહ્મણો પણ પ્રજાની ઇચ્છા કરનારા ન હતા.

તેઓ આ પ્રમાણે સાધ્યસાધનરૂપ વ્યવહારની નિંદા કરતા રહીને 'આ બધો અજ્ઞાનીઓનો વિષય છે' આમ વિચારી શું કરતા હતા, તે કહે છે–'તેઓ' ખરે જ પુત્રની ઇચ્છા, ધનની ઇચ્છા અને લોક (સ્વર્ગ વગેરે) મેળવવાની ઇચ્છાથી અળગા રહીને ભિક્ષા માગીને નિર્વાહ કરતા હતા' આ પ્રમાણે એની વ્યાખ્યા ઉપર કરવામાં આવી છે.

તેથી આત્મલોકની ઇચ્છા કરનારાએ પ્રવ્રજન કરવું–સંન્યાસી થઈ જવું–આ પ્રમાણે આ વિધિ અર્થવાદ સાથે સંગત થાય છે. આ અર્થવાદ સહિત વિધિવાક્ય આત્મલોકની સ્તુતિ માટે હોવાનો સંભવ નથી; 'प्रव्रजन्ति' આ વિધિવચનનો અર્થવાદરૂપ 'एतद्ध स्म' ઇત્યાદિ આગળનો ગ્રંથ છે. જો 'प्रव्रजन्ति' આ વચન પણ અર્થવાદ જ હોત તો એને બીજા અર્થવાદની અપેક્ષા હોત નહીં. પરંતુ 'प्रव्रजन्ति' આ ગ્રંથને 'एतद्ध स्म' ઇત્યાદિ અર્થવાદની અપેક્ષા છે જ.

કારણ કે પ્રજાદિ કર્મોથી નિવૃત્ત થયેલા પહેલાંના વિદ્વાનો પ્રવ્રજિત થયેલા જ હતા, તેથી આધુનિક બ્રહ્મવેત્તા પણ 'प्रव्रजन्ति' અર્થાત્ પ્રવ્રજન કરે (સંન્યાસ કરે); આ પ્રમાણે સંબંધ રાખનારું વાક્ય આત્મલોકની સ્તુતિ માટે હોવાનો સંભવ નથી; કારણ કે વિજ્ઞાન અને વ્યુત્થાનનો કર્તા એક જ છે—આવો શ્રુતિનો ઉપદેશ છે-વગેરે કથનથી આ વાત અમે પહેલાં કહી ચૂક્યા છીએ.

વેદાનુવચનાદિની સાથે એનો પાઠ હોવાથી પણ આ સ્તુત્યર્થક હોઈ શકતું નથી; જેવી રીતે આત્મજ્ઞાનના સાધનરૂપથી વિહિત વેદાનુ-વચનાદિથી યથાર્થ છે—અર્થવાદ નથી, તેવી જ રીતે તેમની સાથે જ ભણવામાં આવેલા પારિવ્રાજ્ય(સંન્યાસ)નું પણ આત્મલોકની પ્રાપ્તિનું સાધન હોવાને લીધે અર્થવાદ હોવાનું ઉચિત નથી.

ફળવિભાગનો ઉપદેશ અપાયાને લીધે પણ આ સ્તુત્યર્થક નથી. 'આ આત્મલોકને જ જાણીને' આ વાક્યથી શ્રુતિ અન્ય લોકોથી આત્માનો ફલાન્તરરૂપથી વિભાગ કરે છે. જેમ કે આ લોક પુત્રથી જ પ્રાપ્ત કરાય તેવો છે, કોઈ અન્ય કર્મથી નહીં; તેમ જ 'કર્મથી પિતૃ-લોક પ્રાપ્તવ્ય છે' આ વાક્ય દ્વારા પુત્ર આદિ સાધનોનો ફળવિભાગ કરાયો છે.

આ સિવાય અન્ય પ્રમાણથી પ્રાપ્ત(વાયુ આદિ)ના સમાન પણ 'प्रव्रजन्ति' આ વાક્ય સ્તુતિપરક (અર્થવાદ[1]) હોઈ શકતું

---

[1] અર્થવાદ ત્રણ પ્રકારના હોય છે: ગુણવાદ, અનુવાદ અને ભૂતાર્થવાદ. જ્યાં અન્ય પ્રમાણો સાથે વિરોધ હોય તે ગુણવાદ કહેવાય છે. જેમ કે 'आदित्यो यूपः' વગેરે વાક્યમાં યૂપ (યજ્ઞક્રિયા-માં પશુને બાંધવા માટે રાખેલા કાષ્ઠને)—ખીલાને સૂર્ય કહ્યો છે, જે પ્રત્યક્ષ અનુભવની વિરુદ્ધ છે. એવી જ રીતે જે અન્ય પ્રમાણો દ્વારા જ્ઞાત અર્થનો બોધ કરાવે છે, તેને અનુવાદ કહેવાય છે. જેમ કે 'अग्निर्हिमस्य भेषजम्' (ટાઢનું ઓસડ અગ્નિ છે) વગેરે. અગ્નિથી ટાઢ દૂર થતી હોવાનું પ્રત્યક્ષ છે. એ સિવાય જે અન્ય પ્રમાણોથી ન તો

નથી. વળી બીજાં પ્રધાન કર્મોની જેમ એને અર્થવાદની અપેક્ષા પણ છે.[૨] જો શ્રુતિમાં એ એક જ વાર સંભળાત તો આ અવિવક્ષિત તેમ જ સ્તુતિપરક મનાત; પણ એ તો અનેક વાર સંભળાયેલ છે. તેથી આ આત્મલોકની સ્તુતિ માટે છે–આવો વિચાર ભ્રાંતિ જ છે.

અનુષ્ઠાન કરવા યોગ્ય પારિવ્રાજ્યથી કોઈની સ્તુતિ થઈ શકતી નથી. અનુષ્ઠાન કરવા યોગ્ય હોઈને પણ જો પારિવ્રાજ્ય બીજાની સ્તુતિ માટે હોઈ શકે, તો દર્શપૂર્ણમાસાદિ અનુષ્ઠેય કર્મ પણ બીજાની સ્તુતિ માટે જ સિદ્ધ થશે. આ આત્મજ્ઞાનરૂપ વિષય સિવાય બીજે ક્યાંય એની કર્તવ્યતા જાણવામાં આવી નથી કે જેથી

---

જ્ઞાત હોય કે ન વિરુદ્ધ જ હોય તે અર્થનો બોધક વાક્ય ભૂતાર્થવાદ કહેવાય છે. જેમ કે 'इन्द्रो वृत्राय वज्रमुदयच्छत्' (ઇંદ્રે વૃત્રાસુરને મારવા માટે વજ્ર ઉગામ્યું) વગેરે.

'प्रव्रजन्ति'માં કોઈ પણ પ્રકારના અર્થવાદની સંભાવના નથીઃ એનું જ અહીં વારંવાર સમર્થન કરવામાં આવ્યું છે. 'અન્ય પ્રમાણથી મળ્યા સમાન' આમ કહીને અહીં અનુવાદરૂપ અર્થવાદ ખંડન કરવામાં આવ્યું છે. જેમ કે 'वायुर्वै क्षेपिष्ठा देवता' (વાયુ ઝડપથી ચાલનારો દેવતા છે) આ એક વાક્ય છે. વાયુનું શીઘ્રગામી હોવું પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે, તેથી આ કેવળ અનુવાદ–અનુકથન હોવાને કારણે અર્થવાદ છે. પરંતુ તેની પેઠે 'प्रव्रजन्ति' (સંન્યાસ લે છે) આ વચન કોઈની સ્તુતિ કરનારું નથી; કારણ કે આ અન્ય પ્રમાણોથી જ્ઞાત નથી.

૨ એ સિવાય જે પ્રધાનકર્મ હોય છે, તેમની જ ફળાદિને કારણે સ્તુતિ કરાય છે, તેઓ પોતે કોઈની સ્તુતિ હોતાં નથી; જેવી રીતે દર્શપૂર્ણમાસાદિ પ્રધાન કર્મોની તેમનાં ફળ સ્વર્ગની પ્રાપ્તિ વગેરેથી સ્તુતિ કરાય છે, તેવી જ રીતે પારિવ્રાજ્યની પણ આત્મલોકની પ્રાપ્તિને કારણે સ્તુતિ કરવામાં આવી છે; જ્યારે એ પોતે કોઈની સ્તુતિ કરતું નથી. આથી પણ એનો અર્થવાદ હોવાનો સંભવ નથી.

અહીં એ સ્તુત્યર્થક થાય. જો ક્યાંય પારિવ્રાજ્ય(સંન્યાસ)ની વિધિની કલ્પના કરાય તો અહીં જ મુખ્ય વિધિ થાય; બીજે એ વિધિ થવાનો સંભવ નથી. જો (કર્મના) અનધિકારના વિષયમાં પારિવ્રાજ્યની કલ્પના કરાય, તો તેના માટે તો પારિવ્રાજ્યની જેમ વૃક્ષ આદિ પર ચઢવા વગેરેની પણ કલ્પના કરી શકાય છે; કારણ કે કર્તવ્યરૂપથી જ્ઞાત ન હોવામાં બન્ને સમાન છે.[૧] તેથી આ વાક્ય સ્તુતિરૂપ હોવાની લેશમાત્ર પણ કલ્પના કરી શકાય નહીં.

શંકા : જો આત્મરૂપ લોકની ઇચ્છા કરવામાં આવે છે, તો તેની પ્રાપ્તિનાં સાધનરૂપથી કર્મોનો જ આરંભ શાથી નથી કરવામાં આવતો, પારિવ્રાજ્યથી શું પ્રયોજન છે?

સમાધાન : એ વિષે અમારું કહેવાનું એ છે કે, આ આત્મ-લોકનો કર્મોની સાથે કોઈ સંબંધ ન હોવાને કારણે એના માટે કર્મોનો આરંભ કરવામાં આવતો નથી. માણસો જે આત્માની ઇચ્છા રાખી સંન્યાસ કરે, તે આત્માનો સાધનરૂપથી, ફળરૂપથી અથવા ઉત્પાદ્ય, આપ્ય, સંસ્કાર્ય, વિકાર્ય—આ ચાર પ્રકારોમાંથી કોઈ પણ એક રૂપથી કર્મોની સાથે સંબંધ નથી હોતો. તેથી 'તે નેતિ-નેતિ આ પ્રમાણે નિર્દેશ કરાયેલો આત્મા અગૃહ્ય છે, તે ગ્રહણ કરાતો નથી'—વગેરે વચનોથી બતાવવામાં આવેલાં લક્ષણોવાળો છે.

કારણ કે આવાં લક્ષણોવાળો આત્મા કર્મનાં ફળ કે સાધનથી અસંબદ્ધ તમામ સંસારધર્મોથી રહિત, ક્ષુધાદિ ધર્મોથી પર, અસ્થૂલત્વ આદિ ધર્મોથી યુક્ત, અજન્મા, અજર, અમર, અમૃત, અભય, મીઠાના ગાંગડાની જેમ કેવળ વિજ્ઞાનરસસ્વરૂપ, સ્વયંજ્યોતિ, એકમાત્ર અદ્વિતીય, અપૂર્વ, અનપર (જેનાથી ચડિયાતું બીજું કોઈ તત્ત્વ ન હોય) અનંતર અને અબાહ્ય છે—આવો આગમ અને તર્ક દ્વારા નિશ્ચય કરવામાં આવ્યો છે અને ખાસ કરીને અહીં આ જનક ને

---

૩ અર્થાત્ અનધિકારીને માટે નથી તો સંન્યાસને કર્તવ્ય બતાવવામાં આવ્યું કે ન વૃક્ષ વગેરે પર ચઢવા વગેરેનેય.

યાજ્ઞવલ્ક્યના સંવાદમાં એનું નિરૂપણ કરવામાં આવ્યું છે; તેથી આવાં લક્ષણોવાળા આત્માને આત્મસ્વરૂપથી જાણ્યા પછી કર્મનો આરંભ થવાનો સંભવ નથી. માટે આત્મા નિર્વિશેષ છે.

આંખવાળો કોઈ પણ માણસ દિવસના સમયે રસ્તામાં ચાલતી વખતે કૂવામાં કે કાંટા–ઝાંખરાઓમાં પડતો નથી, ને કર્મના પણ તમામ ફળનો જ્ઞાનના ફળમાં જ અંતર્ભાવ થઈ જાય છે. વળી જે વસ્તુ અનાયાસે જ મળી શકે છે, તેના માટે ડાહ્યો માણસ પ્રયત્ન પણ કરતો નથી. કહ્યું છે કે, ' જો ખોળામાં જ મધ મળી આવે તો પછી પહાડ પર જવાની જરૂર શી? ઇષ્ટ વસ્તુ મળી ગયા પછી કયો સમજદાર માણસ તેના માટે યત્ન કરે?' વળી ગીતામાં કહ્યું છે કે, ' હે પાર્થ! તમામે તમામ કર્મ જ્ઞાનમાં પૂર્ણપણે સમાપ્ત થઈ જાય છે.' અહીંયાં પણ એ જ કહ્યું છે કે બ્રહ્મવેત્તાએ પ્રાપ્ત કરવા યોગ્ય આ જ પરમાનંદના અંશને સહારે–એના આશ્રયે બીજાં બધાં પ્રાણીઓ જીવિત રહે છે. તેથી બ્રહ્મવેત્તાઓ માટે કર્મના આરંભની આવશ્યકતા નથી.

સર્વ ઇચ્છાઓથી નિવૃત્ત થઈને ' તે આ આત્મા આવો નથી ' આ પ્રમાણે આત્માને આત્મરૂપથી જાણીને તદ્રૂપથી જ વિદ્યમાન રહે છે, તેથી આ પ્રમાણે જાણનારા આ ' નેતિ–નેતિ ' આત્મસ્વરૂપ થયેલા પુરુષને આ આગળ બતાવવામાં આવનારા બન્ને પ્રાપ્ત થતા નથી, તે ઉચિત જ છે–આ પ્રમાણે ' इति ' શબ્દની આગળ ' युक्तमेव ' આ વાક્યશેષ છે. તે (પ્રાપ્ત ન થનારા) બે શું છે, ને કહે છે: (પહેલી વાત એ છે કે) ' अतः ' અર્થાત્ આ નિમિત્તથી એટલે ' શરીરધારણ વગેરેને લીધે મેં પાપકર્મ કર્યું, આ મારા માટે ભારે કલેશનું કારણ થયું, આ પાપકર્મને લીધે હું નરકમાં જઈશ '–આ પ્રમાણે જેણે પાપકર્મ કર્યું છે, તે પુરુષનો જે આ પશ્ચાત્તાપ છે તે આ ' નેતિ નેતિ ' આ શ્રુતિથી વર્ણવાયેલા આત્મસ્વરૂપને પામેલા પુરુષને થતો નથી.

એવી જ રીતે (બીજી વાત એ છે:) 'અતઃ—આ ફળવિષયક કામનારૂપ નિમિત્તથી મેં કલ્યાણ—યજ્ઞદાનાદિરૂપ પુણ્ય અર્થાત્ શુભ કર્મ કર્યું છે, તેથી હું બીજા શરીરમાં એનું ફળરૂપ સુખ ભોગવીશ'—આ પ્રકારનો હર્ષ પણ તેને થતો નથી. આ બ્રહ્મવેત્તા આ પાપ-પુણ્યરૂપ બન્ને પ્રકારનાં કર્મોથી તરી જાય છે. આ પ્રમાણે બ્રહ્મવેત્તા સંન્યાસીનાં જે પૂર્વજન્મમાં કરેલાં હોય છે તે, અને જે આ જન્મમાં કર્યાં હોય છે તે—બન્નેય પ્રકારનાં 'કર્મ' ક્ષીણ થઈ જાય છે ને નવાં કર્મોનો પણ આરંભ થતો નથી.

એવી જ રીતે એને કૃત અને અકૃત—નિત્ય અનુષ્ઠાન અર્થાત્ રોજ કરાતાં કર્મોને કૃત અને તે ન કરવાને અકૃત—એવાં તે કૃત અને અકૃત પણ એને સંતાપતાં નથી. જે અનાત્મજ્ઞ છે—આત્માને જાણતો નથી તેને જ કૃત તો ફળ આપીને અને અકૃત પ્રત્યવાય-વિઘ્ન ઉત્પન્ન કરીને સંતાપે છે. આ બ્રહ્મવેત્તા તો આત્મજ્ઞાનરૂપ અગ્નિથી તમામ કર્મોને ભસ્મ કરી નાખે છે, જેવી રીતે 'પ્રજ્વલિત અગ્નિ ઇંધણાંને બાળી નાખે છે—રાખ કરી દે છે' આ સ્મૃતિથી સિદ્ધ થાય છે. જે (પ્રારબ્ધ-રૂપે) નવા શરીરની ઉત્પત્તિ કરાવનારાં સારાં-નરસાં કર્મ હોય છે, તેમનો તો ભોગવવાથી જ ક્ષય થાય છે, તેથી બ્રહ્મવેત્તાનો કર્મ સાથે સંબંધ નથી. ૨૨

## બ્રહ્મવેત્તાની સ્થિતિ અને યાજ્ઞવલ્ક્ય પ્રતિ જનકનું આત્મસમર્પણ

**तदेतदृचाभ्युक्तम् । एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्धते कर्मणा नो कनीयान् । तस्यैव स्यात् पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेनेति । तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति विपापो विरजोऽविचिकित्सो**

ब्राह्मणो भवत्येष ब्रह्मलोकः सम्राडेनं प्रापितोऽसीति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते विदेहान् ददामि मां चापि सह दास्यायेति ॥२३॥

तत् एतत्=તે આ જ વાત, ऋचा=મંત્ર દ્વારા, अभ्युक्तम्=કહેવામાં આવી છે, एषः=આ આત્મા, ब्राह्मणस्य=બ્રહ્મવેત્તાનો, नित्यः महिमा=નિત્ય મહિમા છે, कर्मणा=કર્મથી, न वर्धते=વધતો નથી, नो कनीयान्=ઘટતો પણ નથી, तस्य एव=તેના જ, पदवित् स्यात्=સ્વરૂપને જાણનારા થવું જોઈએ, तम् विदित्वा=તેને જાણ્યા પછી, पापकेन कर्मणा=પાપ-કર્મથી, न लिप्यते इति=લેપાતો નથી, तस्मात्=તેથી, एवंवित्=આ પ્રમાણે જાણનારો, शान्तः=શાંત, दान्तः=અંતઃકરણની તૃષ્ણાથી નિવૃત્ત થયેલો, उपरतः=બધી ઇચ્છાઓથી વિરામ પામેલો, तितिक्षुः=સુખ-દુઃખને સહન કરનારો, समाहितः भूत्वा=એકાગ્રમનવાળો થઈને, आत्मनि एव=આત્મામાં જ, आत्मानम् पश्यति=આત્માને જુએ છે, सर्वम् आत्मानम् पश्यति=સર્વ કંઈ આત્મારૂપે જુએ છે, एनम्=આ પ્રમાણે જોનારા બ્રહ્મવેત્તાને, पाप्मा न तरति=પાપ-પુણ્યરૂપી દોષ લાગતો નથી, सर्वम् पाप्मानम् तरति=એ તમામ પાપોને તરી જાય છે, एनम् पाप्मा न तपति=એને પાપ સંતાપતું નથી, सर्वम् पाप्मानम् तपति=બધાં પાપોને એ સંતાપે છે, विपापः=એ પાપરહિત થાય છે, विरजः=નિષ્કામ (અને), अविचिकित्सः=સંશય વિનાનો, ब्राह्मणः भवति=બ્રહ્મવેત્તા થાય છે, एषः ब्रह्मलोकः=આ બ્રહ્મલોક છે, सम्राट्=હે સમ્રાટ! एनम्=આ બ્રહ્મલોકને, प्रापितः असि=તમે પ્રાપ્ત થયા છો, इति ह याज्ञवल्क्यः उवाच=આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે (જનકને) કહ્યું, सः अहम्=તે હું (જનક), भगवते=આપ મહાનુભાવને, विदेहान् ददामि=વિદેહનું રાજ્ય આપું છું, (विदेहैः) सह च माम् अपि=વિદેહ દેશ આપવા સાથે મારી જાતને પણ, दास्याय कर्मणे (ददामि) इति=દાસ–સેવક તરીકેનું કામ કરવા માટે (આપને) આપું છું.

એ જ વાત વેદના નીચેના મંત્રમાં કહી છે: બ્રહ્મને જાણનારા–બ્રહ્મવેત્તાનો આ નિત્યનો મહિમા કર્મ વડે વધતો નથી કે ઘટતો નથી. તે મહિમાને માણસે જાણવો જોઈએ. એને જાણ્યા પછી માણસ પાપકર્મ વડે લેપાતો નથી.

તેથી જે માણસને આ જ્ઞાન હોય, તે શાંત થાય છે; સંયમી થાય છે; તેના વિકારો શાંત પડી જાય છે; તે સહનશીલ બને છે; તેનું મન એકાગ્ર થાય છે. તે આત્મામાં જ આત્માને જુએ છે; સહુને આત્મારૂપે જુએ છે. આ પ્રમાણે જોનારા બ્રહ્મવેત્તાને પાપપુણ્યરૂપી દોષ લાગતો નથી. એ તમામ પાપોને તરી જાય છે. પાપ એને સતાવી શકતું નથી; તે પાપમાત્રને સતાવે છે. જ્યારે તે પાપ વિનાનો થાય છે; શુદ્ધ ને નિષ્કલંક થાય છે અને તેને કશી શંકા રહેતી નથી, ત્યારે તે બ્રાહ્મણ (બ્રહ્મવેત્તા) બને છે. હે સમ્રાટ ! આ સ્થિતિને જ બ્રહ્મલોક કહે છે, તે તમને પ્રાપ્ત થયો છે. આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે જનકને કહ્યું.

આથી જનકે કહ્યું : ભગવન્ ! આ વિદેહ દેશ હું આપને આપું છું અને સાથે હું મારા પિંડને પણ દાસકર્મ માટે આપું છું. ૨૩

**ભાષ્ય:** બ્રાહ્મણ–વેદ દ્વારા કહેવામાં આ વાત ઋચા અર્થાત મંત્ર દ્વારા પણ કહેવામાં આવી–પ્રકાશિત કરવામાં આવી. આ 'નેતિ નેતિ' વગેરે શ્રુતિ દ્વારા લક્ષિત આત્મા નિત્ય મહિમા છે; બીજા જે મહિમાઓ છે, તે તો કર્મ દ્વારા સંપન્ન થયેલા છે તેથી અનિત્ય છે. પરંતુ બ્રાહ્મણ અર્થાત્ તમામ એષણાઓનો ત્યાગ કરનારા બ્રહ્મવેત્તાનો આ તેમનાથી ભિન્ન મહિમા સ્વાભાવિક હોવાને કારણે નિત્ય છે.

એની નિત્યતા શાથી છે, એ વિષે શ્રુતિ હેતુ બતાવે છે: આ

કર્મથી વધતી નથી અર્થાત્ કરેલાં શુભરૂપ કર્મથી આ વૃદ્ધિરૂપ વિકારને પામતી નથી; તેમ જ અશુભ કર્મથી કનીયાન–ક્ષયરૂપ વિકારને પ્રાપ્ત થતી નથી. બધા વિકારો વૃદ્ધિ અથવા ક્ષયના જ હેતુભૂત છે, તેથી આ બે વિકારોના પ્રતિષેધ દ્વારા તે બધાયનો પ્રતિષેધ કરવામાં આવે છે, તેથી 'અવિક્રિય' હોવાને લીધે આ નિત્ય મહિમા છે. માટે તે મહિમાના જ પદવિત્–સ્વરૂપને જાણનારા થવું જોઈએ. ('પદ્યતે ઇતિ પદમ્' આ વ્યુત્પત્તિ અનુસાર) જેની પ્રતિપત્તિ અર્થાત્ જ્ઞાન થાય છે, તે પદ છે. તે પદનો વેત્તા (જાણનારો) 'પદવિત્' કહેવાય છે.

તે પદને જાણવાથી શું થાય, તે કહે છે: તે મહિમાને જાણ્યા પછી માણસ પાપ–ધર્માધર્મરૂપ કર્મથી લેપાતો નથી. જ્ઞાની માટે તો (પાપ-પુણ્ય) બંને પાપના સમાન જ છે.

કારણ કે આ પ્રમાણે આ 'નેતિ નેતિ' વગેરે લક્ષણવાળો બ્રાહ્મણનો મહિમા કર્મ સાથે સંબંધ ધરાવનારો નથી, તેથી આ પ્રમાણે જાણનારો શાંત–બહારના ઇંદ્રિય વ્યાપારથી ઉપશાંત, દાન્ત–અંતઃકરણની તૃષ્ણાથી નિવૃત્ત, ઉપરત–તમામ પ્રકારની એષણાઓથી તદ્દન નિવૃત્ત સંન્યાસી, તિતિક્ષુ–સુખ-દુઃખ, ટાઢ-તડકો વગેરે દ્વંદ્વ-જોડકાંને સહન કરનારો અને સમાહિત–ઇંદ્રિય અને અંતઃકરણના ચલનરૂપથી વ્યાવૃત્ત થઈને–પાછું વળીને એકાગ્રરૂપથી સમાહિત થઈને –આ જ વાત પહેલાં 'બાલ્ય અને પાંડિત્યને પૂર્ણપણે જાણી લઈ' આ વાક્યથી કહેવામાં આવી છે–આત્મામાં અર્થાત્ દેહેંદ્રિયસંઘાતરૂપ પોતાની અંદર અંતર્વર્તી ચેતન આત્માને જુએ છે.

તો શું તે શરીરમાં તે તેટલા જ પરિમાણવાળા પરિચ્છિન્ન આત્માને જુએ છે? એના ઉત્તરમાં કહે છે: 'ના.' તે બધાંને આત્મા-રૂપે જ જુએ છે. આત્મા સિવાયની બીજી કોઈ વસ્તુ વાળના અગ્ર-ભાગ બરાબર પણ નથી–આ પ્રમાણે તે જુએ છે. તે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિસંજ્ઞક ત્રણે અવસ્થાઓનો ત્યાગ કરી મનન કરવાને કારણે મુનિ થઈ જાય છે.

આ પ્રમાણે જોનારા આ બ્રહ્મવેત્તાને પુણ્ય-પાપરૂપી દોષ લાગતો નથી. ઊલટું આ બ્રહ્મજ્ઞાની તો બધાં પાપોને તરી જાય છે–તેને આત્મભાવથી જ વ્યાપ્ત–આક્રાંત કરી લે છે. એને કૃતાકૃતરૂપ પાપ ઇષ્ટ ફળ આપીને તેમ જ હરકત ઊભી કરીને સતાવતું નથી ને આ બ્રહ્મવિત્ સમસ્ત પાપને તપ્ત કરે છે એટલે કે સર્વાત્મદર્શનરૂપ અગ્નિ વડે ભસ્મ કરી નાખે છે.

તે આ પ્રમાણે જાણનારો આ વિપાપ–ધર્માધર્મહીન, વિરજ–વિગતરજ–કામને ' રજ ' કહેવામાં આવે છે તેથી નિષ્કામ, અવિચિકિત્સિત–સંશય વિનાનો અને ' હું સર્વાત્મા પરબ્રહ્મ છું ' આ પ્રમાણે જેનો નિશ્ચય છે, એવો તે બ્રાહ્મણ થઈ જાય છે.

આ અવસ્થામાં આવી સ્થિતિએ પહોંચેલો આ બ્રહ્મવેત્તા જ મુખ્ય બ્રાહ્મણ છે. આ બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ થતાં પહેલાં તો એનું બ્રાહ્મણત્વ ગૌણ જ છે (મુખ્ય નથી). આ બ્રહ્મલોક છે–બ્રહ્મ જ લોક છે અર્થાત્ મુખ્ય (પ્રધાન) તેમ જ ઉપચારરહિત સર્વાત્મભાવરૂપ બ્રહ્મલોક આ જ છે. હે સમ્રાટ ! આ ' નેતિ–નેતિ ' ઇત્યાદિ રૂપથી લક્ષિત અભય બ્રહ્મલોકમાં તમને પહોંચાડી દીધા–આમ યાજ્ઞવલ્કયે કહ્યું.

આ પ્રમાણે યાજ્ઞવલ્કય દ્વારા બ્રહ્મભાવને પ્રાપ્ત કરાયેલા બ્રહ્મભૂત જનકે ઉત્તર આપ્યો : આપના વડે બ્રહ્મભાવને પમાડાયેલો એવો હું આપ મહાનુભાવને વિદેહ દેશ અર્થાત્ મારું પોતાનું આખું રાજ્ય આપું છું તેમ જ વિદેહ દેશની સાથે સાથે પોતાની જાતને પણ દાસ્ય–દાસકર્મ માટે આપું છું–આ પ્રમાણે ' च ' શબ્દથી ' ददामि ' (આપું છું) આ ક્રિયાનો સંબંધ જોડવામાં આવે છે.

સંન્યાસ, અંગ અને ઇતિકર્તવ્યતા સહિત બ્રહ્મવિદ્યાની સર્વથા સમાપ્તિ થઈ ગઈ. પરમ પુરુષાર્થનું પર્યવસાન થઈ ગયું. માણસને માટે આટલું જ કર્તવ્ય છે, આ જ નિષ્ઠા છે, આ જ પરાગતિ છે ને આ જ નિઃશ્રેયસ છે. એને પામ્યા પછી બ્રાહ્મણ કૃતકૃત્ય થઈ

જાય છે અને આ જ બધા વેદોનું અનુશાસન છે. ૨૩

## આત્મા અન્નાદ અને વસુદાન છે–આ પ્રકારની ઉપાસનાનું ફળ

**ભાષ્ય :** આ જનક–યાજ્ઞવલ્કય આખ્યાયિકામાં જે આત્માની વ્યાખ્યા કરવામાં આવી છે–

**स वा एष महानज आत्माऽन्नादो वसुदानो विन्दते वसु य एवं वेद ॥ २४ ॥**

सः वै एषः महान्=તે આ મહાન, अजः=અજન્મા, आत्मा=આત્મા, अन्नादः=અન્ન ભક્ષણ કરનારો, वसुदानः=વસુ અર્થાત્ ધન એવા કર્મફળને આપનારો છે, यः=જે, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, (सः=તે), वसु विन्दते=કર્મનાં ફળને પામે છે.

(યાજ્ઞવલ્કયે કહ્યું :) જન્મ વિનાનો તે આ મહાન આત્મા જ અનાજનો ખાનાર છે. તે જ વસુ અર્થાત્ ધનરૂપ કર્મફળને આપનારો છે, એમ જે જાણે છે, તે સર્વ કર્મફળને પામે છે. ૨૪

**ભાષ્ય :** તે આ મહાન અજન્મા આત્મા અન્નાદ–સંપૂર્ણ ભૂતોમાં સ્થિત રહીને તમામ અન્નોનો ભોક્તા, વસુદાન–વસુ અર્થાત્ ધન એટલે કે સર્વ પ્રાણીઓનાં કર્મનાં ફળને આપનારો છે; અર્થાત્ પ્રાણીઓને તેમનાં કર્મો અનુસાર ફળ સાથે જોડનારો છે. તે આ અજન્મા, અન્નાદ અને વસુદાન આત્માને જે અન્નાદ અને વસુદાન ગુણોથી યુક્ત જાણે છે, તે સર્વ ભૂતોમાં આત્મભૂત થયેલો અન્નનું ભક્ષણ કરે છે; તેમ જ જે આમ અર્થાત્ ઉપર કહેલા વિષયને જાણે છે, તે સર્વાત્મા હોવાથી જ વસુ એટલે સર્વ કર્મોના ફળને પામે છે.

અથવા જેમને (અન્ન અને ધનરૂપ) દૃષ્ટફળની ઇચ્છા છે, તેમણે પણ આવા ગુણોવાળા બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ. આથી તે અન્નાદ અને ધન પામનારો થાય છે; અર્થાત્ પ્રત્યક્ષ જ પ્રાપ્ત થનારાં અન્નાદત્વ અને ગાય, ઘોડા વગેરે ફળ સાથે તેનો યોગ થાય છે–આ

બધી વસ્તુઓ તેને મળે છે. ૨૪

## બ્રહ્મનું સ્વરૂપ અને બ્રહ્મજ્ઞની સ્થિતિનું વર્ણન

**ભાષ્ય :** હવે આ આખાય આરણ્યકમાં જે વાત કહેવામાં આવી છે, તે એકત્ર કરીને આ કંડિકામાં બતાવવામાં આવે છે કે સમસ્ત આરણ્યકનું આટલું જ તાત્પર્ય છે–

**स वा एष महानज आत्माजरोऽमरोऽमृतोऽभयो ब्रह्माभयं वै ब्रह्माभयꣳ हि वै ब्रह्म भवति य एवं वेद ॥ २५ ॥**

सः वै एषः=તે જ આ, महान् अजः आत्मा=મહાન અજન્મા આત્મા, अजरः=અજર, अमरः अमृतः अभयः ब्रह्म=અમર, અમૃત તેમ જ અભય બ્રહ્મ છે, अभयम् वै ब्रह्म=બ્રહ્મ અભય જ છે, यः एवम् वेद=જે આ પ્રમાણે જાણે છે (તે), अभयम् हि वै ब्रह्म भवति=તે નિશ્ચય અભય બ્રહ્મ થઈ જાય છે.

જન્મ વિનાના આ મહાન આત્માને ઘડપણ આવતું નથી, મોત આવતું નથી, તે અમર છે, નિર્ભય છે, બ્રહ્મ છે. બ્રહ્મ નિર્ભય છે. જે માણસ આ પ્રમાણે જાણે છે, તે નિર્ભય બ્રહ્મ બને છે. ૨૫

**ભાષ્ય :** તે જ આ મહાન અજન્મા આત્મા ઘરડો થતો નથી. તેથી અજર છે અર્થાત્ એનું વિપરિણામ થતું નથી, 'अमरः'–કારણ કે અજર છે, તેથી અમર છે; જે મરે નહીં તેને અમર કહેવાય. જે ઉત્પન્ન થાય છે અથવા જીર્ણ થાય છે, તે જ વિનષ્ટ થાય છે અથવા મરે છે; કારણ કે આ અજ અને અજર હોવાથી અવિનાશી છે, તેથી અમૃત છે; કારણ કે આ જન્મ વગેરે ત્રણ ભાવ વિકારોથી રહિત છે, તેથી બીજા ત્રણ ભાવવિકારોથી તેમ જ તેમનાથી થનારા મૃત્યુ-રૂપ કામ, કર્મ અને મોહાદિથી પણ રહિત છે–આવું આનું તાત્પર્ય છે.

તેથી જ આ અભય પણ છે. આ પ્રમાણે આ અગાઉ કહેલાં વિશેષણોવાળો છે, તેથી ભયશૂન્ય છે. ભય તો અવિદ્યાનું જ કાર્ય છે. અવિદ્યાનું કાર્ય અને ભાવવિકારોના પ્રતિષેધથી અવિદ્યાનો પ્રતિષેધ

પણ સિદ્ધ થયેલો સમજવો જોઈએ. આ પ્રકારના ગુણોથી યુક્ત આ અભય આત્મા શું છે ? બ્રહ્મ–સર્વ બાજુએથી વૃદ્ધિ પામેલો અર્થાત્ નિરતિશય મહાન બ્રહ્મ અભય જ છે. લોકમાં આ વાત પ્રસિદ્ધ છે કે બ્રહ્મ અભય છે, તેથી આવા ગુણોવાળો આત્મા બ્રહ્મ છે–આમ કહેવું ઉચિત જ છે.

જે આ પ્રમાણે ઉપર કહેલા અભય બ્રહ્મને જાણે છે, તે ખરે-ખર અભય બ્રહ્મ જ થઈ જાય છે. આ આખા ઉપનિષદનો સંક્ષિપ્ત અર્થ કહેવામાં આવ્યો. આ જ અર્થનો સારી પેઠે બોધ કરાવવા માટે આત્મામાં ઉત્પત્તિ, સ્થિતિ તેમ જ પ્રલય વગેરેની કલ્પના તથા ક્રિયા, કારક અને ફળનો 'અધ્યારોપ' કરવામાં આવેલ છે. વળી તેના અપોહન દ્વારા અર્થાત્ 'નેતિ નેતિ' ઇત્યાદિ રૂપથી અધ્યારોપિત વિશેષની નિવૃત્તિ દ્વારા ફરી તત્ત્વનું જ્ઞાન કરાવવામાં આવ્યું છે.

જેવી રીતે એકથી લઈને પરાર્ધ સુધીની સંખ્યાનું પરિજ્ઞાન કરાવવા માટે અંકોની રેખાઓ દોરીને આ પહેલી અંકરેખા એક છે, બીજી દશ છે, ત્રીજી સો છે અને ચોથી અંકરેખા હજાર છે–આ પ્રમાણે સમજાવવામાં આવે છે અને તે અંકોની રેખાઓ દ્વારા કેવળ સંખ્યાના સ્વરૂપનું જ્ઞાન કરાવાય છે; પરંતુ વાસ્તવમાં સંખ્યાનું રેખાપણું નથી. વળી જેવી રીતે અકાર વગેરે અક્ષરો શીખવનાર માણસ કાગળ, શાહી અને રેખાઓના સંયોગરૂપ ઉપાયનો આશ્રય લઈને વર્ણોનું સ્વરૂપ સમજાવી દે છે; કાગળ, શાહી વગેરે જ અક્ષરોનાં સ્વરૂપ છે–આમ સમજાવતો નથી, તેવી જ રીતે અહીં ઉત્પત્તિ વગેરે અનેક ઉપાયોનું અવલંબન કરીને એક બ્રહ્મતત્ત્વનો જ બોધ કરાવવામાં આવ્યો છે; ને પછી કલ્પિત ઉપાયથી ઉત્પન્ન થયેલા વિશેષનું નિરસન કરવા માટે 'નેતિ–નેતિ' આમ કહીને તત્ત્વનો ઉપસંહાર કર્યો છે; ને છેલ્લે તે ઉપસંહાર કરાયેલું, પરિશુદ્ધ, કેવળ જ્ઞાન જ પોતાના ફળ સહિત આ કંડિકામાં બતાવવામાં આવેલું છે. ૨૫

બૃહદારણ્યક ઉપનિષદભાષ્યમાં ચોથા અધ્યાયમાં ચતુર્થ શારીરકબ્રાહ્મણ ૪

ॐ मॉं

## પંચમ બ્રાહ્મણ

## યાજ્ઞવલ્ક્ય–મૈત્રેયી સંવાદ

**ભાષ્ય :** (બીજા અધ્યાયમાં) આગમપ્રધાન મધુકાંડ દ્વારા બ્રહ્મતત્ત્વનો નિશ્ચય કરવામાં આવ્યો. પછી (ત્રીજા અધ્યાયમાં) યુક્તિ-પ્રધાન યાજ્ઞવલ્કીય કાંડ દ્વારા તેનો જ પક્ષ-પ્રતિપક્ષ લઈને જલ્પન્યાય દ્વારા વિચાર કરવામાં આવ્યો અને ત્યાર પછી આ છઠ્ઠા પ્રપાઠક-(અર્થાત્ ચોથા અધ્યાય)માં ગુરુ–શિષ્યસંબંધથી પ્રશ્નોત્તરની શૈલી દ્વારા તેનો વિસ્તારપૂર્વક વિચાર કરીને ઉપસંહાર કરવામાં આવ્યો. અને હવે એ પછી નિગમસ્થાનીય મૈત્રેયીબ્રાહ્મણનો આરંભ કરવામાં આવે છે. વાક્યના મર્મજ્ઞોએ આ ન્યાયનો સ્વીકાર પણ કર્યો છે, જેમ કે –'હેતુનો ઉલ્લેખ કર્યા પછી પ્રતિજ્ઞાનું પુનઃકથન કરવું એને 'નિગમન' કહેવામાં આવે છે.'

અથવા આગમપ્રધાન મધુકાંડે જે સંન્યાસયુક્ત આત્મજ્ઞાનને અમૃતત્વનું સાધન હોવાનું કહ્યું છે, તે જ સસંન્યાસ આત્મજ્ઞાન તર્કથી પણ અમૃતત્વનું સાધન હોવાનું જણાય છે. યાજ્ઞવલ્કીય કાંડ તર્કપ્રધાન જ છે; તેથી આ જે અમૃતત્વનું સાધન સંન્યાસયુક્ત આત્મજ્ઞાન છે, તે શાસ્ત્ર અને તર્ક બન્નેયથી નિશ્ચિત છે. તેથી અમરપણું પ્રાપ્ત થાય એમ ઇચ્છનારા તેમ જ શાસ્ત્રમાં શ્રદ્ધા ધરાવનારા માણસોએ એ પ્રાપ્ત કરવું જોઈએ; કારણ કે શાસ્ત્ર અને યુક્તિ બન્ને દ્વારા નિશ્ચિત કરાયેલો અર્થ અવ્યભિચારી–નિર્ભેળ હોવાથી શ્રદ્ધેય હોય છે. આ અક્ષરોના અર્થની તો ચોથા પ્રપાઠક(બીજા અધ્યાય)માં જેવી રીતે વ્યાખ્યા કરવામાં આવી છે, તેવી જ અહીંયાં પણ સમજવી જોઈએ. ત્યાં જે અક્ષરોની વ્યાખ્યા નથી કરવામાં આવી, તેમની વ્યાખ્યા અમે અહીં કરીશું.

## યાજ્ઞવલ્કય અને તેમની બે સ્ત્રીઓ

**अथ ह याज्ञवल्क्यस्य द्वे भार्ये बभूवतुर्मैत्रेयी च कात्यायनी च तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभूव स्त्रीप्रज्ञैव तर्हि कात्यायन्यथ ह याज्ञवल्क्योऽन्यद् वृत्तमुपाकरिष्यन् ॥ १ ॥**

अथ ह याज्ञवल्क्यस्य द्वे भार्ये बभूवतुः=આ વાત જાણીતી છે કે યાજ્ઞવલ્કયને બે પત્નીઓ હતી, मैत्रेयी च कात्यायनी च (એકનું નામ) મૈત્રેયી અને (બીજીનું) કાત્યાયની, ह तयोः=તે બન્નેમાં, मैत्रेयी ब्रह्मवादिनी बभूव=મૈત્રેયી બ્રહ્મવાદિની હતી, स्त्रीप्रज्ञा इव=સ્ત્રીઓની બુદ્ધિ જેવી બુદ્ધિવાળી, तर्हि=તે સમયે, कात्यायनी (आसीत्)=કાત્યાયની હતી. अथ ह=આવી સ્થિતિમાં, याज्ञवल्क्यः=યાજ્ઞવલ્કયે, अन्यत् वृत्तम् उपाकरिष्यन्=બીજા પ્રકારની ચર્ચાનો આરંભ કરવાની ઇચ્છાથી કહ્યું.

યાજ્ઞવલ્કયને બે પત્નીઓ હતી. એકનું નામ મૈત્રેયી અને બીજીનું નામ કાત્યાયની હતું. તેમાં મૈત્રેયીને બ્રહ્મજ્ઞાનમાં રસ હતો અને કાત્યાયની સાધારણ સ્ત્રીને યોગ્ય બુદ્ધિવાળી હતી. યાજ્ઞવલ્કયને ગૃહસ્થાશ્રમ છોડી વનમાં જવાનો વિચાર થયો હતો. ૧

**ભાષ્ય :** ‘अथ’ આ શબ્દ એવું બતાવવા માટે છે કે આ સિદ્ધાંતપ્રતિપાદક પ્રકરણ હેતુનો ઉપદેશ કર્યા પછી આરંભ કરવામાં આવ્યો છે; કારણ કે એ પહેલાં હેતુપ્રધાન વાકયો કહેવાઈ ગયાં છે, ત્યાર પછી હવે આગમપ્રધાન મૈત્રેયીબ્રાહ્મણ દ્વારા પહેલાં પ્રતિજ્ઞા કરાયેલા અર્થનું નિગમન કરવામાં આવે છે. ‘ह’ શબ્દ પૂર્વવૃત્તને સૂચવનારો છે.

આ વાત પ્રસિદ્ધ છે કે, યાજ્ઞવલ્કય ઋષિની બે ભાર્યાઓ–પત્નીઓ હતી. એકનું નામ મૈત્રેયી અને બીજીનું નામ કાત્યાયની હતું. તે બન્ને પત્નીઓમાં મૈત્રેયી બ્રહ્મવાદિની–બ્રહ્મ સંબંધી ભાષણ કરનારી

હતી. પરંતુ કાત્યાયની તે સમયે 'સ્ત્રીપ્રજ્ઞા'–જે પ્રજ્ઞા સ્ત્રીઓને યોગ્ય હોય, તેને સ્ત્રીપ્રજ્ઞા કહેવાય છે, જેની તે સ્ત્રીપ્રજ્ઞા અર્થાત્ ઘર સંબંધી પ્રયોજનની ખોજમાં રહેનારી બુદ્ધિ હતી, એવી સ્ત્રીપ્રજ્ઞા જ હતી. આવી સ્થિતિમાં યાજ્ઞવલ્કયે અન્ય અર્થાત્ ગૃહસ્થને લગતી પૂર્વચર્યાથી ભિન્ન સંન્યાસરૂપ ચર્યાનો આરંભ કરવાની ઇચ્છાથી (કહ્યું–) ૧

## યાજ્ઞવલ્કય મૈત્રેયી સંવાદ

**मैत्रेयीति होवाच याज्ञवल्क्यः प्रव्रजिष्यन् वा अरेऽहमस्मात् स्थानादस्मि हन्त तेऽनया कात्यायन्यान्तं करवाणीति ॥ २ ॥**

अरे मैत्रेयि=હે મૈત્રેયિ ! अहम् वै=હું, अस्मात् स्थानात्=આ સ્થાન (ગૃહસ્થાશ્રમ)થી, प्रव्रजिष्यन् अस्मि=સર્વ કંઈ છોડીને ચાલ્યો જવાનો છું અર્થાત્ સંન્યાસ લેવાનો વિચાર છે, हन्त अनया कात्यायन्या ते अन्तम् करवाणि=તેથી આ કાત્યાયની સાથે તારો ભાગ વહેંચી આપું, इति ह उवाच याज्ञवल्क्यः=આ પ્રમાણે યાજ્ઞવલ્કયે (મૈત્રેયીને) કહ્યું.

'હે મૈત્રેયિ ! હું હવે આ ગૃહસ્થાશ્રમ છોડીને અહીંથી ચાલ્યો જવાનો છું; માટે મારી જે કંઈ મિલકત છે, તે તારી ને કાત્યાયનીની વચ્ચે વહેંચી આપું.' આ પ્રમાણે યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું. ૨

**भाष्य :** 'હે મૈત્રેયિ !' આ પ્રમાણે યાજ્ઞવલ્કયે વડી પત્નીને ઉદ્દેશીને સંબોધન કર્યું ને તેને બોલાવીને કહ્યું : 'અરે મૈત્રેયિ ! હું આ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને પ્રવ્રજન–પારિવ્રાજ્ય (સંન્યાસ) સ્વીકારવાનો છું. તેથી હે મૈત્રેયિ, તું મને તારી અનુમતિ આપ ને જો તારી ઇચ્છા હોય તો આ કાત્યાયની અને તારી વચ્ચે (મિલકતની) વહેંચણી કરી આપું'–વગેરે વાકયની વ્યાખ્યા અગાઉ કરવામાં આવી છે. ૨

**सा होवाच मैत्रेयी यन्नु म इयं भगोः सर्वा पृथिवी वित्तेन**

पूर्णा स्यात् स्यां न्वहं तेनामृताऽहो३ नेति नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितꣳ स्यादमृतत्वस्य तु नाशास्ति वित्तेनेति ॥ ३ ॥

सा ह मैत्रेयी उवाच=મૈત્રેયી બોલી, भगोः=હે ભગવન્! यत् नु इयम् वित्तेन पूर्णा सर्वा पृथिवी मे स्यात्=જો આ ધનથી ભરેલી આખી પૃથ્વી મારી થઈ જાય, नु अहम् तेन अमृता स्याम्=તો શું હું તેનાથી અમર થાઉં ખરી? अहो न इति न इति ह उवाच याज्ञवल्क्यः=અરે ના રે! ના, યાજ્ઞવલ્કયે કહ્યું, यथा एव उपकरणवताम् जीवितम् स्यात्=સાધનસંપન્ન માણસોનું જેવું જીવન હોય, तथैव ते जीवितम् स्यात्=તેવું જ તારું જીવન થાય, वित्तेन अमृतत्वस्य तु आशा न अस्ति=ધનથી અમરત્વની તો આશા નથી.

મૈત્રેયીએ કહ્યું: 'ભગવન્! ધનથી ભરેલી આ પૃથ્વી મને મળે, તો એના વડે હું અમર બનું ખરી?'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'ના રે ના, સાધન સંપન્ન માણસોનું જીવન હોય છે, તેવું તારું જીવન થાય. ધન વડે અમર થવાની આશા ન રાખી શકાય. ૩

## મૈત્રેયીનો અમૃતત્વ-સાધનવિષયક પ્રશ્ન

सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान् वेद तदेव मे ब्रूहीति ॥ ४ ॥

सा ह मैत्रेयी उवाच=મૈત્રેયી બોલી, येन=જેના વડે अहम्=હું, अमृता न स्याम्=અમર ન થઈ શકું, तेन=તેનાથી, अहम्=હું, किम् कुर्याम्=શું કરું, भगवान् यद् एव वेद=અમરપણા વિષે આપ જે કંઈ જાણતા હો, तद् एव मे ब्रूहि=તે જ મને કહો.

મૈત્રેયી બોલી: 'જેના વડે હું અમર ન થઈ શકું, તે લઈને હું શું કરું? અમર બનવાની જે રીત આપ જાણતા

હો, તે જ મને કહો, ભગવન્!' ૪

**ભાષ્ય :** આ પ્રમાણે કહેવામાં આવતાં મૈત્રેયીએ કહ્યું : 'જો આ આખી પૃથ્વી ધનથી ભરાઈ જાય તો શું તે ધનથી સાધ્ય કર્મથી હું અમર બનું ખરી કે નહીં?'

યાજ્ઞવલ્કયે કહ્યું : 'ના,' બાકીનો અર્થ પહેલાં કહ્યા પ્રમાણે છે. ૩,૪

## યાજ્ઞવલ્કયનું સાન્ત્વનાપૂર્વક સમાધાન

**स होवाच याज्ञवल्क्यः प्रिया वै खलु नो भवती सती, प्रियमवृधद्धन्त तर्हि भवत्येतद् व्याख्यास्यामि ते व्याचक्षाणस्य तु मे निदिध्यासस्वेति ॥५॥**

सः ह याज्ञवल्क्यः उवाच=યાજ્ઞવલ્કયે કહ્યું, खलु नः वै भवती प्रिया सती=ખરે જ તું પહેલાં પણ અમારી પ્રિયા રહી છે, हन्त प्रियम् अवृधत्=અત્યારે પણ તેં અમારી પ્રસન્નતા વધારી છે, तर्हि=તેથી, भवति=હે દેવિ! ते=તારા પ્રતિ, एतत् व्याख्यास्यामि=એ અમૃતત્વની વ્યાખ્યા કરીશ, मे व्याचक्षाणस्य=મેં કહેલા વિષયનું, निदिध्यासस्व इति= તું ચિંતન કરજે.

યાજ્ઞવલ્કયે કહ્યું : 'મૈત્રેયી! તું મને વહાલી તો હતી જ અને હવે વધારે વહાલી બની છે. ચાલ, હું તને સમજાવું. હું જેમ જેમ સમજાવતો જાઉં, તેમ તેમ તું એના પર ઊંડો વિચાર કરજે.' ૫

**ભાષ્ય :** તેમણે કહ્યું : તું નિશ્ચય જ પહેલાં પણ અમારી પ્રિયા હતી જ, ને અત્યારે પણ અમારી પ્રસન્નતાને વધારી રહી છે—તેં સંતોષજનક નિશ્ચય કર્યો છે, તેથી હું તારા પર પ્રસન્ન છું. હવે તું, જો અમર શાથી થવાય એ જાણવા ઇચ્છતી હોય તો હે ભવતિ—હે દેવિ! હું તને તે અમૃતત્વનું સાધન સમજાવું. ૫

## આત્મા માટે જ બધી વસ્તુઓ પ્રિય હોય છે

स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति। न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति। न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवन्त्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति। न वा अरे पशूनां कामाय पशवः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पशवः प्रिया भवन्ति। न वा अरे ब्रह्मणः कामाय ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति। न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति। न वा अरे लोकानां कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति। न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति। न वा अरे वेदानां कामाय वेदाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय वेदाः प्रिया भवन्ति। न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति। न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति। आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इदꣳ सर्वं विदितम्॥ ६॥

सः ह उवाच=તેણે (યાજ્ઞવલ્ક્યે) કહ્યું, अरे=હે મૈત્રેયિ! पत्युः कामाय वै=આ વાત પ્રસિદ્ધ જ છે કે પતિના પ્રયોજન માટે, पतिः प्रियः

न भवति=પતિ પ્રિય હોતો નથી, तु आत्मनः कामाय=પરંતુ પોતાના જ પ્રયોજન માટે, पतिः प्रियः भवति=પતિ પ્રિય હોય છે, अरे=હે મૈત્રેયિ! जायायै कामाय वै जाया प्रिया न भवति=પત્નીના પ્રયોજન માટે પત્ની પ્રિય હોતી નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, जाया प्रिया भवति=પત્ની પ્રિય હોય છે, पुत्राणाम् कामाय=પુત્રોના પ્રયોજન માટે, पुत्राः प्रियाः न भवन्ति=પુત્રો પ્રિય હોતા નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે જ, पुत्राः प्रियाः भवन्ति=પુત્રો પ્રિય હોય છે, वित्तस्य कामाय=ધનના પ્રયોજન માટે, वित्तम् प्रियम् न भवति=ધન પ્રિય હોતું નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, वित्तम् प्रियम् भवति=ધન પ્રિય હોય છે, पशूनाम् कामाय=પશુઓના પ્રયોજન માટે, पशवः=પશુઓ, प्रियाः न भवन्ति=પ્રિય હોતાં નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, पशवः प्रियाः भवन्ति=પશુઓ પ્રિય હોય છે, ब्रह्मणः कामाय वै=બ્રાહ્મણના પ્રયોજન માટે, ब्रह्म प्रियम् न भवति=બ્રાહ્મણ પ્રિય હોતો નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, ब्रह्म प्रियम् भवति=બ્રાહ્મણ પ્રિય હોય છે, क्षत्रस्य कामाय वै=ક્ષત્રિયના પ્રયોજન માટે, क्षत्रम् प्रियम् न भवति=ક્ષત્રિય પ્રિય હોતો નથી, आत्मनः कामाय=પોતાના કામ માટે, क्षत्रम् प्रियम् भवति=ક્ષત્રિય પ્રિય હોય છે, लोकानाम् कामाय=લોકોના પ્રયોજન માટે, लोकाः=લોકો, प्रियाः न भवन्ति=પ્રિય હોતા નથી, आत्मनः कामाय=પોતાના કામ માટે, लोकाः प्रियाः भवन्तिः=લોકો પ્રિય હોય છે, देवानाम् कामाय=દેવોના પ્રયોજન માટે, देवाः प्रियाः न भवन्ति=દેવો પ્રિય હોતા નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, देवाः=દેવો, प्रियाः भवन्ति=પ્રિય હોય છે, वेदानाम् कामाय=વેદોના પ્રયોજન માટે, वेदाः=વેદો, प्रियाः न भवन्ति=પ્રિય હોતા નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, वेदाः प्रियाः भवन्ति=વેદો પ્રિય હોય છે, भूतानाम् कामाय=ભૂતોના પ્રયોજન માટે, भूतानि प्रियाणि न भवन्ति=ભૂતો પ્રિય હોતાં નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, भूतानि प्रियाणि भवन्ति=

ભૂતો પ્રિય હોય છે, सर्वस्य कामाय=બધાંના કામ માટે, सर्वं प्रियम् न भवति=સર્વ પ્રિય હોતાં નથી, आत्मनः कामाय=પોતાના પ્રયોજન માટે, सर्वाणि प्रियाणि भवन्ति=બધાં પ્રિય હોય છે, अरे=હે મૈત્રેયિ! आत्मा वै द्रष्टव्यः=આત્મા જ દર્શન કરવા યોગ્ય, श्रोतव्यः=સાંભળવા યોગ્ય, मन्तव्यः=મનન કરવા યોગ્ય, निदिध्यासितव्यः=નિદિધ્યાસન (ધ્યાન) કરવા યોગ્ય છે, अरे मैत्रेयि=હે મૈત્રેયિ! खलु आत्मनि दृष्टे=નિશ્ચય જ આત્માનું દર્શન, श्रुते=શ્રવણ, मते=મનન, विज्ञाते=વિજ્ઞાન થઈ ગયા પછી, इदम् सर्वम् विदितम् ( भवति )=આ સર્વનું જ્ઞાન થઈ જાય છે.

પછી યાજ્ઞવલ્કયે કહ્યું: 'પતિને માટે પતિ વહાલો નથી લાગતો, પણ પોતાને ખાતર અર્થાત્ આત્માને માટે પતિ પ્રિય લાગે છે. હે મૈત્રેયિ! આ વાત પ્રસિદ્ધ જ છે. પત્ની તે પત્નીને ખાતર વહાલી નથી લાગતી, પણ આત્માને ખાતર પત્ની વહાલી લાગે છે. દીકરાને ખાતર દીકરા વહાલા નથી લાગતા, પણ આત્માને ખાતર દીકરા વહાલા લાગે છે. ધનને ખાતર ધન વહાલું નથી લાગતું પણ આત્માને ખાતર ધન વહાલું લાગે છે. પશુના હિત ખાતર પશુ પ્રિય નથી લાગતાં, પણ આત્માને માટે પશુ પ્રિય લાગે છે. બ્રાહ્મણના પ્રયોજન માટે બ્રાહ્મણ પ્રિય નથી લાગતો પણ પોતાના હિત ખાતર બ્રાહ્મણ પ્રિય લાગે છે. ક્ષત્રિયને ખાતર ક્ષત્રિય વહાલો નથી લાગતો, પણ આત્માને ખાતર ક્ષત્રિય વહાલો લાગે છે. લોકોને ખાતર લોકો વહાલા નથી લાગતા, પણ આત્માને ખાતર લોકો વહાલા લાગે છે, દેવો તે દેવોને ખાતર વહાલા નથી લાગતા, પણ આત્માને ખાતર દેવો વહાલા લાગે છે. વેદ તે વેદોને ખાતર વહાલા નથી લાગતા, પણ આત્માને ખાતર વહાલા લાગે છે. પ્રાણીઓને ખાતર પ્રાણીઓ વહાલાં નથી લાગતાં પણ આત્માને ખાતર પ્રાણીઓ

વહાલાં લાગે છે. જે સર્વ કંઈ વસ્તુ વહાલી લાગે છે તે વસ્તુને ખાતર તે વસ્તુ વહાલી નથી લાગતી, પણ આત્માને ખાતર વસ્તુ વહાલી લાગે છે. અરે મૈત્રેયિ! એ આત્માને જોવો જોઈએ, તેને વિષે સાંભળવું જોઈએ, તેને વિષે વિચાર કરવો જોઈએ, તેનું ધ્યાન ધરવું જોઈએ. આત્માને જોયા પછી, તેને વિષે સાંભળ્યા પછી, તેને વિષે વિચાર કર્યા પછી, તેનું ધ્યાન ધર્યા પછી આ બધું જણાઈ જાય છે. ૬

ભાષ્ય : 'હે મૈત્રેયિ! નિશ્ચય જ આત્માનું દર્શન થઈ ગયા પછી—કઈ રીતે આત્માનું દર્શન થઈ ગયા પછી, તે કહે છે : પહેલાં આચાર્ય અને શાસ્ત્ર દ્વારા શ્રવણ અને પછી તર્ક તેમ જ યુક્તિથી મનન અને વિચાર કરવાથી; શાસ્ત્રમાત્રથી શ્રવણ, યુક્તિથી મનન અને પછી વિશેષ રૂપ જાણી લીધા પછી અર્થાત્ આ આવો જ છે, અન્ય પ્રકારનો નથી—આવો નિશ્ચય કરી લીધા પછી શું થાય છે? તે કહે છે—એ જણાઈ જાય છે અર્થાત્ આ સર્વ કે જે આત્માથી ભિન્ન છે તે જાણી લેવાય છે, કારણ કે આત્માથી ભિન્ન કંઈ જ નથી. ૬

## ભેદદૃષ્ટિથી હાનિ દેખાડીને 'સર્વ કંઈ આત્મા જ છે' એ તત્ત્વનો ઉપદેશ

**ब्रह्म तं परादाद् योऽन्यत्रात्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद् योऽन्यत्रात्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान् वेद देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान् वेद वेदास्तं परादुर्योऽन्यत्रात्मनो वेदान् वेद भूतानि तं परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद सर्वं तं परादाद् योऽन्यत्रात्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमे वेदा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा॥**

यः=જે, ब्रह्म=બ્રાહ્મણને, आत्मनः अन्यत्र वेद=આત્માથી ભિન્ન

હોવાનું જાણે છે, तम्=તેને, ब्रह्म परादात्=બ્રાહ્મણ પરાસ્ત કરી દે છે, यः=જે, क्षत्रम्=ક્ષત્રિયને, आत्मनः अन्यत्र वेद=આત્માથી ભિન્ન જાણે છે–માને છે, तम्=તેને, क्षत्रम् परादात्=ક્ષત્રિય પરાસ્ત કરી દે છે, यः=જે, आत्मनः अन्यत्र=આત્માથી ભિન્ન હોવાનું, लोकान् वेद=લોકોને માને છે, तम्=તેને, लोकाः परादुः=લોકો પરાસ્ત કરી દે છે, यः=જે, देवान्=દેવોને, आत्मनः अन्यत्र वेद=આત્માથી ભિન્ન જાણે છે, तम्=તેને, देवाः=દેવો, परादुः=પરાસ્ત કરી દે છે, यः=જે, वेदान्=વેદોને, आत्मनः अन्यत्र वेद=આત્માથી ભિન્ન જાણે છે, तम्=તેને, वेदाः=વેદો, परादुः=પરાસ્ત કરી દે છે, यः=જે, भूतानि=પ્રાણીઓને, आत्मनः अन्यत्र वेद=આત્માથી ભિન્ન જાણે છે, तम्=તેને, भूतानि परादुः=ભૂતો પરાસ્ત કરી દે છે, यः=જે, सर्वम्=સર્વ વસ્તુઓને, आत्मनः अन्यत्र वेद= આત્માથી ભિન્ન જાણે છે, तम्=તેને, सर्वम् परादात्=સર્વ વસ્તુઓ પરાસ્ત કરી દે છે, इदम् ब्रह्म=આ બ્રાહ્મણજાતિ, इदम् क्षत्रम्=આ ક્ષત્રિયજાતિ, इमे लोकाः=આ લોકો, इमे देवाः=આ દેવો, इमे वेदाः= આ વેદો, इमानि भूतानि=આ પ્રાણીઓ, इदम् यत् सर्वम्=(અને) આ સર્વ જે છે (તે), अयम् आत्मा=આ આત્મા જ છે.

જે બ્રાહ્મણને આત્માથી ભિન્ન હોવાનું જાણે છે, તેને બ્રાહ્મણ પરાસ્ત કરી દે છે અર્થાત્ બ્રાહ્મણ તેનાથી અળગા રહે છે. જે ક્ષત્રિયને બ્રાહ્મણથી ભિન્ન માને છે, તેનાથી ક્ષત્રિય અળગા રહે છે. જે લોકોને આત્માથી ભિન્ન માને છે તેનાથી લોકો અળગા રહે છે. જે દેવોને આત્માથી અળગા માને છે, તેનાથી દેવો અળગા રહે છે. જે વેદોને આત્માથી ભિન્ન માને છે, તેનાથી વેદો અળગા રહે છે. જે પ્રાણીઓને આત્માથી ભિન્ન માને છે, તેનાથી પ્રાણીઓ અળગાં રહે છે. આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ લોકો, આ દેવો, આ વેદો, આ પ્રાણીઓ, આ જે કંઈ છે, તે બધું

આત્મારૂપ જ છે. ૭

**ભાષ્ય :** તાત્પર્ય એ છે કે તે અનાત્મદર્શીને 'આ મને આત્માથી ભિન્ન રૂપે જુએ છે.' આ અપરાધથી परादात्–પરાસ્ત અર્થાત્ કૈવલ્ય સાથેના સંબંધથી રહિત કરી દે છે. ૭

## બધાંને 'આત્મા'રૂપે ગ્રહણ કરવામાં દૃષ્ટાંત

**स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद् ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥**

सः यथा=તે દૃષ્ટાંત આ પ્રમાણે છે કે, हन्यमानस्य दुन्दुभेः= વગાડવામાં આવતા નગારાંના, बाह्यान् शब्दान्=બહારના શબ્દોને, ग्रहणाय न शक्नुयात्=પકડવા માટે શક્તિમાન થવાય નહીં–પકડી શકાય નહીં (પરંતુ), दुन्दुभेः ग्रहणेन=દુંદુભિના ગ્રહણથી, वा=અથવા, दुन्दुभि-आघातस्य ( ग्रहणेन )=દુન્દુભિના આઘાતને ગ્રહણ કરવાથી, शब्दः गृहीतः (भवति)=શબ્દ પકડાય છે.

જેમ ઢોલ–નગારું વગાડાતું કે પિટાતું હોય ત્યારે બહારથી તેના અવાજને પકડી શકાતો નથી; પણ ઢોલને અથવા ઢોલના આઘાતને પકડવાથી તેના અવાજને પકડી શકાય છે, તેમ આત્માનું છે. ૮

**स यथा शङ्खस्य ध्मायमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद् ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥९॥**

सः यथा=તે ( બીજું ) દૃષ્ટાંત આ પ્રમાણે છે કે, ध्मायमानस्य शङ्खस्य=( મુખ વડે ) ફુંકાતા શંખના, बाह्यान् शब्दान् ग्रहणाय=બહારના શબ્દોને પકડવા માટે, न शक्नुयात्=શક્તિમાન થવાય નહીં, तु=પરંતુ, शङ्खस्य वा शङ्खध्मस्य ग्रहणेन=શંખ અથવા શંખ ફૂંકનારને ગ્રહણ કરવાથી–પકડવાથી शब्द गृहीतः ( भवति )=શબ્દ પકડાઈ જાય છે.

જેમ શંખ ફુંકાતો હોય ત્યારે બહારથી તેના અવાજને પકડી શકાતો નથી; પણ શંખને અથવા શંખ વગાડનારની ક્રિયાને પકડવાથી તેના અવાજને પકડી શકાય છે, તેમ આત્માનું છે. ૯

3 स यथा वीणायै वाद्यमानायै न बाह्याञ्छब्दाञ्छक्नुयाद् ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥१०

सः यथा=તે (ત્રીજું) દૃષ્ટાંત આ પ્રમાણે છે કે, वाद्यमानायै वीणायै=વગાડવામાં આવતી વીણાના, बाह्यान् शब्दान् ग्रहणाय=બહારના અવાજને પકડવા માટે, न शक्नुयात्=શક્તિમાન થવાતું નથી, तु= પરંતુ, वीणायै वा वीणावादस्य ग्रहणेन=વીણાને અથવા તો વીણા વગાડનારાની ક્રિયાને પકડવાથી, शब्दः गृहीतः (भवति)=અવાજ પકડાય છે.

તે (ત્રીજું) દૃષ્ટાંત આ પ્રમાણે છે કે વગાડવામાં આવતી વીણાના અવાજને પકડી શકાતો નથી, પરંતુ વીણાને અથવા વીણાના વગાડનારની ક્રિયાને પકડવાથી તેના અવાજને પકડી શકાય છે, તેમ આત્માનું છે. ૧૦

स यथाऽऽर्द्रैधाग्नेरभ्याहितस्य पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद् यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टꣳ हुतमाशितं पायितमयं च लोकः परश्च लोकः सर्वाणि च भूतान्यस्यैवैतानि सर्वाणि निश्वसितानि ॥ ११ ॥

सः यथा=તે (ચોથું) દૃષ્ટાંત આ પ્રમાણે છે કે, आर्द्र एध अभ्याहितस्य अग्नेः=લીલા ઈંધણમાં મુકાયેલા અગ્નિમાંથી, पृथक् धूमाः विनिश्चरन्ति=જુદા જુદા ધુમાડા નીકળે છે; एवम् वै=એવી જ રીતે,

अरे=હે મૈત્રેયિ ! एतत् यत् ऋग्वेदः=આ જે ઋગ્વેદ, यजुर्वेदः=યજુર્વેદ, सामवेदः=સામવેદ, अथर्वाङ्गिरसः=અથર્વવેદ, इतिहासः=ઇતિહાસ, पुराणम्=પુરાણ, विद्या=વિદ્યા उपनिषदः=ઉપનિષદો, श्लोकाः=શ્લોકો, सूत्राणि=સૂત્રો, अनुव्याख्यानानि=મંત્રવિવરણ, व्याख्यानानि=(અને) અર્થવાદ છે તે (તેમ જ), इष्टम्=ઇષ્ટ (યજ્ઞ), हुतम्=હુત (હવન કરાયેલ), आशितम्=આશિત (ખવડાવેલું), पायितम्=પાયિત (પાયેલું), च अयम् लोकः=અને આ લોક, परः च लोकः=અને પરલોક, सर्वाणि च भूतानि=બધાં પ્રાણીઓ, अस्य महतः भूतस्य एव निश्वसितम्=આ મહાન ભૂતના જ નિશ્વાસ છે, एतानि सर्वाणि=આ બધાં, अस्य एव=એનાં જ, निश्वसितानि=નિશ્વસિત છે અર્થાત્ એ વિજ્ઞાનઘનમાંથ. બધાં ઉત્પન્ન થયાં છે.

'જેમ ભીનાં લાકડાં વડે સળગાવેલા અગ્નિમાંથી ધુમાડાના ગોટા નીકળે છે, તેમ આ મહાન તત્ત્વ(આત્મા)ના શ્વાસમાંથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, વ્યાખ્યાનો, ટીકાઓ, યજ્ઞ, હોમ, બીજાને ખવડાવેલું અન્ન, પાયેલું પાણી, આ લોક, પરલોક, બધાં પ્રાણીઓ—એ બધું નીકળેલું છે; આ બધું એના શ્વાસરૂપ જ છે. ૧૧

स यथा सर्वासामपाꣳसमुद्र एकायनमेवꣳसर्वेषाꣳस्पर्शानां त्वगेकायनमेवꣳसर्वेषां गन्धानां नासिके एकायनमेवꣳसर्वेषाꣳरसानां जिह्वैकायनमेवꣳसर्वेषाꣳरूपाणां चक्षुरेकायनमेवꣳसर्वेषाꣳशब्दानाꣳश्रोत्रमेकायनमेवꣳसर्वेषाꣳसंकल्पानां मन एकायनमेवꣳसर्वासाꣳविद्यानाꣳहृदयमेकायनमेवꣳसर्वेषां कर्मणाꣳहस्तावेकायनमेवꣳसर्वेषामानन्दानामुपस्थ एकायनमेवꣳसर्वेषां विसर्गाणां पायुरेकायनमेवꣳसर्वेषामध्वनां पादावेकायनमेवꣳसर्वेषां वेदानां

वागेकायनम् ॥ १२ ॥

सः=તે (પાંચમું) દૃષ્ટાંત, यथा=જેમ કે, सर्वासाम् अपाम्=બધાં જળોનું, समुद्रः=સમુદ્ર, एकायनम्=એક અયન (પ્રલયસ્થાન) છે, एवम्=એવી જ રીતે, सर्वेषाम् स्पर्शानाम्=બધા સ્પર્શોનું, त्वक् एकायनम्=ત્વચા એક અયન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् गन्धानाम्=બધા ગંધોનું, नासिके=બંને નસકોરાં, एकायनम्=એક અયન—સ્થાન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् रसानाम्=બધા રસોનું, जिह्वा=જીભ, एकायनम्=એક અયન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् रूपाणाम्=બધા રૂપોનું, चक्षुः=આંખ, एकायनम्=એક અયન—સ્થાન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् शब्दानाम्=બધા શબ્દોનું, श्रोत्रम् एकायनम्=કાન એક અયન—સ્થાન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् संकल्पानाम्=બધા સંકલ્પોનું, मनः एकायनम्=મન એક અયન—સ્થાન છે, एवम्=એવી રીતે, सर्वासाम् विद्यानाम्=બધી વિદ્યાઓનું, हृदयम् एकायनम्=હૃદય એક અયન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् कर्मणाम्=બધાં કર્મોનાં, हस्तौ=બંને હાથો, एकायनम्=એક અયન છે, एवम् सर्वेषाम् आनन्दानाम्=એવી જ રીતે બધા આનંદોનું, उपस्थः एकायनम्=ઉપસ્થ (ગુહ્યેન્દ્રિય) એક અયન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् विसर्गाणाम्=બધા (મળોને) ત્યાગ કરવાનું—ઉત્સર્ગ કરવાનું, पायुः=ગુદા, एकायनम्=એક અયન છે, एवम्=એવી રીતે, सर्वेषाम् अध्वनाम्=બધા માર્ગોનું, पादौ एकायनम्=પગો એક અયન છે, एवम् सर्वेषाम् वेदानाम्=એવી જ રીતે બધા વેદોનું, वाक् एकायनम्=વાક્ એક અયન છે.

✓જેમ બધાં જળનું સમુદ્ર એક અયન છે—ભેગા થવાનું સ્થાન છે, તેમ બધી જાતના સ્પર્શો ચામડીમાં ભેગા થાય છે. એવી જ રીતે બધી જાતની ગંધ નાકમાં ભેગી થાય છે. બધી જાતના સ્વાદ જીભમાં ભેગા થાય છે. બધી જાતનાં રૂપ આંખમાં ભેગાં થાય છે. બધી જાતના શબ્દો—

અવાજ કાનમાં ભેગા થાય છે. બધી જાતના વિચારો મનમાં ભેગા થાય છે. બધી વિદ્યાઓ હૃદયમાં ભેગી થાય છે. બધી જાતનાં કામો હાથમાં ભેગાં થાય છે. બધી જાતના આનંદો ગુહ્યેન્દ્રિયમાં ભેગા થાય છે. શરીરના બધી જાતના મળ ગુદામાં ભેગા થાય છે. બધી જાતના રસ્તા પગ વડે કપાય છે. બધા વેદો એક વાણીમાં ભેગા થાય છે. ૧૨

**ભાષ્ય :** ચોથા પ્રપાઠક (અર્થાત્ બીજા અધ્યાય[૧])માં શબ્દના નિઃશ્વાસ દ્વારા જ સામર્થ્યથી લોકાદિ અર્થ-નિઃશ્વાસ પણ કહેવાઈ ગયા—આવા વિચારથી તેમને જુદા કહ્યા નથી. પણ અહીં તો આખા શાસ્ત્રનો ઉપસંહાર કરવો છે, તેથી અર્થાત્ પ્રાપ્ત વિષયને પણ સ્પષ્ટ કરી દેવો જોઈએ, તેથી જ તેમને અહીં જુદા કહેવામાં આવ્યા છે.

**स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्मानन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञास्तीत्यरे ब्रवीमीति होवाच याज्ञवल्क्यः ॥ १३ ॥**

सः=તે ( છઠ્ઠું દૃષ્ટાંત ), यथा=જેમ કે, सैन्धवघनः=મીઠાનો ગાંગડો, अनन्तरः अबाह्यः=અંતર અને બહારથી રહિત છે, कृत्स्नः=સંપૂર્ણ, रसघनः एव=રસઘન-ખારો જ છે, एवम् वै=એવી જ રીતે, अरे=હે મૈત્રેયિ ! अयम् आत्मा=આ આત્મા, अनन्तरः अबाह्यः=અંતર-બાહ્યભેદથી શૂન્ય, कृत्स्नः प्रज्ञानघनः एव=સંપૂર્ણ પ્રજ્ઞાનઘન જ છે, एतेभ्यः भूतेभ्यः

૧ બીજા અધ્યાયના ચોથા બ્રાહ્મણનો દશમો મંત્ર પણ આ જ પ્રકારે છે, પરંતુ ત્યાં 'व्याख्यानानि' સુધી કહેલ છે. આ બધા શબ્દમય નિઃશ્વાસો છે. અહીં 'इष्टं हुतं सर्वाणि च भूतानि' આટલો પાઠ વધારે છે. આ બધા અર્થરૂપ નિઃશ્વાસો છે. માટે ત્યાં શબ્દ-નિઃશ્વાસોથી જ અર્થનિઃશ્વાસોનું પણ ઉપલક્ષણ સમજવું જોઈએ.

समुत्थाय=આ મહાભૂતોમાંથી (વિશેષ રૂપથી) ઉત્થાન પામીને, तानि एव=તેમની સાથે જ, विनश्यति=નષ્ટ થઈ જાય છે, प्रेत्य=મરી ગયા પછી, संज्ञा न अस्ति इति=(એની) સંજ્ઞા રહેતી નથી, अरे=હે મૈત્રેયિ! ब्रवीमि=આ પ્રમાણે કહું છું, इति ह उवाच याज्ञवल्क्यः=આમ યાજ્ઞવલ્કયે કહ્યું.

'જેમ મીઠાના ગાંગડામાં અંદર કે બહાર એવો ફરક હોતો નથી; આખોય ગાંગડો જ હોય છે અને સ્વાદમાં નર્યો ખારો લાગે છે, તેમ આ આત્મામાં અંદર અને બહાર એવો ફરક હોતો નથી, આખોય આત્મા જ હોય છે અને તે કેવળ જ્ઞાનમય હોય છે. તેમાં જ્ઞાન સિવાય બીજું કશું હોતું નથી. તે આ મહાભૂતો (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ) માંથી ઉત્પન્ન થઈને એ મહાભૂતો નાશ પામ્યા પછી તેની પાછળ જ નાશ પામી જાય છે. મરી ગયા પછી એને સંજ્ઞા (ભાન) રહેતી નથી. એ મૈત્રેયિ! હું આમ કહું છું,' આ પ્રમાણે યાજ્ઞવલ્કય બોલ્યા. ૧૩

**ભાષ્ય :** અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલ સંપૂર્ણ કાર્યનો તદ્દન લય થઈ ગયા પછી મીઠાના ગાંગડાની જેમ અંતર અને બાહ્યથી રહિત, પરિપૂર્ણ, કેવળ જ્ઞાનમય એક આત્મા જ રહે છે. પહેલાં તો તે પંચભૂત-માત્રાના સંસર્ગવિશેષથી વિશેષ વિજ્ઞાનને પ્રાપ્ત થયેલો રહે છે. પછી વિદ્યા દ્વારા તે વિશેષ વિજ્ઞાન અને તેનાથી થનારા મહાભૂતોના સંસર્ગનો સર્વથા લીન કરી દેવામાં આવતાં મરણ પછી તેની સંજ્ઞા રહેતી નથી–આ પ્રમાણે યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું. ૧૩

## નિર્વિશેષ આત્માના વિષયમાં મૈત્રેયીની શંકા અને યાજ્ઞવલ્કયનું સમાધાન

**सा होवाच मैत्रेय्यत्रैव मा भगवान् मोहान्तमापीपिपन्न वा**

**अहमिमं विजानामीति स होवाच न वा अरेऽहं मोहं ब्रवीम्यविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ॥ १४ ॥**

**सा ह मैत्रेयी उवाच**=તે મૈત્રેયીએ કહ્યું, **भगवान्**=આપ મહાનુભાવે, **मा**=(**माम्**) મને, **अत्रैव**=અહીંયાં–આ પ્રજ્ઞાનઘનના વિષયમાં, **मोहान्तम्**=મોહને, **आपीपिपत्**=પ્રાપ્ત કરાવી દીધેલ છે, **अहम् वै**=હું તો, **इमम्**=એને, **न विजानामि इति**=વિશેષ રૂપથી જાણતી નથી, **सः ह उवाच**=તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું, **अरे**=હે મૈત્રેયિ ! **अहम् वै**=હું, **मोहम् न ब्रवीमि**=મોહના વિષયમાં બોલતો નથી, **अरे**=અરે મૈત્રેયિ ! **अयम् आत्मा**=આ આત્મા, **अविनाशी**=અવિનાશી છે (અને), **अनुच्छित्तिधर्मा**=તેનો નાશ થઈ શકતો જ નથી એવા ધર્મવાળો છે.

Q મૈત્રેયીએ કહ્યું: 'આપ મહાનુભાવે આ પ્રજ્ઞાનઘન આત્માના વિષયમાં આ વાત કરીને તો મને ગૂંચવાડામાં પાડી દીધી. મને આ વાત તો સમજાતી નથી.'

A યાજ્ઞવલ્કયે કહ્યું: 'ગૂંચવાડામાં પડાય એવું તો હું કંઈ કહેતો નથી. મૈત્રેયિ ! આ આત્મા અવિનાશી છે. તેનો નાશ થઈ શકતો જ નથી, એવો તેનો ધર્મ છે. ૧૪

**ભાષ્ય :** તે બોલી–અહીં આ પ્રજ્ઞાનઘનના વિષયમાં જ 'મર્યા પછી એની સંજ્ઞા રહેતી નથી' આમ કહીને આપ શ્રીમાને મને મોહ-(ગૂંચવાડા)માં–મોહના વચમાં 'आपीपिपत्' પ્રાપ્ત કરાવી દીધી છે–ગૂંચવાડામાં નાખી દીધી છે, તેથી આ ઉપર કહેલા લક્ષણવાળા આત્માને હું વિવેકપૂર્વક સમજતી નથી.

તેમણે કહ્યું: 'હું ગૂંચવાડામાં પડાય એવું તો કંઈ કહેતો નથી; કારણ કે હે મૈત્રેયિ ! આ આત્મા અવિનાશી છે. નાશ પામવાનો જેનો સ્વભાવ હોય તેને વિનાશી કહેવાય, જે વિનાશી ન હોય તે અવિનાશી કહેવાય છે. વિનાશ શબ્દથી વિકાર સૂચિત થાય છે, તેથી આત્મા અવિનાશી અર્થાત્ અવિકારી છે. અરે મૈત્રેયિ ! આ આત્મા

કે જેનું પ્રકરણ ચાલી રહ્યું છે તે અનુચ્છિત્તિધર્મા છે—ઉચ્છિત્તિ એટલે ઉચ્છેદ, ઉચ્છેદ—અંત અર્થાત્‌ વિનાશ, ઉચ્છિત્તિ જેનો ધર્મ હોય તેને ઉચ્છિત્તિધર્મા કહેવામાં આવે છે. જે ઉચ્છિત્તિધર્મા નથી તેને જ અનુચ્છિત્તિધર્મા કહેવામાં આવ્યો છે. તાત્પર્ય એ છે કે એનો વિકારરૂપ વિનાશ થતો નથી કે ઉચ્છેદરૂપ વિનાશ થતો નથી. ૧૪

## ઉપદેશનો ઉપસંહાર અને યાજ્ઞવલ્કયનો સંન્યાસ

**ભાષ્ય :** ચારેય પ્રપાઠકોમાં એક જ રીતે આત્માનો નિશ્ચય કરવામાં આવ્યો છે; તે પરબ્રહ્મ છે. પરંતુ તેના બોધ માટે ખાસ ઉપાયો જુદા જુદા છે. ઉપેય (ઉપાય—સાધન વડે પ્રાપ્ત કરવા યોગ્ય) તો તે આત્મા જ છે; જેનો ચોથા પ્રપાઠક(બીજા અધ્યાય)માં 'अथात आदेशो नेति नेति' આ પ્રમાણે નિર્દેશ કરવામાં આવ્યો છે. તેનો જ પાંચમા પ્રપાઠક(ત્રીજા અધ્યાય)માં પ્રાણરૂપ પણના ઉલ્લેખ દ્વારા શાકલ્ય-યાજ્ઞવલ્કય સંવાદમાં નિશ્ચય કરવામાં આવ્યો છે; પછી પાંચમા પ્રપાઠકની સમાપ્તિમાં, ત્યાર પછી જનક—યાજ્ઞવલ્કય સંવાદમાં અને પછી અહીં ઉપનિષદ્‌ની સમાપ્તિમાં પણ તેનો જ નિર્ણય કરવામાં આવ્યો છે. આ ચારેય પ્રપાઠકોનું તાત્પર્ય આ આત્મામાં જ છે. એમની વચમાં બીજો કોઈ અર્થ વિવક્ષિત નથી—એ બતાવવા માટે અંતમાં 'स एष नेति नेति' ઇત્યાદિ ઉપસંહાર કરવામાં આવ્યો છે.

તત્ત્વનું અનેક પ્રકારથી નિરૂપણ થયા છતાં પણ તેનું પર્યવસાન 'नेति नेति' આ પ્રકારથી નિરૂપણ કરાયેલા આત્મામાં જ છે. યુક્તિ અથવા શાસ્ત્રથી બીજે કયાંય તેનું તાત્પર્ય જોવામાં આવતું નથી, તેથી આ જે 'नेति नेति' આ પ્રમાણે આત્માનું પરિજ્ઞાન થવું તેમ જ સર્વકર્મોનો ત્યાગ થવો, તે જ અમૃતત્વનું સાધન છે—આ પ્રમાણે આ અર્થનો ઉપસંહાર કરવાની ઇચ્છાથી યાજ્ઞવલ્કય કહે છે—

**यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति तदितर इतरं जिघ्रति तदितर इतरꣳ रसयते तदितर इतरमभिवदति तदितर**

इतरꣳ शृणोति तदितर इतरं मनुते तदितर इतरꣳ स्पृशति तदितर इतरं विजानाति यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत् तत् केन कं जिघ्रेत् तत् केन कꣳ रसयेत् तत् केन कमभिवदेत् तत् केन कꣳ शृणुयात् तत् केन कं मन्वीत तत् केन कꣳ स्पृशेत् तत् केन कं विजानीयात् येनेदꣳ सर्वं विजानाति तं केन विजानीयात् स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यति विज्ञातारमरे केन विजानीयादित्युक्तानुशासनाऽसि मैत्रेय्येतावदरे खल्वमृतत्वमिति होक्त्वा याज्ञवल्क्यो विजहार ॥ १५ ॥

यत्र=જ્યાં, द्वैतम् इव भवति=દ્વૈત જેવું હોય છે, तत् ( तत्र )= ત્યાં જ, इतरः=અન્ય, इतरम् पश्यति=અન્યને જુએ છે, इतरः इतरम् जिघ्रति=અન્ય અન્યને સૂંઘે છે, इतरः इतरम् रसयते=અન્ય અન્યના રસનો સ્વાદ માણે છે, इतरः इतरम् अभिवदति=અન્ય અન્યનું અભિવાદન કરે છે, इतरः इतरम् शृणोति=અન્ય અન્યને સાંભળે છે, इतरः इतरम् मनुते=અન્ય અન્યનું મનન કરે છે, इतरः इतरम् स्पृशति=અન્ય અન્યનો સ્પર્શ કરે છે, इतरः इतरम् विजानाति=અન્ય અન્યને વિશેષ રૂપથી જાણે છે, यत्र तु अस्य=પરંતુ જ્યાં એના માટે, सर्वम्=બધું, आत्मा एव अभूत्=આત્મા જ થઈ ગયેલ હોય, तत्=ત્યાં, केन=કોનાથી, कम् पश्येत्=કોને જુએ, केन=કોનાથી, कम्=કોને, जिघ्रेत्=સૂંઘે, केन= કોનાથી, कम् रसयेत्=કોનું રસાસ્વાદન કરે, केन कम् अभिवदेत्=કોનાથી કોનું અભિવાદન કરે, केन कम् शृणुयात्=કોનાથી કોને સાંભળે, केन कम् मन्वीत=કોનાથી કોનું મનન કરે, केन कम् स्पृशेत्=કોનાથી કોને અડે, केन कम् विजानीयात्=કોનાથી કોને જાણે, येन=જેનાથી, इदम् सर्वम् विजानाति=આ સર્વને જાણે છે, तम् केन विजानीयात्=તેને કોનાથી

જાણવો, सः एषः नेति नेति=તે આ 'આવો નથી–આવો નથી' આ પ્રમાણે નિર્દેશ કરાયેલો, आत्मा अगृह्यः=આત્મા અગૃહ્ય છે—પકડાય તેવો નથી, अशीर्यः=અશીર્ય છે, हि न शीर्यते=કારણ કે તેનો વિનાશ થતો નથી, असङ्गः=અસંગ છે, हि न सज्यते=કારણ કે તે આસક્ત થતો નથી, असितः=અબદ્ધ છે, न व्यथते=તે વ્યથિત થતો નથી, न रिष्यति=(અને) ક્ષીણ થતો નથી, अरे=હે મૈત્રેયિ! विज्ञातारम्=જાણનારાને, केन विजानीयात्=કોનાથી જાણવો, इति उक्ता (असि) अनुशासनासि=આ પ્રમાણે તને કહેવામાં આવ્યું–ઉપદેશ કરવામાં આવ્યો, अरे मैत्रेयि=હે મૈત્રેયિ! खलु एतावत् अमृतत्वम्=ચોક્કસ જાણી લે કે આટલું જ અમૃતત્વ છે, इति ह उक्त्वा=આમ કહીને, याज्ञवल्क्यः विजहार=યાજ્ઞવલ્કયે સર્વસ્વનો ત્યાગ કર્યો અને તે પરિવ્રાજક (સંન્યાસી) થઈ ગયા.

જ્યાં (અવિદ્યાવસ્થામાં) દ્વૈત જેવું હોય છે, ત્યાં અન્ય અન્યને જુએ છે, અન્ય અન્યને સૂંઘે છે, અન્ય અન્યના રસનો સ્વાદ માણે છે, અન્ય અન્યનું અભિવાદન કરે છે, અન્ય અન્યને સાંભળે છે, અન્ય અન્યનું મનન કરે છે, અન્ય અન્યનો સ્પર્શ કરે છે, અન્ય અન્યને વિશેષ રૂપથી જાણે છે; પરંતુ જ્યાં એના માટે બધું આત્મા જ થઈ ગયેલ હોય ત્યાં કોનાથી કોને જુએ, કોનાથી કોને સૂંઘે, કોનાથી કોનું રસાસ્વાદન કરે, કોનાથી કોનું અભિવાદન કરે, કોનાથી કોને સાંભળે, કોનાથી કોનું મનન કરે, કોનાથી કોને અડે અને કોનાથી કોને જાણે? જેનાથી પુરુષ આ સર્વને જાણે તેને કયાં સાધનથી જાણે. તે આ 'નેતિ નેતિ—આવો નથી, આવો નથી' આ પ્રમાણે નિર્દેશ કરાયેલો આત્મા પકડાતો નથી; કારણ કે તે પકડાય તેવો નથી. અશીર્ય–અવિનાશી છે; કારણ કે તેનો વિનાશ થતો નથી. તે અસંગ

છે; કારણ કે તે કશામાં લપટાતો નથી; તે અબદ્ધ છે, તે વ્યથિત અને ક્ષીણ થતો નથી. હે મૈત્રેયિ! વિજ્ઞાતા–જાણનારાને કોનાથી જાણવો? આ પ્રમાણે તને ઉપદેશ કરવામાં આવ્યો. હે મૈત્રેયિ! ચોક્કસ જાણી લે કે, આટલું જ અમૃતત્વ છે, આમ કહીને યાજ્ઞવલ્કયે સર્વસ્વનો ત્યાગ કર્યો અને તેઓ પરિવ્રાજક–સંન્યાસી થઈ ગયા. ૧૫

**ભાષ્ય :** હે મૈત્રેયિ! 'एतावत्'–બસ, આટલું જ કે જે આ 'नेति नेति' આ પ્રમાણે અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર કરવાનો છે, તે જ કોઈ બીજા સહકારી કરણની અપેક્ષાથી રહિત અમૃતત્વનું સાધન છે. તેં જે પૂછ્યું હતું કે, 'શ્રીમાન્ જે અમૃતત્વનું સાધન જાણતા હો, તે જ મને કહો,' તો તે સાધન આટલું જ છે–આમ તારે જાણવું જોઈએ. આ પ્રમાણે પોતાની પ્રિય ભાર્યાને તે અમૃતત્વનું સાધનરૂપ આત્મજ્ઞાન કહીને યાજ્ઞવલ્કયે શું કર્યું? જે માટે તેમણે પહેલાં પ્રતિજ્ઞા કરી હતી કે હું પરિવ્રાજક (સંન્યાસી), થવાનો છું, તે જ કર્યું; અર્થાત પરિવ્રાજક થઈ ગયા.

આ પ્રમાણે જેનું સંન્યાસમાં પર્યવસાન થયું છે તે બ્રહ્મવિદ્યા સમાપ્ત થઈ આટલો જ ઉપદેશ છે. આ જ વેદની આજ્ઞા છે, આ જ પરમનિષ્ઠા છે અને આ જ પુરુષાર્થ અર્થાત કર્તવ્યતાનો અંત છે.

હવે શાસ્ત્રના તાત્પર્યનું વિવેકજ્ઞાન થવા માટે વિચાર કરવામાં આવે છે; કારણ કે પરસ્પર વિરોધી વાક્ય જોવામાં આવે છે–'જીવનભર અગ્નિહોત્ર કરવું,' 'જીવન પર્યંત દર્શપૂર્ણમાસ દ્વારા યજન કરવું,' 'આ લોકમાં કર્મ કરતા રહીને જ સો વર્ષ સુધી જીવતા રહેવાની ઇચ્છા કરવી,' 'આ જે અગ્નિહોત્ર છે તે જરામરણ પર્યંત થનારું સત્ર છે' વગેરે વાક્યો ગાર્હસ્થ્યરૂપ એક જ આશ્રમનાં જ્ઞાપક છે અને એમના સિવાય બીજાં વાક્યો અન્ય આશ્રમનાં પ્રતિપાદક છે–'જ્ઞાન થયા પછી ગૃહસ્થાશ્રમમાંથી ઊઠી જઈ પરિ-

વ્રાજક થઈ જાય છે,' 'બ્રહ્મચર્ય પૂરું કરી ગૃહસ્થાશ્રમી બનવું અને ગૃહસ્થમાંથી વાનપ્રસ્થ થઈને પરિવ્રાજક થઈ જાય.' 'અથવા આથી વિપરીત બ્રહ્મચર્યથી, ગૃહથી અથવા વનથી જ પરિવ્રાજક થઈ જાય,' આ 'બે જ માર્ગ અભ્યુદય અને નિઃશ્રેયસનાં મુખ્ય સાધન છે. પહેલાં કર્મમાર્ગ અને પછી સંન્યાસ;' એમાં 'સંન્યાસને શ્રુતિ શ્રેષ્ઠ ઠરાવે છે,' 'કર્મથી, પ્રજાથી અથવા ધનથી નહીં, કેટલાકે એકમાત્ર ત્યાગથી જ અમૃતત્વ પ્રાપ્ત કર્યું છે,' વગેરે.

એવી જ રીતે 'બ્રહ્મચર્યવાળો પુરુષ પરિવ્રાજક હોય છે,' 'જેનું બ્રહ્મચર્ય ખંડિત નથી થયું, તે ગમે તે આશ્રમમાં નિવાસ કરે.' 'કેટલાક તેના માટે આશ્રમનો વિકલ્પ બતાવે છે'[1] તેમ જ 'બ્રહ્મચર્ય દ્વારા વેદાધ્યયન કરી પછી પિતૃગણનો ઉદ્ધાર કરવા માટે પુત્ર–પૌત્રોની ઇચ્છા કરવી અને વિધિપૂર્વક અગ્ન્યાધાન કરી યજ્ઞાનુષ્ઠાન કર્યા પછી વનમાં પ્રવેશ કરી (અર્થાત્‌ વાનપ્રસ્થ થઈને) મુનિ (સંન્યાસી) થવાની ઇચ્છા કરવી,' 'જેમાં સર્વસ્વ દક્ષિણામાં આપી દેવામાં આવે છે, એવી પ્રાજાપત્ય–ઇષ્ટિ (યજ્ઞ) કરી અગ્નિઓને આત્મામાં સ્થાપિત કરીને બ્રાહ્મણે ઘેરથી નીકળી (જઈ સંન્યાસી થઈ) જવું જોઈએ' વગેરે સ્મૃતિઓ પણ છે.

આ પ્રમાણે વ્યુત્થાનના વિકલ્પ, ક્રમ અને યથેષ્ટ આશ્રમોમાં પ્રવેશ કરવાનું પ્રતિપાદન કરનારાં એકબીજાથી વિરુદ્ધ સેંકડો શ્રુતિવચન અને સ્મૃતિવાક્યો જોવામાં આવે છે. શ્રુતિ-સ્મૃતિઓના જાણનારાઓના આચાર પણ જુદા છે તેમ જ (જૈમિનિ વગેરે) શાસ્ત્રમર્મજ્ઞોમાં તેઓ બહુજ્ઞ હોવા છતાં પણ મતભેદ જોવામાં આવે

---

૧ અર્થાત્‌ તેણે ક્રમે કરીને એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું અથવા વિના ક્રમે બ્રહ્મચર્યમાંથી જ બારોબાર સંન્યાસમાં જવું—સંન્યાસી થવું. આ ત્રણે સ્મૃતિવાક્યો આશ્રમનો વિકલ્પ બતાવનારાં છે. આગળનાં વાક્યો ક્રમ સૂચિત કરે છે; આ પ્રમાણે એમનામાં પરસ્પર વિરોધ છે.

છે. તેથી મંદબુદ્ધિ પુરુષો માટે વિવેકપૂર્વક શાસ્ત્રનો મર્મ સમજવો અસંભવ છે. જેમની બુદ્ધિ શાસ્ત્ર અને યુક્તિમાં સર્વ રીતે નિષ્ણાત છે, તેઓ જ આ વાક્યોના વિષયવિભાગનો નિર્ણય કરી શકે છે. તેથી એમના વિષયવિભાગ સૂચિત કરવાને માટે અમે અમારી બુદ્ધિ અને સામર્થ્ય પ્રમાણે વિચાર કરીશું.

Q1 પૂર્વપક્ષી : 'જીવતાં સુધી અગ્નિમાં હોમ કરવો' વગેરે વાક્યોનો કોઈ બીજો અર્થ ન હોઈ શકવાથી વેદનું તાત્પર્ય કર્મમાં જ સમાપ્ત થનારું છે. આ વાત 'તે( અગ્નિહોત્રી )ને યજ્ઞપાત્રો સાથે બાળે છે.' આ પ્રમાણે અગ્નિહોત્રીના અંત્યેષ્ટિકર્મમાં યજ્ઞપાત્રની આવશ્યકતા સાંભળવામાં આવ્યાથી તેમ જ જરા અને મરણ પર્યન્ત અગ્નિહોત્રનું વિધાન હોવાથી તથા 'શરીર ભસ્માન્ત છે' અર્થાત્ છેવટે શરીર ભસ્મ થનારું છે આવું ગાર્હસ્થ્યસૂચક લિંગ હોવાથી જણાય છે. સંન્યાસપક્ષમાં તો શરીરની ભસ્માન્તતા હોઈ શકતી નથી.[1]

આ સિવાય 'જેના ગર્ભાધાનથી લઈને શ્મશાનપર્યન્ત બધા જ સંસ્કારોનું વિધાન મંત્રો દ્વારા બતાવવામાં આવ્યું છે, તેનો જ આ શાસ્ત્રમાં અધિકાર સમજવો જોઈએ; બીજા કોઈનો નહિ' આવી સ્મૃતિ પણ છે. અહીં વેદે જે કર્મનું મંત્રપૂર્વક વિધાન કર્યું છે, તે કર્મ શ્મશાન સુધી થાય છે, આમ સ્મૃતિ દેખાડી રહી છે. અધિકાર-નો અભાવ દેખાડવાથી તો કર્મ ન કરનારાનો શ્રુતિમાં જરાય અધિકાર નથી, એમ જણાય છે. એ સિવાય 'જે અગ્નિનો ઉચ્છેદ કરે છે, તે દેવતાઓનો વીરહા ( ઉચ્છેદક ) છે.' આ પ્રમાણે અગ્નિના ઉચ્છેદની નિંદા કરવાથી પણ આ જ સિદ્ધ થાય છે.

A1 સિદ્ધાંતી : ( પરંતુ અમારા વિચાર પ્રમાણે તો ) વ્યુત્થાનાદિનું વિધાન હોવાથી વેદાર્થનું ક્રિયામાં સમાપ્ત થવું એ વૈકલ્પિક છે.

Q2 પૂર્વપક્ષી : ના, કારણ કે વ્યુત્થાનાદિ શ્રુતિઓનું તાત્પર્ય બીજું જ છે. ( તેને જ વિશદ કરે છે : ) કારણ કે 'જીવન પર્યન્ત અગ્નિ-

---

૧ કારણ કે સંન્યાસીના શરીરનો દાહસંસ્કાર થતો નથી.

હોત્ર કરવો' 'જીવતાં સુધી દર્શ પૂર્ણમાસ દ્વારા યજન કરવું' વગેરે શ્રુતિઓ જીવનમાત્ર નિમિત્તવાળી હોવાથી, જ્યારે કોઈ અન્ય તાત્પર્ય હોવાની કલ્પના પણ કરી શકાતી નથી, ત્યારે વ્યુત્થાનાદિ વાક્યો, જેઓ કર્મના અધિકારીઓ નથી; તેમના વિષયમાં હોવાનો સંભવ છે.

'કર્મ કરતા રહીને જ સો વર્ષ જીવવાની ઇચ્છા કરવી' આ મંત્રવર્ણથી પણ આ જ સિદ્ધ થાય છે; તેમ જ 'એનાથી ઘડપણ અથવા તો મૃત્યુના લીધે જ મુક્ત થાય છે' આ પ્રમાણે ઘડપણ અથવા મૃત્યુ સિવાય બીજે કર્મનો ત્યાગ કે અવકાશ સંભવ ન હોવાથી કર્મોનું શ્મશાનાન્ત હોવું અર્થાત્ શ્મશાને તેમનો છેડો હોવાનું વૈકલ્પિક નથી. કર્મના અનધિકારી કાણા અને કૂબડા માણસો પર પણ શ્રુતિએ અનુગ્રહ કરવાનો જ છે, તેથી તેમના માટે વ્યુત્થાનાદિ અન્ય આશ્રમોનું વિધાન કરવાનું અયુક્ત નથી.

A2 સિદ્ધાંતી : તો પછી (બ્રહ્મચર્યથી લઈને) પારિવ્રાજ્ય (સંન્યાસ) સુધીના આશ્રમોનું ક્રમવિધાન નિરવકાશ[1] થશે!

Q3 પૂર્વપક્ષી : વાત આમ નથી; કારણ કે વિશ્વજિત અને સર્વમેધ યજ્ઞોમાં જીવતાં સુધી અગ્નિહોત્ર કરવાની વિધિનું આ ક્રમવિધાયક વચન અપવાદ (બાધક) છે (તેથી વ્યર્થ નથી). જીવતાં સુધી અગ્નિહોત્ર વગેરેની જે વિધિ છે, તેનો વિશ્વજિત અને સર્વમેધ યજ્ઞમાં જ અપવાદ છે.[2] તેથી ત્યાં 'બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ બનવું

---

૧ અર્થાત્ તે વિધિના પાલનનો અવસર ન મળવાથી શ્રુતિમાં તેનું વિધાન વ્યર્થ ઠરશે.

૨ કારણ કે વિશ્વજિત અને સર્વમેધ–આ બન્ને યજ્ઞોમાં સર્વસ્વનું દાન કરી દેવામાં આવે છે, તેથી ત્યાર પછી અગ્નિહોત્રાદિ કર્મની સામગ્રી ન રહેવાથી તેમના થવાનો અસંભવ થઈ જાય છે; તેથી તે યજ્ઞોમાંના કોઈ એકનું અનુષ્ઠાન કરનારા માટે જ બીજા આશ્રમમાં જવાની વિધિ છે–આવું આનું તાત્પર્ય છે.

અને ગૃહસ્થથી વનવાસી થઈને પરિવ્રાજક થવું' આ પ્રમાણે આશ્રમો-ની ક્રમશઃ યોજના છે; તેથી તે વાક્યોમાં કોઈ વિરોધ આવી શકતો નથી–પારિવ્રાજ્યના ક્રમનું વિધાન કરનારા વાક્યનો આવો વિષય માની લેવામાં આવતાં ક્રમયોજનાનો કોઈ વિરોધ રહેતો નથી. તેનો કોઈ અન્ય વિષય હોવાની કલ્પના કરવાથી તો જીવતાં સુધી કર્મનું વિધાન કરનારી શ્રુતિનું પોતાના વિષયથી સંકુચિત થવાનું ઠરશે. ક્રમયોજનાનો વિષય તો વિશ્વજિત અને સર્વમેધ યજ્ઞ છે; તેથી તેમાં કંઈ બાધ આવતો નથી.

સિદ્ધાંતી : આમ કહી શકાય નહીં; કારણ કે આત્મજ્ઞાનને અમરપણાનો હેતુ માનવામાં આવ્યો છે. 'आत्मेत्येवोपासीत' અહીંથી લઈને 'स एष नेति नेति' અહીં સુધીના ગ્રંથથી જે આત્મજ્ઞાનનો ઉપસંહાર કરવામાં આવ્યો છે, તે અમૃતત્વ–અમરપણાનું સાધન છે–એવું આપે સ્વીકાર્યું છે.

પૂર્વપક્ષી : પરંતુ ત્યાં અન્ય કોઈ (કર્મ વગેરે)ની અપેક્ષાથી રહિત કેવળ જ્ઞાન જ અમૃતત્વનું સાધન છે–આ કથન અમે સાંખી શકતા નથી!

સિદ્ધાંતી : તો હું આપ શ્રીમાનને એમ પૂછું છું કે આપ આત્મજ્ઞાનને શાથી સાંખી લો છો ?

પૂર્વપક્ષી : એમાં જે કારણ છે તે સાંભળો : જેવી રીતે સ્વર્ગ-પ્રાપ્તિનો ઉપાય ન જાણનારા સ્વર્ગની કામનાવાળા પુરુષને શ્રુતિ અગ્નિહોત્રાદિ કર્મોને સ્વર્ગની પ્રાપ્તિનાં સાધન હોવાનું જણાવે છે, તેવી જ રીતે અહીંયાં પણ અમૃતત્વપ્રાપ્તિનું સાધન ન જાણનારા અમૃતત્વપ્રાપ્તિના અભિલાષીને વેદ દ્વારા 'एतावदरे खल्वमृतत्वम्' ઇત્યાદિ મંત્રોમાં 'यदेव भगवान् वेद तदेव मे ब्रूहि' ઇત્યાદિ પ્રકારથી ઇચ્છા કરાયેલા અમૃતત્વના સાધનનો બોધ કરાવવામાં આવે છે.

સિદ્ધાંતી : આ રીતે તો જેમ શ્રુતિ દ્વારા જણાવાયેલાં અગ્નિ-હોત્રાદિ કર્મોને સાધન માનવામાં આવે છે, તેમ અહીં આત્મજ્ઞાનને

પણ સમજવું જોઈએ. જેવી રીતે જણાવવામાં આવ્યું, તેવી જ રીતે આત્મજ્ઞાનને અમૃતત્વનું સાધન માનવું ઉચિત છે; કારણ કે શ્રુતિનું પ્રામાણ્ય બન્ને સ્થળે સમાન છે.

પૂર્વપક્ષી : જો એમ માનવામાં આવે તો એથી શું સિદ્ધ થશે?

સિદ્ધાંતી : 'આત્મજ્ઞાન કર્મના તમામ હેતુઓનું નિવર્તક–દૂર કરનારું છે, તેથી જ્ઞાનનો ઉદય થયા પછી કર્મની નિવૃત્તિ થઈ જશે. પત્ની તથા અગ્નિ સાથે જોડાયેલાં જે કર્મો છે, તે ભેદબુદ્ધિના વિષય સંપ્રદાન-કારક[1] દ્વારા સાધ્ય છે. અન્ય બુદ્ધિથી પરિચ્છેદ્ય તેમ જ સંપ્રદાનકારક ભૂત અગ્નિ આદિ દેવતા વિના એ કર્મ નિષ્પન્ન થઈ શકતું નથી અને જે સંપ્રદાનકારક બુદ્ધિથી સંપ્રદાનકારક કર્મના સાધનરૂપથી ઉપદેશ કરવામાં આવે છે, તે આ જ્ઞાનાવસ્થામાં જ્ઞાનથી નિવૃત્ત થઈ જાય છે; જેવું કે 'તે અન્ય છે હું અન્ય છું–આમ જે જાણે છે, તે નથી જાણતો', 'જે દેવતાઓને પોતાનાથી ભિન્ન હોવાનું સમજે છે, દેવતાઓ તેને પરાસ્ત કરી દે છે–હરાવી દે છે', 'જે અહીં નાના જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે', 'હમેશાં એક-રૂપ જ જોવું જોઈએ', 'સર્વને આત્મરૂપ જુએ છે' વગેરે શ્રુતિઓથી સિદ્ધ થાય છે.

આત્મજ્ઞાનનો વિષય કૂટસ્થ–નિત્ય આત્મવસ્તુ છે, તેથી તેને દેશ, કાળ તેમ જ નિમિત્ત વગેરેની અપેક્ષા નથી. જ્યારે કર્મ તો પુરુષને અધીન છે, તેથી તેને દેશ, કાળ અને નિમિત્ત વગેરેની અપેક્ષા છે; પરંતુ જ્ઞાન વસ્તુતંત્ર હોવાથી દેશ, કાળ નિમિત્ત વગેરેની અપેક્ષા રાખતો નથી. જેવી રીતે અગ્નિ ઉષ્ણ છે અને આકાશ અમૂર્ત છે–આ જ્ઞાનને દેશ વગેરેની અપેક્ષા નથી, તેવી જ રીતે આત્મજ્ઞાનને પણ નથી.

---

૧ જેના ઉદ્દેશથી કંઈક અપાય છે, તેને સંપ્રદાનકારક કહેવામાં આવે છે. અગ્નિસાધ્ય કર્મોમાં અગ્નિના ઉદ્દેશથી આહુતિ અપાય છે, તેથી અગ્નિમાં સંપ્રદાનકારકત્વ છે; તેથી તે કર્મ સંપ્રદાનકારક સાધ્ય કહેવાય છે.

Q7 પૂર્વપક્ષી : પરંતુ એમ માનવાથી તો પ્રમાણભૂત કર્મવિધિનો બાધ થઈ જશે અને સમાન પ્રમાણોમાંના એકબીજાનો બાધ થવો ઉચિત નથી.

A7 સિદ્ધાંતી : વાત એમ નથી; કારણ કે આત્મજ્ઞાન તો સ્વાભાવિક ભેદબુદ્ધિમાત્રનો બાધક છે, તે બીજી વિધિનો બાધક નથી, તે તો કેવળ સ્વાભાવિક ભેદબુદ્ધિનો જ બાધ કરે છે.

Q8 પૂર્વપક્ષી : આ રીતે પણ હેતુની નિવૃત્તિથી કર્મો થવાનો અસંભવ થવાથી વિધિનો જ નિરોધ થયો.

A8 સિદ્ધાંતી : ના, કામનાના પ્રતિષેધથી સકામ પ્રવૃત્તિના બાધની જેમ એમાં કોઈ દોષ નથી. જેવી રીતે 'સ્વર્ગની કામનાવાળાએ યજન કરવું' આ વચનથી જે પુરુષ સ્વર્ગના સાધનભૂત યજ્ઞમાં પ્રવૃત્ત છે, તેની કામનાનો કામપ્રતિષેધ–વિધિ અનુસાર બાધ થઈ જતાં તેના સકામ યજ્ઞના અનુષ્ઠાનની પ્રવૃત્તિ અટકી જાય છે; પરંતુ એટલાથી જ સકામ કર્મોની વિધિનો બાધ થઈ જતો નથી.[1]

Q9 પૂર્વપક્ષી : કામનો પ્રતિષેધ કરનારી વિધિથી સકામ કર્મોના વિધિની વ્યર્થતાનો બાધ થવાથી કામ્યકર્મોમાં પ્રવૃત્તિ ન થઈ શકવાને લીધે તેનો નિરોધ થઈ જ જશે–આમ કહેવામાં આવે તો ?

A9 સિદ્ધાંતી : આ પ્રમાણે ભલેને કર્મવિધિનો પણ નિરોધ થઈ જાય.

Q10 પૂર્વપક્ષી : જેવી રીતે કામનાનો પ્રતિષેધ થતાં કામ્યવિધિનો પ્રતિષેધ થઈ જાય છે, તેવી જ રીતે જ્ઞાનથી કર્મવિધિનો બાધ થતાં તેનું પ્રામાણ્ય હોઈ શકતું નથી. કર્મ અનુષ્ઠાન કરવા યોગ્ય નથી, આવું સિદ્ધ થતાં અનુષ્ઠાન કરનારનો અભાવ થઈ જવાથી જ્યારે અનુષ્ઠાનવિધિની સાર્થકતા જ નથી રહી ત્યારે તો કર્મવિધિઓની અપ્રામાણિકતા જ ઠરશે–જો આમ કહીએ તો ?

A10 સિદ્ધાંતી : આમ કહેવું બરાબર નથી; કારણ કે આત્મજ્ઞાન

૧ કારણ કે જેમની કામના નિવૃત્ત થઈ નથી, તેમના માટે તો આ વિધિ સાર્થક રહે જ છે.

થતા પહેલાં કર્મમાં પ્રવૃત્તિ હોઈ શકે છે. સ્વાભાવિક ક્રિયા, કારક અને ફળરૂપ ભેદજ્ઞાનનો આત્મજ્ઞાન પહેલાં કર્મમાં હેતુ હોવાનો સંભવ છે જ. જેવી રીતે કામનાના વિષયમાં દોષબુદ્ધિ થતા પહેલાં સ્વર્ગ આદિની સ્વાભાવિક ઇચ્છા જ કામ્યકર્મોમાં સકામ મનુષ્યની પ્રવૃત્તિ કરાવવામાં કારણ હોઈ શકે છે, તેવી રીતે અહીં સમજવું જોઈએ.

પૂર્વપક્ષી : આમ માનવાથી તો વેદ અનર્થનો હેતુ છે, એમ ઠરશે.

સિદ્ધાંતી : ના, કારણ કે અર્થ અને અનર્થ તો ઉદ્દેશને અધીન છે. કેવળ મોક્ષ સિવાય બીજા બધા અવિદ્યાના જ વિષય છે, તેથી અર્થ અને અનર્થ તો પુરુષના અભિપ્રાયને જ અધીન છે, કારણ કે (મહાભારત આદિમાં મહાપ્રસ્થાનરૂપ) મરણ વગેરેની ઇચ્છાથી પણ ઇષ્ટિઓ (યજ્ઞો)નું વિધાન જોવામાં આવે છે. હવે જ્યાં સુધી પુરુષ આત્મજ્ઞાન સંબંધી વિધિને અભિમુખ ન થઈ જાય, ત્યાં સુધી જ કર્મવિધિઓ છે; તેથી આત્મજ્ઞાન સાથે કર્મોના રહેવાનો સંભવ નથી. માટે 'હે મૈત્રેયી ! નિશ્ચય આ જ અમૃતત્વ છે' આ પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આત્મજ્ઞાન જ અમૃતત્વનું સાધન છે; કારણ કે જ્ઞાનને કર્મની અપેક્ષા નથી, તેથી કોઈ પ્રમાણભૂત વચન ન હોવા છતાં પણ ઉક્ત ન્યાયથી સંપ્રદાનાદિ કર્મોના કારક તેમ જ જાતિ આદિથી શૂન્ય અવિકારી બ્રહ્મમાં જ સુદૃઢ આત્મભાવના બોધમાત્રથી જ વિદ્વાનને માટે તો સંન્યાસ સિદ્ધ જ થઈ જાય છે.

એવી જ રીતે 'આપણને આ આત્મલોક અભીષ્ટ છે' આ હેતુવાક્ય દ્વારા એમ પણ કહી દેવામાં આવ્યું કે અગાઉ જ્ઞાનીઓ પ્રજા વગેરેની ઇચ્છા ન રાખતાં ઘરનો ત્યાગ કરી દેતા હતા; તેથી આત્મલોકના જ્ઞાનમાત્રથી વિદ્વાનો માટે પારિવ્રાજ્ય (સંન્યાસ) સિદ્ધ થઈ જાય છે. વળી 'આ આત્મલોકની જ ઇચ્છા રાખનારા પરિવ્રાજક (સંન્યાસી) થાય છે' આ વચનથી જિજ્ઞાસુ માટે પણ પારિવ્રાજ્ય સિદ્ધ થાય છે. કર્મ અજ્ઞાનીઓ માટે છે, એમ પણ અમે કહી ચૂક્યા છીએ. 'અવિદ્યાના ક્ષેત્રમાં પણ ઉત્પત્તિ આદિ વિકાર

અને સંસ્કારરૂપ પ્રયોજનના માટે કર્મો છે, તેથી 'યજ્ઞાદિ દ્વારા આત્માને જાણવાની ઇચ્છા કરે છે' આમ કહીને અમે ચિત્તના સંસ્કાર દ્વારા કર્મોનું અજ્ઞાનમાં સાધન હોવાનું પણ કહ્યું છે.

આવી સ્થિતિમાં અજ્ઞાનીઓ સાથે જોડાયેલાં આશ્રમકર્મોના બળાબળનો વિચાર કરતાં એવું સિદ્ધ થાય છે કે, 'અમાનિત્વ' આદિ યમ પ્રધાન (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને યમ કહેવાય) છે; અને ધ્યાન–જ્ઞાન–વૈરાગ્યાદિ માનસકર્મ આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં સન્નિપત્યોપકારક (સાક્ષાત્ ઉપયોગી) છે. અન્ય કર્મો હિંસા તેમ જ રાગ, દ્વેષ વગેરેની બહુલતાને લીધે પુષ્કળ ક્લિષ્ટ કર્મો સાથે મળેલાં છે; તેથી મુમુક્ષુ માટે પારિવ્રાજ્ય(સંન્યાસ)ની જ પ્રશંસા કરે છે. જેમ કે 'તમામ ઉક્ત કર્મોનો પણ ત્યાગ જ કરવો જોઈએ; આ મોક્ષની પરમ અવધિ વૈરાગ્ય જ છે.' 'હે બ્રાહ્મણ! જ્યારે તું એક દિવસે મરવાનો જ છે, તો પછી તને ધનથી, બંધુવર્ગથી અને સ્ત્રીઓથી શું પ્રયોજન છે? તું પોતાની બુદ્ધિરૂપી ગુહામાં પ્રવિષ્ટ આત્માનું અનુસંધાન કરી જો, તારા બાપ-દાદા ક્યાં ચાલ્યા ગયા?'

એવી જ રીતે સાંખ્ય અને યોગશાસ્ત્રોમાં પણ સંન્યાસને જ્ઞાનની નજીક હોવાનું કહેવામાં આવે છે. કામનાની પ્રવૃત્તિનો અભાવ હોવાને લીધે પણ તે જ્ઞાનનું અંતરંગ સાધન છે. સકામ પ્રવૃત્તિ જ્ઞાનને પ્રતિકૂળ છે, આ તો બધાંય શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે; તેથી વિરક્ત મુમુક્ષુ માટે જ્ઞાન ન હોવા છતાં પણ 'બ્રહ્મચર્યમાંથી સંન્યાસ લઈ લેવો' વગેરે વિધિ ઉચિત જ છે.

પૂર્વપક્ષી : પરંતુ અમો પહેલાં એવું કહી ચૂકયા છીએ કે (સામગ્રીના અભાવમાં) 'જીવનભર અગ્નિહોત્ર કરવો' આ વિધિનો નિરોધ થઈ જવાથી 'ब्रह्मचर्यादेव प्रव्रजेत्' આ શ્રુતિને અવકાશ મળી જાય છે, તેથી એમ જ માનવું ઉચિત છે કે સંન્યાસ કર્મના અનધિકારી માટે જ છે.

સિદ્ધાંતી : અહીં આ દોષ આવી શકતો નથી; કારણ કે જીવનભર અગ્નિહોત્રનું વિધાન કરનારી શ્રુતિઓને હમેશાં અવકાશ છે (તેમનો ક્યારેય નિરોધ નથી થતો); કારણ કે તમામ કર્મોની કર્તવ્યતા અજ્ઞાની અને સકામ પુરુષો માટે છે, એવું અમો કહી ચૂક્યા છીએ. કોઈ જાતની ઇચ્છા વિના જ કેવળ જીવનનિમિત્તે જ કર્મ કરવાનું હોતું નથી; ઘણું કરીને લોકો વધુ કામનાઓ ધરાવનારા હોય છે, કામનાઓના વિષયો પણ ઘણા છે અને તે અનેક કર્મો તેમ જ સાધનોથી સાધ્ય છે. વૈદિક કર્મો પણ અનેક ફળોનાં સાધન છે અને તે સ્ત્રી તથા અગ્નિ સાથે સંબંધ ધરાવનારા પુરુષનાં જ કર્તવ્ય છે; વારંવાર પાલન કરવામાં આવતાં ને ખેતી વગેરેની જેમ ઘણાં ફળ આપનારાં છે તથા ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ આશ્રમમાં સો વર્ષોમાં પૂરાં થનારાં છે; તેથી જીવનભર અગ્નિહોત્રનું વિધાન કરનારી શ્રુતિઓ અને 'कुर्वन्नेवेह कर्माणि' આ મંત્રવર્ણો તેમની અપેક્ષાથી છે. એ જ પક્ષમાં વિશ્વજિત અને સર્વમેધમાં કર્મનો પરિત્યાગ પણ છે અને જે પક્ષમાં કર્મનું જીવનભર અનુષ્ઠાન વિહિત છે અર્થાત્ જીવતાં સુધી કર્મ કરવાનું વિધાન થયેલ છે ત્યાં જ શરીરનો અંત શ્મશાન અને ભસ્મના રૂપમાં થાય છે.

અથવા જીવન પર્યંત કર્મનું વિધાન કરનારી શ્રુતિ બ્રાહ્મણથી ઇતર વર્ણોની અપેક્ષાથી પણ હોઈ શકે છે; કારણ કે ક્ષત્રિય અને વૈશ્ય માટે સંન્યાસની પ્રાપ્તિ નથી તેમ જ 'જેની વિધિ મંત્રો દ્વારા બતાવવામાં આવી છે,' 'આચાર્યોએ એમને એકાશ્રમી કહ્યા છે' વગેરે વાક્યો ક્ષત્રિય અને વૈશ્યની અપેક્ષાથી છે. તેથી પુરુષનાં સામર્થ્ય, જ્ઞાન, વૈરાગ્ય અને કામનાદિની અપેક્ષાથી વ્યુત્થાનના વિકલ્પ તથા ક્રમ સાથે સંન્યાસગ્રહણના પ્રકારોનો વિરોધ નથી. 'સ્નાતક[1] હોય

---

[1] જેણે વિદ્યાસમાપ્તિ પછી ગુરુગૃહનો ત્યાગ કર્યો હોય તે 'સ્નાતક' કહેવાય.

કે અસ્નાતક[૧] હોય, ઉત્સન્નાગ્નિ[૨] હોય કે અનગ્નિ[૩] હોય ' વગેરે વાક્યો-થી અનધિકારીઓ માટે તો પારિવ્રાજ્ય-સંન્યાસનું જુદું જ વિધાન કરવામાં આવ્યું છે, તેથી એમ સિદ્ધ થયું કે આશ્રમાન્તર–અન્ય આશ્રમમાં જવું એ અધિકારીઓ માટે જ છે. ૧૫

ઇતિ બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં ચોથા અધ્યાયમાં પંચમ મૈત્રેયી બ્રાહ્મણ ૫

## ષષ્ઠ બ્રાહ્મણ

### યાજ્ઞવલ્કીય કાંડની વંશપરંપરા

अथ वꣳशः पौतिमाष्यो गोपवनाद् गौपवनः पौतिमाष्यात् पौतिमाष्यो गौपवनाद् गौपवनः कौशिकात् कौशिकः कौण्डिन्यात् कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥ १ ॥ आग्निवेश्यादाग्निवेश्यो गार्ग्याद् गार्ग्यो गार्ग्याद् गार्ग्यो गौतमाद् गौतमः सैतवात् सैतवः पाराशर्यायणात् पाराशर्यायणो गार्ग्यायणाद् गार्ग्यायण उद्दालकायनादुद्दालकायनो जाबालायनाज्जाबालायनो माध्यन्दिनायनान्माध्यन्दिनायनः सौकरायणात् सौकरायणः काषायणात् काषायणः सायकायनात् सायकायनः कौशिकायनेः कौशिकायनिः ॥ २ ॥

---

૧ જેણે વિદ્યાસમાપ્તિ પહેલાં જ ગુરુગૃહનો ત્યાગ કર્યો હોય તે ' અસ્નાતક. '

૨ જેણે પત્નીની હયાતીમાં જ અગ્નિને છોડી દીધો હોય તે ' ઉત્સન્નાગ્નિ. '

૩ જેણે પત્નીની હયાતી પછી અગ્નિ છોડ્યો હોય તે ' અનગ્નિ ' કહેવાય.

घृतकौशिकाद् घृतकौशिकः पाराशर्यायणात् पाराशर्यायणः पाराशर्यात् पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चासुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धनेरौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद् भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद् गौतमो गौतमाद् गौतमो वात्स्याद् वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात् काप्यात् कैशोर्यः काप्यः कुमारहारितात् कुमारहारितो गालवाद् गालवो विदर्भीकौण्डिन्याद् विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद् वत्सनपाद्बाभ्रवः पथः सौभरात् पन्थाः सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात् त्वाष्ट्राद् विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद् दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वंसनान्मृत्युः प्राध्वंसनः प्रध्वंसनात् प्रध्वंसन एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारुः सनातनात् सनातनः सनगात् सनगः परमेष्ठिनः परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ ३ ॥

હવે (યાજ્ઞવલ્કીય કાંડનો) વંશ આરંભ કરવામાં આવે છે. આ જ્ઞાન પૌતિમાષ્યે ગૌપવન પાસેથી મેળવ્યું. ગૌપવને (બીજા) પૌતિમાષ્ય પાસેથી. ગૌપવને કૌશિક પાસેથી; કૌશિકે કૌંડિન્ય પાસેથી; કૌંડિન્યે શાંડિલ્ય પાસેથી; શાંડિલ્યે કૌશિક અને ગૌતમ પાસેથી. ૧

ગૌતમે આગ્નિવેશ્ય પાસેથી; આગ્નિવેશ્યે ગાર્ગ્ય પાસેથી; ગાર્ગ્યે (બીજા) ગાર્ગ્ય પાસેથી; એ ગાર્ગ્યે ગૌતમ

પાસેથી; ગૌતમે સૈતવ પાસેથી, સૈતવે પારાશર્યાયણ પાસેથી; પારાશર્યાયણે ગાર્ગ્યાયણ પાસેથી; ગાર્ગ્યાયણે ઉદ્દાલકાયન પાસેથી; ઉદ્દાલકાયને જાબાલાયન પાસેથી; જાબાલાયને માધ્યંદિનાયન પાસેથી; માધ્યંદિનાયને સૌકરાયણ પાસેથી; સૌકરાયણે કાષાયણ પાસેથી; કાષાયણે સાયકાયન પાસેથી; સાયકાયને કૌશિકાયનિ પાસેથી. ૨

કૌશિકાયનિએ ઘૃતકૌશિક પાસેથી; ઘૃતકૌશિકે પારાશર્યાયણ પાસેથી; પારાશર્યાયણે પારાશર્ય પાસેથી; પારાશર્યે જાતૂકર્ણ્ય પાસેથી; જાતૂકર્ણ્યે આસુરાયણ અને યાસ્ક પાસેથી; આસુરાયણે ત્રૈવણિ પાસેથી; ત્રૈવણિએ ઔપજંધનિ પાસેથી; ઔપજંધનિએ આસુરી પાસેથી; આસુરિએ ભારદ્વાજ પાસેથી; ભારદ્વાજે આત્રેય પાસેથી; આત્રેયે માણ્ટિ પાસેથી; માણ્ટિએ ગૌતમ પાસેથી; ગૌતમે (બીજા) ગૌતમ પાસેથી; એ ગૌતમે વાત્સ્ય પાસેથી; વાત્સ્યે શાંડિલ્ય પાસેથી; શાંડિલ્યે કૈશોર્ય કાપ્ય પાસેથી; કૈશોર્ય કાપ્યે કુમાર હારિત પાસેથી; કુમાર હારિતે ગાલવ પાસેથી; ગાલવે વિદર્ભીકૌંડિન્ય પાસેથી; વિદર્ભીકૌંડિન્યે વત્સનપાત્ બાભ્રવ પાસેથી; વત્સનપાત્ બાભ્રવે પન્થા સૌભર પાસેથી; પન્થા સૌભરે અયાસ્ય આંગિરસ પાસેથી; અયાસ્ય આંગિરસે આભૂતિ ત્વાષ્ટ્ર પાસેથી; આભૂતિ ત્વાષ્ટ્રે વિશ્વરૂપ ત્વાષ્ટ્ર પાસેથી; વિશ્વરૂપ ત્વાષ્ટ્રે અશ્વિનીકુમારો પાસેથી; અશ્વિનીકુમારોએ દધ્યઙ્ આથર્વણ પાસેથી દધ્યઙ્આથર્વણે અથર્વાદૈવ પાસેથી; અથર્વાદૈવે મૃત્યુ પ્રાધ્વંસન પાસેથી; મૃત્યુ પ્રાધ્વંસને પ્રધ્વંસન પાસેથી; પ્રધ્વંસને એકર્ષિ પાસેથી; એકર્ષિએ વિપ્રચિત્તિ

પાસેથી; વિપ્રચિત્તિએ વ્યષ્ટિ પાસેથી; વ્યષ્ટિએ સનારુ પાસેથી; સનારુએ સનાતન પાસેથી; સનાતને સનગ પાસેથી; સનગે પરમેષ્ઠી પાસેથી; પરમેષ્ઠીએ (વેદરૂપ) બ્રહ્મ પાસેથી; બ્રહ્મ સ્વયંભુ છે-પોતાની મેળે જ જન્મેલ છે. એ બ્રહ્મને નમસ્કાર !

**ભાષ્ય :** હવે—આગળ યાજ્ઞવલ્કીય કાંડના વંશનો આરંભ કરવામાં આવે છે; જેવો કે મધુકાંડનો વંશ હતો. એની વ્યાખ્યા અગાઉની જેમ સમજવી જોઈએ. બ્રહ્મ સ્વયંભૂ છે; બ્રહ્મને નમસ્કાર છે. ૐ ઇતિ. ૧-૩

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં ચોથા અધ્યાયમાં ષષ્ઠ વંશબ્રાહ્મણ ૬

**શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ભગવાન શ્રીશંકરાચાર્યે રચેલા બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં ચોથો અધ્યાય સમાપ્ત ૪**

॥ ॐ माँ ॥

# અધ્યાય ૫ મો

## પ્રથમ બ્રાહ્મણ

### પૂર્ણ બ્રહ્મ અને તેનાથી ઉત્પન્ન થનારાં પૂર્ણ કાર્ય

**ભાષ્ય :** હવે 'पूर्णमदः' ઇત્યાદિ ખિલકાંડનો[1] આરંભ કરવામાં આવે છે. ચાર અધ્યાયો દ્વારા જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ તથા જે સર્વાંતર નિરુપાધિક, ક્ષુધાદિથી રહિત અને 'નેતિ-નેતિ' આ પ્રમાણે સંકેત કરવા યોગ્ય આત્માનો નિશ્ચય કરવામાં આવ્યો છે તેમ જ જેનું સારી પેઠે જ્ઞાન થવું એ જ એકમાત્ર અમૃતત્વનું સાધન છે, શબ્દાર્થાદિ વ્યવહારની વિષયતાને પ્રાપ્ત થયેલા તે જ સોપાધિક આત્માની તે ઉપાસનાઓનો કે જેમનો પહેલાં ઉલ્લેખ થયો નથી અને જે કર્મથી અવિરુદ્ધ પરમ ઉત્તમ અભ્યુદયની સાધનભૂત તેમ જ ક્રમમુક્તિની પ્રાપ્તિ કરાવનારી છે, તેનું હવે વર્ણન કરવાનું છે, તે માટે આગળનો ગ્રંથ છે. તમામ ઉપાસનાઓના અંગરૂપે ઓંકાર, દમ, દાન અને દયા-એમનું વિધાન કરવાનું અભીષ્ટ છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ॥
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ १ ॥

अदः पूर्णम्=તે (કારણબ્રહ્મ) પૂર્ણ છે, इदम् पूर्णम्=આ (કાર્યરૂપ જગત) પૂર્ણ છે, पूर्णात्=(કારણરૂપ) બ્રહ્મમાંથી, पूर्णम्=(કાર્યરૂપ) જગત, उदच्यते=ઉત્પન્ન થાય છે, पूर्णस्य पूर्णम् आदाय=એ પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણ જગતને કાઢી લેવામાં આવતાં, पूर्णम् एव=કેવળ બ્રહ્મ જ, अवशिष्यते=બાકી રહે છે.

---

૧ પહેલાં કહેવાઈ ગયેલા વિષયમાંના બાકી રહેલા વિષયને 'ખિલ' કહેવામાં આવે છે, તેથી ખિલકાંડનો અર્થ 'પરિશિષ્ટ પ્રકરણ' સમજવો જોઈએ.

ૐ એ બ્રહ્મ પૂર્ણ છે. આ જગત પૂર્ણ છે. એ પૂર્ણ બ્રહ્મમાંથી આ પૂર્ણ જગત ઉત્પન્ન થાય છે. એ પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણ જગત કાઢી લઈએ, તો પૂર્ણ બ્રહ્મ જ બાકી રહે છે. ૧

**ભાષ્ય :** 'पूर्णमदः'–पूर्णम्–જે ક્યાંયથી પણ વ્યાવૃત્ત નથી, એટલે વ્યાપક છે. પૂર્ણ શબ્દમાં જે નિષ્ઠાસંજ્ઞક 'क्त' પ્રત્યય થયો છે તેને કર્તા અર્થમાં સમજવો જોઈએ. 'अदः'—આ પદ પરોક્ષ અર્થને બતાવનારું સર્વનામ છે. એનો અર્થ છે 'તે'—પરબ્રહ્મ. તે સંપૂર્ણ છે, એટલે આકાશની જેમ વ્યાપક, અંતરરહિત અને ઉપાધિશૂન્ય છે. તે જ તે નામ-રૂપમાં સ્થિત વ્યવહારદશાને પ્રાપ્ત સોપાધિક રૂપ પણ પૂર્ણ છે અર્થાત્ પોતાના પરમાત્મસ્વરૂપથી વ્યાપક છે–ઉપાધિ પરિચ્છિન્ન (સીમિત) વિશેષરૂપથી વ્યાપક નથી.

તે આ વિશેષભાવને પ્રાપ્ત થયેલ કાર્યાત્મક બ્રહ્મ પૂર્ણ એવા કારણાત્મક બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે અર્થાત્ ઉદ્‌ગત (પ્રકટ) થાય છે. જોકે આ કાર્યરૂપથી પ્રકટ થાય છે તોપણ એનું સ્વરૂપભૂત જે પૂર્ણત્વ અર્થાત્ પરમાત્મભાવ છે, તેને છોડતું નથી અર્થાત્ પૂર્ણ જ પ્રકટ થાય છે.

આ પૂર્ણ એટલે કાર્યરૂપ બ્રહ્મનું સંપૂર્ણ પૂર્ણત્વ 'आदाय'—લઈને અર્થાત્ તેને આત્મસ્વરૂપની સાથે એકરસ કરીને વિદ્યા દ્વારા અવિદ્યાકૃત ભૂતમાત્રના ઉપાધિના સંસર્ગથી થનારી ભેદપ્રતીતિને દૂર કરી દીધા પછી પૂર્ણ જ અર્થાત્ અંતર-બાહ્યશૂન્ય પ્રજ્ઞાનઘનૈકરસ-સ્વરૂપ શુદ્ધ બ્રહ્મ જ શેષ રહે છે.

પહેલાં જે એમ કહ્યું હતું કે, 'ब्रह्म वा इदमग्र आसीत् तदात्मानमेवावेत् तस्मात् तत् सर्वमभवत्' (શરૂઆતમાં આ એક બ્રહ્મ જ હતું. તેણે પોતાને જાણ્યું, તેથી તે સર્વ થઈ ગયું.) આ જ આ મંત્રનો પણ અર્થ છે. એમાં 'ब्रह्म' આ પદનો અર્થ છે 'पूर्णमदः' અને 'इदं पूर्णम्' આ, 'ब्रह्म वा इदमग्र आसीत्' આ વાક્યનો અર્થ છે. આવી જ એક બીજી શ્રુતિ પણ છે: "यदेवेह तदमुत्र यदमुत्र तद-

न्विह ' (જે અહીંયાં છે તે જ પરલોકમાં છે અને જે પરલોકમાં છે, તે જ અહીંયાં (આ દેહેન્દ્રિયરૂપ ઉપાધિમાં) છે.) તેથી 'अदः' શબ્દ-વાચ્ય જે પૂર્ણબ્રહ્મ છે તે જ 'इदं पूर्णम्' અર્થાત્ કાર્યવર્ગમાં સ્થિત નામ-રૂપાત્મક ઉપાધિથી યુક્ત અવિદ્યાજનિત (કાર્યબ્રહ્મ) છે. તે જ પરમાર્થસ્વરૂપ પરબ્રહ્મથી તે અન્ય સમાન પ્રતીત થાય છે. આવી સ્થિતિમાં જ્યારે પોતાને જ પૂર્ણ પરબ્રહ્મ જાણીને 'હું જ તે પૂર્ણ બ્રહ્મ છું' આ પ્રમાણે પૂર્ણત્વને લઈને આ બ્રહ્મવિદ્યા દ્વારા અવિદ્યા-કૃત નામ-રૂપ ઉપાધિના સંસર્ગથી ઉત્પન્ન થયેલી અપૂર્ણરૂપતાનો તિરસ્કાર કરવામાં આવે છે ત્યારે કેવળ પૂર્ણ જ રહે છે આ જ વાત 'तस्मात्तत्सर्वमभवत्' આ વાક્ય દ્વારા કહેવામાં આવી છે.

જે સમસ્ત ઉપનિષદનું અર્થભૂત (બ્રહ્મ) છે, તેનો જ આગળના ગ્રંથ સાથે સંબંધ પ્રદર્શિત કરવા માટે આ મંત્ર દ્વારા અનુવાદ-પુનઃકથન કરવામાં આવે છે; તેમ જ જે ખિલપ્રકરણના સંબંધથી સર્વ ઉપાસનાઓના અંગભૂત છે તે ઓંકાર, દમ, દાન અને દયા એવી સંજ્ઞાવાળાં સાધનોનું પણ અહીંયાં બ્રહ્મવિદ્યાના સાધનરૂપથી વિધાન કરવાનું અભીષ્ટ છે.

અહીં એક પક્ષવાળા (દ્વૈતાદ્વૈતવાદી) વિદ્વાનો એમ કહે છે કે, પૂર્ણ કારણથી પૂર્ણ કાર્ય ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થયેલું કાર્ય વર્તમાન સમયમાં પણ પૂર્ણ જ છે; અર્થાત્ દ્વૈતરૂપથી પરમાર્થ વસ્તુભૂત જ છે. પછી પ્રલયકાળમાં પૂર્ણ કાર્યની પૂર્ણતાને લઈને તેનું આત્મામાં જ આધાન કર્યા પછી કારણરૂપ પૂર્ણ જ બાકી રહે છે. આ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય–ત્રણેય કાળોમાં કાર્ય-કારણની પૂર્ણતા જ છે. આ એક પૂર્ણતા જ કાર્ય-કારણના ભેદથી કહેવામાં આવે છે. આમ દ્વૈતાદ્વૈતરૂપ એક જ બ્રહ્મ છે.

જેવી રીતે સમુદ્ર જળ–તરંગ–ફીણ–પરપોટારૂપ જ છે ને તેમાં જેમ જળ સત્ય છે, તેમ તેનાથી થનારા આવિર્ભાવ–તિરોભાવધર્મી તરંગ, ફીણ તેમ જ પરપોટા વગેરે પણ સમુદ્રરૂપ અને પરમાર્થ

સત્ય જ છે. આ પ્રમાણે આ જળતરંગાદિસ્થાનીય તમામ, દ્વૈત પરમાર્થ સત્ય જ છે ને પરબ્રહ્મ તો સમુદ્રના જળસ્થાનીય જ છે.

એ રીતે દ્વૈત સત્ય હોય તો જ કર્મકાંડની પ્રામાણિકતા હોઈ શકે છે. જ્યારે 'દ્વૈત કેવળ દ્વૈત જેવું' તથા અવિદ્યાકૃત અને મૃગતૃષ્ણા સમાન મિથ્યા છે, ખરી રીતે અદ્વૈત જ સત્ય છે—એમ કહેવામાં આવે છે ત્યારે તો પોતાના વિષયનો અભાવ થઈ જવાથી કર્મકાંડ અપ્રામાણિક જ થઈ જાય છે અને આમ માનવાથી પરમાર્થ અદ્વૈત વસ્તુનું પ્રતિપાદન કરનારાં હોવાથી વેદના એકદેશભૂત ઉપનિષદો તો પ્રામાણિક છે; પરંતુ અસત્ દ્વૈતવિષયક હોવાથી કર્મકાંડ અપ્રામાણિક છે—આ વિરોધ અનિવાર્ય થશે; તેથી તે વિરોધનો પરિહાર કરવાની ઇચ્છાથી જ 'पूर्णमदः' ઇત્યાદિ મંત્ર દ્વારા શ્રુતિએ સમુદ્રની જેમ આ કાર્ય-કારણની સત્યતા બતાવી છે.

સિદ્ધાંતી : આમ કહેવું બરાબર નથી; કારણ કે (નિર્વિશેષ બ્રહ્મમાં) વિશિષ્ટના વિષયભૂત અપવાદ અને વિકલ્પનો સંભવ નથી. (આપની) આ કલ્પના સુવિવક્ષિત (યુક્તિપૂર્વકની) નથી! શાથી? જેવી રીતે ક્રિયાના વિષયમાં ઉત્સર્ગથી (સામાન્યતઃ) પ્રાપ્ત કોઈ ક્રિયાનો કોઈ એક દેશમાં (વિશેષ વચન દ્વારા) અપવાદ કરાય છે; જેમ કે 'તીર્થ (પુણ્યકર્મો) સિવાય બીજે સર્વ પ્રાણીઓની હિંસા ન કરતો' આ વાક્યમાં જે સર્વ પ્રાણીઓની હિંસાનું સામાન્ય રીતે નિવારણ કર્યું છે, તેની 'તીર્થ' એટલે વિશિષ્ટ વિષય—જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોમાં અનુજ્ઞા આપવામાં આવે છે.[1] તે પ્રમાણે વસ્તુના વિષયમાં

---

[1] ખરી રીતે આ શ્રુતિ દ્વારા ક્યાંય પણ હિંસાનું વિધાન પ્રાપ્ત થતું નથી; પરંતુ બધે જ અહિંસાનો આદેશ આપવામાં આવ્યો છે. છાંદોગ્ય ઉપનિષદમાં શ્રી શંકરાચાર્યે 'अन्यत्र तीर्थेभ्यः'ની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે : 'भिक्षानिमित्तमटनादिनापि परपीडा स्यादित्यत आह—अन्यत्र तीर्थेभ्यः। तीर्थं नाम शास्त्रानुज्ञाविषयस्ततोऽन्यत्रेत्यर्थः।' એનો ભાવ આ પ્રમાણે છે: ભિક્ષા માટે ફરવાથી પણ બીજાઓને

અહીં સામાન્યતઃ અદ્વૈતબ્રહ્મનું પ્રતિપાદન કરીને પછી તેના કોઈ એક દેશમાં બ્રહ્મનો અપવાદ (બાધ) કરી શકાતો નથી; કારણ કે અદ્વૈત હોવાને લીધે બ્રહ્મનો કોઈ એકદેશ હોઈ શકે નહીં.

એવી જ રીતે વિકલ્પ ન હોઈ શકવાને કારણે પણ આમ થવાનો અસંભવ છે; જેવી રીતે 'અતિરાત્રયાગમાં ષોડશીનું ગ્રહણ કરવું' 'અતિરાત્રયાગમાં ષોડશીનું ગ્રહણ ન કરવું' આ પ્રમાણે ગ્રહણ અને અગ્રહણ પુરુષને અધીન હોવાથી તેમાં વિકલ્પ[1] હોઈ શકે છે, તેવી રીતે અહીં વસ્તુના વિષયમાં 'તે દ્વૈત હોય અથવા અદ્વૈત હોય' આવો વિકલ્પ હોઈ શકતો નથી; કારણ કે આત્મતત્ત્વ પુરુષને અધીન નથી. વળી એ સિવાય એક જ વસ્તુનું દ્વૈતાદ્વૈતરૂપ હોવાનું વિરુદ્ધ પણ છે. તેથી આ કલ્પના યુક્તિયુક્ત નથી.

શ્રુતિ અને યુક્તિથી વિરુદ્ધ હોવાથી પણ આમ કહેવું ઠીક નથી. 'મીઠાના ગાંગડાની જેમ પ્રજ્ઞાન એકરસઘનસ્વરૂપ નિરવકાશ તથા પૂર્વાપર અને બાહ્ય આભ્યંતરભેદથી રહિત છે' 'सबाह्याभ्यन्तरमजम्'– તે બાહ્ય અને આભ્યંતર ભેદથી રહિત છે. 'નેતિ નેતિ' 'અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અજર, અભય અને અમૃત છે' વગેરે શ્રુતિઓ, જે નિશ્ચિતાર્થ અને સંશય-વિપર્યય તેમ જ શંકાથી રહિત છે તે

---

પીડા થઈ શકે છે, એના નિવારણ માટે કહ્યું–अन्यत्र तीर्थेभ्यः। જે શાસ્ત્રની આજ્ઞાનો વિષય છે અર્થાત્ જેના માટે શાસ્ત્રની આજ્ઞા છે, તે કર્મને કરતી વખતે જો કોઈને અનાયાસે કષ્ટ પહોંચે તો તે માટે કોઈ દોષ થતો નથી. જો આમ ન હોત તો ભિક્ષાટનનું દૃષ્ટાંત આપવામાં ન આવત. ભિક્ષાટન કરવામાં કોઈની હિંસા કરાતી નથી. અજાણપણે પગ તળે કચડાવાથી કોઈ જીવને કષ્ટ થાય એવી સંભાવનામાત્ર રહે છે.

૧ વિકલ્પ આ પ્રમાણે છે: 'क्वचिद् अतिरात्रे षोडशिनं गृह्णाति क्वचिद् न गृह्णाति' 'અર્થાત્ ક્યાંક અતિરાત્રમાં ષોડશીનું ગ્રહણ કરવું અને ક્યાંક ન કરવું.'

બધીને દરિયામાં નાખી દેવી પડશે; કારણ કે તે રહીને પણ કશું કરી શકતી નથી.

એવી જ રીતે યુક્તિ સાથે પણ વિરોધ આવે છે; કારણ કે સાવયવ, અનેકાત્મક અને ક્રિયાવાન પદાર્થનો નિત્ય હોવાનો સંભવ નથી અને સ્મૃતિ વગેરે જોવાથી આત્માના નિત્યત્વનું અનુમાન થાય છે. તેનું અનિત્યત્વ માનવાથી તે યુક્તિસિદ્ધ નિત્યત્વ સાથે વિરોધ આવે છે; (ને વળી આત્માના અનિત્યત્વનો જો સ્વીકાર પણ કરાય તોપણ) આપની કલ્પના વ્યર્થ જ ઠરે છે. આ પક્ષમાં કર્મકાંડની વ્યર્થતા સ્પષ્ટ જ છે; કારણ કે (આત્માને અનિત્ય માનવાથી) ન કરેલાની પ્રાપ્તિ અને કરેલાનો નાશ થવાનો પ્રસંગ ઉપસ્થિત થશે.

પૂર્વપક્ષી : પરંતુ બ્રહ્મના દ્વૈતાદ્વૈત હોવામાં સમુદ્રાદિ દૃષ્ટાંત વિદ્યમાન છે, તો પછી આપ આમ શાથી કહો છો કે એકનું દ્વૈતાદ્વૈત-રૂપ હોવું એ વિરુદ્ધ છે?

સિદ્ધાંતી : વાત આમ નથી; કારણ કે (અમે જે વિરોધ બતાવી-એ છીએ) તેનો વિષય જુદો છે. અમે નિત્ય અને નિરવયવ વસ્તુના વિષયમાં દ્વૈતાદ્વૈતનો વિરોધ બતાવ્યો છે. સાવયવ કાર્યના વિષયમાં નહીં. તેથી શ્રુતિસ્મૃતિ અને યુક્તિ સાથે વિરોધ હોવાથી આ કલ્પના અનુચિત છે. આ કલ્પનાની અપેક્ષાએ તો ઉપનિષદનો પરિત્યાગ કરી દેવો એ જ ઠીક છે.

સાવયવ બ્રહ્મનો ધ્યેયરૂપથી ઉપદેશ ન હોવાથી પણ આ કલ્પના, શાસ્ત્રનું તાત્પર્ય હોઈ શકે નહીં. જે જન્મ–મરણાદિ સેંકડો–હજારો અનર્થરૂપ ભેદથી સંપન્ન અને સમુદ્ર તેમ જ વન આદિની જેમ સાવ-યવ તથા અનેક રસ છે, એવા બ્રહ્મનો શ્રુતિ દ્વારા ધ્યેય અથવા જ્ઞેયરૂપથી ઉપદેશ કરાતો નથી.

આ સિવાય શ્રુતિ તેની પ્રજ્ઞાનઘનતાનો પણ ઉપદેશ આપે છે ને એમ પણ કહે છે કે, 'તેને એક પ્રકારથી જ જોવો જોઈએ.' 'જે અહીં નાનાવત્ જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે' આ

પ્રમાણે અનેકરૂપ જોવાની નિંદા કરાયાથી પણ આ જ સિદ્ધ થાય છે અને જેની શ્રુતિએ નિંદા કરી હોય તે કર્તવ્ય હોઈ શકે નહીં તેમ જ જે કરાતું નથી તે શાસ્ત્રનું તાત્પર્ય હોઈ શકતું નથી. બ્રહ્મના દ્વૈતરૂપ અનેક રસત્વ અને નાનાત્વની નિંદા કરવામાં આવી તેથી તેને બ્રહ્મમાં ન જોવું જોઈએ. એટલા માટે તે શાસ્ત્રનું તાત્પર્ય નથી. બ્રહ્મની જે એકરસતા છે, તે જ દ્રષ્ટવ્ય હોવાથી પ્રશસ્ત છે અને પ્રશસ્ત હોવાને લીધે તે શાસ્ત્રનું તાત્પર્ય પણ હોઈ શકે છે.

વળી જે એમ કહ્યું કે દ્વૈતનો અભાવ હોવાથી વેદના કર્મ-વિષયક એક ભાગની તો અપ્રામાણિકતા થઈ જશે અને અદ્વૈતવિષયમાં પ્રામાણિકતા થશે, તો તેમ પણ નથી; કારણ કે શાસ્ત્ર તો યથાપ્રાપ્ત વસ્તુનો ઉપદેશ કરવા માટે છે. જન્મ લેવાની સાથે જ કોઈ પુરુષને દ્વૈત કે અદ્વૈત-તત્ત્વનો બોધ કરાવીને તે પછી શાસ્ત્ર તેને કર્મ કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી દેતું નથી.

આ સિવાય દ્વૈત તો ઉપદેશ કરવા યોગ્ય પણ નથી; કારણ કે તે તો પ્રત્યેક જીવધારી જીવની બુદ્ધિનો વિષય છે. શરૂઆતથી જ કોઈની દ્વૈતમાં મિથ્યાત્વ બુદ્ધિ હોતી નથી કે જેથી કરીને શાસ્ત્ર તેને દ્વૈતનું સત્યત્વ સમજીને પછી પોતાની પ્રામાણિકતાનું પ્રતિપાદન કરે. વળી (બૌદ્ધ વગેરે) પાખંડીઓ દ્વારા શ્રેયમાર્ગમાં પ્રવૃત્ત કરાયેલા શિષ્યગણ પણ શાસ્ત્રનું પ્રામાણ્ય સ્વીકાર ન કરે–એવી વાત પણ નથી.

તેથી અવિદ્યાકૃત યથાપ્રાપ્ત સ્વાભાવિક દ્વૈતને જ ગ્રહણ કરી જે સ્વાભાવિક અવિદ્યાથી યુક્ત અને રાગદ્વેષવાળો છે, તે પુરુષને શાસ્ત્ર પહેલાં તેને અભિમત કર્મરૂપ પુરુષાર્થના સાધનનો ઉપદેશ કરે છે. પછી જે ક્રિયા, કારક અને ફળસ્વરૂપ કર્મમાં દોષ જોનારો તથા તેનાથી વિપરીત ઉદાસીનરૂપથી સ્થિતિરૂપ ફળનો ઇચ્છુક હોય છે, તેને જ તે તેની ઉપાયભૂત આત્મૈકત્વ દર્શનરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે; તે આમ થયા પછી તે ઔદાસીન્ય સ્વરૂપમાં સ્થિતિરૂપ ફળની પ્રાપ્ત થઈ ગયા પછી શાસ્ત્રના પ્રામાણ્ય પ્રતિની આકાંક્ષા દૂર થઈ જાય છે–

મટી જાય છે. તેનો અભાવ થઈ જતાં તેના માટે શાસ્ત્રનું શાસ્ત્રત્વ પણ નિવૃત્ત થઈ જ જાય છે.

આ પ્રમાણે પ્રત્યેક પુરુષ પ્રત્યે શાસ્ત્રનું પ્રયોજન પૂરું થઈ જાય છે, તેથી શાસ્ત્રના વિરોધની તો ગંધ પણ નથી; કારણ કે શાસ્ત્ર, શિષ્ય અને શાસન વગેરે દ્વૈતભેદની તો 'અદ્વૈતનું' જ્ઞાન થયા પછી સમાપ્તિ થઈ જાય છે. જો એમાંનું કોઈ પણ રહી જાત તો તે કહેલાનો વિરોધ રહેત. પરંતુ આ શાસ્ત્ર, શિષ્ય અને શાસન તો એકબીજાની અપેક્ષા રાખનારાં છે, તેથી એમાંનું કોઈ પણ સ્થિત રહેતું નથી. આ પ્રમાણે બધાંની સમાપ્તિ થઈ ગયા પછી તો એકમાત્ર શિવસ્વરૂપ, નિત્યસિદ્ધ અદ્વૈતમાં કોના વિરોધની શંકા કરાય? ને તેથી જ એનો કોઈની સાથે અવિરોધ પણ નથી.

હવે અમે બ્રહ્મને દ્વૈતાદ્વૈતરૂપ માનીને પણ એવું બતાવીએ છીએ કે તે દ્વૈતાદ્વૈતરૂપ હોવા છતાં પણ શાસ્ત્રનો વિરોધ એવો ને એવો જ છે. જ્યારે અમે સમુદ્રાદિની જેમ દ્વૈતાદ્વૈતરૂપ એક જ બ્રહ્મ સ્વીકારીએ છીએ, તેના સિવાય કોઈ બીજી વસ્તુ માનતા નથી, ત્યારેય પણ અમે આપે બતાવેલા શાસ્ત્રના વિરોધથી મુક્ત થતા નથી! કઈ રીતે? (તે કહે છે:) દ્વૈતાદ્વૈતરૂપ એક જ બ્રહ્મ છે, તે શોકમોહાદિથી અતીત હોવાને લીધે ઉપદેશની આકાંક્ષા રાખતો નથી. એ સિવાય ઉપદેશ કરનારો પણ બ્રહ્મથી ભિન્ન હોઈ શકતો નથી; કારણ કે દ્વૈતાદ્વૈતરૂપ એક જ બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવ્યો છે

જો એમ કહેવામાં આવે કે દ્વૈતવિષય અનેકરૂપ છે, તેથી તેમાં પરસ્પર ઉપદેશ થઈ શકે છે, બ્રહ્મરૂપ વિષયમાં ઉપદેશ થતો નથી; ત્યારે દ્વૈતાદ્વૈતરૂપ એક જ બ્રહ્મ છે, તેનાથી ભિન્ન કોઈ નથી–આ કથન સાથે વિરોધ આવશે. જે દ્વૈતવિષયમાં પરસ્પર ઉપદેશ થાય છે, તે અન્ય હશે અને દ્વૈત અન્ય હશે–આ પ્રમાણે સમુદ્રનું દૃષ્ટાંત વિરુદ્ધ જ રહ્યું. જો સમુદ્રના જળની એકતાની જેમ વિજ્ઞાનની પણ એકતા છે, તો બ્રહ્મથી ભિન્ન ઉપદેશ-ગ્રહણાદિની કલ્પના સંભવી

શકતી નથી. હાથપગ વગેરે દ્વૈતાદ્વૈતરૂપ દેવદત્તમાં દેવદત્તના એકદેશભૂત વાણી અને કર્ણ—એ એમાંથી કેવળ વાણી ઉપદેશ કરનારી છે અને એકલો કર્ણ ઉપદેશ ગ્રહણ કરનારો છે. જ્યારે દેવદત્ત નથી તો ઉપદેશ આપતો કે નથી ઉપદેશને ગ્રહણ કરતો–આવી કલ્પના કરી શકાય નહીં; કારણ કે જેવી રીતે સમુદ્ર એકમાત્ર જળસ્વરૂપ છે, તેવી જ રીતે દેવદત્ત પણ એક જ વિજ્ઞાનવાન છે; તેથી એવી કલ્પના કરવામાં શ્રુતિ અને સ્મૃતિ સાથે વિરોધ તથા અભિમત અર્થની અસિદ્ધિ પણ થશે. માટે 'પૂર્ણમદઃ' વગેરે આ મંત્રનો અર્થ અમે જે કહ્યો છે તે જ છે.

## ॐ ખં બ્રહ્મ અને તેની ઉપાસનાનું વર્ણન

**ॐ खं ब्रह्म ![1] खं पुराणं वायुरं खमिति ह स्माह कौरव्यायणीपुत्रो वेदोऽयं ब्राह्मणा विदुर्वेदैनेन यद् वेदितव्यम् ॥१॥**

खम् ब्रह्म ॐ=આકાશ બ્રહ્મ ૐકાર છે, खम् पुराणम्=આકાશ (અહીં જડ નહીં) સનાતન (પરમાત્મા) છે, वायुरम् खम्=જેમાં વાયુ રહે છે તે આકાશ જ 'ख' છે, इति ह=આ પ્રમાણે, कौरव्यायणीपुत्रः आह स्म=કૌરવ્યાયણીપુત્રે કહ્યું છે, अयम्=આ ૐકાર, वेदः=વેદ છે, ब्राह्मणाः विदुः=(આમ) બ્રાહ્મણો જાણે છે, (કારણ કે) यद् वेदितव्यम्=જે જાણવા યોગ્ય છે (તે), एनेन वेद=આ ૐકારરૂપ વેદથી જ જાણી શકાય છે.

આકાશ બ્રહ્મ ૐકાર છે, આકાશ (અહીં જડ નહીં) સનાતન–પરમાત્મા છે, 'જેમાં વાયુ રહે છે તે આકાશ જ 'ख' છે,' આ પ્રમાણે કૌરવ્યાયણી પુત્રે કહ્યું છે; આ ૐકાર વેદ છે આમ બ્રાહ્મણો જાણે છે, (કારણ કે) જે જાણવા યોગ્ય છે તે આ ૐકારરૂપ વેદથી જ જાણી શકાય છે. ૧

---

૧ 'ॐ खं ब्रह्म' આ મંત્ર છે. એનાથી આગળ જે બીજું છે તે એનું વ્યાખ્યાનભૂત બ્રાહ્મણ છે.

**ભાષ્ય :** ' ૐ खं ब्रह्म ' આ મંત્ર છે. એનો બીજે ક્યાંય વિનિયોગ થયો નથી. અહીં બ્રાહ્મણ એનો ધ્યાનકર્મમાં વિનિયોગ કરે છે. એમાંય ' ब्रह्म ' આ વિશેષ નામ છે અને ' खम् ' આ વિશેષણ છે. આ પ્રમાણે ' નીલકમળ 'ની જેમ ' खं ब्रह्म ' આ વિશેષ્ય અને વિશેષણનો અહીં સમાનાધિકરણરૂપથી[1] નિર્દેશ કરાયો છે. કોઈ વિશેષણ ન હોય તો ' બ્રહ્મ ' શબ્દ બૃહત્ વસ્તુમાત્રનો વાચક બને છે, તેથી એને ' खं ब्रह्म ' આ પ્રમાણે વિશેષિત કરાય છે.

તે જે ' खं ब्रह्म ' છે તે ૐ શબ્દવાચ્ય છે અથવા ૐ શબ્દ-સ્વરૂપ જ છે. બંને પ્રકારથી એમના સમાનાધિકરણત્વમાં કોઈ વિરોધ નથી આવતો. અહીં બ્રહ્મોપાસના સાધનાર્થ હોવાથી ૐ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. એવું જ ' આ શ્રેષ્ઠ આલંબન છે, આ ઉત્કૃષ્ટ આલંબન છે ', ' ૐ આ પ્રમાણે ઉચ્ચારણ કરીને ચિત્તને એમાં ( ૐકારમાં ) જોડવું ', ' ૐ આ અક્ષર દ્વારા જ પરબ્રહ્મનું ધ્યાન કરવું ', ' ૐ આ પ્રમાણે આત્માનું ધ્યાન કરવું ' વગેરે અન્ય શ્રુતિઓથી સિદ્ધ થાય છે.

આ સિવાય આ ઉપદેશનો કોઈ બીજો અર્થ સંભવતો ન હોવાથી પણ તેને ઉપાસના માટે જ માનવો જોઈએ. જેવી રીતે ' ૐ આમ બોલીને શાસ્ત્રનો પાઠ કરે છે, ૐ આમ બોલીને ઉદ્‌ગાન કરે છે ' વગેરે સ્થળોમાં વિનિયોગથી સ્વાધ્યાયના આરંભ અને અંતમાં ઓંકારનો પ્રયોગ જણાય છે, તેમ અહીં એનો કોઈ અન્ય અર્થ જણાતો નથી. તેથી અહીં સાધનરૂપથી જ ઓંકાર શબ્દનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

જોકે ' બ્રહ્મ ' અને ' આત્મા ' વગેરે શબ્દો બ્રહ્મના વાચક છે, તોપણ શ્રુતિપ્રામાણ્યથી બ્રહ્મનું અત્યંત સમીપવર્તી નામ ઓંકાર

---

૧ જે પદોની વિભક્તિ, વચન અને લિંગ એકસરખાં હોય, તે ' સમાનાધિકરણ ' હોય છે. અહીં ' खं ' અને ' ब्रह्म '–બન્નેય શબ્દોમાં પ્રથમા વિભક્તિ એકવચન અને નપુંસકલિંગ છે.

છે, એટલા માટે જ આ બ્રહ્મની પ્રાપ્તિમાં પરમ સાધન છે. તે સાધન પણ બે પ્રકારથી છે : પ્રતિકરૂપથી અને નામરૂપથી. પ્રતિકરૂપથી, જેમ કે–વિષ્ણુ આદિની પ્રતિમાઓનું વિષ્ણુ આદિની સાથે અભેદરૂપથી ચિંતન કરવામાં આવે છે, તેવી જ રીતે 'ઓંકાર જ બ્રહ્મ છે' આમ ચિંતન કરવું જોઈએ. આ પ્રમાણે ઓંકાર જેનું આલંબન છે, તેનાથી બ્રહ્મ પ્રસન્ન થાય છે જેમ કે 'આ શ્રેષ્ઠ આલંબન છે, આ પરમ આલંબન છે, આ આલંબનને જાણીને ઉપાસક બ્રહ્મલોકમાં પાજત થાય છે,' આ શ્રુતિથી સિદ્ધ થાય છે.

અહીં 'खम्' એનાથી ભૌતિક આકાશ ન સમજી લેવાય, તેથી શ્રુતિ કહે છે[1] : 'खं पुराणम्'–સનાતન–ચિરંતન આકાશ અર્થાત્ પરમાત્માકાશ. તે જે પરમાત્માકાશરૂપ પુરાતન આકાશ છે, તે ચક્ષુ આદિનો વિષય ન હોવાથી આલંબન વિનાનું છે ને ગ્રહણ કરી શકાતું નથી. તેથી શ્રુતિ શ્રદ્ધાભક્તિપૂર્વક ભાવવિશેષ દ્વારા તેનો ઓંકારમાં આવેશ કરે છે. જેવી રીતે માણસ વિષ્ણુનાં અંગોથી અંકિત પાષાણની પ્રતિમામાં વિષ્ણુનો આવેશ કરે છે, તેવી જ રીતે અહીં સમજવું જોઈએ.

'वायुरं खम्'–જેમાં વાયુ રહે છે, એવો આ वायुर ख અર્થાત્ આકાશમાત્ર જ 'खम्' આ પદથી કહેવાયેલ છે, સનાતન આકાશ નહીં–એમ કહ્યું છે. કોણે કહ્યું છે? આમ તે કહેનારો કોણ છે? કૌરવ્યાયણીપુત્ર. ख શબ્દનો મુખ્ય વ્યવહાર વાયુર આકાશમાં જ છે, તેથી (ગૌણ મુખ્યન્યાયથી[2]) એનો મુખ્ય અર્થમાં જ પ્રત્યય

૧ આનો વિશદ વિચાર બ્રહ્મસૂત્રના આકાશાદિ અધિકરણમાં કરવામાં આવેલ છે. ત્યાં અનેક યુક્તિઓ દ્વારા એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે ઉપનિષદોમાં આકાશ, કાલ, ઇંદ્ર વગેરે પદો પરમાત્મા માટે જ વપરાયાં છે.

૨ गौणमुख्ययोर्मुख्ये कार्यसम्प्रत्ययः–ગૌણ અને મુખ્ય–એમાંથી મુખ્યમાં જ કાર્યની સમ્યક્ પ્રતીતિ થાય છે–આ ન્યાય અનુસાર મુખ્ય અર્થમાં પ્રતીતિ ઠીક જ છે.

માનવાનું ઉચિત છે–એમ તે માને છે.

જો અહીં 'खम्' આ પદનો અભિપ્રાય સનાતન આકાશરૂપ નિરૂપાધિક બ્રહ્મથી હોય કે 'વાયુર' આકાશરૂપ સોપાધિક બ્રહ્મથી; બધી જ રીતે પ્રતિમાની જેમ પ્રતીકરૂપથી જ ઓંકારની સાધનતા સિદ્ધ થાય છે. જેવું કે 'હે સત્યકામ! આ જે ઓંકાર છે એ જ પર અને અપર બ્રહ્મ છે' આ બીજી શ્રુતિથી સિદ્ધ થાય છે. અહીં જે મતભેદ છે, તે તો 'ख' શબ્દના અર્થમાં જ છે.

આ ઓંકાર વેદ છે. જે જાણવા યોગ્ય છે તેનું જેનાથી જ્ઞાન થાય તેને 'વેદ' કહેવાય છે. તેથી ઓંકાર વેદવાચક એટલે નામ છે. તે નામથી જે વેદિતવ્ય–પ્રકાશિત થનારું અર્થાત્ કહેવામાં આવનારું બ્રહ્મ છે, તેને સાધક જાણે છે એટલે ઉપલબ્ધ કરે છે. તેથી આ વેદ છે–એમ બ્રાહ્મણો જાણે છે. માટે બ્રાહ્મણોને એ માન્ય છે કે ઓંકાર અભિધાન(નામ)રૂપથી બ્રહ્મસાક્ષાત્કારનું સાધન છે.

અથવા 'વેદોઽયમ્' વગેરે વાકય અર્થવાદ છે. બ્રહ્મના પ્રતીકરૂપથી ઓંકારનું વિધાન શાથી કરવામાં આવ્યું છે? કારણ કે 'ॐ खं ब्रह्म' આ પ્રમાણે તેમનું સામાનાધિકરણ્ય છે. હવે વેદરૂપથી તેની સ્તુતિ કરવામાં આવે છે. આખો વેદ ઓંકાર જ છે. એનાથી પ્રકટ થયેલ ને એનું જ સ્વરૂપભૂત આ સર્વ ઋક્, યજુ અને સામરૂપ ભેદોમાં વિભિન્ન થયેલ શ્રુતિસમુદાય પણ ઓંકાર જ છે; જેમ કે 'જેવી રીતે શંકુથી બધાં પાંદડાં વ્યાપ્ત રહે છે' ઇત્યાદિ અન્ય શ્રુતિથી સિદ્ધ થાય છે.

આ વેદ એટલા માટે પણ ઓંકાર છે; કારણ કે જે વેદિતવ્ય—જાણવા યોગ્ય છે, તે સર્વ આ ઓંકારરૂપ વેદથી જ જાણી શકાય છે. તેથી આ ઓંકાર વેદ છે. માટે એનાથી ભિન્ન વેદનું પણ વેદત્વ છે. તેનાથી વિશિષ્ટ જે આ ઓંકાર છે, એને સાધનરૂપે જાણવો જોઈએ.

અથવા તે વેદ છે. તે કોણ? જેને બ્રાહ્મણો ઓંકારરૂપથી જાણે છે; કારણ કે આ ઓંકાર બ્રાહ્મણોના પ્રણવ–ઉદ્‌ગીથ આદિ વિકલ્પ-

રૂપથી વિજ્ઞેય (ઉપાસ્ય) છે; અને તેનો સાધનરૂપથી પ્રયોગ કરાતાં આખાય વેદનો પ્રયોગ થઈ જાય છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં પ્રથમ 'ॐ खं ब्रह्म' બ્રાહ્મણ ૧

## દ્વિતીય બ્રાહ્મણ

### પ્રજાપતિનો દેવ, મનુષ્ય અને અસુર આ ત્રણેયને એક જ અક્ષર 'દ' થી જુદો જુદો દમ, દાન અને દયાનો ઉપદેશ

**ભાષ્ય :** હવે દમ આદિ ત્રણ સાધનોનું વિધાન કરવા માટે આ આરંભ કરવામાં આવે છે–

**त्रयाः प्रजापत्याः प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या असुरा उषित्वा ब्रह्मचर्यं देवा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदक्षरमुवाच दं इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दाम्यतेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ १ ॥**

देवाः मनुष्याः असुराः=દેવો, મનુષ્યો અને અસુરો, प्राजापत्याः त्रयाः (आसन्)=પ્રજાપતિના ત્રણ પુત્રો હતા, (ते) पितरि प्रजापतौ= તેમણે પિતા પ્રજાપતિને ત્યાં, ब्रह्मचर्यम् ऊषुः=બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કર્યો, ब्रह्मचर्यम् उषित्वा=બ્રહ્મચર્યવાસ કર્યા પછી, देवाः ऊचुः=દેવોએ (પ્રજાપતિને) કહ્યું, भवान्=આપ, नः=અમને, ब्रवीतु इति=ઉપદેશ કરો, तेभ्यः=તેમને (દેવોને) (પ્રજાપતિએ), द इति एतत् अक्षरम् उवाच='દ' આ અક્ષરનો ઉપદેશ કર્યો (અને પૂછયું), व्यज्ञासिष्ट ३ इति=સમજી ગયા ? (એટલે દેવો બોલ્યા), व्यज्ञासिष्म इति ह ऊचुः= હા, સમજી ગયા એમ (દેવોએ) કહ્યું, दाम्यत इति नः आत्थ इति= આપે અમને 'દમન કરો' એમ કહ્યું, ओम् इति ह उवाच=હા, આમ તેણે (પ્રજાપતિએ) કહ્યું, व्यज्ञासिष्ट इति=તમે સમજી ગયા.

દેવો, મનુષ્યો અને અસુરો—પ્રજાપતિને આ ત્રણ જાતના દીકરા હતા. તેઓ પિતાને ત્યાં બ્રહ્મચર્યપૂર્વક અભ્યાસ કરવા રહ્યા. અભ્યાસ કરી રહ્યા પછી દેવોએ કહ્યું : 'પિતાજી ! અમને કંઈક કહો—ઉપદેશ કરો.' પ્રજાપતિએ એમને એક અક્ષર 'દ' કહ્યો અને પૂછ્યું : 'કેમ, સમજ્યા ?' દેવોએ કહ્યું : 'હા, સમજ્યા. તમે અમને કહો છો કે, દમન કરો.' પ્રજાપતિએ કહ્યું : 'બરાબર; તમે ખરું સમજ્યા છો.' ૧

**ભાષ્ય :** 'त्रयाः'—ત્રણ સંખ્યાવાળા 'प्राजापत्याः'—પ્રજાપતિના પુત્ર હતા. તેમણે શું કર્યું ? પિતા પ્રજાપતિ પાસે બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કર્યો—શિષ્યભાવથી વર્તનારા પુરુષના જેટલા ધર્મ છે, તેમાં બ્રહ્મચર્યની પ્રધાનતા છે; તેથી શિષ્ય થઈને તેમણે બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કર્યો—આવું આનું તાત્પર્ય છે. તેઓ કોણ હતા ? ખાસ કરીને દેવો, મનુષ્યો અને અસુરો. તેમણે બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કરીને શું કર્યું ? તે કહે છે : તેમનામાંના દેવોએ પિતા પ્રજાપતિને કહ્યું. શું કહ્યું ? અમારા માટે આપનો જે અનુશાસન હોય તે કહો.

આ પ્રમાણે પ્રાર્થના કરનારા તે દેવતાઓને પ્રજાપતિએ 'દ' આ અક્ષર—કેવળ વર્ણમાત્ર કહ્યો અને તે પછી પિતા પ્રજાપતિએ તેમને પૂછ્યું : 'સમજી ગયા ને ? અર્થાત્ મેં ઉપદેશરૂપે જે અક્ષરનો ઉચ્ચાર કર્યો તેનો અર્થ તમે સમજી ગયા કે નહીં ?'

દેવોએ કહ્યું : 'સમજી ગયા, અમે આપનો આશય જાણી ગયા.' (પ્રજાપતિ બોલ્યા :) 'જો આમ જ છે તો બોલો, મેં શું કહ્યું ?' દેવો કહે : 'આપ અમને એમ કહો છો કે, દમન—ઇંદ્રિયનિગ્રહ કરો. તમે લોકો સ્વભાવથી અદાન્ત (અજિતેંદ્રિય) છો, તેથી દમનશીલ બનો.' ઉત્તરે (પ્રજાપતિએ) કહ્યું : 'હા, બરાબર; તમે ખરું સમજ્યા છો.' ૧

**अथ हैनं मनुष्या ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदे-**

**वाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दत्तेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ २ ॥**

अथ ह एनम् मनुष्याः ऊचुः=ત્યાર પછી તેમને મનુષ્યોએ કહ્યું, भवान्=આપ, नः=અમને, ब्रवीतु इति=ઉપદેશ કરો, तेभ्यः ह=તેમને પણ, एतत् एव अक्षरम्=આ જ અક્ષર, द इति उवाच='દ' આ કહ્યો (અને પૂછ્યું), व्यज्ञासिष्ट ३ इति=કેમ સમજી ગયા ને? व्यज्ञासिष्म इति ह उचुः=તેમણે (મનુષ્યોએ) કહ્યું હા, સમજી ગયા, दत्त इति नः आत्थ इति='દાન કરો' એમ તમે અમને કહો છો, ओम् इति=હા, व्यज्ञासिष्ट इति ह उवाच=તમે સમજી ગયા, આમ (પ્રજાપતિએ) કહ્યું.

ત્યાર પછી તેમને મનુષ્યોએ કહ્યું: 'આપ અમને ઉપદેશ કરો.' પ્રજાપતિએ તેમને પણ આ જ 'દ' અક્ષરનો ઉપદેશ કર્યો અને પૂછ્યું: 'કેમ! સમજી ગયા ને?' મનુષ્યોએ કહ્યું: 'હા, સમજી ગયા. 'દાન કરો!' એમ તમે અમને કહો છો.' 'હા, બરાબર છે. તમે સમજ્યા છો!' આમ પ્રજાપતિએ કહ્યું. ૨

भाष्य : આ મંત્રનો બીજો બધો અર્થ પહેલાંની જેમ છે. 'તમે સ્વભાવથી લોભી છો તેથી યથાશક્તિ સંવિભાગ કરો—દાન આપો—એમ આપે અમને કહ્યું છે. આ સિવાય આપ અમારા હિતની બીજી કઈ વાત કહેશો?' આમ મનુષ્યોએ કહ્યું. ૨

**अथ हैनमसुरा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दयध्वमिति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति तदेतदेवैषा दैवी वागनुवदति स्तनयित्नुर्द द द इति दाम्यत दत्त दयध्वमिति तदेतत् त्रयं शिक्षेद्दमं दानं दयामिति ॥ ३ ॥**

अथ ह=ત્યાર પછી, एनम्=એમને (પ્રજાપતિને), असुराः ऊचुः=અસુરોએ કહ્યું, भवान्=આપ, नः=અમને, ब्रवीतु इति=ઉપદેશ કરો,

तेभ्यः ह=તેમને પણ, एतत्=આ, द इति अक्षरम् एव='દ' અક્ષર જ, उवाच=કહ્યો, व्यज्ञासिष्ट इति=કેમ, સમજી ગયાને ? व्यज्ञासिष्म इति=હા, સમજી ગયા, इति ह ऊचुः=આમ તેઓ( અસુરો )એ કહ્યું, दयध्वम् इति='દયા કરો' આમ, नः आत्थ इति=અમને આપ કહો છો, ओम् इति ह उवाच=હા, બરાબર છે, આમ તેમણે ( પ્રજાપતિએ) કહ્યું, व्यज्ञासिष्ट इति=તમે સમજ્યા છો, तत् एतत् एव=તે આ પ્રજાપતિના અનુશાસનનું, स्तनयित्नुः=મેઘગર્જના, एषा दैवीवाक् द द द इति अनुवदति=આ દૈવી વાણી–'દ દ દ' આ પ્રમાણે અનુકથન કરે છે, दाम्यत=( અર્થાત્ ) દમન કરો, दत्त=દાન કરો, दयध्वम् इति=દયા રાખો, तत्=તેથી, दमम्=દમન, दानम्=દાન, दयाम्=દયા, इति=આમ, एतत् त्रयम्=આ ત્રણેય, शिक्षेत्=શીખવાં.

ત્યાર પછી અસુરોએ પ્રજાપ્રતિને કહ્યું : 'આપ અમને ઉપદેશ કરો.' તેમને પણ પ્રજાપતિએ 'દ' આ અક્ષર જ કહ્યો; અને પૂછ્યું : 'કેમ ! સમજી ગયા ને ?' અસુરોએ કહ્યું : 'સમજી ગયા, આપે અમને 'દયા કરો,' આમ કહ્યું.' એટલે પ્રજાપતિ બોલ્યા : 'હા, બરાબર છે. તમે સમજ્યા છો.' તે આ પ્રજાપતિના અનુશાસનનું મેઘગર્જના 'દ દ દ' આ દૈવી વાણીનું અનુકથન કરે છે. અર્થાત્ દમન કરો, દાન આપો, દયા કરો. તેથી દમ, દાન અને દયા–આ ત્રણે શીખવાં.

**ભાષ્ય** : એવી જ રીતે અસુરોએ પોતાનો અભિપ્રાય 'દયા કરો' એમ બતાવ્યો, 'કારણ કે તમે ક્રૂર અને હિંસાપરાયણ છો, તેથી 'दयध्वम्' પ્રાણીઓ પર દયા કરો.' પ્રજાપતિના આ અનુશાસનની આજે પણ અનુવૃત્તિ થાય જ છે. જે પ્રજાપતિએ પૂર્વકાળમાં દેવાદિનું અનુશાસન કર્યું હતું, તે આજે પણ મેઘગર્જનારૂપી દૈવી વાણીથી તેમનું અનુશાસન કરે જ છે. તે કઈ રીતે ? કારણ કે આ દૈવી વાક્ય સાંભળવામાં આવે છે. તે દૈવી વાક્ શું છે ? 'દ દ દ' એવી મેઘગર્જના 'દમન કરો, દાન આપો, દયા કરો' આ વાક્યોને

ઉપલક્ષિત કરવા માટે (દાન, દયા, દમનના આદિ અક્ષરોના) અનુકરણના રૂપમાં આ ત્રણ વાર દકારનો ઉચ્ચાર થયો છે. કારણ કે મેઘગર્જના શબ્દ ત્રણ વાર જ થયો હોય—આવો સંખ્યાનો નિયમ લોકમાં પ્રસિદ્ધ નથી.

કારણ કે આજે પણ પ્રજાપતિ 'દમન કરો, દાન આપો, દયા કરો' આ પ્રમાણે અનુશાસન કરે જ છે, તે કારણથી આ ત્રણ—ત્રણ કોણ ? તે કહે છે: દમ, દાન અને દયા આ ત્રણ શીખવાં—ગ્રહણ કરવાં અર્થાત્ આપણે પ્રજાપતિના અનુશાસનનું પાલન કરવું જોઈએ—આવી બુદ્ધિ કરવી. આવી જ સ્મૃતિ પણ છે : 'કામ, ક્રોધ અને લોભ—આ નરકના ત્રણ દરવાજા છે, એ આત્માનો નાશ કરનારા છે; તેથી આ ત્રણનો ત્યાગ કરવો' આ વિધિનો જ પૂર્વગ્રંથ શેષ છે.

તોપણ જુદા જુદા ઉપદેશ ગ્રહણ કરવા ઇચ્છતા દેવાદિના ઉપદેશથી પ્રજાપતિએ ત્રણ પ્રકારોનું ઉચ્ચારણ શાથી કર્યું અને તેમણે પણ એક અક્ષર 'દ'કારમાત્રથી જ પ્રજાપતિના મનોગત ભાવને જુદા જુદા કેવી રીતે સમજી લીધો ?—આ પ્રમાણે બીજાઓના અભિપ્રાયને સમજનારા વાદીઓ વિકલ્પ કરે છે.

અહીં એક વાદીનું કથન છે કે, અદાન્તતા (અજિતેન્દ્રિયપણું), અદાનતા (કંજૂસપણું કે લોભીપણું) અને અદયાળુતા (નિર્દયપણું) એને લીધે પોતાને અપરાધી માનીને સાશંક રહીને જ તેમણે 'જોઈએ તો ખરા કે એ આપણને શો ઉપદેશ કરે છે' એવા વિચારથી પ્રજાપતિને ત્યાં બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કર્યો હતો. તેથી પોતાની આ શંકાને લીધે તેમને દકાર સાંભળતાં જ તેના અર્થની પ્રતીતિ થઈ ગઈ. લોકમાં પણ આ પ્રસિદ્ધ જ છે કે પુત્ર અને શિષ્ય કે જેમનું અનુશાસન કરવાનું હોય તેમને પહેલાં દોષથી જ નિવૃત્ત કરવા જોઈએ. તેથી પ્રજાપતિ કેવળ દકારનું ઉચ્ચારણ કરે તે ઉચિત જ છે. તેમ જ દમાદિ ત્રણેયમાં દકારનો સંબંધ હોવાથી પોતાના દોષ અનુસાર દેવ વગેરે તેમને જુદા જુદા સમજી લે એ પણ ઉચિત

જ છે. એનું ફળ તો એ જ છે કે પોતાના દોષનું જ્ઞાન થયા પછી જરાક જેટલા ઉપદેશથી પણ દોષથી નિવૃત્ત કરી શકાય છે; જેમ કે દકારમાત્રથી દેવ વગેરેને નિવૃત્ત કરી દેવાયા.

શંકા : પરંતુ આ ઉપદેશ દેવતા વગેરે ત્રણેને કરવામાં આવ્યો અને તે દેવાદિકો માટે એમનામાંનું એક એક જ ઉપાદેય–ગ્રહણ કરવા યોગ્ય ઉપદેશ થયો; તેથી આજે પણ મનુષ્યો માટે એ ત્રણેયને શીખવાની આવશ્યકતા નથી.

સમાધાન : અહીં કહેવાનું એ છે કે પૂર્વવર્તી દેવતાઓ વગેરે વિશિષ્ટ વ્યક્તિઓએ આ ત્રણેય સાધનોનું અનુષ્ઠાન કર્યું હતું—પાલન કર્યું હતું, તેથી મનુષ્યોએ પણ એ શીખવાં જ જોઈએ.

શંકા : આવી સ્થિતિમાં પણ દયાળુતા અનુષ્ઠાનને યોગ્ય હોઈ શકતી નથી; જો એમ પૂછો કે શાથી ? તો એનો ઉત્તર એ છે કે એનું નીચ અસુરો દ્વારા અનુષ્ઠાન કરવામાં આવ્યું હતું.

સમાધાન : ના, કારણ કે આ ત્રણે સમાન જ છે, તેથી અહીંયાં એનાથી જુદો અભિપ્રાય છે–દેવાદિ ત્રણેય પ્રજાપતિના પુત્રો છે અને પુત્રોને તો પિતાએ હિતની વાતનો જ ઉપદેશ કરવો જોઈએ. પ્રજાપતિ પણ તેમના હિતની વાત જાણનારા છે, તેથી તેમને અહિતનો ઉપદેશ નથી કરતા, તેથી પ્રજાપતિએ પુત્રોને આપેલો આ ઉપદેશ તેમનું પરમહિત છે. માટે માણસોએ પણ આ ત્રણેયનું શિક્ષણ લેવું જોઈએ.

અથવા એમ માનો કે અહીં મનુષ્યોથી ઇતર કોઈ દેવો કે અસુરો નથી; મનુષ્યોમાં જ જેઓ દમનશીલ નથી, પરંતુ બીજા ઉત્તમ ગુણોથી સંપન્ન છે તેમને જ દેવ કહ્યા છે. લોભપ્રધાન માણસો મનુષ્ય કહેવાયા છે તથા હિંસાપરાયણ અને ક્રૂર વ્યક્તિઓ અસુર છે. તે મનુષ્યો જ અદાન્તતા આદિ ત્રણ દોષોની અપેક્ષાથી તેમ જ સત્ત્વ, રજ અને તમ–આ અન્ય ગુણો અનુસાર દેવતા વગેરે નામ ધારણ કરે છે. તેથી આ ત્રણે સાધનો મનુષ્યોએ જ શીખવાં જોઈએ;

કારણ કે તેમના ઉદ્દેશથી જ પ્રજાપતિએ એમનો ઉપદેશ કર્યો છે. વળી માણસો અજિતેન્દ્રિય, લોભી અને ક્રૂર પ્રકૃતિના પણ જોવામાં આવે જ છે, એવું આ સ્મૃતિ પણ કહે છે–'કામ, ક્રોધ અને લોભ (આ ત્રણ નરકનાં દ્વાર છે) તેથી આ ત્રણેયનો ત્યાગ કરવો જોઈએ.

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં દ્વિતીય પ્રાજાપત્ય બ્રાહ્મણ ૨

## તૃતીય બ્રાહ્મણ

### હૃદયબ્રહ્મની ઉપાસના

**ભાષ્ય :** તમામ ઉપાસનાઓના અંગભૂત દમાદિ ત્રણ સાધનોનું વિધાન કરવામાં આવ્યું. દમનશીલ, નિર્લોભ અને દયાળુ હોય તો જ પુરુષનો બધી ઉપાસનાઓમાં અધિકાર થાય છે. નિરુપાધિક બ્રહ્મજ્ઞાનનું નિરૂપણ તો પૂરું થયું, હવે સોપાધિક બ્રહ્મની અભ્યુદયરૂપ ફળવાળી ઉપાસનાઓ કહેવાની છે. એના માટે જ હવે આનો આરંભ કરવામાં આવે છે–

**एष प्रजापतिर्यद् हृदयमेतत् ब्रह्मैतत् सर्वं तदेतत्त्र्यक्षरं हृदयमिति हृ इत्येकमक्षरमभिहरन्त्यस्मै स्वाश्चान्ये च य एवं वेद द इत्येकमक्षरं ददत्यस्मै स्वाश्चान्ये च य एवं वेद यमित्येकमक्षरमेति स्वर्गं लोकं य एवं वेद ॥ १ ॥**

यत् (एतत्) हृदयम्=જે આ હૃદય છે, एषः प्रजापतिः=એ પ્રજાપતિ છે, एतत् ब्रह्म=એ બ્રહ્મ છે, एतत् सर्वम्=એ બધું જ છે, तत् एतत्=તેમાં આ, त्रि अक्षरम् हृदयम् इति=હ દ ય એવા ત્રણ અક્ષરો તેમાં છે, हृ इति=હ આ, एकम् अक्षरम्=પહેલો અક્ષર છે, यः एवम् वेद= 'હ' એમ જે જાણે છે, अस्मै=એના માટે, स्वाः च अन्ये च=પોતાના માણસો તેમ જ બીજા માણસો, अभिहरन्ति=ભેટો લઈ આવે છે, द इति एकम् अक्षरम्='દ' એ બીજો અક્ષર છે, यः एवम् वेद=જે 'દ'

એમ જાણે છે, अस्मै=એને, स्वाः च अन्ये च=પોતાના માણસો અને બીજાઓ, ददति=આપે છે, यम् इति एकम् अक्षरम् 'य'=આ ત્રીજો અક્ષર છે, यः एवम् वेद=જે આ 'य' અક્ષરને જાણે છે, (सः) स्वर्गम् लोकम् एति=(તે) સ્વર્ગે જાય છે.

આ હૃદય છે તે પ્રજાપતિ છે; તે બ્રહ્મ છે; તે બધું જ છે. તેમાં ત્રણ અક્ષરો છે–હૃ, દ, ય. પહેલો અક્ષર છે 'હૃ' એમ જે જાણે છે, તેની પાસે પોતાના માણસો તેમ જ બીજાઓ ભેટો લઈ આવે છે. બીજો અક્ષર છે 'દ' એમ જે જાણે છે, તેને પોતાના માણસો તેમ જ બીજાઓ આપે છે. ત્રીજો અક્ષર છે 'ય' એમ જે જાણે છે, તે સ્વર્ગે જાય છે. ૧

**ભાષ્ય :** જે હૃદય છે તે પ્રજાપતિ છે. પ્રજાપતિ અનુશાસન કરે છે, એમ હમણાં જ કહેવાયું છે; પરંતુ આ અનુશાસન કરનારો પ્રજાપતિ કોણ છે? તે કહે છે: આ પ્રજાપતિ છે. તે કોણ છે? જે હૃદય છે તે. 'હૃદયમ્' આ પદ દ્વારા હૃદયસ્થા બુદ્ધિ કહેવામાં આવે છે. જેમાં શાકલ્યબ્રાહ્મણના અંતમાં દિગ્વિભાગ દ્વારા નામ, રૂપ અને કર્મોનો ઉપસંહાર બતાવવામાં આવ્યો છે, તે આ સર્વ ભૂતોમાં રહેલો તેમ જ સર્વના આત્મસ્વરૂપ હૃદય પ્રજાપતિ–પ્રજાઓનો સ્રષ્ટા છે. આ બ્રહ્મ છે–બૃહત્ તથા સર્વનો આત્મા હોવાથી એ બ્રહ્મ છે. એ બધું જ છે. પાંચમા અધ્યાયમાં હૃદયના સર્વત્વનું વર્ણન કરવામાં આવ્યું છે. કારણ કે તે સર્વ છે, તેથી તે હૃદયરૂપ બ્રહ્મ ઉપાસ્ય છે.

હવે 'હૃદય' આ નામના અક્ષરો સાથે સંબંધ રાખનારી ઉપાસના જ કરવામાં આવે છે. તે આ 'હૃદયમ્' આવું નામ ત્રણ અક્ષરવાળું છે. એના ત્રણ જ અક્ષરો છે, તેથી આ ત્ર્યક્ષર છે. તે ત્રણ અક્ષરો કયા છે, તે કહે છે, 'હૃ' આ એક અક્ષર છે. 'अभिहरन्ति'–આહરણ–આણવું જેવું કર્મ છે, તે 'हृ' ધાતુનું 'हृ' આ

રૂપ છે; જે આમ જાણે છે. (તેને મળનારું ફળ કહે છે:) કારણ કે હૃદયરૂપ બ્રહ્મ પ્રતિ 'સ્વાઃ'–ઇંદ્રિયો અને શબ્દાદિ બીજા વિષયો પોતપોતાના કાર્યનું અભિહરણ કરે છે અને હૃદય તેમને ભોક્તા પ્રત્યે લઈ જાય છે. તેથી 'હૃદય' નામનો 'હૃ' આ એક અક્ષર છે, એમ જે જાણે છે, તે વિદ્વાનના પ્રતિ 'સ્વાઃ'–તેના સજાતીય અને 'અન્યે'–બીજા–તેનાથી ભિન્ન માણસો ભેટો લઈ આવે છે; અર્થાત્ બલિ અભિહરણ કરે છે. 'બલિમ્' આ વાક્યશેષ છે–અધ્યાહૃત છે. વિજ્ઞાન(ઉપાસના)ને અનુરૂપ જ આ ફળ છે.

2) ✓ એવી જ રીતે 'દ' આ પણ એક અક્ષર છે. આ પણ દાનાર્થક–દાન આપવાના અર્થવાળી 'દા' ધાતુનું 'દ' આ રૂપ 'હૃદય' નામના અક્ષરરૂપ સાથે જોડાયેલ છે. અહીંયાં પણ હૃદયરૂપ બ્રહ્મને 'સ્વાઃ'–ઇંદ્રિયો અને 'અન્યે'–અર્થાત્ અન્ય અન્ય વિષયો પોતપોતાનું સામર્થ્ય આપે છે! હૃદય પણ ભોક્તાને પોતાનું વીર્ય–સામર્થ્ય આપે છે. એથી જે તેને 'દ'કાર આ પ્રમાણે જાણે છે, તેને પોતાનાં અને પારકાં–અન્ય માણસો ભેટ આપે છે.

3) એવી જ રીતે 'યમ્' આ પણ આ એક અક્ષર છે. ગતિ અર્થવાળા 'इण्' ધાતુનું 'યમ્' આ રૂપ આ નામમાં નિબદ્ધ–જોડાયેલ છે–એમ જે જાણે છે, તે સ્વર્ગલોકમાં જાય છે. આ પ્રમાણે નામના અક્ષરમાત્રથી જ્યારે પુરુષ આવું વિશિષ્ટ ફળ પ્રાપ્ત કરી લે છે તો પછી હૃદયસ્વરૂપ બ્રહ્મની ઉપાસનાથી જે ફળ મળશે તેના વિષયમાં તો કહેવું જ શું? આ પ્રમાણે હૃદયની સ્તુતિ માટે તે નામના અક્ષરોનો વિચાર કરવામાં આવ્યો છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં તૃતીય હૃદયબ્રાહ્મણ ૩ //

## ચતુર્થ બ્રાહ્મણ

## સત્ય બ્રહ્મની ઉપાસના

**ભાષ્ય :** તે હૃદયસંજ્ઞાવાળા બ્રહ્મની જ 'સત્ય' આવી ઉપાસનાનું વિધાન કરવાની ઇચ્છાથી શ્રુતિ કહે છે—

**तद् वै तदेतदेव तदास सत्यमेव स यो हैतं महद् यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति जयतीमाँल्लोकाञ्जित इन्न्वसावसद्य एवमेतन्महद् यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति सत्यꣳ ह्येव ब्रह्म ॥ १ ॥**

तत् वै तत्=તે જ—તે હૃદયબ્રહ્મ જ, तत् एव आस=તે જ હતું, (यत्) एतत् सत्यम् एव=કે જે આ સત્ય છે, અર્થાત્ આ બ્રહ્મ છે તે જ સત્ય છે, महत्=મહાન, यक्षम्=પૂજ્ય, प्रथमजम्=(અને) સહુથી પ્રથમ જન્મેલું, एतम्=એને, यः सत्यम् ब्रह्म इति वेद=જે માણસ સાચું બ્રહ્મ હોવાનું જાણે છે, सः ह=તે, इमान् लोकान् जयति=આ (ત્રણે) લોકોને જીતી લે છે, जितः असौ (शत्रुः)=(એનો) શત્રુ જિતાય છે, इन्नु=આ પ્રમાણે (અર્થાત્ બ્રહ્મ વડે જેમ સર્વ કંઈ જિતાય છે તે પ્રમાણે), (तथा) असत्=તેવી રીતે અસત્, (जितः= જિતાય છે (તેનાથી), यः=જે, एवम्=આ પ્રમાણે, एतत् महत् यक्षम् प्रथमजम् सत्यम् ब्रह्म इति वेद=આ મહાન પૂજ્ય પ્રથમ જન્મેલાને 'સત્ય બ્રહ્મ' એમ જાણે છે, हि=કારણ કે, ब्रह्म एव सत्यम्= બ્રહ્મ જ સત્ય છે.

આ બ્રહ્મ છે તે જ સત્ય છે. મહાન, પૂજ્ય અને સહુથી પ્રથમ જન્મેલું આ તત્ત્વ તે સાચું બ્રહ્મ છે. એમ જે માણસ જાણે છે, તે ત્રણ લોકોને જીતે છે. મહાન, પૂજ્ય અને સહુથી પ્રથમ જન્મેલું આ તત્ત્વ તે સાચું બ્રહ્મ છે, એમ જે માણસ જાણે છે, તેના શત્રુઓ જિતાય છે અને નાશ પામે છે. સત્ય છે તે જ બ્રહ્મ છે. ૧

**ભાષ્ય :** તત્–'તત્' આમ કહીને હૃદયબ્રહ્મનું પરામર્શ કરવામાં આવ્યું છે. 'વૈ' આ અવ્યય સ્મરણ માટે છે. તત્–તે અર્થાત્ જે હૃદયબ્રહ્મ સ્મરણનો વિષય થઈ રહ્યો છે, તે–આ ભાવને વ્યક્ત કરવા માટે પ્રથમ–પહેલા 'તત્' શબ્દનો પ્રયોગ થયો છે. તેનું જ આ અન્ય પ્રકારથી વર્ણન કરવામાં આવે છે. તેથી (અર્થાત્ જેનું સ્મરણ થાય છે તેનું જ આ વર્ણન છે–આ સંબંધને વ્યક્ત કરવા માટે) બીજો 'તત્' શબ્દ આપ્યો છો; પરંતુ તે અન્ય પ્રકાર શો છે? આ જ વાતનો (ત્રીજા) 'તત્' શબ્દ સાથે સંબંધ દેખાડવામાં આવ્યો છે. આથી જ ત્રીજો 'તત્' શબ્દ યોજાયો છે. પછી 'एतत्' આ શબ્દથી શ્રુતિ કહેવામાં આવનારી વાતને બુદ્ધિમાં રાખીને કહે છે: 'आस'–હતું. પરંતુ તે કોણ હતું? તે જ, કે જેનું હૃદયબ્રહ્મ આમ કહીને વર્ણન કર્યું છે–એ બતાવવા માટે ત્રીજા 'તત્' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

તે શું છે? એ વિષે શ્રુતિ તેનો વિશેષ રૂપથી નિર્દેશ કરે છે: 'सत्यमेव.' સત્ અને ત્યત્–મૂર્ત અને અમૂર્ત સત્ય બ્રહ્મ જ છે; અર્થાત્ પંચભૂતાત્મક છે. જે કોઈ આ સત્યાત્મા, મહાન હોવાને લીધે મહત્, યક્ષ–પૂજ્ય, પ્રથમજ અર્થાત્ તમામ સંસારીઓથી પહેલાં ઉત્પન્ન થયું હતું, તેથી આ પ્રથમજ છે–'આ સત્ય બ્રહ્મ છે' આ પ્રમાણે જાણે છે, તેના માટે આ ફળ બતાવવામાં આવે છે–

જેવી રીતે સત્ય બ્રહ્મ દ્વારા આ લોકો આત્મસાત્ કરાયેલા અર્થાત્ જિતાયેલા છે, એવી જ રીતે જે સત્યાત્મા પ્રથમ ઉત્પન્ન, મહત્, પૂજ્ય બ્રહ્મને જાણે છે, તે આ લોકોને જીતી લે છે ને તેના દ્વારા તેનો આ શત્રુ જિતાય છે–વશમાં કરી લેવાય છે; જેવી રીતે બ્રહ્મ દ્વારા બધાં વશમાં કરાયા છે તેમ. મૂળમાં 'असौ'ની આગળ 'शत्रुः' આ વાક્યશેષ છે–અધ્યાહૃત છે, તેમ જ 'असत्' અર્થાત્ આ શત્રુ અભાવરૂપ થઈ જાય છે એટલે કે પરાજિત થઈ જાય છે.

આ શાનું ફળ છે–એ બતાવવા માટે શ્રુતિ ફરીથી જણાવે

છે: જે આ પ્રમાણે આ મહત્ પૂજ્ય પ્રથમજને 'સત્ય બ્રહ્મ' એમ જાણે છે, તેથી ઉપાસનાને અનુરૂપ ફળ મળે એ ઉચિત જ છે; કારણ કે બ્રહ્મ સત્ય જ છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં ચતુર્થ સત્યબ્રાહ્મણ ૪

## પંચમ બ્રાહ્મણ

## પ્રથમજ સત્ય–બ્રહ્મ અને 'સત્ય' નામના અક્ષરોની ઉપાસના

**ભાષ્ય :** સત્યબ્રહ્મની સ્તુતિ માટે આ બ્રાહ્મણ તેને 'મહત્, યક્ષ, પ્રથમજ' આ પ્રમાણે કહે છે, તે પહેલાં કહ્યું. તેનું પ્રથમ ઉત્પન્ન થવાપણું કઈ રીતે છે, તે કહે છે–

**आप एवेदमग्र आसुस्ता आपः सत्यमसृजन्त सत्यं ब्रह्म प्रजापतिं प्रजापतिर्देवाꣳस्ते देवाः सत्यमेवोपासते तदेतत् त्र्यक्षरꣳ सत्यमिति स इत्येकमक्षरं तीत्येकमक्षरं यमित्येकमक्षरं प्रथमोत्तमे अक्षरे सत्यं मध्यतोऽनृतं तदेतदनृतमुभयतः सत्येन परिगृहीतꣳ सत्यभूयमेव भवति नैवं विद्वाꣳसमनृतꣳ हिनस्ति ॥१॥**

इदम्=આ (વ્યક્ત જગત), अग्रे=પહેલાં, आपः एव आसुः=જળ જ હતું, आपः=જળે, सत्यम् असृजन्त=સત્યની રચના કરી, सत्यम् ब्रह्म=સત્ય બ્રહ્મ છે (એણે), प्रजापतिम्=પ્રજાપતિ(વિરાટ)ને, प्रजापतिः देवान्=પ્રજાપતિએ દેવોને ઉત્પન્ન કર્યા, ते देवाः=એ દેવો, सत्यम् एव उपासते=સત્યની જ ઉપાસના કરે છે, तत् एतत् सत्यम्=તે આ સત્ય, त्रि अक्षरम्=ત્રણ અક્ષરવાળું નામ છે, स इति एकम् अक्षरम्='સ' આ એક અક્ષર છે, ती इति एकम् अक्षरम्=ती આ એક અક્ષર છે, यम् इति एकम् अक्षरम्=(અને) 'यम्' આ એક અક્ષર છે; प्रथमउत्तमे अक्षरे सत्यम्=એમાંનો પ્રથમ—પહેલો અક્ષર અને છેલ્લો અક્ષર સત્ય છે, मध्यतः अनृतम्=મધ્યનો અનૃત છે, तत् एतत् अनृतम्=તે આ

અનૃત, उभयतः=બન્ને બાજુએથી, सत्येन परिगृहीतम्=સત્યથી પરિગૃહીત છે—વ્યાપ્ત છે, सत्यभूयम् एव भवति=('સત્ય' આ નામ) સત્યપ્રાય જ છે, एवम् विद्वान्सम्=આ પ્રમાણે જાણનારાને, अनृतम् न हिनस्ति=(ક્યારેક પ્રમાદથી બોલાયેલું) અનૃત મારી નાખતું નથી.

આ વિશ્વ પહેલાં પાણીરૂપે જ હતું. એ પાણીએ સત્યને ઉત્પન્ન કર્યું. સત્ય તે જ બ્રહ્મ છે. બ્રહ્મે પ્રજાપતિને ઉત્પન્ન કર્યા; પ્રજાપતિએ દેવોને. તે દેવો સત્યની જ ઉપાસના કરે છે. 'સત્ય' શબ્દમાં ત્રણ અક્ષરો છે. પહેલો અક્ષર છે 'સ', બીજો અક્ષર છે 'તી', ત્રીજો અક્ષર છે 'ય'. પહેલો અને ત્રીજો અક્ષર સત્ય છે; વચલો અક્ષર અનૃત—અસત્ય છે. આ અનૃત બંને બાજુએ સત્યથી પરિગૃહીત—ઘેરાયેલું છે; તેથી 'સત્ય' આ નામ સત્ય-પ્રાય છે. સત્યનું જોર વધારે છે, એમ જે માણસ જાણે છે, તેનો, અસત્ય કદી પ્રમાદથી બોલાયું હોય તોપણ નાશ કરતું નથી.

**ભાષ્ય :** આરંભમાં આ 'આપ' (જળ) જ હતું. 'આપ' શબ્દથી કર્મસંબંધી અગ્નિહોત્ર આદિની આહુતિઓ કહેવામાં આવી છે. અગ્નિહોત્ર આદિની આહુતિ દ્રવરૂપ હોવાને લીધે 'આપ' (જળ) છે. અગ્નિહોત્રકર્મની સમાપ્તિ પછી તે આપ–જળ કોઈ અદૃષ્ટ સૂક્ષ્મ રૂપથી પોતાના કર્મસંબંધને ન છોડતાં અન્ય ભૂતોની સાથે જ રહે છે, એકલું રહેતું નથી. કર્મસંબંધીપણું રહેવાને લીધે પ્રધાનતા 'આપ'(જળ)ની જ છે (તેથી અહીંયાં તેને આપ શબ્દથી જ કહેલ છે).

'અહીં 'આપ' આમ કહીને ઉત્પત્તિના પહેલાં અવ્યાકૃત-(અવ્યક્ત)રૂપમાં સ્થિત કર્તા સહિત બધાંય ભૂતોનો નિર્દેશ કરવામાં આવે છે. જગતનું બીજભૂત તે 'આપ' અવ્યાકૃતરૂપથી રહેલું હતું. આ નામરૂપ વિકારને પ્રાપ્ત થયેલું જગત આરંભમાં તે (આપ–જળ) જ હતું, તેનાથી ભિન્ન કોઈ બીજો વિકારસમુદાય ન હતો.

પછી તે આપ–જળે સત્યની રચના કરી. આથી જ સત્યબ્રહ્મ

પ્રથમજ છે. અવ્યાકૃત (અવ્યક્ત) જગતનું જે વ્યક્ત થવું તે જ આ સૂત્રાત્મા હિરણ્યગર્ભની ઉત્પત્તિ છે. તે સત્ય બ્રહ્મ છે. શાથી બ્રહ્મ છે? મહત્તાને લીધે. તેની મહત્તા કઈ રીતે છે? તે શ્રુતિ કહે છે: કારણ કે તે બધાંનો સર્જક છે. કેવી રીતે? જે સત્ય બ્રહ્મ હતું, તેણે પ્રજાપતિને—સૂર્ય વગેરે જેની ઇંદ્રિયો છે, તે પ્રજાઓના સ્વામી વિરાટને ઉત્પન્ન કર્યો—આ પ્રમાણે એનો સંબંધ છે. 'પ્રજાપતિર્દેવાન્' તે વિરાટ પ્રજાપતિએ દેવોને ઉત્પન્ન કર્યા. કારણ કે આ ક્રમથી સર્વ કંઈ સત્ય બ્રહ્મથી જ ઉત્પન્ન થયું છે, તેથી સત્ય—બ્રહ્મ મહત્ છે.

પરંતુ તે યક્ષ (પૂજ્ય) શાથી છે? તે કહે છે—તે પ્રમાણે સર્જન કરાયેલા દેવતાઓ પોતાના પિતા વિરાટનું પણ અતિક્રમણ કરીને તે સત્ય બ્રહ્મની જ ઉપાસના કરે છે. તેથી આ પ્રથમ ઉત્પન્ન થયેલ સત્ય બ્રહ્મ મહત્ યક્ષ છે. તેથી તે બધી રીતે ઉપાસના કરવા યોગ્ય છે. તે સત્ય-બ્રહ્મનું પણ 'સત્ય' આ નામ છે.

તે આ નામ ત્રણ અક્ષરોવાળું છે. તે અક્ષરો કયા છે, તે શ્રુતિ કહે છે: 'સ' આ એક અક્ષર છે, 'તી' આ એક અક્ષર છે—'તી' આમાં ઈકારાનુબંધ નિર્દેશ(સ્પષ્ટ ઉચ્ચારણ)ને માટે છે—'યમ્' આ એક અક્ષર છે. એમાં સકાર અને યકાર—આ પહેલા અને છેલ્લા અક્ષરો સત્ય છે; કારણ કે તેમના મૃત્યુરૂપનો અભાવ છે. મધ્ય અર્થાત્ વચમાં અનૃત છે. અનૃત મૃત્યુ છે; કારણ કે મૃત્યુ અને અનૃતની તકારમાં સમાનતા છે.

તે આ મૃત્યુરૂપ અનૃત તકાર અક્ષર બંને બાજુએથી સકાર-યકારરૂપ સત્યથી પરિગૃહીત—વ્યાપ્ત છે; અર્થાત્ આ સત્યરૂપ અક્ષરોથી અંતર્ભાવિત છે, તેથી તે અકિંચિત્કર છે. માટે 'સત્ય' આ નામ સત્યભૂય—સત્યપ્રાય જ છે. આ પ્રમાણે આ સંપૂર્ણ અક્ષરના સત્ય-બાહુલ્ય અને મૃત્યુરૂપ અનૃતના અકિંચિત્કરત્વને જે જાણે છે, તે આ પ્રમાણે જાણનારાને ક્યારેય પ્રમાદથી બોલવામાં આવેલું અનૃત (અ-સત્ય) મારી નાખતું નથી—તેનો નાશ કરતું નથી. ૧

## એકબીજામાં પ્રતિષ્ઠિત સત્યસંજ્ઞક આદિત્યમંડળમાં રહેલો પુરુષ અને ચાક્ષુષ પુરુષ

**ભાષ્ય :** હવે તે સત્યબ્રહ્મની સંસ્થાનવિશેષમાં ઉપાસના બતાવવામાં આવે છે–

**तद् यत्तत् सत्यमसौ स आदित्यो य एष एतस्मिन् मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन् पुरुषस्तावेतावन्योऽन्यस्मिन् प्रतिष्ठितौ रश्मिभिरेषोऽस्मिन् प्रतिष्ठितः प्राणैरयममुष्मिन् स यदोत्क्रमिष्यन् भवति शुद्धमेवैतन्मण्डलं पश्यति नैनमेते रश्मयः प्रत्यायन्ति ॥२॥**

तद् यत्तत् सत्यम्=તે જે સત્ય છે, असौ सः आदित्यः=તે આ આદિત્ય છે, यः=જે, एतस्मिन् मण्डले=આ આદિત્યમંડળમાં, एषः पुरुषः=આ પુરુષ છે, च=અને, दक्षिणे अक्षन् (अक्षणि)=જમણી આંખમાં, यः=જે, अयम् पुरुषः=આ પુરુષ છે, तौ एतौ= તે આ બંને પુરુષો, अन्यः अन्यस्मिन् प्रतिष्ठितौ=એકબીજામાં રહેલા છે, एषः=આ (આદિત્ય), रश्मिभिः=રશ્મિઓ દ્વારા, अस्मिन्=આ ચાક્ષુષ પુરુષમાં, प्रतिष्ठितः=પ્રતિષ્ઠિત છે–રહેલો છે, अयम्=આ (ચાક્ષુષ પુરુષ), प्राणैः= પ્રાણો દ્વારા, अमुष्मिन्=તે( આદિત્ય )માં પ્રતિષ્ઠિત છે, सः यदा=તે (ચાક્ષુષ પુરુષ) જ્યારે, उत्क्रमिष्यन् भवति=ઉત્ક્રમણ કરવા માંડે છે (ત્યારે), एतत् मण्डलम्=આ મંડળને, शुद्धम् एव पश्यति=શુદ્ધ જ જુએ છે, एते रश्मयः=આ રશ્મિઓ, एनम् प्रति=એ ચાક્ષુષ પુરુષ પ્રતિ, न आयन्ति=આવતી નથી.

આ જે સત્ય છે, તે જ પેલો સૂરજ છે. સૂરજના બિંબમાં પેલો જે પુરુષ (ચેતન) છે અને જમણી આંખમાં જે આ પુરુષ (ચેતન) છે, તે બંને એકબીજામાં રહેલા છે. પેલો સૂરજમાં રહેલો પુરુષ કિરણો વડે આ આંખના પુરુષમાં રહેલો છે. આ આંખનો પુરુષ પ્રાણો વડે પેલા સૂરજના પુરુષ-

માં રહેલો છે; તેથી પ્રાણ જ્યારે નીકળવા માંડે છે અર્થાત્ જ્યારે માણસ મરવાનો થાય છે, ત્યારે સૂરજના બિંબને ચોખ્ખું જોઈ શકે છે; આ કિરણો ફરી એની સામે આવતાં નથી. ૨

**ભાષ્ય :** તે, તે કોણ? પ્રથમ ઉત્પન્ન થયેલ સત્ય બ્રહ્મ; શું છે? તે આ છે. કોણ છે? આદિત્ય—સૂરજ; પરંતુ આ આદિત્ય કોણ છે? જે આ છે; આ કોણ? જે આ આદિત્યમંડળમાં અભિમાની પુરુષ છે, તે આ સત્ય-બ્રહ્મ છે કે જે આ અધ્યાત્મ છે; અર્થાત્ જે આ જમણી આંખમાં પુરુષ (ચેતન) છે, તે પણ બ્રહ્મ છે—આમ 'च' શબ્દથી સંબંધ સમજવો જોઈએ.

કારણ કે તે આ આદિત્ય અને આંખમાં રહેલા પુરુષો એક સત્યબ્રહ્મના જ સંસ્થાન (આકાર)વિશેષ છે, તેથી એકબીજામાં અર્થાત્ આદિત્યપુરુષ ચાક્ષુષમાં અને ચાક્ષુષપુરુષ આદિત્યમાં પ્રતિષ્ઠિત છે; કારણ કે અધ્યાત્મ અને અધિદૈવ પુરુષ એકબીજાના ઉપકાર્ય અને ઉપકારક હોય છે.

તેઓ કઈ રીતે રહેલા છે, તે બતાવવામાં આવે છે: રશ્મિઓ અર્થાત્ પ્રકાશ દ્વારા અનુગ્રહ કરતો આ આદિત્ય-પુરુષ આ અધ્યાત્મ ચાક્ષુષપુરુષમાં રહેલો છે ને આ ચાક્ષુષપુરુષ પ્રાણો દ્વારા આ આદિત્ય-પુરુષનો ઉપકાર કરતો રહીને આ અધિદૈવ આદિત્યપુરુષમાં રહેલો છે.

આ શરીરમાં જે આ વિજ્ઞાનમય (જીવ) ભોક્તા છે, તે જે સમયે જવા માંડે છે, તે સમયે આ ચાક્ષુષ આદિત્યપુરુષ રશ્મિઓનો ઉપસંહાર કરી પોતાના શુદ્ધ ઔદાસીન્ય રૂપથી સ્થિત થઈ જાય છે, ત્યારે આ વિજ્ઞાનમય (જીવ) આ આદિત્યમંડળને ચંદ્રમંડળની જેમ શુદ્ધ—કેવળ જુએ છે અર્થાત્ કિરણો વિનાનું જુએ છે. અહીં આ પ્રાસંગિક અરિષ્ટદર્શન પ્રદર્શિત કરવામાં આવે છે, જેથી કરીને કોઈ રીતે પુરુષ પોતાના કર્તવ્યમાં પ્રયત્નશીલ રહે.

આ ચાક્ષુષપુરુષનો સ્વીકાર કરી તેના પ્રતિ અનુગ્રહ કરવા માટે આ રશ્મિઓ—કિરણો જે સ્વામીના કર્તવ્યને લીધે પહેલાં

આવતાં હતાં, હવે તેનાં કર્મોનો ક્ષય થયા પછી જાણે અટકી ગયાં હોય તેમ તેની પાસે ફરી આવતાં નથી. આથી એમ જણાય છે કે પરસ્પર ઉપકાર્ય–ઉપકારકભાવ હોવાને લીધે આ બન્ને સત્યાત્માના જ અંશ છે. ૨

## અહઃસંજ્ઞાવાળા આદિત્યમંડળમાં રહેલા પુરુષના વ્યાહૃતિરૂપ અવયવ

**ભાષ્ય :** આવી સ્થિતિમાં જે આ છે, કોણ ?

**य एष एतस्मिन् मण्डले पुरुषस्तस्य भूरिति शिर एकꣳ शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहरिति हन्ति पाप्मानं जहाति च य एवं वेद ॥ ३ ॥**

एतस्मिन् मण्डले=આ મંડળમાં, यः एषः पुरुषः=જે આ પુરુષ છે, तस्य=તેનું, भूः इति शिरः='ભૂઃ' આ શિર છે, शिरः एकम्=શિર એક છે, एतत् अक्षरम् एकम्=આ અક્ષર એક છે, भुवः इति बाहू='ભુવઃ' આ બે બાહુઓ છે, द्वौ बाहू=બાહુઓ બે છે, द्वे एते अक्षरे=આ અક્ષરો પણ બે છે, स्वर् इति प्रतिष्ठा='સ્વઃ' આ પ્રતિષ્ઠા ( પગ ) છે, द्वे प्रतिष्ठे=પગ બે છે, द्वे एते अक्षरे=આ અક્ષરો પણ બે છે, तस्य उपनिषद्=તેનું ઉપનિષદ્ ( ગૂઢ નામ ), अहर् इति='અહર્' છે, यः एवम् वेद=જે આ પ્રમાણે જાણે છે ( તે ), पाप्मानम् हन्ति=પાપને મારે છે, जहाति च=અને તેને તજી દે છે.

સૂરજના બિંબમાં પેલો જે પુરુષ છે, તેનું માથું તે 'ભૂઃ' છે. માથું એક છે અને આ શબ્દનો અક્ષર પણ એક છે. 'ભુવઃ' એ તેના બે હાથ છે. હાથ બે છે; અને આ શબ્દના અક્ષર પણ બે છે. 'સ્વર' એ તેના પગ છે. પગ બે છે અને આ શબ્દના અક્ષર પણ બે છે. તેનું ગૂઢ નામ છે 'અહર્'

(દિવસ) એ પ્રમાણે જે માણુસ જાણે છે, તે પાપનો નાશ કરે છે ને એનો ત્યાગ કરે છે. ૩

**ભાષ્ય :** આ મંડળમાં 'સત્ય' નામવાળો જે પુરુષ છે, તેના અવયવો વ્યાહૃતિઓ છે. કઈ રીતે? (તે કહે છે :) 'ભૂઃ' આવી જે આ વ્યાહૃતિ છે, તે પહેલી હોવાને લીધે તેનું 'માથું' છે. તેની સમાનતા શ્રુતિ પોતે જ બતાવે છે : માથું એક અર્થાત્ એક સંખ્યાવાળું છે. એવી જ રીતે 'ભૂઃ' આ પણ એક જ અક્ષર છે. બે હોવામાં સમાનતા હોવાને લીધે 'ભુવઃ' આ બાહુ–ભુજા છે. બાહુઓ બે છે. 'સ્વઃ' આ પ્રતિષ્ઠા–પગ છે. બે પગ છે ને આ અક્ષરો બે જ છે. આ પગોથી પુરુષ પ્રતિષ્ઠિત થાય છે–ઊભો થાય છે–આ વ્યુત્પત્તિ અનુસાર પગને પ્રતિષ્ઠા કહેવામાં આવે છે.

તે આ વ્યાહૃતિરૂપ અવયવોવાળા સત્યબ્રહ્મનું ઉપનિષદ્–રહસ્ય અર્થાત્ ગૂઢ નામ કે જેનાથી બોલાવવામાં આવતાં તે બ્રહ્મ અન્ય લોકોના સમાન અભિમુખ થાય છે, તે ઉપનિષદ્ શું છે, તે શ્રુતિ કહે છે 'અહર્'. 'અહર્' આ 'હન્'[1] અને 'હા'[2] આ બે ધાતુઓનું રૂપ છે. જે આ પ્રમાણે જાણે છે; (અર્થાત્ 'અહર્' સંજ્ઞાવાળા બ્રહ્મની ઉપાસના કરે છે) તે પાપને હણે છે અને છોડી દે છે. ૩

## અહમ્ સંજ્ઞાવાળા ચાક્ષુષ પુરુષના વ્યાહૃતિરૂપ અવયવ

**ભાષ્ય :** એવી જ રીતે—

**योऽयं दक्षिणेऽक्षन् पुरुषस्तस्य भूरिति शिर एकं शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहमिति हन्ति**

---

૧ 'हन् हिंसागत्योः' ('હન્' ધાતુ હિંસા અને ગમનના અર્થમાં છે.)

૨ 'ओहाक् त्यागे' ('હા' ધાતુ ત્યાગના અર્થમાં છે.)

पाप्मानं जहाति च य एवं वेद ॥४॥

दक्षिणे अक्षन् ( अक्षणि )=જમણી આંખમાં, यः=જે, अयम्=આ, पुरुषः=પુરુષ છે, तस्य=તેનું, भूः इति शिरः='ભૂઃ' આ માથું છે, शिरः एकम्=માથું એક છે, एतत् अक्षरम् एकम्=આ અક્ષર એક છે, भुवः इति बाहू=ભુવઃ આ બે બાહુઓ છે, बाहू द्वौ=બાહુઓ બે છે, एते अक्षरे द्वे=આ અક્ષરો પણ બે છે, स्वर् इति प्रतिष्ठा='સ્વર્' આ પ્રતિષ્ઠા પગ છે, द्वे प्रतिष्ठे=પગ બે છે, एते अक्षरे द्वे=આ અક્ષરો પણ બે છે, तस्य=તેનું, उपनिषद्=ઉપનિષદ—ગૂઢ નામ, अहम् इति='અહમ્' છે, यः एवम् वेद=જે આ પ્રમાણે જાણે છે, (सः=) તે, पाप्मानम् हन्ति=પાપને હણે છે, च=અને, जहाति=તેનો ત્યાગ કરી દે છે.

આ જમણી આંખમાં જે પુરુષ છે, તેનું 'ભૂઃ' આ માથું છે. માથું એક છે ને આ અક્ષર પણ એક છે. 'ભુવઃ' આ ભુજા છે. ભુજાઓ બે છે ને આ અક્ષરો પણ બે છે. 'સ્વઃ' આ પ્રતિષ્ઠા—પગ છે. પગ બે છે ને આ અક્ષરો પણ બે છે. 'અહમ્' આ તેનું ઉપનિષદ (ગૂઢ નામ) છે, જે આ પ્રમાણે જાણે છે, તે પાપને હણે છે અને ત્યજી દે છે. ૪

**ભાષ્ય :** જે આ જમણી આંખમાં પુરુષ છે, તેનું 'ભૂઃ' આ માથું છે, વગેરે બધો અર્થ પહેલાંની જેમ છે. તેનું 'અહમ્' આ ઉપનિષદ છે; કારણ કે તે પ્રત્યગાત્મસ્વરૂપ છે. પહેલાંની પેઠે અર્થાત્ 'અહર્'ની જેમ 'અહમ્' પણ 'હન્' અને 'હા' આ બન્ને ધાતુઓનું રૂપ છે. ૪

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં પંચમ
સત્યબ્રહ્મસંસ્થાન બ્રાહ્મણ ૫

## ષષ્ઠ બ્રાહ્મણ

## હૃદયમાં રહેલા મનોમય પુરુષની ઉપાસના

**ભાષ્ય :** ઉપાધિઓ અનેક છે અને તેમનાં ઘણાં વિશેષણો છે, તેથી તે 'મન' એવી ખાસ ઉપાધિવાળા પ્રકૃત બ્રહ્મની જ ઉપાસનાનું વિધાન કરવાની ઇચ્છાથી શ્રુતિ કહે છે–

**मनोमयोऽयं पुरुषो भाःसत्यस्तस्मिन्नन्तर्हृदये यथा व्रीहिर्वा यवो वा स एष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किञ्च ॥ १ ॥**

(भाः सत्यम् यस्य सः अयम्) भाःसत्यः=પ્રકાશ જ જેનું સત્ય (સ્વરૂપ) છે, (एवम्)=એવો, अयम् पुरुषः=આ પુરુષ, मनोमयः= મનોમય છે, तस्मिन् अन्तर्हृदये=તે અંતર્હૃદયમાં તે, यथा व्रीहिः=જેવડો ડાંગરનો દાણો હોય છે, वा=અથવા, यवः=જવનો દાણો હોય છે તેવડા જ પરિમાણવાળો છે, सः एषः=તે આ, ' सर्वस्य ईशानः=બધાંનો સ્વામી છે, सर्वस्य अधिपतिः=(અને) બધાંનો અધિપતિ છે, यत् इदम् किम् च=આ જે કંઈ છે, इदम् सर्वम् प्रशास्ति=બધાંનું શાસન કરે છે.

**હૃદયમાં રહેલો આ જે પુરુષ આત્મા છે, તે જ 'મન પણ છે. તે તેજસ્વી છે. તે ડાંગરના દાણા જેવડો અથવા જવના દાણા જેવડો છે. તે સહુનો સ્વામી છે, સહુનો પાલક છે અને વિશ્વમાં જે કંઈ છે, તેના ઉપર શાસન કરે છે—સત્તા ચલાવે છે.**

**ભાષ્ય :** મનમાં જ ઉપલબ્ધ થનારો હોવાથી આ મનોમય–મનઃપ્રાય છે. એને મનથી ઉપલબ્ધ કરે છે તેથી, આ પુરુષ મનોમય છે. વળી ભાઃસત્ય છે–ભા અર્થાત્ પ્રકાશ જ સત્ય–સદ્ભાવ એટલે કે સ્વરૂપ છે જેનું એવો આ પુરુષ ભાઃસત્ય અર્થાત્ ભાસ્વર છે. મનના બધા જ વિષયોનો અવભાસક તેમ જ મનોમય હોવાને લીધે જ એની ભાસ્વરતા છે.

તે અંતર્હૃદયમાં અર્થાત્ હૃદયનો જ અંતર્ભાગ છે તેમાં ડાંગરના અથવા જવના દાણા જેવડો આ તે અંતર્હૃદયમાં યોગીઓ દ્વારા જોવામાં આવે છે—આવું આનું તાત્પર્ય છે. તે આ સર્વનો સ્વામી અર્થાત્ પોતાના (ઔપાધિક) ભેદસમુદાયનો 'ઈશાન' છે. સ્વામી હોવા છતાં કોઈ મંત્રી વગેરેના તાબામાં રહે છે, પરંતુ આ આવો નથી. તો પછી શું છે? આ અધિપતિ અર્થાત્ અધિષ્ઠાતા થઈને પાલન કરનારો છે.

(ફળ:) આ બધાનું પ્રશાસન કરે છે—આ જે કંઈ છે અર્થાત્ જેટલું જે કંઈ પણ આ જગત છે, તે સર્વનું પ્રકર્ષપણે શાસન કરે છે, આ પ્રમાણે મનોમય બ્રહ્મની ઉપાસનાથી તદ્રૂપતાની પ્રાપ્તિરૂપ જ ફળ મળે છે. 'તેની જે પ્રમાણે જે કોઈ ઉપાસના કરે છે તે જ થઈ જાય છે'—આવું બ્રાહ્મણવાક્ય છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં ષષ્ઠ મનોબ્રાહ્મણ ૬

## સપ્તમ બ્રાહ્મણ

### વિદ્યુદ્ બ્રહ્મની ઉપાસના

**ભાષ્ય :** આ પ્રમાણે સત્યબ્રહ્મની ખાસ ફળવાળી બીજી ઉપાસનાનો આરંભ કરવામાં આવે છે—

**विद्युद् ब्रह्मेत्याहुर्विदानाद् विद्युद् विद्यत्येनं पाप्मनो य एवं वेद विद्युद् ब्रह्मेति विद्युद्ध्येव ब्रह्म ॥ १ ॥**

विद्युद् ब्रह्म इति आहुः=વિદ્યુત્ બ્રહ્મ છે—આમ કહે છે, विदानाद् विद्युत्=વિદાન (ખંડન કે વિનાશ) કરવાને લીધે વિદ્યુત્ છે, एवम्=આવા ગુણવાળા, विद्युद् ब्रह्म इति=વિદ્યુદ્ બ્રહ્મને, यः वेद=જે જાણે છે, (सः=તે,) एनम्=આ આત્માને પ્રતિકૂળભૂત, पाप्मनः=પાપોનો, विद्यति=વિનાશ કરી નાખે છે, हि=કારણ કે, विद्युत् एव ब्रह्म=વિદ્યુત જ બ્રહ્મ છે.

કહે છે કે, વિદ્યુત (વીજળી) તે બ્રહ્મ છે. તે અંધારાને ભેદી નાખે છે. વિદાન (ખંડન કે વિનાશ) કરવાને લીધે વીજળીને 'વિદ્યુત' (ભેદનાર) કહી છે. વિદ્યુત એ બ્રહ્મ છે એમ જે જાણે છે, તે પાપને ભેદી નાખે છે; કારણ કે વિદ્યુત એ જ બ્રહ્મ છે.

ભાષ્ય : 'विद्युद् ब्रह्मेत्याहुः'–શ્રુતિ વિદ્યુત બ્રહ્મની નિરુક્તિ (વ્યુત્પત્તિ) બતાવે છે : અંધકારનું વિદાન–ખંડન કરવાને લીધે, કારણ કે આ મેઘના અંધકારને વિદીર્ણ કરીને પ્રકાશિત થાય છે, તેથી વિદ્યુત છે. આવા ગુણવાળા વિદ્યુત બ્રહ્મને જે જાણે છે, તે પાપને 'विद्यति–ખંડિત કરી નાખે છે અર્થાત્ નષ્ટ કરી દે છે. તાત્પર્ય એ છે કે આ આત્માને પ્રતિકૂળભૂત જેટલાં પાપ હોય છે, તે સર્વનું આ ખંડન કરી નાખે છે. જે વિદ્યુત બ્રહ્મ છે, એમ જાણે છે, આ તેનું અનુરૂપ ફળ છે; કારણ કે વિદ્યુત જ બ્રહ્મ છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં સપ્તમ વિદ્યુદ્ બ્રાહ્મણ ૭

## અષ્ટમ બ્રાહ્મણ

## ધેનુરૂપથી વાક્‌ની ઉપાસના

ભાષ્ય : ફરીથી તે સત્ય બ્રહ્મની જ 'वाग्वै ब्रह्म' આ પ્રમાણે બીજી ઉપાસનાનો આરંભ કરવામાં આવે છે.

**वाचं धेनुमुपासीत तस्याश्चत्वारः स्तनाः स्वाहाकारो वषट्कारो हन्तकारः स्वधाकारस्तस्यै द्वौ स्तनौ देवा उपजीवन्ति स्वाहाकारं च वषट्कारं च हन्तकारं मनुष्याः स्वधाकारं पितरस्तस्याः प्राण ऋषभो मनो वत्सः ॥ १ ॥**

वाचम् धेनुम् उपासीत=વાક્‌રૂપ ધેનુની ઉપાસના કરવી, तस्याः= તેનાં, चत्वारः स्तनाः=ચાર સ્તન છે, स्वाहाकारः=સ્વાહાકાર, वषट्कारः=

વષટ્કાર, हन्तकारः=હંતકાર, स्वधाकारः=સ્વધાકાર; तस्यै(तस्याः)=તેનાં, स्वाहाकारम् च वषट्कारम् च द्वौ स्तनौ=સ્વાહાકાર અને વષટ્કાર આ બે સ્તન છે (તેમનાથી), देवाः उपजीवन्ति=દેવો જીવે છે અર્થાત્ દેવતાઓને હવ્ય અપાય છે. मनुष्याः हन्तकारम्=મનુષ્યોને 'હન્ત' આમ કહીને અન્ન અપાય છે, स्वधाकारम् पितरः=પિતૃઓને 'સ્વધા' આમ બોલીને કવ્ય અપાય છે, तस्याः=તે(વાણી)નો, प्राणः ऋषभः=પ્રાણ વૃષભ છે, मनः वत्सः=મન એ વાછરડું છે.

વાણીને ગાય માનીને તેની ઉપાસના કરવી જોઈએ. તેના ચાર આંચળ છે–'સ્વાહા,' વષટ્', 'હન્ત' અને 'સ્વધા'. દેવો તેના બે આંચળ 'સ્વાહા' અને 'વષટ્'ને આધારે જીવે છે અર્થાત્ દેવોને 'સ્વાહા અને 'વષટ્' એમ બોલીને હવ્ય અપાય છે. મનુષ્યો 'હન્ત'ને આધારે અને પિતૃઓ 'સ્વધા'ને આધારે જીવે છે. એટલે કે મનુષ્યોને 'હન્ત' આમ બોલીને અન્ન અપાય છે અને પિતૃઓને 'સ્વધા' બોલીને કવ્ય અપાય છે. ૧

**भाष्य :** વાક્ આ શબ્દ અર્થાત્ ત્રયી (ત્રણ વેદ–ઋક્, યજુઃ અને સામ) છે; તે વાક્રૂપ ધેનુની જે ઉપાસના કરે, જે ધેનુની જેમ ધેનુ છે. જેવી રીતે ધેનુ પોતાના ચાર આંચળોથી વાછરડાના માટે દૂધ છોડે છે, તેવી જ રીતે વાક્રૂપ ધેનુ આગળ બતાવવામાં આવનારા આંચળોથી દેવાદિ માટે દૂધની જેમ અન્ન પ્રકટ કરે છે. તે આંચળ અર્થાત્ સ્તન ક્યાં છે? અને જેમના માટે તે દૂધ આપે છે, તે પણ કોણ કોણ છે?

તે આ વાક્રૂપ ધેનુના બે આંચળોના આધારે વાછરડારૂપ દેવો જીવે છે. તે બે આંચળો કયા છે? સ્વાહાકાર અને વષટ્કાર; કારણ કે એમના દ્વારા જ દેવતાઓને હવિ અપાય છે. હંતકારના આધારે જીવનારા મનુષ્યો છે. 'હંત' આમ બોલીને માણસોને અન્ન આપવામાં આવે છે. સ્વધાના આધારે જીવનારા પિતૃઓ છે–સ્વધાકારથી અર્થાત્

'સ્વધા' આમ બોલીને પિતૃઓને કવ્ય અપાય છે.

તે ધેનુરૂપ વાણીનો પ્રાણ વૃષભ છે; કારણ કે પ્રાણ દ્વારા જ વાણી પ્રસવ કરે છે. મન તેનું વાછરડું છે; કારણ કે મનથી જ તે પ્રસ્રવિત થાય છે. મનથી આલોચના કરાયેલા વિષયમાં જ વાણીની પ્રવૃત્તિ થાય છે, તેથી મન વાછરડાને સ્થાને છે. આ પ્રમાણે વાક્રૂપ ધેનુનો ઉપાસક તદ્રૂપતાને (તેની ઉપાધિવાળા બ્રહ્મભાવને) જ પ્રાપ્ત થાય છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં અષ્ટમ વાગ્ધેનુબ્રાહ્મણ ૮

## નવમ બ્રાહ્મણ

## પુરુષાન્તર્ગત વૈશ્વાનરાગ્નિ, તેનો ઘોષ અને મરણ-કાળને સૂચવનારું અરિષ્ટ

**अयमग्निर्वैश्वानरो योऽयमन्तः पुरुषे येनेदमन्नं पच्यते यदिदमद्यते तस्यैष घोषो भवति यमेतत् कर्णावपिधाय शृणोति स यदोत्क्रमिष्यन् भवति नैनं घोषं शृणोति ॥ १ ॥**

यः=જે, अयम्=આ, पुरुषे अन्तः=પુરુષની અંદર, अयम् अग्निः=આ અગ્નિ છે (તે), वैश्वानरः=વૈશ્વાનર (અગ્નિ) છે, येन=જેનાથી, इदम् अन्नम्=આ અન્ન, पच्यते=પચાવવામાં આવે છે, यत् इदम् अद्यते=કે જે અન્ન ખાવામાં આવે છે તે, तस्य=તેનો જ, एषः घोषः भवति=આ અવાજ થાય છે, यम्=જે અવાજને, कर्णौ अपिधाय=બન્ને કાનોને બંધ કરીને, एतत् शृणोति=આ સાંભળે છે, यदा=જ્યારે, सः=તે પુરુષ, उत्क्रमिष्यन् भवति=ઉત્ક્રમણ કરવા અર્થાત્ જવા માટે તૈયાર થાય છે (ત્યારે), एनम् घोषम्=આ અવાજને, न शृणोति=સાંભળતો નથી.

માણુસના શરીરની અંદર જે અગ્નિ છે અને જે ખાધેલા અનાજને પચાવે છે, તે જ વિશ્વમાં વ્યાપેલો વૈશ્વાનર અગ્નિ છે. તેનો જે અવાજ થાય છે, તે કાન બંધ કરી દેવાથી સાંભળી

શકાય છે. માણસ જ્યારે જવા તૈયાર થાય એટલે કે મરવાનો થાય, ત્યારે એ અવાજ સાંભળી શકતો નથી. ૧

ભાષ્ય : 'अयमग्निः वैश्वानरः'–પૂર્વવત્ 'આ અગ્નિ વૈશ્વાનર છે' આ બ્રહ્મની એક બીજી ઉપાસના છે. તે અગ્નિ કયો છે? એ વિષે શ્રુતિ કહે છે કે, જે આ માણસના શરીરની અંદર છે; શું શરીરને આરંભ કરનારો અગ્નિ? ના, કયો છે તે કહે છે: જે વૈશ્વાનર એવી સંજ્ઞાવાળા અગ્નિથી આ અન્ન પચાવવામાં આવે છે. તે અન્ન કયું છે? જે આ અન્ન પ્રજાઓ દ્વારા–લોકો વડે 'अद्यते' ખાવામાં આવે છે; (તે અન્નને પચાવનારો) અર્થાત્ જઠરાગ્નિ.

તેનું સાક્ષાત્ ઉપલક્ષણ કરાવવા માટે શ્રુતિ આ પ્રમાણે કહે છે: અન્નને પચાવનારા તે જઠરાગ્નિનો આ અવાજ થાય છે; તે કયો છે? કે જે અવાજને માણસ બન્ને કાનો બંધ કરી–આંગળીઓથી કાનોને ઢાંકી દઈને સાંભળે છે. અહીં 'एतत्' આ ક્રિયાવિશેષણ છે; તે પ્રજાપતિરૂપ વૈશ્વાનર અગ્નિની ઉપાસના કરવી. અહીંયાં પણ તદ્રૂપતાની પ્રાપ્તિ જ ફળ છે. તેમાં શ્રુતિ આ પ્રસંગથી પ્રાપ્ત અરિષ્ટ બતાવે છે. અહીં શરીરમાં તે ભોક્તા પુરુષ જે સમયે ઉત્ક્રમણ કરવાનો થાય છે એટલે કે મરવાનો થાય તે સમયે આ અવાજને સાંભળી શકતો નથી. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં નવમ વૈશ્વાનરાગ્નિ બ્રાહ્મણ ૯

## દશમ બ્રાહ્મણ

## પ્રકરણમાં અંતર્ગત ઉપાસનાઓથી પ્રાપ્ત થનારી ગતિ

ભાષ્ય : આ પ્રકરણમાં બતાવવામાં આવેલી બધી ઉપાસનાઓનું આ ગતિરૂપ ફળ કહેવામાં આવે છે—

यदा वै पुरुषोऽस्माल्लोकात् प्रैति स वायुमागच्छति तस्मै

**स तत्र विजिहीते तथा रथचक्रस्य खं तेन स ऊर्ध्वं आक्रमते स आदित्यमागच्छति तस्मै स तत्र विजिहीते यथा लम्बरस्य खं तेन स ऊर्ध्वं आक्रमते स चन्द्रमसमागच्छति तस्मै स तत्र विजिहीते यथा दुन्दुभेः खं तेन स ऊर्ध्वं आक्रमते स लोकमागच्छत्यशोकमहिमं तस्मिन् वसति शाश्वतीः समाः ॥ १॥**

यदा वै=જ્યારે, पुरुषः=પુરુષ, अस्मात् लोकात् प्रैति=આ લોકમાંથી મરીને જાય છે, सः=તે, वायुम् आगच्छति=વાયુને પ્રાપ્ત થાય છે, तत्र=ત્યાં, सः=તે (વાયુ), (यथा) रथचक्रस्य खम्=રથના પૈડામાં છિદ્ર હોય છે, तथा=તેવો (છિદ્રયુક્ત થઈ ને), तस्मै विजिहीते=તેને માર્ગ આપી દે છે, तेन=તે દ્વારા, सः=તે, ऊर्ध्वः आक्रमते=ઊર્ધ્વોન્મુખ થઈ ને જાય છે, सः=તે, आदित्यम् आगच्छति=સૂર્યલોકમાં પહોંચી જાય છે, सः=તે (સૂર્ય), तत्र=ત્યાં, तस्मै विजिहीते=તેને (તેવો જ) છિદ્રરૂપ માર્ગ આપે છે, यथा=જેવું, लम्बरस्य खम्=લંબર નામના વાજિંત્રનું છિદ્ર હોય છે, तेन=તેના દ્વારા, सः=તે, ऊर्ध्वः आक्रमते=ઉપરની બાજુએ ચઢે છે, सः=તે, चन्द्रमसम् आगच्छति=ચંદ્રલોકમાં પહોંચી જાય છે, तत्र=ત્યાં, तस्मै=તેને, सः=તે, यथा दुन्दुभेः खम्=જેવું દુંદુભિનું છિદ્ર હોય છે (તેવું), विजिहीते=(છિદ્રયુક્ત થઈ ને) માર્ગ આપે છે, सः=તે (પુરુષ), तेन=તે દ્વારા, ऊर्ध्वः आक्रमते=ઉપરની બાજુએ ચઢે છે, सः=તે, अशोकम्=અશોક (શારીરિક દુઃખથી રહિત) (અને), अहिमम्=અહિમ (માનસિક દુઃખ વિનાના), लोकम् आगच्छति=લોકમાં પહોંચી જાય છે (અને), तस्मिन्=તેમાં, शाश्वतीः समाः वसति=અનંત વર્ષો સુધી નિવાસ કરે છે–રહે છે.

માણુસ જ્યારે આ લોકમાંથી ચાલ્યો જાય છે અર્થાત્ મરણ પામે છે ત્યારે તે વાયુની પાસે આવે છે. વાયુ તેને માટે રથના પૈડાના કાણા જેવો પોતાને બનાવે છે. તે માર્ગે

માણસ ઊંચે ચડે છે, ને સૂરજની પાસે આવે છે. સૂરજ તેને માટે લંબર નામના એક ખાસ પ્રકારના વાજિંત્રના કાણા જેવો પોતાને બનાવે છે. તે વાટે માણસ ઊંચે ચડે છે, ને ચંદ્રની પાસે આવે છે. ચંદ્ર તેને માટે દુંદુભિ–નગારાના કાણા જેવો પોતાને બનાવે છે. તે વાટે માણસ ઊંચે ચડે છે અને એવા લોકમાં આવે છે, જ્યાં મનનાં ને શરીરનાં દુઃખ નથી હોતાં. એ લોકમાં તે સદાકાળ–અનંત વર્ષો સુધી નિવાસ કરે છે–રહે છે. ૧

**ભાષ્ય :** પુરુષ અર્થાત્ ઉપાસક જ્યારે આ લોકથી મરીને જાય છે–શરીરનો ત્યાગ કરે છે, ત્યારે તે વાયુને પ્રાપ્ત થાય છે. આકાશમાં તિર્યગ્ભૂત (ત્રાંસો થઈને રહેલો) વાયુ ઘનીભૂત અર્થાત્ અભેદ્યરૂપથી વિદ્યમાન છે; તે વાયુ ત્યાં પોતાને પ્રાપ્ત થયેલા તે ઉપાસક માટે ‘विजिहीते’ પોતાના અવયવોનો વિચ્છેદ કરી નાખે છે; અર્થાત્ પોતાને છિદ્રયુક્ત કરે છે. કેવડું મોટું છિદ્ર કરે છે, તે કહે છે : રથના પૈડાના છિદ્ર જેવડું છિદ્ર કરે છે.

તે છિદ્ર દ્વારા તે વિદ્વાન ઉપરની બાજુએ મોં રાખીને જાય છે; તે આદિત્યલોકમાં પહોંચી જાય છે. બ્રહ્મલોકમાં જનારાનો માર્ગ રોકીને આદિત્યલોક સ્થિત છે. આ પ્રમાણે જાણનારા તે ઉપાસકને તે પણ માર્ગ આપી દે છે. ત્યાં તે પોતાના મંડળને તેને માટે છિદ્રયુક્ત કરી દે છે. એ છિદ્ર લંબર નામના એક ખાસ વાજિંત્રમાંના છિદ્ર જેવડું હોય છે. તેના દ્વારા તે ઉપરની બાજુએ જાય છે, તે ચંદ્રલોકમાં જઈ પહોંચે છે. ત્યાં તે પણ તેના માટે પોતાને છિદ્રયુક્ત કરી દે છે. એ છિદ્ર દુંદુભિ–નગારાના છિદ્ર જેવડું હોય છે. તેના દ્વારા તે ઉપરની બાજુએ ચડે છે. તે લોક અર્થાત્ પ્રજાપતિલોકમાં આવી જાય છે : કેવા લોકમાં? ‘अशोकम्’ અર્થાત્ માનસિક દુઃખથી રહિત અને ‘अहिमम्’–હિમરહિત અર્થાત્ શારીરિક દુઃખ વિનાના લોકમાં. ત્યાં

પહોંચ્યા પછી તે 'शाश्वतीः समाः' નિત્ય અર્થાત્ અનંત વર્ષો સુધી તેમાં વસે છે–રહે છે. તાત્પર્ય એ કે બ્રહ્માના અનેક કલ્પો સુધી ત્યાં નિવાસ કરે છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં દશમ ગતિબ્રાહ્મણ ૧૦

## એકાદશ બ્રાહ્મણ

### વ્યાધિ, શ્મશાનગમન અને અગ્નિદાહમાં પરમ તપોદૃષ્ટિનું વિધાન

**एतद् वै परमं तपो यद् व्याहितस्तप्यते परमꣳ हैव लोकं जयति य एवं वेदैतद् वै परमं तपो यं प्रेतमरण्यꣳ हरन्ति परमꣳ हैव लोकं जयति य एवं वेदैतद् वै परमं तपो यं प्रेतमग्नावभ्या-दधति परमꣳ हैव लोकं जयति य एवं वेद ॥ १ ॥**

व्याहितः=વ્યાધિયુક્ત પુરુષને, यत् तप्यते=જે તાપ થાય છે, एतद् वै परमम् तपः=એ નિશ્ચય જ પરમ તપ છે, यः=જે કોઈ, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, (सः) ह=તે, परम एवम् लोकम्=પરમ લોકને જ, जयति=જીતી લે છે, प्रेतम् यम् अरण्यम् हरन्ति=મૃત–મરણ પામેલા માણસને જે વનમાં લઈ જાય છે, एतद् वै परमम् तपः=એ ખરેખર મોટું તપ છે, यः=જે (મરનાર માણસ), एवम् वेद=આ પ્રમાણે જાણે છે, (सः) ह=તે, परमम् एव लोकम् जयति=પરમ લોકને જ જીતી લે છે, प्रेतम् यम् अग्नौ अभ्यादधति=મરણ પામેલા પ્રેત(શરીર)ને જે બધી બાજુએથી અગ્નિમાં મૂકે છે, एतद् वै परमम् तपः=નિશ્ચય જ આ પરમ તપ છે, यः=જે, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, सः=તે, परमम् एव लोकम् जयति=પરમ લોકને જીતે છે.

વ્યાધિયુક્ત એટલે કે માંદા માણસને જે તાપ–ધખારો થાય છે; તે ખરે જ મોટું તપ છે; જે આ પ્રમાણે જાણે છે, તે

પરમલોકને જ જીતી લે છે અર્થાત્ સર્વોચ્ચ લોકમાં જાય છે. મરેલા માણસને જંગલમાં લઈ જવામાં આવે છે, તે મોટામાં મોટું તપ છે, એમ જે માણસ જાણે છે, તે ઊંચામાં ઊંચા લોકમાં જાય છે. મરેલા માણસને અગ્નિમાં બાળે છે, તે મોટામાં મોટું તપ છે; એમ જે જાણે છે, તે ઊંચામાં ઊંચા લોકમાં જાય છે. ૧

**ભાષ્ય :** ખરેખર આ મોટામાં મોટું તપ છે. તે શું છે? વ્યાહિત–વ્યાધિત અર્થાત્ તાવ વગેરેમાં સપડાયેલો માણસ જે દુઃખ પામે છે–તેને જે તાપ થાય છે–એ પરમ તપ છે, આમ સમજવું; કારણ કે તાપ અને તપ એમાં દુઃખ સરખું જ છે. આપમેળે પ્રાપ્ત થયેલા રોગ વગેરેની જે નિંદા નથી કરતો અર્થાત્ રોગો તો પોતાની મેળે થાય એમ જે સમજે છે તેવા જ્ઞાની પુરુષનું તે તપ જ કર્મના ક્ષયનો હેતુ બની જાય છે. જે આ પ્રમાણે જાણે છે, તે વિજ્ઞાનરૂપ તપ દ્વારા પાપોને બાળી નાખી સર્વોચ્ચ લોકમાં જાય છે.

આ પ્રમાણે મરણને કાંઠે આવેલો માણસ આરંભમાં જ કલ્પના કરી લે છે; શી કલ્પના કરે છે? મરી ગયા પછી મને ઋત્વિજો અંત્યેષ્ટિ કર્મ માટે ગામમાંથી વનમાં લઈ જશે. એ નિશ્ચય જ મોટું તપ થશે–ગામથી વનગમન કરવું એમાં સમાનતા હોવાને લીધે આ મારું મોટું તપ થઈ જશે. ગામમાંથી વનમાં જવું એ મોટું તપ છે, એ તો પ્રસિદ્ધ જ છે. જે આ પ્રમાણે જાણે છે, તે ખરેખર ઊંચામાં ઊંચા લોકમાં જાય છે.

વળી જે મૃતકને બધી બાજુએથી અગ્નિમાં મૂકવામાં આવે છે–તે પણ તેના માટે મોટું તપ હોય છે; કારણ કે અગ્નિમાં પ્રવેશ સાથે એની સમાનતા છે. જે આ પ્રમાણે જાણે છે, તે નિશ્ચય જ પરમલોકને પામે છે. ૧

**બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં એકાદશ તપોબ્રાહ્મણ ૧૧**

॥ ॐ मॉं ॥

## દ્વાદશ બ્રાહ્મણ

### અન્ન-પ્રાણરૂપ બ્રહ્મની ઉપાસના અને તેને લગતું આખ્યાન

ભાષ્ય : 'अन्नं ब्रह्म–આ પ્રમાણે આ અન્ય ઉપાસનાનું વિધાન કરવાની ઇચ્છાથી વેદ કહે છે—

अन्नं ब्रह्मेत्येक आहुस्तन्न तथा पूयति वा अन्नमृते प्राणात् प्राणो ब्रह्मेत्येक आहुस्तन्न तथा शुष्यति वै प्राण ऋतेऽन्नादेते ह त्वेव देवते एकधाभूयं भूत्वा परमतां गच्छतस्तद्ध स्माह प्रातृदः पितरं किꣳस्विदेवैवं विदुषे साधु कुर्यां किमेवास्मा असाधु कुर्यामिति स ह स्माह पाणिना मा प्रातृद कस्त्वेनयो-रेकधाभूयं भूत्वा परमतां गच्छतीति तस्मा उ हैतदुवाच वीत्यन्नं वै व्यन्ने हीमानि सर्वाणि भूतानि विष्टानि रमिति प्राणो वै रं प्राणे हीमानि सर्वाणि भूतानि रमन्ते सर्वाणि ह वा अस्मिन् भूतानि विशन्ति सर्वाणि भूतानि रमन्ते य एवं वेद ॥ १ ॥

एके आहुः=કેટલાક કહે છે કે, अन्नम् ब्रह्म इति=અન્ન બ્રહ્મ છે, तत् न तथा=(પરંતુ) તેમ નથી (કારણ કે), ऋते प्राणात्=પ્રાણ વિના, अन्नम् वै पूयति=અન્ન સડી જાય છે, एके आहुः=કેટલાક કહે છે કે, प्राणः ब्रह्म=પ્રાણ બ્રહ્મ છે, तत् तथा न=(પરંતુ) તે વાત પણ બરાબર નથી, अन्नात् ऋते=(કારણ કે) અન્ન વિના, प्राणः वै शुष्यति= પ્રાણ સુકાઈ જાય છે, एते ह देवते तु=પરંતુ આ બન્ને દેવતાઓ, एकधाभूयम् एव भूत्वा=એકરૂપતાને જ પ્રાપ્ત થયા પછી, परमताम् गच्छतः=પરમભાવને પામે છે, तत् ह=આવો નિશ્ચય કરીને, प्रातृदः= પ્રાતૃદ ઋષિએ, पितरम् आह स्म=પોતાના પિતાને કહ્યું હતું, एवम् विदुषे=આ પ્રમાણે જાણનારાનું, किंस्वित् एव अहम् साधु कुर्याम्=હું શું મંગલ કાર્ય કરું, किम् एव अस्मै असाधु कुर्याम् इति=અથવા તો શું

અમંગલ-અશુભ કાર્ય કરું ? सः ह पाणिना आह स्म=તેણે હાથ હલાવીને (તેને) કહ્યું, प्रातृद=હે પ્રાતૃદ ! मा (एवम् वोचः)=આવું બોલશો નહીં, अनयोः एकधाभूयम् भूत्वा तु=આ બે (અન્ન અને પ્રાણ)ની એકરૂપતાને પ્રાપ્ત થઈને તો (વળી), कः=કોણ, परमताम् गच्छति इति=પરમભાવને પામે છે ભલા ! ह उ तस्मै एतत् अन्नम् वै 'वि' इति उवाच=આથી તેને (પ્રાતૃદને) તેના પિતાએ અન્ન એ જ 'વિ' છે, આમ કહ્યું, हि=કારણ કે, वि अन्ने='વિ'રૂપ અન્નમાં જ, इमानि सर्वाणि भूतानि=આ બધાં પ્રાણીઓ, विष्टानि=પ્રવિષ્ટ છે, 'रम्' इति वै प्राणः='રમ્' આ પ્રાણ છે, हि=કારણ કે, इमानि सर्वाणि भूतानि=આ બધાં પ્રાણીઓ, 'रम्' प्राणे=રમ્ અર્થાત્ પ્રાણમાં, रमन्ते= રમણ કરે છે, यः एवम् वेद=જે કોઈ આ પ્રમાણે જાણે છે, ह अस्मिन् वै=તેનામાં જ, सर्वाणि भूतानि विशन्ति=બધાં પ્રાણીઓ પ્રવિષ્ટ થાય છે, सर्वाणि भूतानि रमन्ते=અને બધાં જ પ્રાણીઓ રમણ કરે છે.

કેટલાક કહે છે કે, અન્ન એ બ્રહ્મ છે, એ બરાબર નથી; કેમ કે પ્રાણ વિના અન્ન સડે છે. પ્રાણ એ બ્રહ્મ છે, એમ કેટલાક કહે છે, એ પણ બરાબર નથી; કેમ કે અન્ન વિના પ્રાણ સુકાઈ જાય છે. પણ આ બે દેવો એકરૂપતાને પામ્યા પછી એટલે કે ભેગા મળીને પરમભાવને પામે છે. ઊંચામાં ઊંચી સ્થિતિએ પહોંચે છે, આવો નિશ્ચય કરીને પ્રાતૃદે એના પિતાને કહ્યું કે, 'જે માણસને આ જ્ઞાન છે, તેનું હું શું શુભ કે અશુભ કરી શકું ?' પિતાએ હાથ હલાવીને કહ્યું : 'પ્રાતૃદ ! આવું બોલીશ નહીં. આ બે (અન્ન અને પ્રાણ)ની સાથે એકરૂપતા પ્રાપ્ત થઈને તો વળી કોણ પરમભાવને પામે છે, ભલા !' વળી તેના પિતાએ તેને એમ પણ કહ્યું : અન્ન તે 'વિ' છે, કારણ કે 'વિ'રૂપ અન્નમાં જ આ બધાં પ્રાણીઓ પ્રવિષ્ટ છે. વળી કહ્યું કે, 'રમ્' આ પ્રાણ છે; કારણ કે આ બધાં પ્રાણીઓ 'રમ્' અર્થાત્ પ્રાણમાં રમણ કરે છે. જે માણસ આ પ્રમાણે

જાણે છે, તેનામાં સર્વ પ્રાણીઓ પ્રવેશ કરે છે, તેનાથી બધાં પ્રાણીઓ આનંદ પામે છે. ૧

**ભાષ્ય :** અન્ન બ્રહ્મ છે. અન્ન જે ખવાય છે, તે બ્રહ્મ છે–આવું કેટલાક આચાર્યોનું કહેવું છે; પરંતુ 'અન્ન બ્રહ્મ છે' આને આ જ રૂપમાં સ્વીકારવું ન જોઈએ. બીજાઓ કહે છે: પ્રાણ બ્રહ્મ છે; આનો પણ આ રૂપમાં સ્વીકાર કરવો ન જોઈએ અર્થાત્ આ કહ્યા પ્રમાણે માની લેવું ન જોઈએ.

પરંતુ 'અન્ન બ્રહ્મ છે' આમ શાથી ન માનવું? કારણ એ છે કે પ્રાણ વિના એ સડે છે, એને ભેજ લાગવા માંડે છે ને એમાંથી દુર્ગંધ છૂટે છે, તો પછી એ કઈ રીતે બ્રહ્મ હોઈ શકે? બ્રહ્મ તો તે જ હોઈ શકે, જે અવિનાશી હોય.

વારુ, તો પ્રાણને બ્રહ્મ માનો. ના, આમ ન મનાય; કારણ કે અન્ન વિના પ્રાણ સુકાઈ જાય છે. પ્રાણ તો અન્ન ભક્ષણ કરનારો છે, તેથી પોતાનું ભક્ષ્ય એવા અન્ન વિના તે પોતાને ટકાવી રાખવામાં સમર્થ નથી, તેથી જ અન્ન વિના પ્રાણ સુકાઈ જાય છે. માટે એમનામાંના એક–એકનું જુદું બ્રહ્મત્વ સંભવતું નથી. એથી આ અન્ન અને પ્રાણ–બે દેવો એકરૂપ થઈને–એકભાવને પ્રાપ્ત થઈ પરમભાવને પ્રાપ્ત થાય છે અર્થાત્ બ્રહ્મત્વને પામે છે.

આનો આ પ્રમાણે નિશ્ચય કરીને પ્રાતૃદ નામના ઋષિએ પોતાના પિતાને કહ્યું: 'किंस्वित्' (શું) એમાં 'स्वित्' આ વિતર્કભાવ સૂચિત કરવા માટે છે, મેં જેવી રીતે બ્રહ્મની કલ્પના કરી છે, તે પ્રમાણે જાણનારો હું શું ભલું કરું–સાધુ કરું? સાધુ–શોભન અર્થાત્ પૂજા; તાત્પર્ય એ છે કે એની તે હું શી પૂજા કરું અને એમ જાણનારાનું હું શું અસાધુ–ખૂરું કરું? કહેવાનો આશય એ છે કે તે તો કૃતકૃત્ય છે. અન્ન અને પ્રાણ–આ બન્ને મળીને બ્રહ્મ છે–આ પ્રમાણે જાણનારો જે માણસ છે તેનું અશુભ કરવાથી તે ખંડિત થતો નથી અને તેનું શુભ કરવાથી ખંડિત થતો નથી.

આ પ્રમાણે કહેનારા તે પુત્રને હાથથી અટકાવતાં પિતાએ કહ્યું : 'પ્રાતૃદ ! આમ બોલશો નહીં. આ અન્ન અને પ્રાણની એકરૂપતાને પ્રાપ્ત થઈ પરમભાવને કોણ પામે છે? આ બ્રહ્મદર્શન દ્વારા કોઈ પણ વિદ્વાન પરમભાવને પામી શકતો નથી. તેથી તમારે આમ ન કહેવું જોઈએ કે આ કૃતકૃત્ય છે.'

જો આમ છે, તો આપ જ કહોને કે કઈ રીતે પરમભાવ પ્રાપ્ત કરે છે? આથી તેના પિતાએ તેને આગળ ઉપર કહેવામાં આવનારું આ વચન કહ્યું. કયું વચન? તે હતું 'વિ.' એ 'વિ' શું છે તે કહે છે: અન્ન જ 'વિ' છે; કારણ કે અન્નમાં જ આ બધાં પ્રાણીઓ વિષ્ટ–પ્રવેશેલાં છે, અન્નને જ આશ્રિત છે; તેથી અન્નને 'વિ' આ પ્રમાણે કહેવામાં આવે છે. પિતાએ, આ ઉપરાંત વળી 'રમ્' આમ પણ કહ્યું; તો તે 'રમ્' શું છે? પ્રાણ જ 'રમ્' છે. શાથી, તે કહે છે: કારણ કે બળના આશ્રયભૂત પ્રાણ હોય તો જ બધાં પ્રાણીઓ રમણ કરે છે, તેથી પ્રાણ 'રમ્' છે. આ પ્રમાણે અન્ન બધાં પ્રાણીઓના આશ્રયરૂપ ગુણવાળું છે અને પ્રાણ તમામ પ્રાણીઓના રતિરૂપ ગુણવાળો છે. આયતન અર્થાત્ આશ્રય વિના કોઈ રમણ કરી શકતું નથી અને આશ્રય હોવા છતાં પણ પ્રાણહીન અર્થાત્ બળ વિનાનો હોય તો તે પણ રમણ કરી શકતો નથી. જે સમયે પ્રાણી આશ્રયથી યુક્ત અને બળવાન હોય છે ત્યારે જ પોતાને કૃતાર્થ માનીને તે રમણ કરે છે; જેવું કે, 'યુવક હોય, સારો યુવક હોય અને વિદ્યાવાન હોય' વગેરે શ્રુતિથી જણાય છે.

હવે શ્રુતિ આ પ્રમાણે જાણનારા ઉપાસકનું ફળ કહે છે: જે આ પ્રમાણે જાણે છે, તેનામાં અન્નના ગુણનું જ્ઞાન હોવાથી બધાં પ્રાણીઓ પ્રવેશ કરે છે ને પ્રાણના ગુણનું જ્ઞાન હોવાને લીધે બધાં પ્રાણીઓ રમણ કરે છે. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં દ્વાદશ
અન્નપ્રાણબ્રાહ્મણ ૧૨

## ત્રયોદશ બ્રાહ્મણ

### ઉક્થદૃષ્ટિથી પ્રાણોપાસના

**उक्थं प्राणो वा उक्थं प्राणो हीदꣳ सर्वमुत्थापयत्युद्धास्मादुक्थविद् वीरस्तिष्ठत्युक्थस्य सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥ १ ॥**

उक्थम्=હવે 'ઉક્થ' આ પ્રમાણે 'પ્રાણની ઉપાસના કરવી, प्राणः वै उक्थम्=પ્રાણ જ આ ઉક્થ છે, हि=કારણ કે, प्राणः=પ્રાણ, इदम् सर्वम् उत्थापयति=આ સર્વને ઉત્થાપિત કરે છે, उत् ह अस्मात्=આ ઉપાસકથી, उक्थविद् वीरः तिष्ठति=ઉક્થવેત્તા પુત્ર ઉત્પન્ન થાય છે, यः एवम् वेद=જે આ પ્રમાણે જાણે છે, (सः= તે), उक्थस्य=ઉક્થ-પ્રાણના, सायुज्यम्=સાયુજ્ય (અને), सलोकताम्=સાલોક્યને, जयति=પ્રાપ્ત થાય છે—પામે છે.

હવે ઉક્થ(સ્તુતિગાન)ને વિષે: પ્રાણ તે ઉક્થ છે; કેમ કે પ્રાણ જ આ આખા વિશ્વને ઉઠાડે છે. જે માણસ આ પ્રમાણે જાણે છે, તેને ત્યાં ઉક્થ જાણનાર પુત્રનો જન્મ થાય છે; તે ઉક્થમાં સમાઈ જાય છે; જે લોકમાં ઉક્થ વસે છે, ત્યાં તે જાય છે. ૧

**ભાષ્ય :** એવી જ રીતે 'ઉક્થ' એક બીજી ઉપાસના છે. ઉક્થ શસ્ત્ર છે, તે જ મહાવ્રત ક્રતુ(યજ્ઞ)માં મુખ્ય હોય છે. વારુ, તો તે ઉક્થ શું છે? પ્રાણ એ જ ઉક્થ છે; પ્રાણ ઇંદ્રિયોમાં મુખ્ય છે અને ઉક્થ શાસ્ત્રોમાં મુખ્ય છે; તેથી પ્રાણ ઉક્થ છે—એમ ઉપાસના કરવી.

પ્રાણ ઉક્થ કઈ રીતે છે, તે શ્રુતિ કહે છે: કારણ કે પ્રાણ જ આ સર્વને ઉઠાડે છે; ઉઠાડવાને લીધે પ્રાણ ઉક્થ છે; કારણ કે કોઈ પણ પ્રાણ વિનાનો ઊઠી શકતો નથી.

હવે શ્રુતિ એની ઉપાસનાનું ફળ કહે છે: આ પ્રમાણે ઉપાસના

કરનારાને ત્યાં ઉક્થવિત્-ઉક્થ-પ્રાણને જાણનારો વીર અર્થાત્ પુત્ર ઉત્પન્ન થાય છે-આ એનું પ્રત્યક્ષ ફળ છે. પરોક્ષ ફળ એ છે કે જે આ પ્રમાણે જાણે છે તે ઉક્થમાં લીન થાય છે અને ઉક્થ જે લોકમાં વસે છે ત્યાં તે જાય છે. ૧

## યજુઃ એવી દષ્ટિથી પ્રાણની ઉપાસના

**યજુઃ પ્રાણો વૈ યજુઃ પ્રાણે હીમાનિ સર્વાણિ ભૂતાનિ યુજ્યન્તે યુજ્યન્તે હાસ્મૈ સર્વાણિ ભૂતાનિ શ્રૈષ્ઠ્યાય યજુષઃ સાયુજ્યꣳ સલોકતાં જયતિ ય એવં વેદ ॥ ૨ ॥**

યજુઃ='યજુઃ' આ પ્રમાણે પ્રાણની ઉપાસના કરવી, પ્રાણઃ વૈ યજુઃ=પ્રાણ એ જ યજુઃ છે, હિ=કારણ કે, ઇમાનિ સર્વાણિ ભૂતાનિ=આ સર્વ પ્રાણીઓનો, પ્રાણે=પ્રાણમાં જ, યુજ્યન્તે=યોગ થાય છે, સર્વાણિ ભૂતાનિ=તમામ પ્રાણીઓ, અસ્મૈ શ્રૈષ્ઠ્યાય=એના શ્રેષ્ઠભાવ માટે, યુજ્યન્તે=એની સાથે સંયુક્ત થાય છે, યઃ=જે માણસ, એવમ્ વેદ=આ પ્રમાણે જાણે છે (તે), યજુષઃ=યજુના, સાયુજ્યમ્=સાયુજ્યને, સલોકતામ્=(અને) સાલોક્યને, જયતિ=પ્રાપ્ત થાય છે.

હવે 'યજુષ્'ને વિષે : પ્રાણ તે યજુષ છે; કેમ કે પ્રાણ હોય તો જ આ બધાં પ્રાણીઓ એકબીજાની સાથે જોડાયેલાં રહે છે. જે માણસ આ પ્રમાણે જાણે છે તેની શ્રેષ્ઠતા સ્થાપવા માટે બધાં પ્રાણીઓ ભેગાં થાય છે. તે માણસ યજુષ્માં સમાઈ જાય છે; જે લોકમાં યજુષ્ વસે છે, તે લોકમાં તે જાય છે. ૨

ભાષ્ય : 'યજુઃ' આ પ્રમાણે પણ પ્રાણની ઉપાસના કરવી. પ્રાણ જ યજુ છે; પ્રાણ યજુ કઈ રીતે છે? કારણ કે પ્રાણમાં જ બધાં પ્રાણીઓનો યોગ થાય છે. પ્રાણ ન હોય ત્યારે કોઈની સાથે કોઈનો યોગ થવાનું સામર્થ્ય નથી. માટે યોગ કરે છે તેથી પ્રાણ યજુ છે.

આ પ્રમાણે ઉપાસના કરનારાનું ફળ શ્રુતિ કહે છે : આ પ્રમાણે

ઉપાસના કરનારા માટે તમામ પ્રાણીઓ શ્રૈષ્ઠ્ય—શ્રેષ્ઠ ભાવનું નામ શ્રૈષ્ઠ્ય છે. તે શ્રૈષ્ઠ્ય એટલે શ્રેષ્ઠના ભાવ માટે—આ અમારામાં શ્રેષ્ઠ થાય, આ નિમિત્તથી યુક્ત થાય છે અર્થાત્ ઉદ્યમ કરે છે ને તે યજુરૂપ પ્રાણનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે—પ્રાણ સાથે અભેદપણાને પામે છે—વગેરે બધો અર્થ પહેલાંની જેમ છે. ૨

## સામદષ્ટિથી પ્રાણોપાસના

**साम प्राणो वै साम प्राणे हीमानि सर्वाणि भूतानि सम्यंचि सम्यंचि हास्मै सर्वाणि भूतानि श्रैष्ठ्याय कल्पन्ते साम्नः सायुज्यं सलोकतां जयति य एवं वेद ॥ ३ ॥**

साम=‘સામ’ આ પ્રમાણે પ્રાણની ઉપાસના કરવી, प्राणः वै साम= પ્રાણ જ સામ છે, हि=કારણ કે, इमानि सर्वाणि भूतानि=આ બધાં પ્રાણીઓ, प्राणे=પ્રાણમાં, सम्यंचि=ભેગાં થાય છે, ह=નિશ્ચય જ, अस्मै= એના માટે, सर्वाणि भूतानि=બધાં પ્રાણીઓ, सम्यंचि=ભેગાં થાય છે, श्रैष्ठ्याय कल्पन्ते=તેઓ તેની શ્રેષ્ઠતા સ્થાપે છે, साम्नः सायुज्यम् सलोकताम् जयति=તે સામમાં સમાઈ જાય છે, અને જે લોકમાં સામ વસે છે તે લોકમાં તે જાય છે, यः एवम् वेद=જે કોઈ આ પ્રમાણે જાણે છે તે.

હવે ‘સામ’ આ પ્રમાણે પ્રાણની ઉપાસના કરવી; કારણ કે પ્રાણ એ જ સામ છે. આ બધાં પ્રાણીઓ પ્રાણમાં ભેગાં થાય છે. નિશ્ચય જ એના માટે બધાં પ્રાણીઓ ભેગાં થાય છે. તેઓ તેની શ્રેષ્ઠતા સ્થાપે છે. તે સામમાં સમાઈ જાય છે અને જે લોકમાં સામ વસે છે તે લોકમાં તે જાય છે, જે આ પ્રમાણે જાણે છે તે. ૩

**भाष्य**: ‘સામ’ આ પ્રમાણે પણ પ્રાણની ઉપાસના કરવી. પ્રાણ જ સામ છે. પ્રાણ સામ કઈ રીતે છે? કારણ કે પ્રાણમાં જ

બધાં પ્રાણીઓ ભેગાં થાય છે. સંગમન અર્થાત્ ભેગા થવું એટલે કે સામ્યપ્રાપ્તિને લીધે પ્રાણ સામ છે. બધાં પ્રાણીઓ તેની સાથે સંગત–ભેગાં થઈ જાય છે; કેવલ ભેગાં જ થતાં નથી, એની શ્રેષ્ઠતા સ્થાપવા માટે પણ સમર્થ થાય છે. સામના સાયુજ્યને પ્રાપ્ત થાય છે, સામમાં સમાઈ જાય છે; વગેરે અર્થ પહેલાંની જેમ છે. ૩

## ક્ષત્રદૃષ્ટિથી પ્રાણની ઉપાસના

**क्षत्रं प्राणो वै क्षत्रं प्राणो हि वै क्षत्रं त्रायते हैनं प्राणः क्षणितोः प्र क्षत्रमत्रमाप्नोति क्षत्रस्य सायुज्यं सलोकतां जयति य एवं वेद ॥४॥**

क्षत्रम्=હવે ક્ષત્ર આ પ્રમાણે પ્રાણની ઉપાસના કરવી, प्राणः वै क्षत्रम्=પ્રાણ જ ક્ષત્ર છે, हि=કારણ કે પ્રાણ એ જ ક્ષત્ર છે, ह=નિશ્ચય જ, एनम्=એને–દેહને, प्राणः=પ્રાણ, त्रायते=એનું–પિંડનું પાલન કરે છે–રક્ષણ આપે છે, क्षणितोः=શસ્ત્ર વગેરેના આઘાતથી, अत्रम् क्षत्रम् प्राप्नोति=અન્ય કોઈથી પણ એ ક્ષત્રને રક્ષણની જરૂર રહેતી નથી, क्षत्रस्य सायुज्यम् सलोकताम् जयति=તે ક્ષત્રિયત્વમાં સમાઈ જાય છે, અને જે લોકમાં ક્ષત્રિયત્વ વસે છે તે લોકમાં તે જાય છે.

હવે ક્ષત્રિયત્વને વિષે પ્રાણક્ષેત્ર છે–આ પ્રમાણે પ્રાણની ઉપાસના કરવી. પ્રાણ તે જ ક્ષત્રિયત્વ છે, આ પ્રસિદ્ધ છે; કારણ કે પ્રાણ માણસને ઈજામાંથી–શસ્ત્રના આઘાતથી બચાવે છે. જે માણસ આ પ્રમાણે જાણે છે તેને ક્ષત્રિયત્વ મળી રહે છે. તે ક્ષત્રિયત્વને બીજા કોઈના રક્ષણની જરૂર રહેતી નથી. જે આ પ્રમાણે જાણે છે, તે ક્ષત્રિયત્વમાં સમાઈ જાય છે. જે લોકમાં ક્ષત્રિયત્વ વસે છે, તે લોકમાં એ જાય છે. ૪

**ભાષ્ય :** તે પ્રાણની ‘ક્ષત્ર’–આ પ્રમાણે પણ ઉપાસના કરવી. પ્રાણ જ ક્ષત્રિયત્વ છે, એ પ્રસિદ્ધ જ છે. એ પ્રાણની ક્ષત્રિયપણાની પ્રસિદ્ધિ કઈ રીતે છે? તે વિષે શ્રુતિ કહે છે: એ પ્રાણ દેહ અર્થાત્

પિંડનું રક્ષણ કરે છે, એને પાળે છે. એને શસ્ત્રના આઘાતથી કે કોઈ પણ પ્રકારની ઈજામાંથી બચાવે છે તેમ જ માંસથી એ દેહને ફરીથી પૂર્ણ કરી દે છે–ભરી દે છે. કોઈ પણ પ્રકારની થતી ઈજામાંથી પ્રાણ દેહને બચાવે છે એ જ એનું 'ક્ષત્રિયત્વ' છે. હવે શ્રુતિ આ પ્રમાણે જાણનારા માટે ફળ કહે છે: બીજા કોઈથી પણ જેનું ત્રાણ અર્થાત્ રક્ષણ કરાતું નથી તે 'અત્ર' અને પ્રાણ એટલે 'ક્ષત્ર' એવા કોઈથી પણ ઈજા ન પામનારા પ્રાણને તે પામે છે. અન્ય (માધ્યન્દિની) શાખાના પાઠ પ્રમાણે તે તમામ પ્રકારના રક્ષણને પામે છે. જે આ પ્રમાણે જાણે છે, તે ક્ષત્રિયત્વમાં અર્થાત્ પ્રાણમાં સમાઈ જાય છે અને પ્રાણ જે લોકમાં વસે છે તે લોકને તે પામે છે.

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં ત્રયોદશ ઉકથબ્રાહ્મણ ૧૩

## ચતુર્દશ બ્રાહ્મણ

### ગાયત્રીની ઉપાસના

**ભાષ્ય :** હૃદય વગેરે અનેક ઉપાધિઓથી વિશિષ્ટ એવા બ્રહ્મની ઉપાસના બતાવવામાં આવી. હવે આગળ ગાયત્રીરૂપ ઉપાધિથી વિશિષ્ટ બ્રહ્મની ઉપાસના બતાવવાની હોવાથી આગળના ગ્રંથનો આરંભ કરવામાં આવે છે. બધા છંદોમાં ગાયત્રી છંદ જ પ્રધાનભૂત છે. તેનો પ્રયોગ કરનારા ગયનું ત્રાણ કરવાને લીધે તે ગાયત્રી છે–આમ શ્રુતિ કહેશે. બીજા છંદોમાં, પોતાનો પ્રયોગ કરનારાના પ્રાણોનું રક્ષણ કરવાનું સામર્થ્ય નથી. પરંતુ તે પ્રાણની સ્વરૂપભૂત છે અને પ્રાણ બધા છંદોનો આત્મા છે. વળી ક્ષતથી ત્રાણ કરવાને કારણે પ્રાણ ક્ષત્ર છે–એમ ઉપર કહેવાઈ ગયું છે. પ્રાણ જ ગાયત્રી છે, તેથી તેની જ ઉપાસનાનું વિધાન કરવાનું અભીષ્ટ છે.

આ સિવાય બ્રાહ્મણોના જન્મનો હેતુ હોવાને લીધે પણ (એનું વિધાન કરાય છે). 'ગાયત્રીથી બ્રાહ્મણની રચના કરી; ત્રિષ્ટુપથી ક્ષત્રિયની અને જગતીથી વૈશ્યની,' આ શ્રુતિ અનુસાર દ્વિજોત્તમનો

બીજો જન્મ ગાયત્રીને લીધે છે; તેથી ગાયત્રી પ્રધાન–મુખ્ય છે. 'બ્રાહ્મણો વ્યુત્થાન કરીને (ભિક્ષાચરણ કરે છે)', 'બ્રાહ્મણો અભિવાદન કરે છે', 'તે બ્રાહ્મણ નિષ્પાપ, નિર્દોષ અને નિઃશંક બ્રાહ્મણ હોય છે' વગેરે શ્રુતિઓ બ્રાહ્મણનો ઉત્તમ પુરુષાર્થ સાથે સંબંધ દેખાડે છે; અને તે બ્રાહ્મણત્વ ગાયત્રી જન્મમૂલક છે, તેથી ગાયત્રીનું તત્ત્વ બતાવવાનું જરૂરી છે. ગાયત્રી વડે સર્જાયેલો દ્વિજશ્રેષ્ઠ નિરંકુશ છે અને તેનો જ ઉત્તમ પુરુષાર્થસાધનમાં અધિકાર છે. આથી પરમ પુરુષાર્થનો સંબંધ ગાયત્રીમૂલક છે, તેથી તેની ઉપાસનાનું વિધાન કરવા માટે શ્રુતિ કહે છે–

## ગાયત્રીના પ્રથમ લોકરૂપ પાદની ઉપાસના

**भूमिरन्तरिक्षं द्यौरित्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत् स यावदेषु त्रिषु लोकेषु तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥ १ ॥**

भूमिः अन्तरिक्षम् द्यौः इति अष्टौ अक्षराणि=ભૂમિ, અંતરિક્ષ અને દ્યૌ–આ આઠ અક્ષરો છે, अष्टाक्षरम् ह वै=આઠ અક્ષરોવાળું જ, गायत्र्यै (गायत्र्याः) एकम् (प्रथमम्) पदम्=ગાયત્રીનું એક પદ છે અર્થાત્ પહેલું પાદ છે, एतत् उ ह एव अस्याः=આ (ભૂમિ આદિ) જ આ ગાયત્રીનું, एतत्=આ પ્રથમ પાદ છે, यः=જે, अस्याः=આ ગાયત્રીનું, एतत् पदम्=આ પ્રથમ પાદને, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, सः=તે, एषु त्रिलोकेषु यावत्=આ ત્રિલોકમાં જેટલું છે, तावत् ह जयति=તે સર્વને જીતી લે છે–પ્રાપ્ત કરી લે છે.

ભૂમિ, અન્તરિક્ષ અને દ્યૌ આ આઠ અક્ષરો છે. આઠ અક્ષરોવાળું જ ગાયત્રીનું[1] પ્રથમ પાદ છે. આ (ભૂમિ આદિ) જ

---

[1] ગાયત્રી મંત્ર આ પ્રમાણે છે: 'तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्–સૂર્યદેવના એ શ્રેષ્ઠ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, તે અમારી બુદ્ધિને પ્રેરણા આપો.'

ગાયત્રીનું પ્રથમ પાદ છે. આ પ્રમાણે એના આ પદને જે જાણે છે, તે આ ત્રિલોકમાં જે કંઈ છે, તે સર્વ જીતી લે છે—પ્રાપ્ત કરી લે છે. ૧ १ २ ३

**ભાષ્ય :** ભૂમિ, અંતરિક્ષ, દ્યૌઃ—આ પ્રમાણે આ આઠ અક્ષરો છે. ગાયત્રીનું એક અર્થાત્ પહેલું ચરણ અષ્ટાક્ષર—જેમાં આઠ અક્ષરો હોય, એવું આ અષ્ટાક્ષર—આઠ અક્ષરોવાળું છે. હ અને વૈ—આ પ્રસિદ્ધિનાં સૂચક નિપાતો છે. 'દ્યૌઃ' એના યકારથી જ આઠ સંખ્યાની પૂર્તિ થાય છે. આ જ આ ગાયત્રીનું ભૂમિ આદિ લક્ષણોવાળું ત્રિલોકરૂપ પ્રથમ ચરણ છે; કારણ કે આઠ અક્ષર હોવામાં એની સમાનતા છે.

આ પ્રમાણે ગાયત્રીના આ ત્રૈલોક્યાત્મક પહેલા ચરણને જે જાણે છે તેને આ ફળ મળે છે : આ પ્રમાણે એના આ પદને જે ઉપાસક જાણે છે, તેને આ ત્રૈલોક્યમાં જે કંઈ પ્રાપ્ત કરવા યોગ્ય છે તે સર્વ પ્રાપ્ત થાય છે. ૧ //

## २) ગાયત્રીના ત્રયીવિદ્યારૂપ બીજા ચરણની ઉપાસના

**ऋचो यजूꣳषि सामानीत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पद्मेतदु हैवास्या एतत् स यावतीयं त्रयी विद्या तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥ २ ॥**

ऋचः यजूꣳषि सामानि इति अष्टौ अक्षराणि='ઋચઃ, યજૂંષિ, સામાનિ' આ આઠ અક્ષરો છે, अष्टाक्षरम् ह वै गायत्र्यै (गायत्र्याः) एकम् (द्वितीयम्) पदम्=આઠ અક્ષરવાળું જ ગાયત્રીનું બીજું ચરણ છે, एतत् उ ह एव अस्याः एतत्=આ (ઋક્ વગેરે) જ એનું બીજું ચરણ છે, યઃ=જે માણસ, अस्याः=એનું, एतत् पदम् एवम् वेद=આ ચરણને આ પ્રમાણે જાણે છે, सः=તે, यावती इयम् त्रयीविद्या=જેટલી આ ત્રયીવિદ્યા છે (અર્થાત્ ત્રયીવિદ્યાનું જેટલું ફળ છે), तावत् ह जयति=તે બધું મેળવી લે છે.

'ઋચઃ, યજૂંષિ, સામાનિ' આ આઠ અક્ષરો છે. આઠ

અક્ષરવાળું જ ગાયત્રીનું બીજું ચરણ છે. આ (ઋક્ વગેરે) જ આ ગાયત્રીનું બીજું ચરણ છે. જે આ પ્રમાણે એના આ ચરણને જાણે છે, તે જેટલી આ ત્રયીવિદ્યા છે (અર્થાત્ ત્રયી-વિદ્યાનું જેટલું ફળ છે) તે બધું જ મેળવી લે છે. ૨

**ભાષ્ય :** 'ઋચઃ, યજૂંષિ, સામાનિ' આ ત્રયીવિદ્યાના અક્ષરો છે, તે પણ આઠ જ છે. એવી જ રીતે ગાયત્રીનું બીજું ચરણ પણ આઠ અક્ષરોવાળું છે. આઠ અક્ષરો હોવામાં સમાનતા હોવાને લીધે જ આ ઋગ્યજુઃ સામરૂપ ગાયત્રીનું બીજું ચરણ છે. આ ગાયત્રીના આ ત્રયીવિદ્યા–ત્રણે વેદોરૂપ ચરણને જ જાણે છે, તે જેટલી આ ત્રયીવિદ્યા છે અર્થાત્ ત્રયીવિદ્યાથી જેટલું ફળ મેળવાય છે, તે બધું મેળવી લે છે. ૨

## ગાયત્રીના ત્રીજા પ્રાણ આદિ ચરણની અને તુરીય દર્શત પરોરજાપાદની ઉપાસના

3)

વળી—

**प्राणोऽपानो व्यान इत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत् स यावदिदं प्राणि तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेदाथास्या एतदेव तुरीयं दर्शतं पदं परो-रजाय एष तपति यदु वै चतुर्थं तत् तुरीयं दर्शतं पदमिति ददृश इव ह्येष परोरजा इति सर्वमु ह्येवैष रज उपर्युपरि तपत्येवꣳ हैव श्रिया यशसा तपति योऽस्या एतदेवं पदं वेद ॥ ३ ॥**

प्राणः अपानः व्यानः=પ્રાણ, અપાન, વ્યાન, इति अष्टौ अक्षराणि= આ આઠ અક્ષરો છે, अष्टाक्षरम् ह वै=આઠ અક્ષરોનો જ, गायत्र्यै (गायत्र्याः) एकम् (तृतीयम्) पदम्=ગાયત્રીનું એક અર્થાત્ ત્રીજું ચરણ છે, एतत् उ ह एव=આ પ્રાણ વગેરે જ, अस्याः=આ ગાયત્રીનું, एतत्=આ (ત્રીજું ચરણ) છે, यः=જે માણસ, अस्याः=આ ગાયત્રીનું,

एतत् पदम्=ત્રીજું ચરણ, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, सः=તે, यावत् इदम् प्राणि=જેટલો આ પ્રાણીસમુદાય છે, तावत् ह जयति=સર્વને જીતી લે છે–પ્રાપ્ત કરી લે છે, अथ=અને, एषः यः तपति=આ જે તપે છે–પ્રકાશે છે, एतत् एव=તે જ, अस्याः=એ (ગાયત્રી)નું, तुरीयम् दर्शतम् परोरजा पदम्=તુરીય, દર્શત તેમ જ પરોરજા પદ–ચરણ છે, यद् वै चतुर्थम्=જે ચોથું હોય છે, तत्=તે, तुरीयम्='તુરીય' કહેવાય છે, दर्शतम् पदम्='દર્શતં પદમ્' એટલે, ददृशे इव इति=જાણે કે (તે આદિત્યમંડળમાં રહેલો પુરુષ) દેખાય છે, एषः हि परोरजाः इति=એ 'પરોરજાઃ' છે એટલે કે, एषः हि=આ મંડળસ્થ પુરુષ, सर्वम् उ रजः एव=સમસ્ત–બધાય રજ અર્થાત્ લોકોને, उपरि-उपरि तपति=ઉપર ઉપર રહીને એટલે કે આધિપત્યભાવથી પ્રકાશિત કરે છે, यः=જે કોઈ, अस्याः=આ ગાયત્રીના, एतत् पदम्=આ ચોથા ચરણને, एवम् वेद=આ પ્રમાણે જાણે છે, सः ह=તે પણ, श्रिया=શ્રી વડે, यशसा=કીર્તિથી, एवम् तपति=આ પ્રમાણે પ્રકાશિત થઈ રહે છે.

પ્રાણ, અપાન, વ્યાન એના કુલ આઠ અક્ષર છે. ગાયત્રી-મંત્રના ત્રીજા ચરણના પણ આઠ અક્ષર છે. આ રીતે આ ત્રણ પ્રાણો તે આ ગાયત્રીમંત્રના ત્રીજા ચરણ બરાબર છે. જે માણસ ગાયત્રીમંત્રના ત્રીજા ચરણને આ પ્રમાણે જાણે છે, તે જગતનાં બધાં પ્રાણીઓને જીતે છે.

સૂર્ય એ અંધકારની પાર પ્રકાશતું અને દેખાતું આ ગાયત્રીનું 'તુરીય' ચરણ છે. 'તુરીય' એટલે ચોથું. એ ચરણને દેખાતું એટલા માટે કહ્યું છે કે સૂર્યને જોઈ શકાય છે. 'અંધકારની પાર પ્રકાશતું' એટલા માટે કહ્યું છે, કે તે અંધારા-વાળી બધી ચીજોની ઉપર પ્રકાશે છે. ગાયત્રીના આ ચોથા પદને જે માણસ આ પ્રમાણે જાણે છે, તે તેજ અને યશ વડે પ્રકાશે છે. ૩

**ભાષ્ય :** પ્રાણ, અપાન, વ્યાન આ પ્રાણ વગેરે નામના પણ આઠ જ અક્ષર છે. આ ગાયત્રીનું ત્રીજું ચરણ છે. ગાયત્રીના ત્રીજા ચરણને જે આ પ્રમાણે જાણે છે, તે આ જેટલો પ્રાણીસમૂહ છે, તે સર્વને જીતી લે છે.

હવે આગળ શબ્દાત્મિકા ત્રિપદા ગાયત્રીનું અભિધેયભૂત ચોથું ચરણ કહેવામાં આવે છે. આ જે પ્રકાશે છે, તે જ આ પ્રકૃત ગાયત્રીનું આગળ બતાવવામાં આવનારું તુરીય દર્શન પરોરજા પદ છે. 'તુરીયમ્' વગેરે વાક્યના પદોના અર્થની શ્રુતિ પોતે જ વ્યાખ્યા કરે છે.

લોકમાં ચતુર્થ પ્રસિદ્ધ છે, તે જ આ 'તુરીય' શબ્દથી કહેવાયેલ છે. 'दर्शतं पदम्' એનો શો અર્થ છે, તે કહે છે : આ મંડલાન્તર્ગત પુરુષ 'ददृश इव' અર્થાત્ જાણે દેખાતો હોય છે, તેથી આ 'દર્શત પદ' કહેવાય છે. 'परोनाः' આ પદનો શો અર્થ છે, તે કહે છે : આ મંડલસ્થ પુરુષ સમસ્ત રજઃ—રજનો સમૂહ અર્થાત્ આખાય લોકને ઉપર ઉપર આધિપત્યભાવથી સંપૂર્ણ લોકરૂપ રજસમૂહને પ્રકાશિત કરે છે. 'उपरि–उपरि' આ દ્વિરુક્તિ સમસ્ત લોક પર તેનું આધિપત્ય પ્રકટ કરવા માટે છે.

આક્ષેપ : પરંતુ આધિપત્ય તો 'સર્વ' શબ્દથી જ સિદ્ધ થઈ જાય છે—આવી સ્થિતિમાં દ્વિરુક્તિ તો વ્યર્થ જ છે.

ઉત્તર : આ દોષ નથી; કારણ કે જેમના ઉપર સૂર્ય દેખાય છે, 'સર્વ' શબ્દ તો તેમના જ વિષયમાં હોય—આ આશંકાની નિવૃત્તિ માટે દ્વિરુક્તિ કરવામાં આવી છે. આ વાત 'જેઓ એનાથી ઉપરના લોકના છે, આ આદિત્યમંડલસ્થ પુરુષ તેમનો અને દેવતાઓનાં અભીષ્ટ ફળોનો પણ સ્વામી છે' આ અન્ય શ્રુતિથી સિદ્ધ થાય છે. આથી બધા લોકોનો અવરોધ કરવા માટે આ દ્વિરુક્તિ છે.

ગાયત્રીના આ ચતુર્થ દર્શત પદને જે આ પ્રમાણે જાણે છે, તે જેવી રીતે આ આદિત્ય સર્વના આધિપત્યરૂપ શ્રી અને કીર્તિથી તપી રહ્યો છે; તેવી જ રીતે શ્રી અને કીર્તિથી પ્રકાશિત થાય છે. ૩

## ગાયત્રીની પરમ પ્રતિષ્ઠા પ્રાણ છે, 'ગાયત્રી' શબ્દનું નિર્વચન અને બટુકને કરવામાં આવેલા ગાયત્રીના ઉપદેશનું ફળ

सैषा गायत्र्येतस्मिꣳस्तुरीये दर्शते पदे परोरजसि प्रतिष्ठिता, तद् वै तत् सत्ये प्रतिष्ठितं चक्षुर्वै सत्यं चक्षुर्हि वै सत्यं तस्मात् यदिदानीं द्वौ विवदमानावेयातामहमदर्शमहमश्रौषमिति य एवं ब्रूयादहमदर्शमिति तस्मा एव श्रद्दध्याम तद् वै तत् सत्यं बले प्रतिष्ठितं प्राणो वै बलं तत् प्राणे प्रतिष्ठितं तस्मादाहुर्बलꣳ सत्यादोगीय इत्येवंवेषा गायत्र्यध्यात्मं प्रतिष्ठिता सा हैषा गयाꣳस्तत्रे प्राणा वै गयास्तत्प्राणाꣳस्तत्रे तद् यद् गयाꣳस्तत्रे तस्माद् गायत्री नाम स यामेवामूꣳ सावित्रीमन्वाहैषैव सा स यस्मा अन्वाह तस्य प्राणाꣳस्त्रायते ॥ ४ ॥

सा एषा गायत्री=તે આ ગાયત્રી, एतस्मिन् तुरीये दर्शते परोरजसि पदे=આ ચોથા દર્શત-દેખીતા પરોરજ—અંધકારની પાર પ્રકાશતા પદમાં, प्रतिष्ठिता=રહેલી છે, तद् वै=તે (ચોથું) પદ વળી, सत्ये प्रतिष्ठितम्=સત્યમાં રહેલું છે, तत् ( सत्यम् किम् )=તે સત્ય શું છે? चक्षुः वै सत्यम्=ચક્ષુ જ સત્ય છે, हि=કારણ કે चक्षुः वै सत्यम्=ચક્ષુ એ જ સત્ય છે, तस्मात्=તેથી, यत् ( यदि )=જો, इदानीम्=અત્યારે, अहम् अदर्शम्=મેં જોયું છે, अहम् अश्रौषम्=મેં સાંભળ્યું છે, इति=આ પ્રમાણે, विवदमानौ द्वौ एयाताम्=વિવાદ કરતા બે માણસો આવે (તો), यः=(એમાંનો) જે, अहम् अदर्शम् इति=મેં જોયું છે, एवम् ब्रूयात्=આમ બોલે, तस्मै एव=તેનામાં જ, श्रद्दध्याम=આપણે ભરોસો રાખીએ છીએ, तद् वै तत् सत्यम्=તે તુરીયપદનું આશ્રયભૂત સત્ય, बले प्रतिष्ठितम्=બળમાં રહેલું છે, प्राणः वै बलम्=પ્રાણ એ જ બળ છે, तत्=તે સત્ય, प्राणे प्रतिष्ठितम्=પ્રાણમાં રહેલું છે, तस्मात्=તેથી જ, आहुः=કહે છે કે,

बलम्=બળ, सत्यात्=સત્ય કરતાં પણ, ओगीयः (ओजीयः–ओजस्तरम्) इति=ઓજસ્વી છે, एवम् उ एषा गायत्री=આ પ્રમાણે (ઉક્ત ન્યાયથી) આ ગાયત્રી, अध्यात्मम् (अध्यात्मे प्राणे)=અધ્યાત્મ પ્રાણમાં, प्रतिष्ठिता= રહેલી છે, सा ह एषा=તે આ ગાયત્રીએ, गयान् तत्रे=ગયોનું રક્ષણ કર્યું હતું, प्राणाः वै गयाः=પ્રાણ ગય છે, तत् प्राणान् तत्रे=તે પ્રાણોનું એણે ત્રાણ–રક્ષણ કર્યું હતું, तद् यद् गयान् तत्रे=એણે ગયોનું રક્ષણ–ત્રાણ કર્યું હતું, तस्मात्=તેથી જ, गायत्री नाम=(આનું) 'ગાયત્રી' આવું નામ છે, अमूम् याम् सावित्रीम् एव=તે જે સાવિત્રી (ગાયત્રી)-નો જ, सः=તે આચાર્યે, अनु आह=(આઠ વર્ષના બટુકને જનોઈ આપતી વખતે) ઉપદેશ કર્યો હતો, सा=તે ગાયત્રી, एषा एव=આ જ છે, सः=તે આચાર્ય, यस्मै=જેને જેને, अन्वाह=આનો ઉપદેશ કરે છે, तस्य=તે તે બટુકના, प्राणान् त्रायते=પ્રાણોની આ રક્ષા કરે છે.

આ ગાયત્રીમંત્ર આ દેખીતા અને અંધકારની પાર પ્રકાશતા ચોથા ચરણને આધારે રહેલો છે. એ 'ચરણ' તે વળી સત્યને આધારે રહેલું છે. સત્ય એ વળી શું છે? આંખ તે સત્ય છે. આંખ ખરેખર સત્ય છે; તેથી આજે પણ જો એ માણસો ઝઘડતા—વિવાદ કરતા આવે અને એમાંનો એક એમ કહે કે, 'મેં જોયું' અને બીજો કહે કે, 'મેં સાંભળ્યું;' તો 'મેં જોયું' એમ કહેનારનો જ આપણે ભરોસો રાખીએ છીએ અર્થાત્ એને જ આપણે સાચો માનીએ છીએ. એ સત્ય બળને આધારે રહેલું છે; તેથી કહે છે કે, બળ સત્યના કરતાં ઓજસ્વી–બળવાન છે. આ પ્રમાણે આ ગાયત્રી શરીરમાં રહેલા પ્રાણને આધારે રહેલી છે. તેણે 'ગયો'ને બચાવ્યા, તેથી તેનું નામ 'ગાયત્રી' પડયું છે. 'ગયો' એટલે પ્રાણો; તે પ્રાણોને ગાયત્રીએ બચાવ્યા. એ ગયોને તેણે બચાવ્યા; તેથી તેનું નામ 'ગાયત્રી' પડયું છે. જનોઈ આપતી વખતે આચાર્ય—ગુરુ

ભટુકને જે સાવિત્રી મંત્રનો ઉપદેશ આપે છે, તે જ આ છે. એ મંત્ર જેને જેને શીખવવામાં આવે છે તે તેના તેના પ્રાણોનું રક્ષણ કરે છે. ૪

**ભાષ્ય :** ઉપર કહેલાં ત્રણ ચરણોવાળી તે આ ત્રૈલોક્ય, ત્રૈવિદ્ય અને પ્રાણરૂપ ગાયત્રી દેખીતા અને અંધકારની પાર પ્રકાશતા ચોથા ચરણના આધારે રહેલી છે. (આ મૂર્તામૂર્તરૂપ ગાયત્રી ચોથા ચરણરૂપ આદિત્યના આધારે રહેલી છે,) કારણ કે આદિત્ય મૂર્તામૂર્ત-રસસ્વરૂપ છે. રસ ન હોય ત્યારે તો વસ્તુ નીરસ અને નિરાધાર થઈ જાય છે. જેવી રીતે જેનો સાર બળી ગયો હોય એવાં કાષ્ઠ આદિ નીરસ થઈ જાય છે, એવી જ રીતે અહીંયાં પણ સમજવું જોઈએ. આ પ્રમાણે મૂર્ત અને અમૂર્તાત્મક જગતરૂપ ત્રિપદા ગાયત્રી ત્રણે પાદો સહિત આદિત્યમાં પ્રતિષ્ઠિત છે; કારણ કે આદિત્ય તે (જગત) નો સાર છે.

તે ચોથું ચરણ વળી સત્યને આધારે રહેલું છે. તે સત્ય શું છે? તે કહે છે: આંખ એ જ સત્ય છે. કેવી રીતે આંખ સત્ય છે? તે શ્રુતિ કહે છે. આ વાત પ્રસિદ્ધ છે કે આંખ જ સત્ય છે. આવી પ્રસિદ્ધ શાથી છે? તે શ્રુતિ કહે છે. જો આજે અંદરોઅંદર ઝઘડતા બે માણસો વિવાદ કરતા—પરસ્પર વિરુદ્ધ બોલતા આવીને તેમાંનો એક એમ કહેતો હોય કે, 'મેં આવું જોયું છે' અને બીજો કહે કે, 'મેં આમ સાંભળ્યું છે. તેં જેવી જોઈ છે, તેવી વસ્તુ નથી;' તો એમાંનો જે છે એમ કહે કે 'મેં તે જોયું છે' તેનો જ આપણે ભરોસો કરશું ને તેને જ સાચો માનીશું. પણ જે એમ કહેતો હોય કે 'મેં આવું સાંભળ્યું છે,' તેને આપણે સાચો નહિ માનીએ. સાંભળનારનું સાંભળેલું તો ખોટું પણ હોઈ શકે, પણ આંખે જોયેલું ખોટું હોઈ શકે નહિ. માટે જે આમ કહે છે કે, 'મેં સાંભળ્યું છે' તેના વિષે આપણને ભરોસો હોતો નથી—આપણે તેનું કહેલું સાચું માનતા નથી. તેથી સત્યનું જ્ઞાન થવા માટેનો હેતુ હોવાથી આંખ

સત્ય છે; તે સત્યરૂપ આંખમાં બીજાં ત્રણ ચરણો સહિત ચોથું ચરણ રહેલું છે—આવું આનું તાત્પર્ય છે. કહ્યું પણ છે કે, 'તે આદિત્ય શામાં રહેલો છે? આંખમાં.'

તે ચોથા ચરણનું આશ્રયભૂત સત્ય બળમાં રહેલું છે. તે બળ કયું, તે શ્રુતિ કહે છે: પ્રાણ એ જ બળ છે. તે પ્રાણરૂપ બળમાં સત્ય રહેલું છે. આવું જ કહ્યું પણ છે કે, 'તે સૂત્રમાં (સૂત્રસંજ્ઞક પ્રાણમાં) આ (સત્યસંજ્ઞક ભૂતસમુદાય) ઓતપ્રોત છે.' કારણ કે બળમાં સત્ય રહેલું છે, તેથી કહ્યું છે કે 'સત્ય કરતાં બળ ઓગીય–ઓજીય એટલે કે વધારે જોરાવર છે. લોકવ્યવહારમાં પણ જે વસ્તુ જેના આધારે રહેલી હોય છે તેના કરતાં તે આધાર વધારે બળવાન હોય છે એ વાત જાણીતી છે. દુર્બળ બળવાનનો આધાર હોય એવું ક્યાંય જોવામાં આવ્યું નથી.

આ પ્રમાણે ઉપર કહેલા ન્યાયથી આ ગાયત્રી અધ્યાત્મ-શરીરમાં રહેલા પ્રાણમાં રહેલી છે, તે આ ગાયત્રી પ્રાણ છે, તેથી ગાયત્રીમાં જગત પ્રતિષ્ઠિત છે—રહેલું છે. જે પ્રાણમાં બધા દેવો એક થઈ જાય છે તેમ જ બધા વેદ, કર્મ અને ફળ પણ જેમાં એક થઈ જાય છે, તે ગાયત્રી આ પ્રમાણે પ્રાણરૂપ હોવાના કારણે જગતનો આત્મા છે.

તે આ ગાયત્રીએ 'ગયો'ને બચાવ્યા હતા, તે 'ગય' કયા છે? વાક્ વગેરે પ્રાણો જ 'ગય' છે; કારણ કે તે શબ્દ કરે છે. આ ગાયત્રીએ તેમનું ત્રાણ કર્યું હતું. આ પ્રમાણે એણે 'ગયો'નું ત્રાણ કર્યું હતું; તેથી એનું નામ ગાયત્રી છે. 'ગયો'નું ત્રાણ કરવાને કારણે આ 'ગાયત્રી' એવા નામે પ્રસિદ્ધ થઈ.

તે આચાર્યે આઠ વર્ષના બટુકને જનોઈ આપી તેને જે સવિતા દેવતા સંબંધી સાવિત્રીનો પહેલાં એક એક ચરણથી, પછી અડધી અડધી ઋચાથી અને છેલ્લે આખા મંત્રથી ઉપદેશ કર્યો હતો તે સાક્ષાત્ પ્રાણ જગતનો આત્મા આ ગાયત્રી જ તે બટુકને સમર્પણ

કરવામાં આવી હતી કે જેની અત્યારે વ્યાખ્યા કરવામાં આવી છે, એ બીજી કોઈ નથી. તે આચાર્ય જે બટુકને તેનો ઉપદેશ કરે છે, તે બટુકના 'ગય' એટલે પ્રાણોની તે ગાયત્રી, નરકાદિમાં પડવાથી રક્ષા કરે છે. ૪

## અનુષ્ટુપ સાવિત્રીના ઉપદેશનો નિષેધ અને ગાયત્રી–સાવિત્રીનું મહત્ત્વ

**તાँ हैतामेके सावित्रीमनुष्टुभमन्वाहुर्वागनुष्टुबेतद् वाचमनुब्रूम इति न तथा कुर्याद् गायत्रीमेव सावित्रीमनुब्रूयाद् यदि ह वा अप्येवंविद् बह्विव प्रतिगृह्णाति न हैव तद् गायत्र्या एकंचन पदं प्रति ॥५॥**

एके=અમુક શાખાવાળાઓ, ताम् ह एताम् अनुष्टुभम् सावित्रीम्=તે આ અનુષ્ટુપ છંદવાળી સાવિત્રીનો, अन्वाहुः=ઉપદેશ કરે છે, वाक् अनुष्टुप्=( તેઓ કહે છે કે ) વાક્ અનુષ્ટુપ છે, एतत् ( कारणम् )= આ કારણને લીધે, वाचम् अनुब्रूमः इति=અમે વાક્નો ઉપદેશ કરીએ છીએ, तथा न कुर्यात्=માટે તેમ કરવું નહીં, गायत्रीम् एव=ગાયત્રી છંદવાળી જ, सावित्रीम् अनुब्रूयात्=સાવિત્રીનો ઉપદેશ કરવો, एवंविद्= આ પ્રમાણે જાણનારો, यद्यपि=જો, बहु एव प्रतिगृह्णाति=વધારે પ્રતિગ્રહ કરે, तत् ह=તોપણ તે, गायत्र्याः=ગાયત્રીના, एकंचन पदम् प्रति=એક પદના બરાબર પણ, न एव=થઈ શકતું નથી જ.

કેટલીક શાખાવાળાઓ તે અનુષ્ટુપ છંદવાળી સાવિત્રીનો બટુકને જનોઈ આપતી વખતે ઉપદેશ કરે છે; અર્થાત્ ગાયત્રી છંદવાળી સાવિત્રીનો ઉપદેશ ન કરતાં અનુષ્ટુપ[1] છંદની

---

૧ અનુષ્ટુપ છંદ ચાર ચરણોનો હોય છે અને ગાયત્રી છંદ ત્રણ ચરણોનો. બન્નેનાં ચરણો આઠ આઠ અક્ષરનાં જ હોય છે. અનુષ્ટુપ છંદમાં જે મંત્ર ઉપલબ્ધ થાય છે, તેનો પણ દેવતા

સાવિત્રીનો ઉપદેશ કરે છે. એના કારણમાં તેઓ એમ કહે છે કે, વાક્ અનુષ્ટુપ છે તેથી અમે વાક્‌નો ઉપદેશ કરીએ છીએ; પરંતુ તેમ ન કરવું જોઈએ. ગાયત્રી છંદવાળી સાવિત્રીનો જ ઉપદેશ કરવો જોઈએ. આમ જાણનાર માણસ ગમે તેટલી ભેટ સ્વીકારે તોપણ તેની એ ભેટ ગાયત્રીના એક ચરણની તોલે પણ ન આવે. ૫

**ભાષ્ય :** કેટલીક શાખાવાળાઓ જનોઈ આપવામાં આવતી વખતે બટુકને અનુષ્ટુપ–અનુષ્ટુપપ્રભવ એટલે કે અનુષ્ટુપ છંદવાળી તે આ સાવિત્રીનો ઉપદેશ કરે છે. આમ કરવા માટે શ્રુતિ તેમનો અભિપ્રાય કહે છે: વાક્ અનુષ્ટુપ છે. વાક્ જ શરીરમાં સરસ્વતી છે, તે વાગ્રૂપ સરસ્વતીનું જ અમે બટુકને ઉપદેશ કરીએ છીએ–આમ બોલી તેઓ તેનો ઉપદેશ કરે છે; પણ આમ ન કરવું જોઈએ. એ માણસો જે કહે છે, તે મિથ્યા જ છે. તો પછી શું કરવું જોઈએ? ગાયત્રી છંદવાળી સાવિત્રીનો જ ઉપદેશ કરવો. શાથી? કારણ કે પ્રાણ ગાયત્રી છે, એમ કહેવાઈ ગયું છે. પ્રાણનો ઉપદેશ થઈ ગયા પછી વાક્, સરસ્વતી અને બીજા બધા પ્રાણ પણ બટુકને જ અપાઈ જાય છે.

ગાયત્રી છંદવાળી સાવિત્રીના વિષયમાં આ પ્રાસંગિક વાત કહ્યા પછી હવે શ્રુતિ ગાયત્રીના ઉપાસકનાં વખાણ કરે છે: જો આ પ્રમાણે જાણનારો અધિક અર્થાત્ ગમે તેટલી ભેટ સ્વીકારે–'અધિક' કહેવાનું કારણ એ છે કે તે વિદ્વાન માટે, એ પોતે સર્વાત્મક હોવાને કારણે વાસ્તવમાં એ બહુ અર્થાત્ 'અધિક' કંઈ જ હિસાબમાં નથી;

---

સવિતા જ છે, તેથી કેટલાક માણસો તેને જ સાવિત્રી હોવાનું કહે છે.

અનુષ્ટુપ છંદવાળો મંત્ર આ પ્રમાણે છે:

तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् ।
श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ।। इति

તોપણ એ ભેટ ગાયત્રીના એક ચરણુની તોલે પણ ન આવે. એટલે કે ગાયત્રીના એક ચરણ માટે પણ તે પૂરતું નથી. ૫

## ગાયત્રીના દરેક ચરણના મહત્ત્વનું દિગ્દર્શન

**स य इमाँस्त्रींल्लोकान् पूर्णान् प्रतिगृह्णीयात् सोऽस्या एतत् प्रथमं पदमाप्नुयादथ यावतीयं त्रयीविद्या यस्तावत् प्रतिगृह्णीयात् सोऽस्या एतद् द्वितीयं पदमाप्नुयादथ यावदिदं प्राणि यस्तावत् प्रतिगृह्णीयात् सोऽस्या एतत्तृतीयं पदमाप्नुयादथास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एष तपति नैव केनचनाप्यं कुत उ एतावत् प्रतिगृह्णीयात् ॥ ६ ॥**

सः यः=જે કોઈ, इमान् त्रीन् पूर्णान् लोकान्=આ ત્રણ પૂર્ણ લોકોનું, प्रतिगृह्णीयात्=પ્રતિગ્રહ કરે છે, सः=તે, अस्याः=આ ગાયત્રીના, एतत् प्रथमम् पदम् आप्नुयात्=આ પહેલા ચરણને વ્યાપ્ત કરે છે, अथ=અને, यावती इयम् त्रयीविद्या=જેટલી આ ત્રયીવિદ્યા છે, यः=જે, तावत् प्रतिगृह्णीयात्=તેટલો પ્રતિગ્રહ કરે છે, सः=તે પ્રતિગ્રહ, अस्याः=એના, एतत् द्वितीयम् पदम्=આ બીજા ચરણને, आप्नुयात्=વ્યાપ્ત કરે છે, अथ=અને, यावत् इदम् प्राणि=જેટલાં આ પ્રાણીઓ છે, तावत्=તેટલો, यः=જે, प्रतिगृह्णीयात्=પ્રતિગ્રહ કરે છે, सः=તે (પ્રતિગ્રહ), अस्याः=આ ગાયત્રીના, एतत् तृतीयम् पदम्=આ ત્રીજા ચરણને, आप्नुयात्=વ્યાપ્ત કરે છે, अथ=અને, यः=જે, एषः=આ, तपति=તપે છે, एतत् एव=એ જ, अस्याः=આ ગાયત્રીનું, तुरीयम्=ચોથું, दर्शतम्=દર્શનીય, परोरजाः=અંધકારની પાર પ્રકાશતું, पदम्=ચરણ છે, केनचन=કોઈથી પણ, न एव आप्यम्=પ્રાપ્ય નથી જ, एतावत् उ कुतः प्रतिगृह्णीयात्=કારણ કે આટલો પ્રતિગ્રહ કોઈ ક્યાંથી કરી શકે?

જે માણસ ધનથી ભરેલા આ ત્રણેય લોકોનો પ્રતિગ્રહ—સ્વીકાર કરે, તેને ગાયત્રીના પહેલા ચરણ જેટલું જ ધન મળ્યું

કહેવાય. જે માણસ ત્રણેય વેદમાં રહેલું જ્ઞાન મેળવે, તેણે ગાયત્રીના બીજા ચરણ જેટલું મેળવ્યું કહેવાય. જે માણસ પ્રાણીમાત્રનો સ્વીકાર કરે, તેણે ગાયત્રીના ત્રીજા ચરણ જેટલું મેળવ્યું કહેવાય. અંધકારની પાર પ્રકાશતું, દર્શનીય ગાયત્રીનું જે ચોથું ચરણ એટલે કે આ તપતો સૂર્ય છે, તે તો કોઈનાથી મેળવી શકાય એવું નથી. પછી એટલું બધું ધન માણસ ક્યાંથી મેળવી શકે ? ૬

**ભાષ્ય :** 'स य इमांस्त्रीन्' જે ગાયત્રીનો ઉપાસક આ ગાય અને ઘોડા વગેરે ધનથી પૂર્ણ ભૂર્લોક વગેરે ત્રણ લોકોનો પ્રતિગ્રહ (દાન) સ્વીકાર કરે છે, તે પ્રતિગ્રહ આ ગાયત્રીના આ પ્રથમ ચરણને જેની વ્યાખ્યા કરવામાં આવી છે, તેને વ્યાપ્ત કરે છે; અર્થાત્ તેના દ્વારા કેવળ પ્રથમ ચરણના વિજ્ઞાનનું ફળ ભોગવાય છે, પ્રતિગ્રહ આના કરતાં વધારે દોષ ઉત્પન્ન કરનારો નથી.

વળી આ જેટલી પણ ત્રયીવિદ્યા છે તેટલો જે પ્રતિગ્રહ કરે છે, તેનો તે પ્રતિગ્રહ એના આ બીજા ચરણને જ વ્યાપ્ત કરે છે. તેના દ્વારા બીજા ચરણના વિજ્ઞાનનું ફળ જ ભોગવાય છે. તેમ જ જેટલાં આ પ્રાણીઓ છે, તેટલો જે પ્રતિગ્રહ કરે છે, તે પ્રતિગ્રહ એના ત્રીજા ચરણને જ વ્યાપ્ત કરે છે. તેનાથી ત્રીજા ચરણના વિજ્ઞાનનું ફળ જ ભોગવાય છે.

આ વાત કલ્પના કરીને કહેવામાં આવી છે; અર્થાત્ જો કોઈ ગાયત્રીનાં ત્રણ ચરણ જેટલો પણ પ્રતિગ્રહ કરે તો તેનો તે પ્રતિગ્રહ ત્રણ ચરણના વિજ્ઞાનના ફળમાત્રનો ક્ષય કરવાનું કારણ થઈ શકે છે, તે બીજો કોઈ દોષ કરવામાં સમર્થ નથી. આવા દાતા અને પ્રતિગ્રહીતા એટલે કે આપનાર અને લેનારની કેવળ ગાયત્રીની ઉપાસનાની સ્તુતિ માટે જ કલ્પના કરવામાં આવી હોય—એવી વાત નથી. જોકે આવો આપનાર અને લેનાર સંભવી શકે છે; પરંતુ આ પ્રતિગ્રહ કોઈ દોષ કરવામાં સમર્થ નથી. શાથી ? કારણ કે ગાયત્રીના ચોથા

ચરણનું વિષયભૂત એનાથી પણ અધિક પુરુષાર્થવિજ્ઞાન હજી બાકી જ છે. તે શ્રુતિ બતાવે છે:

આ જે તપે છે એ જ એનું તુરીય અર્થાત્ ચોથું, દર્શનીય અને અંધકારની પેલી પાર ચમકતું ચરણ છે; ને આ કોઈ પણ પ્રતિગ્રહ દ્વારા પહેલાં ત્રણ ચરણની જેમ આપ્ય અર્થાત્ પ્રાપ્તવ્ય નથી. વાસ્તવમાં તો આ ત્રણ ચરણ પણ કશાથી આપ્ય નથી; કલ્પના કરીને જ આમ કહ્યું છે. ખરી રીતે તો ત્રૈલોક્યાદિ સમાન આટલો પ્રતિગ્રહ કોઈ ક્યાંથી કરશે? આથી તાત્પર્ય એ જ છે કે આ પ્રકારની ગાયત્રીની જ ઉપાસના કરવી જોઈએ. ૬

## ગાયત્રીનું ઉપસ્થાન અને તેનું ફળ

**तस्या उपस्थानं गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि न हि पद्यसे। नमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसेऽसावदो मा प्रापदिति यं द्विष्यादसावस्मै कामो मा समृद्धीति वा न हैवास्मै स कामः समृद्ध्यते यस्मा एवमुपतिष्ठतेऽहमदः पापमिति वा ॥७॥**

तस्याः=તે ગાયત્રીનું, उपस्थानम्=ઉપસ્થાન, हे गायत्रि !=હે ગાયત્રી, (त्वम्=તું), एकपदी=(ત્રૈલોક્યરૂપ પ્રથમ પાદ–પહેલા ચરણથી) એકપદી, असि=છે, द्विपदी=(ત્રણે વેદરૂપ દ્વિતીયપાદ–બીજા ચરણથી) દ્વિપદી–બે ચરણવાળી છે, त्रिपदी=(પ્રાણ, અપાન અને વ્યાનરૂપ ત્રીજા પાદથી) ત્રિપદી છે અને (તુરીય પાદથી), चतुष्पदी असि=ચતુષ્પદી–ચાર ચરણવાળી છે, (આ બધાથી પરે નિરુપાધિક સ્વરૂપથી તું), अपद् असि=અપદ છે, हि=કારણ કે, न पद्यसे=તું જાણવામાં આવતી નથી, ते=તારા, दर्शताय=દર્શનીય, परोरजसे=અંધકારને પેલે પાર પ્રકાશતા, तुरीयाय पदाय=ચોથા ચરણને, नमः=નમસ્કાર છે, असौ=આ પાપરૂપી શત્રુ, अदः=આ (વિદ્વાચરણરૂપ) કાર્યમાં, मा प्रापत् इति=સફળતા પ્રાપ્ત ન કરે, આ પ્રમાણે, असौ=આ (વિદ્વાન), यम्=જેની

સાથે, द्विष्यात्=દ્વેષ કરતો હોય, अस्मै कामः मा समृद्धि इति='તેની કામના પૂર્ણ ન થાય' (આમ બોલીને ઉપસ્થાન કરવું), यस्मै=જેના માટે, एवम् उपतिष्ठते=ગાયત્રીનું આવું ઉપસ્થાન–પ્રાર્થના કરવામાં આવે છે, ह अस्मै=તેના માટે, सः कामः=તે કામ, न एव समृध्यते=પૂર્ણ થતું જ નથી, वा=અથવા તો, अहम्=હું, अदः=આ વસ્તુને, प्रापम् इति=પ્રાપ્ત કરું, આવી કામનાથી ઉપસ્થાન કરવું.

હવે ગાયત્રીની ઉપ અર્થાત્ સમીપ રહીને તેનું સ્થાન–પ્રાર્થના–નમસ્કાર જણાવે છે : 'હે ગાયત્રી! તું ત્રૈલોક્યરૂપ પહેલા ચરણથી એક ચરણવાળી છે; ત્રણે વેદરૂપ બીજા ચરણથી બે ચરણવાળી છે; પ્રાણ, અપાન અને વ્યાનરૂપ ત્રીજા ચરણથી ત્રણ ચરણવાળી છે અને તુરીય પદથી ચાર ચરણવાળી છે. આ બધાથી પરે નિરુપાધિક સ્વરૂપથી વળી તું ચરણ વિનાની છે; કેમ કે તું જાણવામાં આવતી નથી—તને કોઈ મેળવી શકતું નથી. નમન હો તારા દર્શનીય, અંધકારની પાર પ્રકાશતા ચોથા ચરણને!'

આ વિદ્વાન—ગાયત્રી મંત્રનો જાણનાર જો કોઈના પર વેર રાખતો હોય અને જો એમ કહે કે, 'એની કામના પૂર્ણ ન થશો—એને આ ચીજ ન મળશો' તો જે માણસને ઉદ્દેશીને એવી પ્રાર્થના કરી હોય તેની તે ઇચ્છા ફળતી નથી. અથવા જો 'આ ચીજ મને મળજો,' એમ કહ્યું હોય, તો તે તેને મળે છે. ૭

**भाष्य** : તે ગાયત્રીને આ મંત્રથી ઉપસ્થાન–પાસે જઈને સ્થિત થવું અર્થાત્ નમસ્કાર થાય છે, તે મંત્ર કયો છે, તે શ્રુતિ કહે છે : હે ગાયત્રી! તું પૂર્વોક્ત રૂપથી ત્રણ લોકરૂપી પહેલા ચરણથી એક ચરણવાળી છે; ત્રયીવિદ્યારૂપ બીજા ચરણથી બે ચરણવાળી છે; પ્રાણ વગેરે ત્રીજા ચરણથી ત્રણ ચરણવાળી છે અને ચોથા–તુરીય–ચોથા ચરણથી ચતુષ્પદી–ચાર ચરણવાળી છે. આ પ્રમાણે ચાર ચરણોથી તું ઉપાસકો

દ્વારા જાણવામાં આવે છે.

આ પછી પોતાના સર્વોત્તમ નિરુપાધિક સ્વરૂપથી તું 'અપદ' છે. જે તારું કોઈ પદ–ચરણ, કે જેનાથી તારું જ્ઞાન થાય તે વિદ્યમાન નથી, એવી તું અપદ છે. કારણ કે નેતિ–નેતિ સ્વરૂપ હોવાને કારણે તારું જ્ઞાન થતું નથી. વ્યવહારના અવિષયભૂત તારા તુરીય દર્શત–દર્શનીય તેમ જ અંધકારની પાર પ્રકાશના પદ–ચોથા ચરણને નમસ્કાર છે.

તે શત્રુ–પાપ તારી પ્રાપ્તિમાં વિઘ્ન કરનારો છે. તે તારી પ્રાપ્તિમાં વિઘ્ન કરવારૂપ કાર્યમાં સમર્થ ન થાય. અહીં 'इति' શબ્દ મંત્રની સમાપ્તિ માટે છે.

તે ઉપાસક જેના પ્રતિ દ્વેષ કરતો હોય–જે કોઈના પર વેર રાખતો હોય તેના માટે આ ઉપસ્થાન છે. આ અમુક નામવાળો શત્રુ–આ પ્રમાણે અહીં નામ લેવું અર્થાત્ આ યજ્ઞદત્ત છે તેનો અભિપ્રેત અર્થ સમૃદ્ધ ન થાય–એની કામના પૂર્ણ ન થશે, આમ બોલીને ઉપસ્થાન કરે છે. આમ કરવાથી આ યજ્ઞદત્ત અથવા તો દેવદત્તની અભીષ્ટ કામના પૂર્ણ નથી જ થતી. કયા દેવદત્ત માટે આ વાત છે? જેને ઉદ્દેશીને આ પ્રકારનું ઉપસ્થાન કરે છે, તેના માટે અથવા આ દેવદત્તના અભીષ્ટ અર્થને હું પ્રાપ્ત કરી લઉં–આ ઉદ્દેશથી ઉપસ્થાન કરે છે. 'असौ', 'अदः', 'मा प्रापत्' આ ત્રણ મંત્રપદોનો ઉપાસકની ઇચ્છાનુસાર વિકલ્પ થઈ શકે છે.[1] ૭

## ગાયત્રીના મુખવિધાન માટે અર્થવાદ

**ભાષ્ય :** ગાયત્રીના મુખનું વિધાન કરવા માટે અર્થવાદ કહેવામાં આવે છે—

**एतद्ध वै तज्जनको वैदेहो बुडिलमाश्वतराश्विमुवाच यन्नु हो**

---

૧ અર્થાત્ તે જેના માટે જે વસ્તુની પ્રાપ્તિ કે અપ્રાપ્તિની કામના ધરાવતો હોય, તેમનું જ એમના સ્થાનમાં ઉચ્ચારણ કરી શકાય છે.

तद् गायत्रीविदब्रूथा अथ कथꣳ हस्तीभूतो वहसीति मुखꣳ ह्यस्याः सम्राण्न विदांचकारेति होवाच तस्या अग्निरेव मुखं यदि ह वा अपि बह्विवाग्नावभ्यादधति सर्वमेव तत् संदहत्येवꣳ हैवैवंविद् यद्यपि बह्विव पापं कुरुते सर्वमेव तत् संप्साय शुद्धः पूतोऽजरोऽमृतः संभवति ॥८॥

एतत् ह वै=તે ગાયત્રીવિજ્ઞાનના વિષયમાં આવું જ સાંભળવામાં આવે છે, तत्=(तत्र) ગાયત્રીવિજ્ઞાનના વિષયમાં, जनकः वैदेहः= જનક વિદેહે, अश्वतराश्विम् बुडिलम्=અશ્વતરાશ્વના પુત્ર બુડિલને, उवाच= આ જ વાત કહી હતી, यत् नु=કે, हो=અરે ! तद् गायत्री विद्=તું ગાયત્રીનો જ્ઞાતા છે, अब्रूथाः=એમ તું કહેતો હતો, अथ=તો પછી, (त्वम्=તું), कथम्=શાથી, हस्तीभूतः=હાથી થઈ ને, वहसि इति=ભાર વહે છે, सम्राट्=હે સમ્રાટ ! हि=કારણ કે, अस्याः=આ ગાયત્રીના, मुखम्=મુખને, न विदांचकार=હું જાણતો ન હતો, इति ह उवाच= આમ તેણે (બુડિલે) કહ્યું, तस्याः=તે ગાયત્રીનું, अग्निः एव मुखम्= અગ્નિ એ જ મુખ છે (આમ જનકે તેને કહ્યું :), यद्यपि=જો, अग्नौ वै=અગ્નિમાં, बहु इव ह=પુષ્કળ ઇંધણ, अभ्यादधति=લોકો મૂકે તો, तत् सर्वम् एव संदहति=તે બધાંને તે બાળી નાખે છે, एवम् ह एव=એવી જ રીતે, एवंविद=આ પ્રમાણે જાણનારો, बहु इव पापम् कुरुते=પુષ્કળ પાપ કરતો રહ્યો હોય તોપણ, तत् सर्वम् एव=તે બધાંનુંય, संप्साय= ભક્ષણ કરીને, शुद्धः=શુદ્ધ, पूतः=પવિત્ર, अजरः=અજર, अमृतः संभवति= અમર થઈ જાય છે.

આને વિષે વિદેહના રાજા જનકે અશ્વતરાશ્વના દીકરા બુડિલને કહ્યું : 'તમે કહ્યું કે, 'હું ગાયત્રી જાણનાર છું' તો પછી તમે હાથી બનીને મારો ભાર કેમ વહો છો ?' બુડિલે કહ્યું : 'હે સમ્રાટ ! હું એ મંત્રનું મુખ જાણતો ન હતો તેથી.'

જનકે કહ્યું : ‘અગ્નિ એ ગાયત્રીનું મુખ છે. અગ્નિમાં લોકો પુષ્કળ ઈંધણ નાખે તોપણ તે બધાંને બાળી નાખે છે, તેમ જે માણસ આ પ્રમાણે જાણે છે, તે ઘણું પાપ કરે તોપણ તે બધાં પાપોને બાળી નાખે છે; અને શુદ્ધ થાય છે, પવિત્ર થાય છે; તેને ઘડપણ આવતું નથી, મૃત્યુ આવતું નથી.’ ૮

**ભાષ્ય :** તે ગાયત્રીવિજ્ઞાનના વિષયમાં આવું જ સાંભળવામાં પણ આવે છે : વિદેહના રાજા જનકે બુડિલ નામથી પ્રસિદ્ધ વ્યક્તિને, જેઓ અશ્વતરાશ્વના પુત્ર હોવાને કારણે આશ્વતરાશ્વિ કહેવાતા હતા, કહ્યું હતું. ‘यत्-नु’ આ અવ્યયો વિતર્કના અર્થમાં છે. ‘हो!’ અર્થાત્ અહો ! તેં જે પોતાને ગાયત્રીનો જાણકાર કહ્યો હતો અર્થાત્ તું જે કહેતો હતો કે, હું ગાયત્રીનો જ્ઞાતા છું, તો તારા તે વચનથી વિપરીત આમ શાથી છે ? જો તું ગાયત્રીનો જ્ઞાતા છે તો પ્રતિગ્રહ-દોષના કારણે તું હાથી બનીને ભાર શાથી વહી રહ્યો છે ?’

રાજાએ આ પ્રમાણે સ્મરણ કરાવ્યાથી તેણે ઉત્તર આપ્યો : ‘હે સમ્રાટ ! હું ગાયત્રીનું મુખ જાણતો ન હતો,’ આમ તેણે કહ્યું : ‘એક અંગથી રહિત હોવાથી મારું ગાયત્રીવિજ્ઞાન નિષ્ફળ થઈ ગયું છે.’

(આથી જનકે કહ્યું :) ‘વારુ, તો સાંભળ ! તે ગાયત્રીનું અગ્નિ એ જ મુખ છે. જો માણસો અગ્નિમાં પુષ્કળ ઈંધણ નાખે તો તે અગ્નિ તે બધાંને બાળી નાખે છે. એવી જ રીતે જે આમ જાણનારો છે, અર્થાત્ ગાયત્રીનું મુખ અગ્નિ છે–આમ જે જાણે છે તેમ જ પોતે અગ્નિરૂપ મુખ થઈને જે ગાયત્રીસ્વરૂપ થઈ ગયો હોય છે, તે જો પુષ્કળ પાપ એટલે પ્રતિગ્રહાદિ દોષ પણ કરતો રહ્યો હોય, તે તમામ પાપના પુંજનું ‘संप्साय’–ભક્ષણ કરીને તે ગાયત્રીનો આત્મા શુદ્ધ થઈને અને તે પ્રતિગ્રહદોષથી અગ્નિ સમાન પવિત્ર થઈને અજર અને અમર થઈ જાય છે. ૮

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં ચતુર્દશ ગાયત્રીબ્રાહ્મણ ૧૪

॥ ॐ माँ ॥

## પંચદશ બ્રાહ્મણ

## જ્ઞાનકર્મસમુચ્ચયકારીની અંતકાળે આદિત્ય અગ્નિને પ્રાર્થના

ભાષ્ય : જે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય કરનારો છે, તે અંત સમયે આદિત્યની પ્રાર્થના કરે છે. અહીં આદિત્યનો પ્રસંગ તો છે જ; કારણ કે તે ગાયત્રીનું ચોથું ચરણ છે. તેના ઉપસ્થાનનું પ્રકરણ છે, તેથી તેની જ પ્રાર્થના કરવામાં આવે છે—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये । पूषन्नेकर्षे यम सूर्य, प्राजापत्य, व्यूह रश्मीन् । समूह तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि । योऽसावसौ पुरुषः सोऽहमस्मि । वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् । ॐ क्रतो स्मर कृतꣳ स्मर क्रतो स्मर कृतꣳ स्मर । अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १ ॥**

सत्यस्य मुखम्=સત્યસંજ્ઞક બ્રહ્મનું મુખ, हिरण्मयेन पात्रेण=જ્યોતિર્મય પાત્રથી, अपिहितम्=આચ્છાદિત—ઢંકાયેલ છે, पूषन्=હે સંસારનું પોષણ કરનારા સૂર્યદેવ ! त्वम्=તું, तत्=તે, (मे) सत्यधर्माय दृष्टये=સત્યધર્મ એવા મારા માટે, હું તેનાં દર્શન કરી શકું તેથી, अपावृणु=દૂર કરી નાખ, पूषन् !=હે પૂષન્ ! एकर्षे !=હે એકર્ષે ! यमे !=હે યમ ! प्राजापत्य=હે પ્રાજાપત્ય ! रश्मीन्=કિરણોને, व्यूह=હટાવી લો, तेजः=(અને પોતાના) તેજને, समूह=સમેટી લો (જેથી), ते=(જે) તારું, कल्याणतमम्=અત્યંત કલ્યાણકારી, यत् रूपम्=જે રૂપ છે, ते=તારા, तत्=તે રૂપને, पश्यामि=હું જોઉં, असौ यः पुरुषः=આદિત્યમંડળમાં રહેલો જે આ પુરુષ છે, सः=તે, अहम् अमृतम् अस्मि=અમૃતસ્વરૂપ

હું જ છું, वायुः=(મારા અમૃત તેમ જ સત્યસ્વરૂપ આત્માનું શરીર પડી ગયા પછી આ શરીરની અંદરનો) પ્રાણવાયુ, अनिलम्=બાહ્ય વાયુને પ્રાપ્ત થાય, अथ=અને, इदम् शरीरम्=આ શરીર, भस्मान्तम् (सत्)=બળી ગયા પછી, (पृथिवीम् यातु=પૃથ્વીને પ્રાપ્ત થઈ જાય), ॐ क्रतो !=હે ઓંકારરૂપ મનોમય અગ્નિ ! स्मर=જે સ્મરણ કરવા યોગ્ય છે, તેનું સ્મરણ કર, कृतम् स्मर=મેં જે કર્યું છે, તેનું સ્મરણ કર, क्रतो !=હે ક્રતુરૂપ અગ્નિદેવ ! स्मर=જે સ્મરણ કરવા યોગ્ય છે તેનું સ્મરણ કર, कृतम् स्मर=કરેલાનું સ્મરણ કર, अग्ने !=હે અગ્ને ! अस्मान्=અમને, राये=કર્મફળની પ્રાપ્તિ માટે, सुपथा=શુભ માર્ગ-(દેવમાર્ગ)થી, नय=લઈ ચાલ, देव=હે દેવ ! विश्वानि वयुनानि=તું સર્વ પ્રાણીઓના સમસ્ત પ્રજ્ઞાનોને, विद्वान्=જાણનારો છે, अस्मत्=અમારાં, जुहुराणम्=કુટિલ, एनः=પાપોને, युयोधि=(अवनय) દૂર કર, ते (तुभ्यम्)= તારા માટે, भूयिष्ठाम्=અનેક વાર, नमः उक्तिम्=નમસ્કાર વચન, विधेम=વિધાન કરીએ.

'સત્ય' એવી સંજ્ઞાવાળા બ્રહ્મનું મુખ જ્યોતિર્મય એવા સોનાના પાત્રથી ઢંકાયેલું છે. હે પૂષન્–હે સંસારનું પોષણ કરનારા સૂર્યદેવ ! તમે એ ઢાંકણને ઉઘાડો, જેથી હું સત્યધર્મ અર્થાત્ સત્યનો ઉપાસક એ સત્યને જોઈ શકું.

હે પૂષન્ ! હે એકર્ષિ (વિશ્વના એકમાત્ર નિહાળનારા) હે યમ ! હે સૂર્ય ! હે પ્રજાપતિના પુત્ર ! તમારાં કિરણોને હટાવી લો–તમારું તેજ સંકોચી લો, જેથી તમારું સૌથી કલ્યાણકારી રૂપ હું જોઈ શકું. એ રૂપમાં આદિત્યમંડળ જે પુરુષ વસે છે તે અમૃતસ્વરૂપ હું જ છું.

(મારું શરીર પડે ત્યારે) તેની અંદરનો પ્રાણવાયુ—શ્વાસ બાહ્ય વાયુરૂપ મહાભૂતમાં ભળી જાઓ; અને આ શરીર ભસ્મ—રાખ થઈ ગયા પછી પૃથ્વીમાં મળી જાઓ. હે ઓંકાર-

રૂપ મનોમય અગ્નિ! સ્મરણ કરવા યોગ્ય કામોનું સ્મરણ કર, હે અગ્નિ! મેં જે કર્યું છે તેનું સ્મરણ કર. હે ક્રતુરૂપ અગ્નિદેવ! જે સ્મરણ કરવા યોગ્ય છે, તેનું સ્મરણ કર; કરેલાંનું સ્મરણ કર.

હે અગ્નિ! અમને કર્મફળની પ્રાપ્તિ માટે શુભ માર્ગ એટલે કે દેવમાર્ગથી લઈ ચાલ. હે દેવ! તમે સર્વ પ્રાણીઓનાં સર્વ પ્રકારનાં જ્ઞાન જાણો છો. અમારાં કુટિલ પાપોને દૂર કરો. અમે વારંવાર તમને નમસ્કાર કરીએ છીએ. ૧

**ભાષ્ય :** જેવી રીતે પાત્રથી પોતાની અભીષ્ટ વસ્તુ ઢાંકી દેવામાં આવે છે, એવી જ રીતે હિરણ્મય અર્થાત્ જ્યોતિર્મય પાત્રથી આ સત્યસંજ્ઞક બ્રહ્મ જાણે કે જ્યોતિર્મય મંડળથી ઢંકાયેલ છે; કારણ કે જેમનું ચિત્ત સમાહિત (સ્થિર તેમ જ વિશુદ્ધ) નથી, તે માણસોના માટે એ અદૃશ્ય છે. તે જ વાત કહેવામાં આવે છે. સત્યનું મુખ એટલે કે મુખ્ય સ્વરૂપ ઢંકાયેલું છે, તેને ઢાંકનાર છીબાની જેમ તેના દર્શનનું પ્રતિબંધક કારણ છે, તેને હે પૂષન્!—જગતનું પોષણ કરવાને લીધે સૂર્ય 'પૂષા' છે—અપાવૃત કર; અર્થાત્ દર્શનમાં રુકાવટ કરવા માટે જે કારણ થઈ રહ્યું છે, તેને દૃષ્ટયે—જોવા માટે દૂર કર. (કોના માટે? સત્ય જે મારો ધર્મ છે, તે હું સત્યધર્મ છું, તેના માટે અર્થાત્ તમારા સ્વરૂપભૂત મારા માટે તે આવરણને હટાવી દો, જેથી હું સત્યનો સાક્ષાત્કાર કરું.)

'પૂષન્' વગેરે નામો સૂર્યને સંબોધન કરવા માટે છે. 'હે એકર્ષે!'—જે એક ઋષિ હોય, તે એકર્ષિ છે—દર્શન કરવાને લીધે તે ઋષિ છે; કારણ કે તે જ સંપૂર્ણ જગતનો આત્મા અને નેત્ર થઈને બધાંને જુએ છે. અથવા તે એકલો જ ચાલે છે, તેથી એકર્ષિ છે. જેવું કે 'સૂર્ય એકલો ચાલે છે' આ મંત્રવર્ણથી જણાય છે. 'હે યમ!'—કારણ કે આખા જગતનું સંયમન તારું

જ કરેલું છે. 'હે સૂર્ય!'–જગતનાં રસ, રશ્મિ, પ્રાણ અને બુદ્ધિને સમ્યક્ પ્રકારથી પ્રેરિત કરે છે, તેથી સૂર્ય છે 'હે પ્રાજાપત્ય!'–પ્રજાપતિ અર્થાત્ ઈશ્વર અથવા હિરણ્યગર્ભના પુત્ર હોવાને કારણે હે પ્રાજાપત્ય! રશ્મિઓને 'વ્યૂહ'–નિવૃત્ત કર–હટાવી લે; અને પોતાના તેજને 'સમૂહ'–સમેટી લે, જેથી હું સત્ય-બ્રહ્મને જોઈ શકું.

વીજળીના ઝગમગાટમાં જેવી રીતે માણસો રૂપોને જોઈ શકતા નથી, તેવી જ રીતે તારા તેજથી દૃષ્ટિ નષ્ટ થઈ જવાને લીધે હું તારા સ્વરૂપને સાક્ષાત્ જોઈ શકતો નથી; તેથી તારા પોતાના તેજને સમેટી લે

સઘળાં કલ્યાણોમાં અતિશય કલ્યાણકારી તારું જે રૂપ છે, તારા તે રૂપને હું જોઉં છું! 'પશ્યામો વયમ્' આ પ્રમાણે વચન-વ્યત્યય[1] દ્વારા બહુવચન કરીને 'અમે જોઈએ છીએ' આવો અર્થ સમજવો જોઈએ. આ જે 'ભૂર્ભુવઃ સ્વઃ' એ વ્યાહૃતિરૂપ અવયવોવાળો પુરુષ છે, જે પુરુષાકાર હોવાથી પુરુષ છે, તે હું જ છું. આદિત્ય અને ચાક્ષુષ પુરુષનાં 'અહર્' અને 'અહમ્' આ ઉપનિષદો (ગુહ્યનામ) હોવાનું કહેવાયેલ છે, તેથી અહીં તેમનો જ પરામર્શ કરવામાં આવે છે; અર્થાત્ 'સોઽહમસ્મિ અમૃતમ્'–તે હું અમૃત છું આ પ્રમાણે આનો સંબંધ છે.

શરીર પડ્યા પછી અમૃતરૂપ સત્ય એવો જે હું તેના શરીરમાં રહેલો વાયુ–પ્રાણ છે તે અનિલ અર્થાત્ બાહ્ય વાયુરૂપ મહાભૂતમાં મળી જાય! તથા બીજા દેવો પોતપોતાના મૂળ તત્ત્વને પ્રાપ્ત થઈ જાય; ને આ શરીર પણ ભસ્મ બનીને પૃથ્વીમાં ભળી જાય.

હવે અત્યારે મનમાં રહેલા પોતાના સંકલ્પભૂત અગ્નિદેવતાની પ્રાર્થના કરવામાં આવે છે: ॐ क्रतो–'ॐ' શબ્દ અને 'ક્રતો' શબ્દ સંબોધન માટે છે; અગ્નિ ઓંકારરૂપ પ્રતીકવાળો હોવાને કારણે 'ॐ' તથા મનોમય હોવાને કારણે 'ક્રતુ' છે. હે ॐ! હે ક્રતો! જે

૧ 'व्यत्ययो बहुलम्' આ પાણિનિસૂત્ર અનુસાર.

જે સ્મરણ કરવા યોગ્ય છે, તેનું સ્મરણ કર. અંત સમયે તારા સ્મરણને અધીન જ ઇષ્ટ ગતિ પ્રાપ્ત કરાય છે; તેથી એવી પ્રાર્થના છે કે, મેં જે કંઈ કર્યું છે, તેનું સ્મરણ કર. અહીં 'ॐ क्रतो स्मर' ઇત્યાદિ વાક્યની પુનરુક્તિ આદરને માટે છે.

વળી હે અગ્નિ! અમને 'राये' અર્થાત્ કર્મફળની પ્રાપ્તિ માટે સુપથ-સારા માર્ગથી લઈ ચાલ. વારંવાર આવવા-જવારૂપ દક્ષિણ અર્થાત્ ધૂમમાર્ગથી ન લઈ જઈશ; તો કયા માર્ગથી? સુપથ એટલે કે ઉજ્જવળ (દેવયાન) માર્ગથી જ અમને લઈ ચાલ. હે દેવ! તું તમામ પ્રજ્ઞાનોને જાણનારો છે. અમારાં બધાં 'जुहुराण'-કુટિલ એનસ્-પાપોને અમારાથી 'युयोधि'-દૂર કર. તે પાપોથી છૂટી જઈ ને અમે તારી કૃપાથી ઉત્તરાયણ માર્ગથી જઈશું. પરંતુ અમે તારી સેવા કરવા માટે સમર્થ નથી, તેથી તારા માટે અનેક વાર નમઉક્તિ-નમસ્કારવચનોનું વિધાન કરીએ. અર્થાત્ બીજું કંઈ કરવામાં અસમર્થ હોવાથી નમસ્કાર-ઉક્તિ દ્વારા તારી સેવા કરીએ. ૧

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં પાંચમા અધ્યાયમાં પંચદશ સૂર્યાગ્નિ-પ્રાર્થના બ્રાહ્મણ ૧૫

**શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય ભગવાન શંકરાચાર્યે રચેલા બૃહદારણ્યક ઉપનિષદ્વિવરણમાં પાંચમો અધ્યાય સમાપ્ત**

# અધ્યાય ૬ ઠ્ઠો

## પ્રથમ બ્રાહ્મણ

**ભાષ્ય :** ॐ પ્રાણ ગાયત્રી છે–આમ પહેલાં કહેવાઈ ગયું છે. પરંતુ ગાયત્રીનો કયા કારણથી પ્રાણભાવ જ છે, વાગાદિભાવ કેમ નથી? કારણ કે પ્રાણ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે, વાક્ વગેરે જ્યેષ્ઠતા અને શ્રેષ્ઠતાને પાત્ર નથી. પ્રાણનું જ્યેષ્ઠત્વ અને શ્રેષ્ઠત્વ શાથી છે–એનો નિશ્ચય કરવાની ઇચ્છાથી આ (આગળનો ગ્રંથ) આરંભ કરવામાં આવે છે.

અથવા ઉક્થ, યજુઃ, સામ ક્ષત્રાદિ ભાવોથી ચક્ષુ–આંખ વગેરે બીજી ઇંદ્રિયોના રહેવા છતાંય પ્રાણની જ ઉપાસના બતાવવામાં આવી છે. જે તેના પછી હોવાને લીધે તેની સાથે સંબંધ ધરાવે છે એ અહીં તેનો હેતુમાત્ર છે. આ પૂર્વ ગ્રંથનો શેષ નથી. આનો વિવક્ષિત વિષય વિશિષ્ટ ફળવાળી પ્રાણોપાસના જ છે. આ કાંડ તેનું ખિલસ્વરૂપ–પરિશિષ્ટ ભાગ હોવાથી જે આ પહેલાં પૂર્વગ્રંથમાં કહેવામાં આવ્યું નથી, તે જ અહીં કહેવાનું છે.

## જ્યેષ્ઠ–શ્રેષ્ઠ–દૃષ્ટિથી પ્રાણોપાસના

**ॐ यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवति प्राणो वै ज्येष्ठश्च श्रेष्ठश्च ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवत्यपि च येषां बुभूषति य एवं वेद ॥ १ ॥**

यः वै=જે કોઈ, ज्येष्ठम् च श्रेष्ठम् च वेद=જ્યેષ્ઠ અને શ્રેષ્ઠને જાણે છે, (सः) ह=તે, स्वानाम्=પોતાના જ્ઞાતિજનોમાં, ज्येष्ठः च श्रेष्ठः च भवति=જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે, प्राणः वै ज्येष्ठः च श्रेष्ठः च=પ્રાણ જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે, इति=આ પ્રમાણે, यः वेद=જે ઉપાસના કરે છે, (सः=તે), स्वानाम्=પોતાના જ્ઞાતિજનોમાં, अपि च=અને બીજા પણ, येषाम् बुभूषति=જે લોકોમાં ઇચ્છે તેમનામાં પણ, ज्येष्ठः च श्रेष्ठः भवति=

જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે.

ૐ જે માણસ સૌથી મોટી ને સૌથી સારી વસ્તુને જાણે છે, તે પોતાના જ્ઞાતિજનોમાં સૌથી મોટો ને સૌથી સારો બને છે. પ્રાણ સૌથી મોટો ને સૌથી સારો છે, આ પ્રમાણે જાણીને જે તેની ઉપાસના કરે છે, તે પોતાના લોકોમાં તેમ જ બીજા જે લોકોમાં મોટો અને સારો થવા ઇચ્છે છે તેમાં સૌથી મોટો ને સૌથી સારો બને છે.

**ભાષ્ય :** જે કોઈ; અહીં 'ह' અને 'वै' નિશ્ચયાર્થક છે, જે આગળ બતાવવામાં આવનારા સૌથી મોટા અને સૌથી સારા ગુણવાળા પ્રાણને જાણે છે, તે સૌથી મોટા અને સૌથી સારો થઈ જ જાય છે. આ પ્રમાણે ફળથી લોભાઈને જ્યારે સાધક પ્રશ્ન માટે અભિમુખ થાય છે, ત્યારે તેને શ્રુતિ કહે છે : 'પ્રાણ જ સૌથી મોટા અને સૌથી સારો છે.' પરંતુ આ શી રીતે જણાય કે પ્રાણ જ બધાથી મોટા અને બધાથી સારો છે; કારણ કે ગર્ભાધાનના સમયે જ, જોકે પ્રાણાદિ સમૂહનો શુક્ર અને શોણિત સાથે સમાન સંબંધ છે, તોપણ પ્રાણ વિના શુક્રમાં શરીરનો અંકુર થતો નથી, તેથી આંખ વગેરે ઇંદ્રિયો કરતાં પ્રાણને પહેલા વૃત્તિલાભ થાય છે; એટલા માટે પ્રાણ બીજી ઇંદ્રિયો કરતાં ઉંમરે મોટા છે. ગર્ભાધાનના સમયે જ પ્રાણ ગર્ભનું પોષણ કરે છે. પ્રાણ વૃત્તિયુક્ત થઈ ગયા પછી જ આંખ વગેરે અન્ય ઇંદ્રિયોને વૃત્તિલાભ થાય છે, તેથી આંખ વગેરેમાં પ્રાણનું મોટાપણું ઉચિત જ છે.

કુળમાં અમુક વ્યક્તિ (ઉંમરમાં) મોટી તો હોય છે, પરંતુ ગુણહીન હોવાને કારણે તેને સૌથી સારી માનવામાં નથી આવતી. એવી જ રીતે ગુણસંપન્ન હોવાને કારણે મધ્યમ અથવા કનિષ્ઠ વ્યક્તિ શ્રેષ્ઠ તો હોય છે, પણ તેને જ્યેષ્ઠ—સૌથી મોટી માનવામાં આવતી નથી; પરંતુ અહીંયાં એવું નથી. (આ જ વાત શ્રુતિ કહે છે :) 'પ્રાણ જ જ્યેષ્ઠ—સૌથી મોટા છે અને શ્રેષ્ઠ—સૌથી સારો પણ છે.' પ્રાણની

શ્રેષ્ઠતા કઈ રીતે જાણવામાં આવે છે? આ વાત અહીંયાં અમે સંવાદના રૂપમાં બતાવીશું.

કોઈ પણ પ્રકારે[1] જે જ્યેષ્ઠ-શ્રેષ્ઠ ગુણવાળા પ્રાણને જાણે છે અર્થાત્ તેની ઉપાસના કરે છે, તે જ્યેષ્ઠ-શ્રેષ્ઠ ગુણવાનની ઉપાસનાના સામર્થ્યથી પોતાના જ્ઞાતિજનોમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે. પોતાના જ્ઞાતિજનો સિવાય બીજા જે કોઈ માણસોમાં પણ તે 'હું જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાઉં' આ પ્રમાણે સૌથી મોટો અને સૌથી સારો થવાની ઇચ્છા કરે છે, તેમનામાં પણ એ જ્યેષ્ઠ-શ્રેષ્ઠ પ્રાણોપાસક જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થઈ જાય છે. પરંતુ મોટાપણું તો ઉંમરને કારણે હોય છે, તે ઇચ્છા કરવાથી કઈ રીતે થઈ શકે? આવી શંકા ઉત્પન્ન થતાં કહે છે: આ દોષ નથી; કારણ કે પ્રાણની જેમ (અહીં પણ) વૃત્તિલાભ જ જ્યેષ્ઠત્વરૂપથી વિવક્ષિત[2] છે. ૧

## વસિષ્ઠા દૃષ્ટિથી વાક્‌ની ઉપાસના

**यो ह वै वसिष्ठां वेद वसिष्ठः स्वानां भवति वाग् वै वसिष्ठा वसिष्ठः स्वानां भवत्यपि च येषां बुभूषति य एवं वेद ॥**

यः वै=જે કોઈ, वसिष्ठाम् ह वेद=વસિષ્ઠાને—સૌના ઉત્તમ આશ્રયરૂપ વસ્તુને જાણે છે, (सः=તે), स्वानाम्=સ્વજનોમાં, वसिष्ठः भवति=વસિષ્ઠ—સૌને ઉત્તમ આશ્રયરૂપ થાય છે, वाक् वै वसिष्ठा=વાણી જ વસિષ્ઠા છે, यः एवम् वेद=જે આવી ઉપાસના કરે છે (તે), स्वानाम्=

---

૧ અર્થાત્ પ્રાણનું જ્યેષ્ઠત્વ અને શ્રેષ્ઠત્વ આરોપિત હોય અથવા તો વાસ્તવિક હોય.

૨ જેવી રીતે અન્ન વગેરે ખાવાને લીધે આંખ વગેરે ઇંદ્રિયોના વૃત્તિલાભનું કારણ હોવાથી પ્રાણ જ્યેષ્ઠ છે, તેવી જ રીતે બીજા જીવોનું જીવન પ્રાણોપાસકને અધીન હોવાથી તે તેમનામાં જ્યેષ્ઠ છે. તેનું જ્યેષ્ઠત્વ ઉંમરને લીધે નથી.

સ્વજનોમાં (તથા), अपि च येषाम् बुभूषति=બીજા પણ જે લોકોમાં તે થવા ઇચ્છે તેમનામાં, वसिष्ठः भवति=વસિષ્ઠ–સૌનો ઉત્તમ આશ્રય થાય છે.

જે કોઈ માણસ સૌના ઉત્તમ આશ્રયરૂપ વસ્તુને જાણે છે, તે પોતાના માણસોમાં સૌને ઉત્તમ આશ્રયરૂપ થાય છે. વાણી સૌના ઉત્તમ આશ્રયરૂપ વસ્તુ છે, જે આવી ઉપાસના કરે છે અર્થાત્ આ પ્રમાણે જાણે છે તે પોતાના માણસોમાં તેમ જ બીજા પણ જે માણસોમાં મોટો અને સારો થવા ઇચ્છે, તેમાં સૌનો ઉત્તમ આશ્રય થાય છે. ૨

**ભાષ્ય :** જે વસિષ્ઠાને જાણે છે, તે પોતાના માણસોમાં વસિષ્ઠ થાય છે. તેની ઉપાસનાને અનુસાર જ ફળ થાય છે. વળી પોતાના માણસો સિવાય બીજા પણ જે માણસોમાં તે વસિષ્ઠ થવા ઇચ્છે છે, તેમનામાં પણ તે વસિષ્ઠ થઈ જાય છે. વારુ, તો કહો, વસિષ્ઠા કોણ છે? (આથી કહે છે:) વાણી એ જ વસિષ્ઠા છે. તે સારી પેઠે વસાવે છે અથવા પોતે વસે છે, તેથી તે વસિષ્ઠા છે; કારણ કે જે સારા વક્તાઓ ધનવાન હોય છે, તેઓ જ સારી પેઠે વસે છે; અથવા 'આચ્છાદન' એવા અર્થવાળા 'वस्' ધાતુથી 'वसिष्ठा' શબ્દ નિષ્પન્ન થાય છે. બોલવામાં હોશિયાર માણસો વાણીથી બીજાઓને હરાવી દે છે; તેથી વસિષ્ઠ ગુણથી યુક્ત પદાર્થને જાણવાથી ઉપાસક વસિષ્ઠ ગુણવાળો થઈ જાય છે. આ પ્રમાણે જ્ઞાન અનુસાર ફળ હોય છે.

## પ્રતિષ્ઠા દૃષ્ટિથી ચક્ષુની ઉપાસના

**यो ह वै प्रतिष्ठां वेद प्रतितिष्ठति समे प्रतितिष्ठति दुर्गे चक्षुर्वै प्रतिष्ठा चक्षुषा हि समे च दुर्गे च प्रतितिष्ठति प्रतितिष्ठति समे प्रतितिष्ठति दुर्गे य एवं वेद ॥ ३ ॥**

यः वै=જે કોઈ, प्रतिष्ठाम् वेद=પ્રતિષ્ઠા–સારી સ્થિતિરૂપ ગુણયુક્તને જાણે છે–ઉપાસે છે તે, समे=સરખા દેશમાં–સુભિક્ષાદિ સારા સમયમાં,

प्रतितिष्ठति=સારી રીતે ટકી રહે છે, दुर्गे=વિષમ–કપરા દેશકાળમાં–દુકાળ વગેરે કઠણ વખતમાં પણ, प्रतितिष्ठति=સારી પેઠે ટકી રહે છે, चक्षुः वै प्रतिष्ठा=નેત્ર જ સારી સ્થિતિ છે, हि=કારણ કે, चक्षुषा=આંખને લીધે જ, समे च दुर्गे च=સારા અને કપરા દેશકાળમાં, प्रतितिष्ठति=સારી રીતે ટકી રહે છે, समे=સરળ દેશ-કાળમાં, प्रतितिष्ठति=ટકી રહે છે અને, યઃ=જે, एवम् वेद=આ પ્રમાણે ઉપાસે છે તે, दुर्गे=કઠણ દેશ-કાળમાં પણ, प्रतितिष्ठति=સારી પેઠે ટકી રહે છે.

જે કોઈ સારી સ્થિતિરૂપ ગુણયુક્ત વસ્તુને જાણે છે—ઉપાસે છે તે, સરળ દેશ-કાળમાં અર્થાત્ સુકાળમાં સુભિક્ષાદિ સારા સમયમાં સારી રીતે ટકી રહે છે તેમ જ કપરા દેશ-કાળમાં–દુકાળ વગેરે કઠણ વખતમાં પણ સારી પેઠે ટકી રહે છે. આંખ એ જ સારી સ્થિતિ છે; કારણ કે આંખને લીધે જ સારા અને કપરા દેશકાળમાં સારી રીતે ટકી રહે છે. જે આ પ્રમાણે જાણે છે તે સરળ દેશકાળમાં અને કપરી જગ્યાએ ને મુશ્કેલી ભર્યા સમયમાં સારી રીતે ટકી રહે છે. ૩

**ભાષ્ય :** જે કોઈ પ્રતિષ્ઠાને જાણે છે, જેનાથી પ્રતિષ્ઠિત થાય છે, તેને પ્રતિષ્ઠા કહેવામાં આવે છે. તે પ્રતિષ્ઠાને અર્થાત્ સારા ગુણથી યુક્ત એવી આંખને જાણે છે–ચક્ષુની ઉપાસના કરે છે; તેને આ ફળ મળે છે; એટલે કે તે સારા દેશકાળમાં ટકી રહે છે અને દુર્ગ–વિષમ એટલે કઠણ દેશમાં ને કપરા કાળમાં પણ પ્રતિષ્ઠિત થાય છે–ટકી રહે છે.

જો આમ જ છે, તો કહો કે તે પ્રતિષ્ઠા શું છે? (આવો પ્રશ્ન થતાં કહે છે:) આંખ જ પ્રતિષ્ઠા છે. આંખનું પ્રતિષ્ઠાપણું કઈ રીતે છે, એ શ્રુતિ કહે છે: 'કારણ કે સમ અને વિષમ દેશકાળમાં આંખથી જોઈને જ પુરુષ પ્રતિષ્ઠિત થાય છે, તેથી જે આવી ઉપાસના કરે છે, તેને તેના અનુરૂપ આ ફળ મળે છે કે તે સમમાં પ્રતિષ્ઠિત થાય છે અને દુર્ગ–વિષમમાં પણ પ્રતિષ્ઠિત થાય છે. ૩

## સમ્યક્ દૃષ્ટિથી શ્રોત્રની ઉપાસના

**यो ह वै संपदं वेद सꣳ हास्मै पद्यते यं कामं कामयते श्रोत्रं वै संपच्छ्रोत्रे हीमे सर्वे वेदा अभिसंपन्नाः सꣳ हास्मै पद्यते यं कामं कामयते य एवं वेद ॥ ४ ॥**

यः वै सम्पदम् वेद=જે સંપદને જાણે છે, अस्मै ह=એ પ્રમાણે જાણનારાને, यम् कामम् कामयते=જે ભોગને પ્રાપ્ત કરવા તે ઇચ્છે, सम्पद्यते=સારી રીતે પ્રાપ્ત થઈ જાય છે, श्रोत्रम् वै सम्पद्=શ્રોત્ર જ સંપદ છે, हि=કારણ કે, इमे सर्वे वेदाः=આ બધા વેદો, श्रोत्रे अभि-सम्पन्नाः=શ્રોત્ર હોય ત્યારે જ બધી રીતે નિષ્પન્ન થાય છે, यः=જે કોઈ, एवं वेद=આ પ્રમાણે ઉપાસના કરે છે, अस्मै ह=એને, यम् कामम् कामयते=જે ભોગની તે ઇચ્છા કરે તે, सम्पद्यते=સહેલાઈથી મળે છે.

જે માણસ સંપત્તિને જાણે છે, તેને જે કંઈ ઇચ્છા થાય તે બધી મળે છે. કાન એ સંપત્તિ છે. કાન હોય તો જ બધા વેદો સાંભળી શકાય છે. શ્રોત્રની જે આ પ્રમાણે ઉપાસના કરે છે, તેને જે કોઈ પણ ભોગની ઇચ્છા થાય તે સહેલાઈથી મળે છે. ૪

**ભાષ્ય :** જે કોઈ પણ 'સંપદ'ને જાણે છે, અર્થાત્ સંપદ્ગુણ ધરાવનારને જાણે છે, તેને આ ફળ મળે છે. શું મળે છે? જે ભોગને તે ઇચ્છે તે ભોગ તેને મળે છે. વારુ, તો સંપદગુણયુક્ત શું છે? શ્રોત્ર—કાન એ જ સંપદ છે. પરંતુ શ્રોત્રનું સંપદગુણત્વ કઈ રીતે છે? તે કહે છે: શ્રોત્ર હોય તો જ સંપૂર્ણ વેદ બધી રીતે નિષ્પન્ન થાય છે; કારણ કે તેઓ કાન દ્વારા જ ભણી શકાય છે અને ભોગ તો વેદવિહિત કર્મોને જ અધીન છે, તેથી શ્રોત્ર–કાન સંપદ છે. માટે વિજ્ઞાન( ઉપાસના )ને અનુરૂપ જ ફળ મળે છે. જે આવી ઉપાસના કરે છે, તે જે ભોગની ઇચ્છા કરે છે, તે જ તેને મળે છે. ૪

## આયતન–આશ્રય દૃષ્ટિથી મનની ઉપાસના

**यो ह वा आयतनं वेदायतनँ स्वानां भवत्यायतनं जनानां मनो वा आयतनमायतनँ स्वानां भवत्यायतनं जनानां य एवं वेद ॥५॥**

यः ह वै=જે કોઈ, आयतनम् वेद=આયતન–આશ્રય જાણે છે (તે), स्वानाम्=સ્વજનોનું, आयतनम्=આયતન–આશ્રય, भवति=થાય છે, जनानाम्=તથા અન્ય જનોનું પણ, आयतनम् ( भवति )=આયતન થાય છે, मनः वै आयतनम्=મન આયતન છે, यः=જે, एवम् वेद=આ પ્રમાણે ઉપાસના કરે છે, स्वानाम्=સ્વજનોનું, आयतनम् भवति=આયતન–આશ્રય થાય છે, जनानाम् आयतनम्=અન્ય માણસોનું પણ આયતન થાય છે.

જે માણસ આયતન–આશ્રયને જાણે છે, તે પોતાનાં માણસોને આશ્રયરૂપ થઈ પડે છે, ને અન્ય માણસોનો પણ આશરો બને છે. મન એ આશ્રય છે, એ પ્રમાણે જે એની ઉપાસના કરે છે, તે પોતાનાં માણસોને આશરારૂપ થઈ પડે છે, માણસમાત્રને તે આશરારૂપ થઈ પડે છે. ૫

**ભાષ્ય :** જે કોઈ પણ આયતનને જાણે છે–આયતન એટલે આશ્રય, તેને જે કોઈ જાણે છે, તે સ્વજનોનું આયતન થાય છે તથા અન્ય જનોનું પણ આયતન થાય છે. વારુ, તો તે આયતન શું છે? એના ઉત્તરમાં કહે છે : મન જ આયતન અર્થાત્ ઇંદ્રિયો અને વિષયોનો આશ્રય છે. મનના આશ્રયમાં રહીને જ વિષય આત્માના ભોગ્યત્વને પ્રાપ્ત થાય છે. મનના સંકલ્પને અધીન રહીને જ ઇંદ્રિયો (પોત-પોતાના વિષયોમાં) પ્રવૃત્ત અને (તેમનાથી) નિવૃત્ત થાય છે; તેથી મન ઇંદ્રિયોનું આયતન છે. તેથી જે આ પ્રમાણે ઉપાસના કરે છે, તેને આ દૃષ્ટિને અનુરૂપ જ આ ફળ મળે છે કે તે સ્વજનોનું આયતન થાય છે તેમ જ અન્ય જનોનું પણ આયતન થાય છે. ૫

## પ્રજાતિ દૃષ્ટિથી રેતસ્‌ની ઉપાસના

**यो ह वै प्रजातिं वेद प्रजायते ह प्रजया पशुभी रेतो वै प्रजातिः प्रजायते ह प्रजया पशुभिर्य एवं वेद ॥ ६ ॥**

यः ह वै=જે કોઈ, प्रजातिम् वेद=જનનશક્તિને જાણે છે, (सः) ह=તે, प्रजया पशुभिः=પ્રજા અને પશુઓ દ્વારા પ્રજાત (વૃદ્ધિને પ્રાપ્ત) થાય છે, रेतः वै प्रजातिः=રેત–વીર્ય એ જનનશક્તિ છે, यः एवम् वेद=જે આ પ્રમાણે ઉપાસના કરે છે–જાણે છે તે, प्रजया=પ્રજા દ્વારા અને, पशुभिः=પશુઓ દ્વારા, जायते=પ્રજાત થાય છે–વૃદ્ધિ પામે છે.

જે જનનશક્તિને જાણે છે, તે પ્રજા અને પશુઓ દ્વારા વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. વીર્ય એ જનનશક્તિ છે, એમ જે જાણે છે, તે પ્રજા અને પશુવાળો થાય છે. ૬

**ભાષ્ય :** જે પ્રજાતિ એટલે કે જનનશક્તિને જાણે છે, તે પ્રજાત થાય છે–પ્રજા અને પશુઓ દ્વારા સંપન્ન થાય છે. વીર્ય એ જ પ્રજાતિ–જનનશક્તિ છે. 'रेतस्' શબ્દથી જનનેંદ્રિય ઉપલક્ષિત થાય છે. જે આ પ્રમાણે જાણે છે, તેને તેની દૃષ્ટિને અનુરૂપ આ ફળ મળે છે કે તે પ્રજા અને પશુઓથી પ્રજાત થાય છે અર્થાત્ પ્રજા અને પશુઓને ધરાવનારો થાય છે. ૬

## પોતાની શ્રેષ્ઠતા માટે વિવાદ કરતા વાગાદિ પ્રાણોનું બ્રહ્મની પાસે જવું અને બ્રહ્મ દ્વારા તેનો નિર્ણય

**ते हेमे प्राणा अहँ्श्रेयसे विवदमाना ब्रह्म जग्मुस्तद्धोचुः को नो वसिष्ठ इति तद्धोवाच यस्मिन् व उत्क्रान्त इदँ् शरीरं पापीयो मन्यते स वो वसिष्ठ इति ॥ ७ ॥**

ते ह इमे प्राणाः=તે આ (વાગાદિ) પ્રાણો, 'अहम् श्रेयसे'='હું શ્રેષ્ઠ છું, હું શ્રેષ્ઠ છું' એવા પ્રયોજન માટે, विवदमानाः=વિવાદ કરતા, ब्रह्म जग्मुः=બ્રહ્મની પાસે ગયા, तत् ह ऊचुः=(અને) તેને કહેવા

લાગ્યા, नः=અમારામાં, कः वसिष्ठः इति=કોણ વસિષ્ઠ છે, ભલા (કોણ વસે છે ને વસાવે છે)! तत् ह उवाच=તેણે કહ્યું, वः=તમારામાંના, यस्मिन् उत्क्रान्ते सति=જેનું ઉત્ક્રમણ થતાં અર્થાત્ જેના છૂટા પડવાથી ચાલ્યા જવાથી, इदम् शरीरम्=આ શરીર, पापीयः मन्यते=પોતાને અધિક પાપી માને છે, सः=તે, वः=તમારામાં, वसिष्ठः इति=વસિષ્ઠ છે.

એક વાર આ વાક્ આદિ પ્રાણોમાં વિવાદ થયો. (વાક્—વાણી, જીભ વગેરે ઇંદ્રિયો પ્રાણ જ છે.) એમાંનો એક કહે: 'હું મોટો.' બીજો કહે: 'હું.' આ પ્રમાણે એકબીજા સાથે ઝઘડતા તેઓ તેનો નિકાલ કરાવવા બ્રહ્મા પાસે ગયા અને પૂછ્યું: 'અમારામાં સૌથી કોણ મોટું?' બ્રહ્માએ કહ્યું: 'જેના ચાલી જવાથી આ શરીરની દુર્દશા થાય, તે સૌથી મોટો!' ૭

**ભાષ્ય :** તે આ વાગાદિ પ્રાણ 'अहं श्रेयसे'–'હું શ્રેષ્ઠ છું' આ પ્રયોજન માટે આપસમાં વિવાદ કરતા–એકબીજાની વિરુદ્ધ બોલતા બ્રહ્માની પાસે ગયા. અર્થાત્ બ્રહ્મશબ્દવાચ્ય પ્રજાપતિ પાસે ગયા; તેમણે જઈને બ્રહ્માને કહ્યું: 'અમારામાં કોણ વસિષ્ઠ છે–અમારામાંથી કોણ વસે છે અને વસાવે છે?'

આ પ્રમાણે તેમને પૂછવામાં આવતાં તે બ્રહ્મા બોલ્યા: 'તમારામાંના જેના ચાલી જવાથી–શરીરમાંથી નીકળી જવાને લીધે આ શરીરને માણસો પહેલાના કરતાં અત્યંત પાપીય–અધિક પાપમય (અપવિત્ર) માને છે, આમ તો અનેક અપવિત્ર વસ્તુઓનો જથ્થો હોવાથી જીવતા માણસનું પણ શરીર પાપમય જ છે; પરંતુ જેના ઉત્ક્રમણ કરી ગયા પછી આ તેના કરતાંય વધુ કષ્ટવાળું (દુર્દશાગ્રસ્ત) થઈ જાય તે જ તમારામાં વસિષ્ઠ ઠરશે.' 'पापीयः' આ વાત વૈરાગ્ય માટે કહેવામાં આવી છે. પ્રજાપતિએ વસિષ્ઠને જાણવા છતાં પણ બીજાઓને માઠું ન લાગે એ હેતુથી 'આ વસિષ્ઠ છે' આમ (સ્પષ્ટ) કહ્યું નહીં. ૭

## પોતાની મોટાઈની પરખ માટે વાણીનું ચાલ્યા જવું અને ફરીથી પાછા ફરવું

**ભાષ્ય :** બ્રહ્માએ આ પ્રમાણે કહ્યાથી તે પ્રાણોએ પોતાના પરાક્રમની પરીક્ષા કરવા માટે એક પછી એક ચાલ્યા જવા માંડયું; તેમનામાંથી (પહેલાં)—

**वाग्घोच्चक्राम सा संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथाकला अवदन्तो वाचा प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वान्सोमनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह वाक् ॥ ८ ॥**

वाक् ह उच्चक्राम=વાકે ઉત્ક્રમણ કર્યું—ચાલી ગઈ, सा=તે, संवत्सरम् प्रोष्य=એક વર્ષ સુધી બહાર રહીને, आगत्य=પાછી આવી, उवाच=કહેવા લાગી, मत् ऋते=મારા વિના, कथम्=કેવી રીતે, जीवितुम् अशकत इति=જીવતા રહી શકયા ? ते ह ऊचुः=તે પ્રાણોએ કહ્યું, यथा=જેવી રીતે, अकलाः=મૂંગા માણસો, वाचा=વાણીથી, अवदन्तः (सन्तः)=ન બોલવા છતાંય, प्राणेन प्राणन्तः=પ્રાણવાયુથી શ્વસનક્રિયા કરતા રહી, चक्षुषा=આંખોથી, पश्यन्तः=જોતા રહી, श्रोत्रेण=કાનોથી, शृण्वन्तः સાંભળતા રહી, मनसा=મન વડે, विद्वान्सः=જાણતા રહી, रेतसा=વીર્યથી, प्रजायमानाः=સંતાનની ઉત્પત્તિ કરતા રહીને (જીવતા રહે છે), एवम्=એવી જ રીતે, अजीविष्म इति=અમે જીવતા રહ્યા (આ સાંભળીને), वाक् ह प्रविवेश=વાણીએ શરીરમાં પ્રવેશ કર્યો.

**પછી વાક્—જીભ શરીરમાંથી ચાલી ગઈ. વરસ દહાડો બહાર રહ્યા પછી તે પાછી આવી અને બીજી ઇંદ્રિયોને તેણે કહ્યું : 'તમે મારા વિના કેવી રીતે જીવતાં રહી શકયાં ?' તેમણે કહ્યું : 'જેમ મૂંગા માણસો જીભથી બોલતા નથી, પણ પ્રાણવાયુથી શ્વસનક્રિયા કરતા રહી શ્વાસ લે છે, આંખ વડે જુએ છે, કાન વડે સાંભળે છે, મન વડે જાણે છે—સમજે છે,**

વીર્ય વડે સંતાન ઉત્પન્ન કરે છે, તેમ અમે જીવતાં રહ્યાં.' આ સાંભળીને જીભ શરીરમાં પાછી દાખલ થઈ ગઈ. ૮

**ભાષ્ય:** પહેલાં વાણીએ જ આ શરીરમાંથી ઉત્ક્રમણ કર્યું—નીકળી ગઈ. નીકળી ગયા પછી તે એક વર્ષ બહાર રહીને પાછી આવી અને પૂછવા લાગી: 'મારા વિના તમે બધા કેવી રીતે જીવતા રહી શક્યા હતા?' તેણે આ પ્રમાણે પૂછ્યાથી તેઓ બોલ્યા: 'જેવી રીતે લોકવ્યવહારમાં અકલ અર્થાત્ મૂંગા માણસો જીભથી ન બોલતાં છતાં પ્રાણથી પ્રાણન અર્થાત્ પ્રાણવ્યાપાર કરતા રહે છે, આંખથી જુએ છે, એવી જ રીતે કાનથી સાંભળે છે, મનથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય વગેરે વિષયને જાણે છે અને વીર્યથી પ્રજનન અર્થાત્ પુત્રાદિને ઉત્પન્ન કરીને જીવતા રહે છે, તેવી જ રીતે અમે પણ જીવતા રહ્યા. પ્રાણોએ આવો ઉત્તર આપ્યાથી વાણીએ પોતાને વસિષ્ઠ ન માનતાં ફરીથી આ શરીરમાં પ્રવેશ કર્યો. ૮

## આંખનું ચાલ્યા જવું અને પરીક્ષામાં સફળ ન થવાથી તેનો પુન: પ્રવેશ

**चक्षुर्होच्चक्राम तत् संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथान्धा अपश्यन्तश्चक्षुषा प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण विद्वाँसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥**

चक्षुः ह उच्चक्राम=પછી પ્રાણરૂપ નેત્રેન્દ્રિય શરીરમાંથી બહાર નીકળી ગઈ, तत्=તે, संवत्सरम् प्रोष्य=એક વર્ષ સુધી બહાર રહી, आगत्य=આવીને, उवाच=બીજી ઇંદ્રિયોને પૂછવા લાગી કે, मदृते (मत् ऋते)=મારા વિના, कथम्=કેવી રીતે, जीवितुम् अशक्त इति=તમે જીવતી રહી શકી, ते ह ऊचुः=તેમણે કહ્યું, यथा=જેવી રીતે, अन्धाः=આંધળાઓ, चक्षुषा=આંખ વડે, अपश्यन्तः=જોતા ન હોઈને, प्राणेन प्राणन्तः=શ્વાસ લેતા રહે છે, वाचा वदन्तः=જીભથી બોલે છે, श्रोत्रेण शृण्वन्तः=

કાનથી સાંભળે છે, मनसा विद्वान्सः=મન વડે (કાર્ય-અકાર્યને) જાણતા હોય છે, रेतसा प्रजायमानाः=વીર્યથી સંતાન ઉત્પન્ન કરે છે, एवम्=એવી રીતે, अजीविष्म इति=અમે જીવતા રહ્યાં, चक्षुः ह प्रविवेश= (આ સાંભળીને આંખને પોતાનું મહત્ત્વ ન સમજાતાં) આંખ શરીરમાં પાછી દાખલ થઈ ગઈ.

પછી આંખ શરીરમાંથી ચાલી ગઈ. વરસ દહાડો બહાર રહ્યા પછી તે પાછી આવી અને બીજી ઇંદ્રિયોને તેણે કહ્યું : 'તમે મારા વિના કેવી રીતે જીવતાં રહી શકયાં ?' તેમણે કહ્યું : 'જેમ આંધળાઓ આંખથી જોતા નથી પણ પ્રાણવાયુથી શ્વસનક્રિયા કરતા રહી શ્વાસ લે છે, જીભથી બોલે છે, કાન વડે સાંભળે છે, મન વડે (કાર્ય-અકાર્યને) જાણતા હોય છે, વીર્ય વડે સંતાન ઉત્પન્ન કરે છે, તેમ અમે જીવતાં રહ્યાં.' આ સાંભળીને આંખ શરીરમાં પાછી દાખલ થઈ ગઈ. ૯

## કાનનું ઉત્ક્રમણ અને પરીક્ષામાં નિષ્ફળ નીવડવાથી પુનઃ દાખલ થવું

**श्रोत्रꣳ होच्चक्राम तत् संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा बधिरा अशृण्वन्तः श्रोत्रेण प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥**

श्रोत्रम् ह उच्चक्राम=પછી કાન શરીરમાંથી ચાલ્યો ગયો, तत्=તે, संवत्सरम् प्रोष्य=વરસ દહાડો બહાર રહ્યા પછી, आगत्य=પાછો આવ્યો, उवाच=(અને બીજી ઇંદ્રિયોને) તેણે કહ્યું मत् ऋते=મારા વિના, कथम्=કેવી રીતે, जीवितुम् अशकत इति=તમે જીવતાં રહી શકયાં ? ते ह उचुः=તેમણે કહ્યું, यथा=જેવી રીતે, बधिराः=બહેરાઓ, श्रोत्रेण= કાન વડે, अशृण्वन्तः=ન સાંભળતા હોવા છતાં પણ, प्राणेन प्राणन्तः=

પ્રાણવાયુથી શ્વાસ લે છે, वाचा=જીભથી, वदन्तः=બોલે છે, चक्षुषा= આંખ વડે, पश्यन्तः=જુએ છે, मनसा=મનથી, विद्वान्सः=જાણે છે, रेतसा=વીર્યથી, प्रजायमानाः=પ્રજા ઉત્પન્ન કરે છે, एवम्=એવી રીતે, अजीविष्म इति=અમે જીવતાં રહ્યાં, श्रोत्रम् ह प्रविवेश=(આ સાંભળી-ને) કાન ફરીથી શરીરમાં દાખલ થઈ ગયો.

પછી કાન ચાલ્યો ગયો ને તે વરસ દહાડો બહાર રહ્યા પછી પાછો આવ્યો અને બીજી ઇંદ્રિયોને તેણે કહ્યું : 'મારા વિના તમે બધાં કેવી રીતે જીવતાં રહી શકયાં ?' તેમણે કહ્યું : 'જેમ બહેરાઓ કાનથી સાંભળતા નથી, પણ પ્રાણવાયુથી શ્વાસ લે છે, જીભથી બોલે છે, આંખથી જુએ છે, મનથી જાણે છે, વીર્યથી પ્રજા ઉત્પન્ન કરે છે, તેમ અમે જીવતાં રહ્યાં.' (આ સાંભળીને) કાન ફરીથી શરીરમાં દાખલ થઈ ગયો. ૧૦

## મનનું ઉત્ક્રમણ અને પરીક્ષામાં અસફળ થતાં પુનઃ પ્રવેશ

**मनो होच्चक्राम तत् संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा मुग्धा अविद्वाꣳसो मनसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह मनः ॥ ११ ॥**

मनः ह उच्चक्राम=પછી મને ઉત્ક્રમણ કર્યું, तत्=તે, संवत्सरम् प्रोष्य=એક વરસ બહાર રહીને, आगत्य=પાછું આવી, उवाच=(ઇંદ્રિ-યોને) તેણે કહ્યું, मदृते=મારા વિના, कथम्=કેવી રીતે, जीवितुम् अशकत इति=જીવિત રહી શકયાં, ते ह उचुः=તેમણે કહ્યું, यथा=જેવી રીતે, मुग्धाः=મૂઢ–અણસમજુ માણસો, मनसा=મનથી, अविद्वान्सः=સમજતા નથી (પણ), प्राणेन=પ્રાણ વડે, प्राणन्तः=શ્વાસ લે છે, वाचा= જીભ વડે, वदन्तः=બોલે છે, चक्षुषा=આંખ વડે, पश्यन्तः=જુએ છે,

श्रोत्रेण=કાન વડે, शृण्वन्तः=સાંભળે છે, रेतसाः=વીર્ય વડે, प्रजायमानाः= પ્રજા ઉત્પન્ન કરે છે, एवम्=એવી રીતે, अजीविष्म इति=અમે જીવતાં રહ્યાં, मनः ह प्रविवेश=પછી મન શરીરમાં પાછું દાખલ થઈ ગયું.

પછી મન શરીરમાંથી ચાલ્યું ગયું. વરસ દહાડો બહાર રહ્યા પછી તે પાછું આવ્યું અને બીજી ઇંદ્રિયોને તેણે કહ્યું : 'તમે મારા વિના કેવી રીતે જીવી શક્યાં?' તેમણે કહ્યું : 'જેમ મૂઢ—અણસમજુ માણસો મનથી સમજતા નથી, પણ પ્રાણ વડે શ્વાસ લે છે, જીભ વડે બોલે છે, આંખ વડે જુએ છે, કાન વડે સાંભળે છે, વીર્ય વડે પ્રજા ઉત્પન્ન કરે છે, તેમ અમે જીવ્યાં.' પછી મન શરીરમાં પાછું દાખલ થઈ ગયું. ૧૧

## વીર્યનું ઉત્ક્રમણ અને પરીક્ષામાં અસફળ થઈને શરીરમાં પુનઃ પ્રવેશ

रेतो होच्चक्राम तत् संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा क्लीबा अप्रजायमाना रेतसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसैवमजीविष्मेति प्रविवेश ह रेतः ॥ १२ ॥

रेतः ह उच्चक्राम=પછી વીર્ય શરીરમાંથી ચાલ્યું ગયું, तत्=તે, संवत्सरं प्रोष्य=વરસ દહાડો બહાર રહ્યા પછી, आगत्य=પાછું આવ્યું, उवाच=તેણે ઇંદ્રિયોને કહ્યું, मदृते=મારા વિના, कथम्=કેવી રીતે, जीवितुम् अशकत इति=તમે જીવી શક્યાં, ते ह ऊचुः=તેમણે કહ્યું, यथा= જેમ, क्लीबा=નપુંસક માણસો, रेतसा=વીર્ય વડે, अप्रजायमानाः=પ્રજા ઉત્પન્ન કરતા નથી (પણ), प्राणेन=પ્રાણ વડે, प्राणन्तः=શ્વાસ લે છે, वाचा वदन्तः=જીભથી બોલે છે, चक्षुषा पश्यन्तः=આંખ વડે જુએ છે, श्रोत्रेण शृण्वन्तः=કાનથી સાંભળે છે, मनसा विद्वान्सः=મનથી સમજે છે, एवम् अजीविष्म इति=તેમ અમે જીવ્યાં, रेतः ह प्रविवेश=પછી વીર્ય શરીરમાં દાખલ થઈ ગયું.

પછી વીર્ય શરીરમાંથી ચાલ્યું ગયું. વરસ દહાડો બહાર રહ્યા પછી તે પાછું આવ્યું અને બીજી ઇંદ્રિયોને તેણે કહ્યું : 'તમે મારા વિના કેવી રીતે જીવી શકયાં ?' તેમણે કહ્યું : 'જેમ નપુંસક માણસો વીર્ય વડે પ્રજા ઉત્પન્ન કરતા નથી, પણ પ્રાણ વડે શ્વાસ લે છે, જીભ વડે બોલે છે, આંખ વડે જુએ છે, કાન વડે સાંભળે છે, મન વડે સમજે છે, તેમ અમે જીવ્યાં.' પછી વીર્ય શરીરમાં પાછું દાખલ થઈ ગયું. ૧૨

**ભાષ્ય :** આ પ્રમાણે 'चक्षुर्होच्चक्राम' વગેરે મંત્રોનો અર્થ પૂર્વવત્ છે. અત્યાર સુધી શ્રોત્ર, મન, પ્રજાતિ (વીર્ય) વગેરેએ ઉત્ક્રમણ કર્યું–શરીરમાંથી ચાલ્યાં ગયાં. ૯–૧૨

## પ્રાણ ચાલવા માંડતાં જ બીજી ઇંદ્રિયોનું ગભરાઈ જવું અને તેની શ્રેષ્ઠતાનો સ્વીકાર

**अथ ह प्राण उत्क्रमिष्यन् यथा महासुहयः सैन्धवः पड्वीशशङ्कून् संवृहेदेवꣳ हैवेमान् प्राणान् संववर्ह ते होचुर्मा भगव उत्क्रमीर्न वै शक्ष्यामस्त्वदृते जीवितुमिति तस्यो मे बलिं कुरुतेति तथेति ॥ १३ ॥**

अथ=પછી, प्राणः ह उत्क्रमिष्यन्=પ્રાણે ચાલવા માંડ્યું (ત્યારે), यथा=જેવી રીતે (લોકમાં), सैन्धवः=સિંધ દેશમાં ઉત્પન્ન થયેલો, महासुहयः=મોટો અને સુંદર ઘોડો, पड्वीशशङ्कून्=પગને બાંધવાના ખીલાઓ–ખૂંટાઓને, संवृहेत्=ઉખાડી નાખે છે, एवम् एव=એવી જ રીતે, इमान् ह प्राणान्=આ પ્રાણોને, संववर्ह=ઉખાડી નાખ્યા–પોતાના સ્થાન પરથી ખસેડી નાખ્યા (આથી), ते ह उचुः=તેમણે કહ્યું, भगवः=હે ભગવન્ ! मा उत्क्रमीः=આપ ચાલ્યા જશો નહીં, त्वदृते=આપના વિના, (वयम्) वै जीवितुम् न शक्ष्यामः इति=અમે જીવતા રહી શકીશું નહીં, तस्य उ मे बलिम् कुरुत इति=(તો શ્રેષ્ઠ એવા) મને

તમે બલિ આપ્યા કરજો, તથા ઇતિ=વારુ, તેમ કરીશું.

પછી પ્રાણે ચાલવા માંડ્યું—જવાની તૈયારી કરી. સિંધ દેશનો મોટો સુંદર ઘોડો, પોતાના પગને બાંધવા માટેના ખીલાઓને જેમ ખેંચીને ઉખાડી કાઢે, તેમ પ્રાણે વાગાદિ પ્રાણોને ઉખાડી નાખ્યા; એટલે એ પ્રાણેંદ્રિયો બોલી ઊઠી: 'હે ભગવન્! આપ ચાલ્યા ન જશો. આપના વિના અમે જીવતી રહી શકીશું નહીં.' પ્રાણે કહ્યું: 'તો શ્રેષ્ઠ એવા મને બલિ આપ્યા કરજો!' ઇંદ્રિયોએ કહ્યું: 'વારુ, તેમ કરીશું.'

ભાષ્ય: પછી પ્રાણે જવા માંડ્યું તે સમયે વાગાદિ પ્રાણ પોતાના સ્થાનથી ચલાયમાન થઈ ગયા. કોની પેઠે? તે કહે છે: જેવી રીતે લોકમાં મહાસુહયઃ—જે મહાન હોય અને સુહય-શોભીતો હય અર્થાત્ સારાં લક્ષણોથી યુક્ત અશ્વ (ઘોડો) હોય ને સારા પ્રમાણમાં મહાન હોય તેમ જ 'સૈન્ધવ'–સિંધુ દેશમાં ઉત્પન્ન થયેલો અર્થાત્ ઉત્તમ જાતિનો હોય, તે જેવી રીતે પરખ માટે સવારે સવારી કરતાં બરાબર જ પડ્વીશશંકુઓ–પગને બાંધવા માટેના ખીલાઓને ઉખાડી નાખે છે; એવી જ રીતે તેણે આ વાગાદિ પ્રાણોને 'સંવવર્હ'–ઉખાડી નાખ્યા–પોતાના સ્થાનેથી તેમને વિચલિત કરી નાખ્યા.

તે વાગાદિએ કહ્યું: 'હે ભગવન્! આપ જશો નહીં; કારણ કે આપના વિના અમે જીવતા રહી શકીશું નહીં.' (પ્રાણે કહ્યું:) 'જો આમ જ છે તો તમને મારી શ્રેષ્ઠતાની ખબર પડી ગઈ; અહીંયાં હું જ શ્રેષ્ઠ છું, તેથી શ્રેષ્ઠ એવા મને તમે બલિ આપ્યા કરજો; અર્થાત્ મારો 'કર' આપતા રહેજો.'

આ પ્રાણસંવાદ કલ્પિત છે, તેથી વિદ્વાન માટે શ્રેષ્ઠ પુરુષની પરીક્ષા કરવાના પ્રકારનો ઉપદેશ કરવામાં આવ્યો છે. એવી જ રીતે વિદ્વાન 'અહીંયાં શ્રેષ્ઠ કોણ છે?' આ વાતની પરીક્ષા કરે છે. તે આ પરીક્ષાનો પ્રકાર સંવાદરૂપથી કહેવામાં આવ્યો છે; બાકી તો આ

એકસાથે રહીને કાર્ય કરનારા વાગાદિનું વરસ દહાડા સુધી શરીરની બહાર નીકળી જઈને રહેવાનો સંભવ નથી. તેથી વાણી આદિમાં મુખ્ય કોણ છે એવું જાણવાની ઇચ્છાવાળો ઉપાસક જ ઉપાસનાને માટે આ પ્રમાણે વિચાર કરે છે. પ્રાણ દ્વારા બલિ માગવામાં આવતાં વાગાદિ પ્રાણોએ 'વારુ, આપીશું' આમ કહીને તે બાબતની પ્રતિજ્ઞા કરી. ૧૩

## વાણી વગેરેએ કરેલી પ્રાણની સ્તુતિ અને તેને અન્ન તથા વસ્ત્રપ્રદાન

सा ह वागुवाच यद् वा अहं वसिष्ठास्मि त्वं तद्वसिष्ठोऽसीति यद् वा अहं प्रतिष्ठास्मि त्वं तत्प्रतिष्ठोऽसीति चक्षुर्यद्वा अहं संपदस्मि त्वं तत्संपदसीति श्रोत्रं यद्वा अहमायतनमस्मि त्वं तदायतनमसीति मनो यद्वा अहं प्रजातिरस्मि त्वं तत्प्रजातिरसीति रेतस्तस्यो मे किमन्नं किं वास इति यदिदं किञ्चाश्वभ्य आ कृमिभ्य आ कीटपतङ्गेभ्यस्तत्तेऽन्नमापो वास इति न ह वा अस्यानन्नं जग्धं भवति नानन्नं प्रतिगृहीतं य एवमेतदनस्यान्नं वेद तद्विद्वांसः श्रोत्रिया अशिष्यन्त आचामन्त्यशित्वाऽऽचामन्त्येतमेव तदनमनग्नं कुर्वन्तो मन्यन्ते॥ १४॥

सा ह वाक् उवाच=જીભ બોલી, यद् वै अहम्=જો હું, वसिष्ठा अस्मि=સૌથી વધારે ઉત્તમ આશ્રય છું, तद् वसिष्ठः त्वम् असि इति=તો મારા વડે સૌથી વધારે ઉત્તમ આશ્રય તું છે, यद् वै अहम्=જો હું, प्रतिष्ठा अस्मि=પ્રતિષ્ઠા છું, तत्=તો, प्रतिष्ठः त्वम् असि इति चक्षुः=પ્રતિષ્ઠા તું છે, આમ આંખે કહ્યું, यद् वै अहम्=જો હું, संपद् अस्मि=સંપત્તિરૂપ છું, तत् संपत् त्वम् असि=તો મારા વડે સંપત્તિરૂપ તું છે, इति श्रोत्रम्=આમ કાને કહ્યું, यद् वै अहम्=જો હું, आयतनम् अस्मि=આયતન છું, तत् आयतनम्=તો તે આયતન, त्वम् असि इति मनः=

તું છે, આમ મને કહ્યું, यद् वै अहम्=જો હું, प्रजातिः अस्मि=જનનશક્તિ છું, तत् प्रजातिः त्वम् असि इति रेतः=તો મારા વડે જનનશક્તિવાળો તું છે, આમ વીર્યે કહ્યું, तस्य उ मे=તો તમારામાં શ્રેષ્ઠ એવો હું તે મારું, अन्नम् किम्=અન્ન શું, वासः किमू इति=વસ્ત્ર શું, आ श्वभ्यः आ कृमिभ्यः आ कीटपतङ्गेभ्यः यत् किंच इदम् अन्नम्=કૂતરાઓ, કીડાઓ અને પતંગિયાઓ સુધી તેમના માટેનું જે કંઈ પણ આ અન્ન છે, तत् ते=તે તારું (અન્ન) છે, आपः वासः इति=(અને પીધેલું) જળ તે તારું વસ્ત્ર છે, यः=જે કોઈ, एवम्=આ પ્રમાણે, अनस्य अन्नम् वेद=પ્રાણના અન્નને જાણે છે, अस्य वै=આનું (પ્રાણનું સર્વ અન્ન છે એમ જાણનારનું), ह अनन्नम्=ન ખાવા યોગ્ય વસ્તુનું, जग्धम् न भवति=ભક્ષણ થતું નથી, अनन्नम्=અભક્ષ્યનું–ન લેવા યોગ્ય વસ્તુનું, प्रतिगृहीतम् न (भवति)=સંગ્રહણ પણ થતું નથી, तत्=તેથી, विद्वान्सः श्रोत्रियाः=વેદ ભણેલા વિદ્વાનો, अशिष्यन्तः=ભોજન કરતી વખતે, आचामन्ति=આચમન કરે છે, अशित्वा च=જમી રહ્યા પછી પણ, आचामन्ति=આચમન કરે છે, तत्=(તેમના) તે કાર્યને, अनम्=પ્રાણને, अनग्नम् कुर्वन्तः=નગ્ન નહિ તેવો–આચ્છાદિત કર્યાનું, मन्यन्ते=માને છે.

જીભ બોલી : 'જો હું સૌથી વધારે ઉત્તમ આશ્રય છું તો મારા વડે સૌથી વધારે ઉત્તમ આશ્રય તું છે.' 'જો હું પ્રતિષ્ઠા છું તો મારા વડે સૌની પ્રતિષ્ઠા તું છે,' આમ આંખે કહ્યું. 'જો હું સંપત્તિરૂપ છું, તો મારા વડે સંપત્તિરૂપ તું છે,' આમ કાને કહ્યું. 'જો હું આયતન છું, તો મારા વડે તે આયતન તું છે,' આમ મને કહ્યું. 'જો હું જનનશક્તિ છું, તો મારા વડે જનનશક્તિવાળો તું છે,' આમ વીર્યે પ્રાણને કહ્યું.

'હવે જ્યારે મારું શ્રેષ્ઠત્વ તમે સ્વીકારો જ છો, તો તમારા સર્વમાં શ્રેષ્ઠ એવા મારું અન્ન શું છે અને વસ્ત્ર શું છે ?'

આમ પ્રાણે તેમને પૂછ્યું. એટલે વાગાદિએ કહ્યું કે, 'કૂતરાઓ, કીડાઓ અને પતંગિયાંથીને લઈને આ જે કંઈ છે તે સર્વ તારું અન્ન છે; અને જળ તે તારું વસ્ત્ર છે.

જે કોઈ આ પ્રમાણે પ્રાણના અન્નને જાણે છે તે કદી ન ખાવાનું ખાતો નથી, ન લેવા યોગ્ય વસ્તુનો પ્રતિગ્રહ કરતો નથી અર્થાત્ દાનમાં ન લેવા યોગ્ય વસ્તુને સ્વીકારતો નથી; તેથી વેદ ભણેલા વિદ્વાન માણસો જમતા પહેલાં ('ॐ अमृतोपस्तरणमसि' તથા જમી રહ્યા પછી 'ॐ अमृतापिधानमसि' આમ બોલીને જમણા હાથમાં પાણી લઈને) આચમન કરે છે. એ રીતે પ્રાણનું નગ્નપણું દૂર થઈને તેનું ઉપસ્તરણ અને આચ્છાદન થાય છે, એમ તેઓ માને છે.

**ભાષ્ય :** પ્રથમ બલિ આપવા માટે પ્રવૃત્ત થયેલી તે વાગિન્દ્રિયે કહ્યું : 'હું જે વસિષ્ઠ છું, મારું જે વસિષ્ઠત્વ છે તે તમારું જ છે અર્થાત્ તે વસિષ્ઠત્વરૂપ ગુણથી તમે જ તે વસિષ્ઠ છો'; 'અને હું જે પ્રતિષ્ઠા છું, તે પ્રતિષ્ઠા તમે જ છો અર્થાત્ મારી જે પ્રતિષ્ઠા છે તે તમે છો,' આમ આંખે કહ્યું. બાકીનો અર્થ આના જેવો જ છે. તેમણે પોતાના સંપદ્, આયતન અને પ્રજાતિત્વ ગુણો એક પછી એક પ્રાણને આપી દીધા.

(પ્રાણ બોલ્યો :) 'જો આમ છે ત્યારે તો તમોએ સારી ભેટ આપી. હવે એ કહો કે, આવા ગુણ ધરાવનારા મારું અન્ન શું છે? અને વસ્ત્ર શું છે?' બીજા પ્રાણોએ કહ્યું : 'લોકમાં કૂતરા, કૃમિ અને કીટ-પતંગ આદિથી લઈને જેટલું પણ અન્ન છે, જે પણ કૂતરાનું અન્ન, કૃમિનું અન્ન અને કીટ-પતંગોનું અન્ન છે, તેના સહિત પ્રાણીઓ દ્વારા ખાવામાં આવનારું જેટલું અન્ન છે, તે બધુંય તમારું અન્ન છે'. અહીં 'આ બધું પ્રાણનું અન્ન છે' આવી દૃષ્ટિનું વિધાન કરવામાં આવે છે.

કેટલાક કહે છે કે, પ્રાણના ઉપાસકને સર્વ ભક્ષણ કરવામાં—બધું જ ખાવામાં દોષ નથી; પણ તે બરાબર નથી; કારણ કે બીજાં શાસ્ત્રો એનો નિષેધ કરે છે. જો તે શાસ્ત્રોથી એનો વિકલ્પ માનવામાં આવે તો એ પણ બરાબર નથી; કારણ કે આ વાક્ય વિધાન કરનારું નથી. 'એના દ્વારા અભક્ષ્ય ભક્ષણ કરાતું નથી' આ આગળનું વાક્ય 'બધું પ્રાણનું જ અન્ન છે' આ પ્રમાણે વિધાન કરાયેલા વિજ્ઞાનની સ્તુતિ માટે છે; કારણ કે તેની સાથે એની એકવાક્યતાનો સંભવ છે. અન્ય શાસ્ત્ર દ્વારા વિહિત અર્થનો બાધ કરવામાં એનું સામર્થ્ય નથી; કારણ કે આ વાક્ય અન્યપરક છે. અહીં તો બધું અન્ન એકલા પ્રાણનું જ છે, આ દૃષ્ટિનું વિધાન કરવાનું અભીષ્ટ છે; પણ બધું જ ખવાય, એ બતાવવાનું અપેક્ષિત નથી.

જેઓ એમ કહે છે કે, આથી બધું જ ખાવામાં દોષના અભાવનું જ્ઞાન થાય છે અર્થાત્ દોષ હોવાનું જણાતું નથી, તો તેમ કહેવામાં કોઈ પ્રમાણ ન હોવાથી તેમનું તે કથન મિથ્યા જ છે. જો કોઈ એમ કહે કે પ્રાણરૂપ હોવાને કારણે પ્રાણના ઉપાસકનું સર્વ કંઈ અન્ન હોઈ શકે છે; સામર્થ્ય હોવાને લીધે એમાં કોઈ દોષ છે જ નહીં, તો તે યોગ્ય નથી; કારણ કે સર્વ કંઈ તેનું અન્ન હોવાનો સંભવ નથી. જોકે આ વાત સાચી છે કે વિધાન પ્રાણ જ છે, તોપણ જે દેહેન્દ્રિયસંઘાતથી વિશિષ્ટ પુરુષની વિદ્વત્તાનો સ્વીકાર કરવામાં આવે છે, તે દેહેન્દ્રિયસંઘાત દ્વારા કૃમિ, કીટ તેમ જ દેવ વગેરે—આ બધાંયના અન્નોને ભક્ષણ કરવાનું તેના માટે સંભવ નથી. તેથી તેના માટે સર્વાન્નભક્ષણમાં દોષનો અભાવ દેખાડવો એ વ્યર્થ છે; કારણ કે તેને સર્વ અન્નનો ભક્ષણરૂપ દોષ તો લાગતો જ નથી.

પરંતુ પ્રાણરૂપથી તો તે કૃમિ-કીટ વગેરેના અન્નને પણ ખાય જ છે. બરાબર છે, પરંતુ તે પ્રાણના વિષયમાં તો ક્યાંય પ્રતિષેધ કરવામાં નથી આવ્યો. તેથી કેસૂડાને દૈવે જ જો લાલ બનાવેલો છે તો તેમાં કોઈ દોષ નથી. એટલા માટે પ્રાણરૂપથી તેના દોષના અભાવ-

ને બતાવવાનું વ્યર્થ છે; કારણ કે તેમાં તો સર્વાન્નભક્ષણરૂપ દોષ પ્રાપ્ત જ થતો નથી. જે કાર્યકરણસંઘાતના સંબંધથી પ્રતિષેધ કરવામાં આવે છે; તેનો સંબંવ રહેવાને લીધે તો અહીં (પ્રાણવેત્તાના વિષયમાં) તે પ્રતિષેધનો પ્રતિપ્રસવ[1] થઈ જ શકતો નથી; તેથી તે પ્રતિષેધનો અતિક્રમ કરવાથી તો દોષ જ થશે. કારણ કે 'ન હ વા' વગેરે આગળના વાકયનો વિષય બીજો (એટલે પ્રાણ) જ છે.

એ સિવાય અહીંયાં બ્રાહ્મણાદિ શરીરની સર્વાત્મત્વદૃષ્ટિનું વિધાન પણ કરવામાં આવતું નથી; પરંતુ કેવળ પ્રાણીમાત્રની સર્વાત્મત્વદૃષ્ટિ બતાવવામાં આવી છે. જેવી રીતે સામાન્ય રૂપથી સર્વ ભક્ષણ કરનાર પ્રાણનો કોઈ અન્નસમૂહ કોઈના જીવનનો હેતુ હોય છે, જેમ કે વિષથી ઉત્પન્ન થયેલા કીડા માટે વિષ; પરંતુ તે જ બીજાના પ્રાણનું અન્ન હોવા છતાં પણ તેના માટે મરણાદિરૂપ પ્રત્યક્ષ દોષ ઉત્પન્ન કરી દે છે. એવી જ રીતે સર્વ અન્નનું ભક્ષણ કરનાર પ્રાણને પણ બ્રાહ્મણાદિ દેહનો સંબંધ હોવાના કારણે પ્રતિષિદ્ધ અન્ન ભક્ષણ કરવામાં દોષ જ થશે. એટલા માટે અભક્ષ્યભક્ષણમાં દોષ ન હોવાનું સમજવું એવી સમજ ખોટી જ છે.

'આપો વાસઃ' વગેરે વિષે હવે કહીએ છીએ. ભક્ષણ કરાતું અર્થાત્ પીવામાં આવતું પાણી તમારા વસ્ત્રરૂપે છે–આ દૃષ્ટિનું કેવળ વિધાન કરવામાં આવ્યું છે. વસ્ત્રના કામમાં જળનો ઉપયોગ કરી શકાતો નથી, તેથી યથાપ્રાપ્ત જળપાનમાં કેવળ આવી દૃષ્ટિમાત્ર જ કરવી જોઈએ.

આ પ્રમાણે જાણનારા અર્થાત્ બધું પ્રાણનું અન્ન છે–આ પ્રમાણે જાણનારા આ વિદ્વાનથી અનન્ન–અન્ન ન હોય એવું અભક્ષ્યભક્ષણ કરાતું નથી. જો એનાથી ન ખાવા યોગ્ય એવું કંઈ ખવાઈ જાય તોપણ એણે ખાવા યોગ્ય જ ખાધું છે (એમ મનાય છે). આ તેનાથી

૧ નિષેધનો બાધ કરીને વિધિનું અનુમોદન કરવું એને પ્રતિપ્રસવ કહેવામાં આવે છે.

થનારા દોષથી લેપાતો નથી—આ પ્રમાણે આ 'વિદ્વાની આ સ્તુતિ છે—એમ અમે પહેલાં કહી ચૂકયાં છીએ. આ પ્રમાણે એના દ્વારા અનન્ન—અભક્ષ્ય—અગ્રાહ્યનો પ્રતિગ્રહ પણ થતો નથી. જો આ દાનમાં ન લેવા યોગ્ય હાથી વગેરેનેય ગ્રહણ કરે તોપણ અન્ન એટલે કે ગ્રાહ્ય—લેવા યોગ્ય વસ્તુનો જ તે પ્રતિગ્રહ લેખાશે. અહીંયાં પણ 'આ અપ્રતિગ્રાહ્ય—ન લેવા યોગ્યના પ્રતિગ્રહ અર્થાત્ ગ્રહણ કરવારૂપ દોષથી[1] લિપ્ત થતો નથી' આ પ્રમાણે આ વાકય સ્તુતિ માટે જ છે.

જે આ પ્રમાણે આ 'અન્ન' અર્થાત્ 'પ્રાણના અન્નને જાણે છે, તેને પ્રાણાત્મભાવરૂપ ફળ જ મળે છે. આ કથન આ ફળના અભિપ્રાયથી નથી, તો શાથી છે? સ્તુતિના અભિપ્રાયથી. (પ્રશ્ન :) પરંતુ આ જ આનું ફળ શાથી નથી થતું? (ઉત્તર :) ના, પ્રાણાત્મદર્શીનું ફળ તો પ્રાણાત્મભાવ જ છે. તે અવસ્થામાં પ્રાણાત્મભાવને પ્રાપ્ત થયેલા આ સર્વાત્માનું અભક્ષ્ય પણ ભક્ષ્ય જ છે તથા અપ્રતિગ્રાહ્ય પણ પ્રતિગ્રાહ્ય જ છે—આ પ્રમાણે યથાપ્રાપ્ત સ્થિતિને જ લઈને આ ઉપાસકની સ્તુતિ કરાય છે; તેથી આ વાકયની ફળવિધિસરૂપતા નથી.

જળ પ્રાણનું વસ્ત્ર છે, તેથી શ્રોત્રિય—જેમણે વેદનું અધ્યયન કર્યું છે તે વિદ્વાન બ્રાહ્મણો ભોજન કરવાના હોય છે તે પહેલાં જળનું આચમન કરે છે તેમ જ ભોજન કરી રહ્યા પછી પણ આચમન કરે છે અર્થાત્ જમી રહ્યા પછી પણ પાણી પીએ છે. આમ કરવામાં તેમનો શો અભિપ્રાય હોય છે, તે શ્રુતિ કહે છે: તેઓ, આ પ્રાણને અમે અનગ્ન કરી રહ્યા છીએ અર્થાત્ ઢાંકી રહ્યા છીએ, એમ માને છે. આ વાત પ્રસિદ્ધ છે કે જે જેને વસ્ત્ર આપે છે, તે, 'તેને હું અનગ્ન કરી રહ્યો છું—ઢાંકી રહ્યો છું' એમ માને છે. પ્રાણનું વસ્ત્ર જળ છે, એમ તો કહેવાઈ ગયું છે. માટે 'હું જે જળ પીઉં છું તે પ્રાણને વસ્ત્ર આપું છું'—આવી દૃષ્ટિ કરવી જોઈએ. આ એનો અર્થ છે.

---

૧ અર્થાત્ ન લેવા યોગ્ય વસ્તુને લેવારૂપ દોષથી.

શંકા: પરંતુ ભોજન કરનારો તથા ભોજન કરી રહેનારો મનુષ્ય આચમન તો એટલા માટે કરે છે કે હું આચમન કરવાથી પવિત્ર થઈ જઈશ. ત્યાં જો પ્રાણુને અનગ્ન કરવાનો (વસ્ત્ર આપવાનો) ઉદ્દેશ રહે, તો તે આચમનનાં બે કાર્ય થશે; પરંતુ એક જ આચમન-નાં બે કાર્ય હોવાનું ઉચિત નથી! જો તે શુદ્ધિ માટે હોય તો પ્રાણુની અનગ્નતા–આચ્છાદન માટે હોઈ શકતું નથી ને જો પ્રાણુની અનગ્નતા માટે હોય તો શુદ્ધિ માટે હોઈ શકે નહીં. આમ છે તેથી બીજું આચમન પ્રાણુની અનગ્નતા–આચ્છાદન માટે હોઈ શકે છે (અર્થાત્ જમી રહ્યા પછી 'ॐ अमृतापिधानमसि' આ મંત્રથી પ્રાણુનું અપિધાન–આચ્છાદન થાય છે).

સમાધાન: વાત આમ નથી; કારણુ કે બે ક્રિયાઓ થવાનું યુક્તિસંગત છે. આ બંનેય ક્રિયાઓ થાય છે. ભોજન કરનાર અને ભોજન કરી ચૂકનારનું જે સ્મૃતિવિહિત આચમન થાય છે તે કેવળ ક્રિયામાત્ર અને શુદ્ધિ માટે જ થાય છે. તેમાં શુદ્ધિને કોઈ દૃષ્ટિ વગેરેની અપેક્ષા નથી. ત્યાં આચમનના અંગભૂત જળમાં પ્રાણુના વસ્ત્રવિજ્ઞાનનું તો કર્તવ્યતારૂપથી વિધાન કરવામાં આવે છે, તે કરવામાં આવ્યાથી આચમનની શુદ્ધિની અર્થતાને બાધ આવતો હોય –આવી વાત નથી; કારણુ કે, આચમન તો બીજી જ ક્રિયા છે. આથી ભોજન કરનારાનું અને ભોજન કરી ચૂકનારાનું જે આચમન છે, તેમાં જળ પ્રાણુનું વસ્ત્ર છે આવી દૃષ્ટિમાત્રનું વિધાન કરવામાં આવે છે; કારણુ કે બીજા કોઈ પ્રમાણુથી એની પ્રાપ્તિ થતી નથી. ૧૪

બૃહદારણ્યક ઉપનિષદ્ભાષ્યમાં છઠ્ઠા અધ્યાયમાં પ્રથમ પ્રાણસંવાદ બ્રાહ્મણ ૧

॥ ॐ मॉ ॥

# દ્વિતીય બ્રાહ્મણ

**ભાષ્ય :** 'श्वेतकेतुर्ह वा आरुणेयः' વગેરે આ બ્રાહ્મણનો સંબંધ આ પ્રમાણે છે. આ ખિલ-પરિશિષ્ટ પ્રકરણ છે. એમાં પહેલાં જે કહેવામાં આવ્યું નથી તે કહેવામાં આવે છે. સાતમા (ઉપનિષદના પાંચમા) અધ્યાયના અંતમાં જ્ઞાનકર્મસમુચ્ચયકારી પુરુષ દ્વારા 'अग्ने नय सुपथा' વગેરે મંત્ર દ્વારા અગ્નિ પાસે દેવયાનમાર્ગની યાચના કરવામાં આવી છે. ત્યાં તે મંત્ર દ્વારા સામર્થ્યથી અનેક માર્ગોની સત્તા પ્રદર્શિત થાય છે; કારણ કે તેમાં 'સુપથા' આવું વિશેષણ બતાવવામાં આવ્યું છે. કરેલાં કર્મોના ફળભોગના માર્ગોનું નામ 'પથ' છે આ વાત શ્રુતિ 'यतकृत्वा'[1] વગેરે મંત્રથી કહેશે પણ ખરી.

ત્યાં કર્મફળભોગના કેટલા માર્ગો છે? એ બતાવીને સંપૂર્ણ સંસારની ગતિનો ઉપસંહાર કરવા માટે આ ગ્રંથનો આરંભ થયો છે. બસ, આટલી જ સંસારની ગતિ છે તેમ જ આટલું જ સ્વાભાવિક અને વિજ્ઞાનયુક્ત શાસ્ત્રીય કર્મનું પરિણામ છે.

જોકે 'द्वया ह प्राजापत्याः' વગેરે પ્રસંગમાં સ્વાભાવિક પાપ બતાવી દેવામાં આવ્યું છે; પરંતુ ત્યાં 'તેનું આ કાર્ય છે' આ પ્રમાણે ફળ બતાવવામાં આવ્યું નથી. ત્રિઅન્નરૂપત્વની પ્રાપ્તિ સુધીના મંત્ર દ્વારા કેવળ શાસ્ત્રીય કર્મનું જ ફળ બતાવવામાં આવ્યું છે; કારણ કે બ્રહ્મવિદ્યાના આરંભમાં તેનાથી વૈરાગ્ય બતાવવાનું અભીષ્ટ છે. ત્યાં પણ કેવળ કર્મથી પિતૃલોક અને વિદ્યા(ઉપાસના)થી તેમ જ વિદ્યા સહિત કર્મથી દેવલોક મળે છે—આમ કહેવામાં આવ્યું છે. ત્યાં એમ બતાવવામાં આવ્યું નથી કે કયા માર્ગથી પિતૃલોકમાં જવાય છે અને કયાથી દેવલોકમાં? આ વાત અહીંયાં આ ખિલ-પ્રકરણમાં પૂર્ણપણે કહેવાની છે, તેથી જ એનો આરંભ કરવામાં આવે છે. શાસ્ત્રના અંતમાં તો બધાનો ઉપસંહાર જ ઇષ્ટ છે.

---

૧ આ જ બ્રાહ્મણનો બીજો મંત્ર.

વળી 'અમૃતત્વ આટલું જ છે' એ પણ કહેવામાં આવ્યું છે તે એમ પણ કહેવામાં આવ્યું છે કે, 'કર્મથી અમરપણાની આશા નથી.' પરંતુ એમાં હેતુ બતાવવામાં આવ્યો નથી, તે બતાવવા માટે પણ આ આરંભ કરવામાં આવ્યો છે;[૧] કારણ કે આ કર્મની ગતિ છે અને નિત્ય અમૃતત્વમાં કોઈ પણ વ્યાપાર નથી, તેથી આટલું જ અમૃતત્વનું સાધન છે–આ વચનના સામર્થ્યથી આ તેનો હેતુ થઈ જાય છે.[૨]

વળી આ સિવાય અગ્નિહોત્રના પ્રકરણમાં આમ કહેવામાં આવ્યું છે કે, તું આ સાંજના સવારના, અગ્નિહોત્રની બંને આહુતિઓની નથી તો ઉત્ક્રાંતિને જાણતો, ન ગતિને, ન પ્રતિષ્ઠાને, ન તૃપ્તિને, ન પુનરાવૃત્તિને તેમ નથી તો લોકના પ્રતિ ઉત્થાન કરનારા યજમાનનેય જાણતો. ત્યાં ઉત્તરમાં 'તે આ બન્ને આહુતિઓ, હવન કરવામાં આવતાં ઉત્ક્રમણ કરે છે' ઇત્યાદિ વાક્યથી આહુતિનું કાર્ય બતાવવામાં આવ્યું છે. આ પણ કર્તાના આહુતિરૂપ કર્મનું ફળ છે; કારણ કે કર્તાનો આશ્રય લીધા વિના આહુતિરૂપ કર્મ, સ્વતંત્રપણે ઉત્ક્રાંતિ આદિ કાર્યનો આરંભ કરે એવો સંભવ નથી; કારણ કે કર્મના કાર્યનો આરંભ તો 'કર્તા' માટે જ હોય છે. તેમ કર્મ સાધનને અધીન પણ હોય જ છે; પરંતુ ત્યાં તે (જનક–યાજ્ઞવલ્કય સંવાદ) અગ્નિહોત્રની સ્તુતિ માટે હોવાને કારણે આ છયે પ્રકારનું અગ્નિહોત્રનું જ કાર્ય બતાવવામાં આવ્યું છે; પરંતુ અહીં કર્મફળ-

---

૧ આગળ બતાવવામાં આવનારી તો કર્મની ગતિ છે; મોક્ષનું સાધન તો કેવળ જ્ઞાન જ છે. આવી સ્થિતિમાં આગળનો ગ્રંથ મોક્ષનો હેતુ બતાવવામાં કઈ રીતે ઉપયોગી થઈ શકે છે, તે આગળના વાક્યથી બતાવવામાં આવે છે.

૨ જ્ઞાન સિવાયનો બીજો કોઈ ઉપાય સંસારનું જ કારણ છે–આ નિયમરૂપ સામર્થ્યથી 'જ્ઞાન જ મોક્ષનો ઉપાય છે' આ સિદ્ધ થાય છે.

વિજ્ઞાન વિવક્ષિત હોવાને કારણે એમ બતાવવામાં આવે છે કે, તે છયે પ્રકારના કર્તાનું જ ફળ છે. તેના દ્વારા જ અહીં ઉત્તરમાર્ગની પ્રાપ્તિની સાધનભૂત પંચાગ્નિવિદ્યાનું વિધાન કરવાનું અભીષ્ટ છે. આ પ્રમાણે આ સકળ સંસારગતિનો ઉપસંહાર છે ને આ જ કર્મકાંડની નિષ્ઠા છે—આ બન્ને વાતો બતાવવાની ઇચ્છાથી શ્રુતિ આખ્યાયિકા રચે છે—

## પ્રવાહણની સભામાં શ્વેતકેતુનું આગમન અને પ્રવાહણનો પ્રશ્ન

**श्वेतकेतुर्ह वा आरुणेयः पञ्चालानां परिषदमाजगाम स आजगाम जैवलिं प्रवाहणं परिचारयमाणं तमुदीक्ष्याभ्युवाद कुमारा३ इति स भो३ इति प्रतिशुश्रावानुशिष्टोऽन्वसि पित्रेत्योमिति होवाच ॥ १ ॥**

श्वेतकेतुः ह वै आरुणेयः=અરુણનો પૌત્ર શ્વેતકેતુ, पंचालानाम् परिषदम्=પંચાલોની પરિષદમાં, आजगाम=આવ્યો, सः=તે, जैवलिम् प्रवाहणम्=જીવલના પુત્ર જૈવલિ પ્રવાહણ પાસે, आजगाम=આવ્યો, परिचारयमाणम्=(તે) (ભૃત્યોની પાસે પોતાની) સેવા કરાવી રહ્યો હતો, तम् उदीक्ष्य=તેને જોઈ ને, अभ्युवाद=(પ્રવાહણે) કહ્યું, कुमारा ३ इति='ઓ કુમાર!' सः=તે કુમારે, प्रतिशुश्राव भो ३ इति=ઉત્તર આપ્યો 'ભો!' अनुशिष्ट अनु असि पित्रा इति=તને તારા પિતાએ ભણાવ્યો છે કે? ओम् इति ह उवाच='હા' આમ તે બોલ્યો.

અરુણનો પૌત્ર શ્વેતકેતુ પંચાલોની એક સભામાં આવ્યો. તે જીવલના પુત્ર પ્રવાહણ રાજાને ત્યાં પહોંચ્યો. ત્યાં નોકરો પ્રવાહણની સેવા કરતા હતા. શ્વેતકેતુને જોઈ રાજાએ કહ્યું: 'કેમ, કુમાર!' શ્વેતકેતુએ ઉત્તર આપ્યો: 'જી.' 'તને તારા પિતાએ ભણાવ્યો છે કે?' શ્વેતકેતુએ કહ્યું: 'હા જી.'

**ભાષ્ય :** જેનું નામ શ્વેતકેતુ હતું, તે આરુણેય—અરુણનો પુત્ર

આરુણિ, તેનો પુત્ર આરુણેય 'હ' શબ્દ ઇતિહાસનો દ્યોતક છે અને 'વૈ' નિશ્ચયાર્થક છે; પિતાની પાસેથી શિક્ષણ મેળવી તે પોતાનો યશ ફેલાવવા માટે પાંચાલોની સભામાં આવ્યો. પાંચાલ દેશના વિદ્વાનો પ્રસિદ્ધ છે, તેમની સભામાં આવીને તેમને જીતી લઈશ; ને ત્યાર પછી રાજાની સભાને પણ જીતી લઈશ–આ પ્રમાણે ગર્વ સાથે તે ત્યાં ગયો હતો. તે જીવલના પુત્ર જૈવલિ પ્રવાહણ નામના પાંચાલ દેશના રાજાની પાસે પહોંચ્યો. એ રાજા પોતાના નોકરો પાસે પરિચર્યા (સેવા) કરાવી રહ્યો હતો.

તે રાજાએ પહેલેથી જ તેની વિદ્યાના અભિમાન અને ગર્વના વિષયમાં સાંભળ્યું હતું, તેથી એણે મનમાં નક્કી કર્યું કે એને સીધો કરવો જોઈએ. તેને પોતાની પાસે આવતો જોઈને 'ઓ કુમાર!' આ પ્રમાણે હાક મારીને બોલાવ્યો. અહીં 'કુમારા! ૩' પ્લુત સ્વર એને ધમકાવવા માટે છે. આ પ્રમાણે બોલાવવામાં આવતાં તેણે ઉત્તર આપ્યો 'ભો!' 'ભો!' આ ઉત્તર જોકે ક્ષત્રિય માટે ઉચિત નથી, તોપણ ક્રોધે ભરાઈને તેણે આમ કહ્યું: 'શું, તારા પિતાએ તને અનુશિષ્ટ કર્યો છે–ભણાવ્યો છે?' આમ રાજાએ કહ્યું; એટલે શ્વેતકેતુ બોલ્યો: 'હા! હા! પિતાએ મને ભણાવ્યો છે. જો તમને કંઈ વહેમ હોય, તો પૂછો.' ૧

## પ્રવાહણના પાંચ સવાલો અને શ્વેતકેતુનું તે બધા વિષે અજાણપણું

ભાષ્ય: ઠીક! જો આમ છે તો–

**वेत्थ यथेमाः प्रजाः प्रयत्यो विप्रतिपद्यन्ता ३ इति नेति होवाच वेत्थो यथेमं लोकं पुनरापद्यन्ता ३ इति नेति हैवोवाच वेत्थो यथासौ लोक एवं बहुभिः पुनः पुनः प्रयद्भिर्न संपूर्यता ३ इति नेति हैवोवाच वेत्थो यतिथ्यामाहुत्याꣳ हुतायामापः पुरुषवाचो भूत्वा समुत्थाय वदन्ती ३ इति नेति हैवोवाच वेत्थो**

**देवयानस्य वा पथः प्रतिपदं पितृयाणस्य वा यत् कृत्वा देवयानं वा पन्थानं प्रतिपद्यन्ते पितृयाणं वापि हि न ऋषेर्वचः श्रुतं द्वे सृती अश्रृणवं पितॄणामहं देवानामुत मर्त्यानां ताभ्यामिदं विश्वमेजत् समेति यदन्तरा पितरं मातरं चेति नाहमत एकश्चन वेदेति होवाच ॥२॥**

वेत्थ=શું તું જાણે છે ? यथा=જેવી રીતે, इमाः प्रजाः=આ પ્રજાઓ, प्रयत्यः=મરણ પામ્યા પછી, विप्रतिपद्यन्ते इति=વિભિન્ન માર્ગોથી જાય છે, न इति ह उवाच=ના, હું નથી જાણતો આમ તેણે (શ્વેતકેતુએ) કહ્યું, वेत्थ उ=શું તું જાણે છે ? यथा=જેવી રીતે, पुनः=ફરીથી, इमम् लोकम्=આ લોકમાં, आपद्यन्ते इति=તેઓ આવે છે, न एव=નથી જ જાણતો, इति ह उवाच=આમ તેણે કહ્યું, वेत्थ उ=શું તું જાણે છે ખરો ? यथा=જેવી રીતે, पुनः पुनः=વારંવાર, एवम्=આ પ્રમાણે, बहुभिः प्रयद्भिः=પુષ્કળ માણસો મરીને ગયા પછી, असौ लोकः=આ લોક, न संपूर्यते इति=ભરાઈ જતો નથી, न एव=ના, નથી જ જાણતો, इति ह उवाच=આમ તેણે કહ્યું, वेत्थ उ=તું જાણે છે ખરો ? यतिथ्याम्=જેટલી સંખ્યાવાળી, आहुत्याम् हुतायाम्=આહુતિના હવન પછી, आपः=જળ, पुरुषवाचः भूत्वा=પુરુષવાક્ થઈને અથવા 'પુરુષ'શબ્દવાચ્ય થઈને, समुत्थाय वदन्ति इति=ઊઠીને બોલવા માંડે છે, न एव=ના, નથી જ જાણતો, इति ह उवाच=આમ તેણે કહ્યું, वेत्थ उ=શું તું જાણે છે ખરો ? देवयानस्य पथः=દેવયાન માર્ગના, प्रतिपदम्=પ્રતિપદ અર્થાત્ કર્મરૂપ સાધનને, वा पितृयाणस्य प्रतिपदम्=અથવા પિતૃયાન કર્મરૂપ સાધનને (શું તું જાણે છે ખરો ?), यत् कृत्वा=કે જે કરીને (લોકો), देवयानम्=દેવયાન, वा पितृयाणम् पन्थानम्=અથવા પિતૃયાન માર્ગને, प्रतिपद्यन्ते=પ્રાપ્ત થાય છે, अपि ऋषेः वचः नः श्रुतम्=અમે મંત્રનું વાક્ય પણ સાંભળ્યું છે, पितॄणाम् देवानाम्=પિતૃઓ અને દેવતાઓના, द्वे सृती=બે માર્ગો, अहम् अश्रृणवम्=મેં સાંભળ્યા છે, उत આ બન્ને માર્ગો,

मर्त्यानाम्=મનુષ્યો સાથે સંબંધ ધરાવનારા છે, ताभ्याम् एजत्=એ બન્ને માર્ગોથી જનારું, इदम् विश्वम्=આ જગત, समेति=સમ્યક્ પ્રકારથી જાય છે, यदन्तरा=જેમના મધ્યવર્તી (આ બંને માર્ગો છે), पितरम् मातरम् च इति=પિતા અને માતાને (તું જાણે છે ખરો?), अतः=આ પ્રશ્નોમાંથી, एकम् च न=એક પણ પ્રશ્નને, अहम्=હું, न वेद=જાણતો નથી, इति ह उवाच=આ પ્રમાણે શ્વેતકેતુએ પ્રવાહણ રાજાને કહ્યું.

'માણસો આ જગતમાંથી મરી ગયા પછી કેવી રીતે છૂટા પડી જુદી જુદી જગ્યાએ જાય છે; એ તું જાણે છે?' 'ના.' 'આ જગતમાં ફરી પાછા કેવી રીતે આવે છે, એ જાણે છે?' 'ના.' 'પુષ્કળ માણસો વારંવાર પરલોકમાં જાય છે. છતાં એ લોક ભરાઈ કેમ જતો નથી, એ તું જાણે છે?' 'ના.' 'કેટલી આહુતિ અપાયા પછી જળ 'પુરુષ'શબ્દવાચ્ય થઈને બોલી ઊઠે છે, એ તું જાણે છે?' 'ના.' દેવમાર્ગને રસ્તે કે પિતૃમાર્ગને રસ્તે જવાનું સાધન તું જાણે છે ખરો? શું કરવાથી દેવમાર્ગે કે પિતૃમાર્ગે જવાય તે જાણે છે? અમે ઋષિનું વચન અર્થાત્ મંત્રનું વાક્ય સાંભળ્યું છે કે, 'માણસો માટે બે રસ્તા છે: એક પિતૃલોકમાં જવાનો; બીજો દેવલોકમાં જવાનો. એ બંને માર્ગોથી જનારું આ જગત સમ્યક્ પ્રકારથી જાય છે. જેમના મધ્યવર્તી આ બંને માર્ગો છે, એવા દ્યુલોકરૂપ પિતા તથા પૃથ્વીરૂપ માતાના મધ્યવર્તી માર્ગોને તું જાણે છે ખરો?' આથી શ્વેતકેતુએ કહ્યું: 'હું એમાંના એકેને જાણતો નથી.' ૨

**ભાષ્ય:** 'જેવી રીતે આ પ્રસિદ્ધ પ્રજા પ્રેત થયા પછી–મરણ પામ્યા પછી વિપ્રતિપન્ન થાય છે–જુદે જુદે માર્ગે જાય છે, તે શું તું જાણે છે? અહીં 'विप्रतिपद्यन्ता ३' એમાં પ્લુત સ્વર પ્રશ્ન માટે છે. સમાન માર્ગથી જતી પ્રજાના જ્યાંથી બે પ્રકારના રસ્તા થઈ જાય

છે, ત્યાં કેટલીક પ્રજા તો એક માર્ગથી જાય છે અને બીજી બીજાથી– આ પ્રમાણે તે પ્રજાઓની વિભિન્ન ગતિ થાય છે. તાત્પર્ય એ છે કે જે પ્રમાણે તે પ્રજાની વિભિન્ન ગતિ થાય છે, તે શું તું જાણે છે?' આના ઉત્તરમાં ઇતરે (શ્વેતકેતુએ) કહ્યું: 'ના જી, નથી જાણુતો.'

'તો પછી જે પ્રમાણે પ્રજા ફરીથી આ લોકને પ્રાપ્ત થાય છે– ફરી આ લોકમાં આવે છે, તે શું તુ જાણે છે?' શ્વેતકેતુએ કહ્યું, 'ના.' 'તો શું તું જાણે છે કે આ પ્રમાણે–આ પ્રસિદ્ધ ન્યાયથી પ્રજાના વારંવાર નિરંતર મરતા રહેવા છતાંય તે લોક શાથી ભરાઈ જતો નથી? અર્થાત્ તે લોક, જેવી રીતે ભરાતો નથી, તે તને ખબર છે?' આથી શ્વેતકેતુએ કહ્યું: 'ના જી, નથી જ જાણુતો.'

શું તું જાણે છે કે 'યતિથ્યામ્'–જેટલી સંખ્યાની આહુતિનું હવન કરાયા પછી 'આપ'–જળ પુરુષવાક્–પુરુષની જે વાક્ છે, તે જ જેની વાક્ છે, આ પ્રમાણે પુરુષવાક્ થઈને અથવા 'પુરુષ'-શબ્દવાચ્ય થઈને–જે સમયે તે પુરુષાકારમાં પરિણુત થાય છે, તે સમયે પુરુષવાક્ થાય છે–'સમુત્થાય'–સમ્યક્ પ્રકારથી ઊઠીને બોલે છે?' શ્વેતકેતુએ 'ના નથી જાણુતો' આમ કહ્યું.

'જો આમ છે, તો શું તું દેવયાનમાર્ગના પ્રતિપદ્–જેના દ્વારા માણુસો પ્રતિપન્ન થાય છે–ગમન કરે છે, તેને પ્રતિપદ્ કહેવામાં આવે છે, તે પ્રતિપદ્‌ને તથા પિતૃયાનના પ્રતિપદ્‌ને જાણે છે?' શ્રુતિ 'પ્રતિપદ્' શબ્દનો અર્થ કહે છે–જે 'કર્મ' કરીને અર્થાત્ યથાવિશિષ્ટ કર્મ કરીને દેવયાન કે પિતૃયાન માર્ગને પ્રાપ્ત થાય છે, તે કર્મ 'પ્રતિપદ્' કહેવાય છે, 'તે પ્રતિપદ્‌ને શું તું જાણે છે? અર્થાત્ શું તને દેવલોક અને પિતૃલોકની પ્રાપ્તિના સાધનનું જ્ઞાન છે?'

'અમે આ અર્થના પ્રકાશક ઋષિ અર્થાત્ મંત્રનું વાક્ય પણ સાંભળ્યું છે. અર્થાત્ આ અર્થનો પ્રકાશક મંત્ર પણ વિદ્યમાન છે. તે મંત્ર કયો છે તે કહે છે–મેં બે માર્ગ સાંભળ્યા છે; તેમાંનો એક પિતૃગણુની પ્રાપ્તિ કરાવનારો અર્થાત્ પિતૃલોક સાથે જોડાયેલ છે.

તાત્પર્ય એ છે કે તે માર્ગથી પુરુષ પિતૃલોકને પ્રાપ્ત કરે છે.' મૂળમાં 'अहम् अश्रृणवम्' આ પ્રમાણે વ્યવહિત પદોનો સંબંધ છે; અને બીજો માર્ગ દેવતાઓનો એટલે દેવતાઓ સાથે સમ્બદ્ધ–જોડાયેલ છે અર્થાત્ જે દેવતાઓને પ્રાપ્ત કરાવે છે, તે છે.' પરંતુ આ માર્ગોથી પિતૃગણ અને દેવતાઓની પાસે કોણ જાય છે, તે કહે છે. 'આ બન્ને માર્ગો મનુષ્યો સાથે સંબંધ ધરાવે છે અર્થાત્ આ માર્ગોથી મનુષ્યો જ જાય છે, તે માર્ગોથી જનારું આ આખું જગત સમ્યક્ પ્રકારથી જાય છે.'

'તે બંને માર્ગો 'यदन्तरा'–જેમના મધ્યવર્તી છે, તે માતા–પિતાને (શું તું જાણે છે?) અર્થાત્ એ માતાપિતાની મધ્યમાં છે, તે માતા–પિતા કોણ છે? દ્યુલોક અને પૃથ્વીરૂપ બ્રહ્માંડકપાલ; 'આ (પૃથિવી) જ માતા છે અને તે (દ્યુલોક) પિતા છે'–આ પ્રમાણે બ્રાહ્મણ દ્વારા વ્યાખ્યા કરવામાં આવી છે. બ્રહ્માંડકપાલોની મધ્યમાં આ બંને માર્ગો સંસારને લગતા જ છે, આત્યંતિક અમૃતત્વ–અમરપણાની પ્રાપ્તિ માટે નથી.' આથી 'હું આ પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નના ઉત્તરને જાણતો નથી,' આમ શ્વેતકેતુએ કહ્યું. ૨

## શ્વેતકેતુનું પોતાના પિતા પાસે આગમન અને દુઃખનું નિવેદન

**अथैनं वसत्योपमन्त्रयाञ्चक्रेऽनादृत्य वसतिं कुमारः प्रदुद्राव स आजगाम पितरं तꣳ होवाचेति वाव किल नो भवान् पुरानुशिष्टानवोच इति कथꣳ सुमेध इति पञ्च मा प्रश्नान् राजन्यबन्धुरप्राक्षीत्ततो नैकंचन वेदेति कतमे त इतीम इति ह प्रतीकान्युदाजहार ॥ ३ ॥**

अथ=પછી, एनम्=એ(શ્વેતકેતુ)ને, वसत्या=નિવાસ કરવાના હેતુથી, उपमन्त्रयाञ्चक्रे=(રાજા પ્રવાહણે) પ્રાર્થના કરી, कुमारः=કુમાર શ્વેતકેતુ, वसतिम् अनादृत्य=નિવાસ કરવા માટે (રાજા તરફથી

થયેલી પ્રાર્થનાનો ) અનાદર કરીને, प्रदुद्राव=ચાલ્યો ગયો, पितरम् आजगाम=તે પોતાના પિતાની પાસે આવ્યો, तम् ह उवाच=અને તેમને કહેવા લાગ્યો, वाव किल पुरा नः अनुशिष्टान् इति भवान् अवोचः= આપે પહેલાં સમાવર્તનસંસ્કાર સમયે એમ જ કહ્યું હતું ને કે મને બધી વિદ્યાઓ આપે શિખવાડી દીધી છે ! हे सुमेधः !=હે સુમેધ-ડાહ્યા ! कथम् इति=તેનું શું છે ?—શું થયું તે તો કહે ! राजन्यबन्धुः= રાજન્ય અર્થાત્ ક્ષત્રિયો જેના બંધુ છે એવા ક્ષત્રિયે-( રાજાએ ), मा ( माम् )=મને, पञ्च प्रश्नान् अप्राक्षीत्=પાંચ સવાલો પૂછ્યા, ततः= તેમનામાંના, एकंचन=એક પણ સવાલને, न वेद=હું જાણતો નથી, ते कतमे इति=તે સવાલો કયા છે ? (તે) इमे इति=તે આ રહ્યા (આમ બોલીને), ह प्रतीकानि=તેમનાં પ્રતીકો—મુખસંકેતો, उदाजहार=કહી બતાવ્યાં.

પછી પ્રવાહણે તેને પોતાને ત્યાં નિવાસ કરવા માટે પ્રાર્થના કરી; પણ એ કુમાર એને ન ગણકારતાં તેની પ્રાર્થના-નો અનાદર કરીને ચાલ્યો ગયો ને પિતાની પાસે આવ્યો. તેણે પિતાને કહ્યું : 'મને સમાવર્તન સંસ્કાર કરતી વખતે આપે કહ્યું હતું ને કે, મને ભણાવ્યો છે !' પિતાએ કહ્યું : 'હા, તેનું શું છે ? શું થયું ? હે સુમેધ !' શ્વેતકેતુ બોલ્યો : 'પેલા અધમ ક્ષત્રિયે મને પાંચ સવાલ પૂછ્યા; તેમાંના એકેનોય જવાબ મને આવડ્યો નહિ.' પિતાએ પૂછ્યું : 'શા સવાલ પૂછેલા ?' 'આ (તે સવાલો)' કહીને તેણે એ સવાલોના અમુક અમુક ભાગો કહ્યા.

**ભાષ્ય** : ત્યાર પછી તેની વિદ્યાના અભિમાનને દૂર કરીને આ પ્રકરણમાં પ્રાપ્ત શ્વેતકેતુને રાજાએ નિવાસ કરવા માટે-પોતાને ત્યાં રોકાઈ જવા માટે પ્રાર્થના કરી; અર્થાત્ ( શ્વેતકેતુને કહ્યું— ) 'આપ અહીંયાં રોકાઈ જાઓ' ( અને નોકરોને કહ્યું : ) 'અરે ! પાદ્ય અને અર્ઘ્ય લાવો !' આ પ્રમાણે રાજાએ વિનયપૂર્વક નિવેદન કર્યું,

પરંતુ કુમાર તે નિવાસનો નિરાદર કરી 'પ્રદુદ્રાવ' પોતાના પિતાની પાસે ચાલ્યો ગયો. તે પિતાની પાસે આવ્યો અને ત્યાં આવીને તેમને કહ્યું, કેવી રીતે કહ્યું–'આપે પહેલાં સમાવર્તન સંસ્કારને સમયે એમ જ કહ્યું હતું ને, કે તને બધી વિદ્યાઓ ભણાવી દીધી છે?'

પુત્રનાં ઉપાલંભ(ઠપકા)યુક્ત વચન સાંભળીને પિતાએ કહ્યું: 'હે સુમેધ–ડાહ્યા દીકરા! તને શાથી દુઃખ ઉપજ્યું છે?' જેની સુંદર મેધાશક્તિ હોય છે તેને સુમેધા કહેવાય છે. પુત્ર કહે: 'મારી સાથે જે વર્તન થયું છે, તે સાંભળો. મને એક રાજન્યબંધુ(ક્ષત્રબંધુ)એ પાંચ સવાલ પૂછ્યા હતા; તેમનામાંના હું એકેયને જાણતો નથી.' જેના રાજન્ય (ક્ષત્રિય) બંધુ હોય, તેને રાજન્યબંધુ કહે છે. આ રાજન્યબંધુ તિરસ્કારસૂચક વચન છે. 'રાજા દ્વારા પુછાયેલા તે સવાલો કયા હતા?' આ પ્રમાણે પિતાએ પૂછવાથી પુત્રે 'તે આ હતા' આમ કહી તે સવાલોના પ્રતીક–મુખ(સંકેત)રૂપ અમુક અમુક ભાગો કહ્યા. ૩

## પિતા આરુણિ તેમના વિષયમાં પોતાની અનભિજ્ઞતા બતાવી પુત્રને શાંત કરે છે અને તેમના ઉત્તરો જાણવા માટે પ્રવાહણ પાસે જાય છે

**स होवाच तथा नस्त्वं तात जानीथा यथा यदहं किञ्च वेद सर्वमहं तत्तुभ्यमवोचं प्रेहि तु तत्र प्रतीत्य ब्रह्मचर्यं वत्स्याव इति भवानेव गच्छत्विति स आजगाम गौतमो यत्र प्रवाहणस्य जैवलेरास तस्मा आसनमाहृत्योदकमाहारयाञ्चकाराथ हास्मा अर्घ्यं चकार तँ होवाच वरं भगवते गौतमाय दद्म इति ॥४॥**

स ह उवाच=તેમણે (પિતાએ પુત્રને) કહ્યું: तात!=હે વત્સ! नः=અમારી પાસેથી, त्वम्=તું, तथा=તે પ્રમાણે, जानीथाः=જાણ (કે), यथा=જે પ્રમાણે, अहम्=હું, यत् किञ्च वेद=જે કંઈ પણ જાણતો હતો,

तत् सर्वम्=તે બધું જ, अहम्=મેં, तुभ्यम्=તને, अवोचम्=કહી દીધું છે, प्रेहि=( માટે ) આવ–મારી સાથે ચાલ, तत्र=તેને ત્યાં, प्रतीत्य=જઈ ને, ब्रह्मचर्यम् वत्स्यावः इति=આપણે બન્ને વિદ્યા ગ્રહણ કરવા માટે બ્રહ્મચર્ય પાળીને ત્યાં રહીશું, भवान् एव गच्छतु इति=આપ જ જાઓ, सः गौतमः=તે ગૌતમ ગોત્રવાળા આરુણિ, यत्र=જ્યાં, प्रवाहणस्य जैवलेः आस=પ્રવાહણ જૈવલિની બેઠક હતી ( ત્યાં ), आजगाम=આવ્યા, तस्मै= તે આરુણિને, आसनम् आहृत्य=( રાજાએ ) આસન આણીને, उदकम्= પાણી, आहारयाञ्चकार=ભૃત્યો–નોકરો પાસે મંગાવ્યું, अथ ह=ત્યાર પછી, अस्मै=એમને, अर्घ्यम् चकार=અર્ઘ્ય આપ્યું, तम् ह उवाच=તેમને ( આરુણિને રાજા પ્રવાહણે ) કહ્યું : भगवते गौतमाय=પૂજ્ય ગૌતમ- ( ગોત્રવાળા આરુણિ )ને, वरम् दद्मः-इति=વર આપું છું.

તે આરુણિએ પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું : 'હે વત્સ ! મારી પાસેથી તું આ જાણી લે કે, હું જે કંઈ પણ જાણતો હતો તે બધું જ મેં તને કહી દીધું છે, તેથી આવ, મારી સાથે ચાલ. આપણે બંને તેને ત્યાં જઈને વિદ્યા ગ્રહણ કરવા માટે બ્રહ્મચર્ય પાળીને રહીશું.' એટલે શ્વેતકેતુ બોલ્યો : 'આપ જ જાઓ.' આથી, પ્રવાહણ જૈવલિની જ્યાં બેઠક હતી ત્યાં ગૌતમ ગોત્રવાળા આરુણિ આવ્યા. તેમને રાજા પ્રવાહણે આસન લાવી આપ્યું અને નોકરો પાસે જળ મંગાવી અર્ઘ્યદાન કર્યું અને તેમને કહ્યું કે, 'હું પૂજ્ય ગૌતમને વર આપું છું.' ૪

**ભાષ્ય :** ક્રોધે ભરાયેલા પુત્રને શાંત કરવા માટે તે પિતાએ કહ્યું : 'હે તાત, હે વત્સ ! તું અમારી પાસેથી એમ જાણ કે જે કંઈ વિજ્ઞાન હું જાણતો હતો તે બધું મેં તને કહી દીધું હતું–એમ જ તું માન. ભલા, તારા કરતાં વધારે વહાલું મારું બીજું કોણ છે કે, જેના માટે હું તે સંતાડી કે સાચવી રાખું ! રાજાએ જે

પૂછ્યું છે, તે તો હું પણ જાણતો નથી. માટે આવ, આપણે બન્ને ત્યાં જઈને ભણવાને માટે રાજાને ત્યાં બ્રહ્મચર્યનું પાલન કરવા સાથે નિવાસ કરીશું.' તેણે (પુત્રે) કહ્યું: 'આપ જ જાઓ, હું તો તેનું મોઢું પણ જોવા ઇચ્છતો નથી'

તે ગૌતમ ગોત્રવાળા ગૌતમ આરુણિ, જ્યાં પ્રવાહણ જૈવલિનું આસ–આસન–આસ્થાયિકા અર્થાત્ બેઠક હતી, ત્યાં આવ્યા. 'प्रवाहणस्य जैवलेः' આ બે ષષ્ઠી વિભક્તિઓ પ્રથમાના સ્થાનમાં છે.[1] પોતાની પાસે આવેલા તે ગૌતમ માટે રાજાએ ઉચિત આસન આપીને સેવકો પાસે જળ મંગાવ્યું અને પછી પુરોહિત દ્વારા અર્ઘ્ય અને મંત્રયુક્ત મધુપર્ક આપ્યાં. આ પ્રમાણે પૂજા કરીને તેણે ગૌતમને કહ્યું: 'હું આપ ભગવાન ગૌતમને ગો–અશ્વાદિરૂપ વર આપું છું.'૪

## પોતાના પુત્રને પૂછેલી વાત કહેવાની આરુણિની પ્રવાહણને પ્રાર્થના

**स होवाच प्रतिज्ञातो म एष वरो यां तु कुमारस्यान्ते वाचमभाषथास्तां मे ब्रूहीति ॥५॥**

सः ह उवाच=તેણે (આરુણિએ) કહ્યું: मे=મને, एषः वरः प्रतिज्ञातः=(આપે) આ વર આપવાની પ્રતિજ્ઞા કરી છે (તેથી), कुमारस्यान्ते=મારા પુત્ર આગળ, याम् तु वाचम् अभाषथाः=આપે જે વાત કરી હતી એટલે કે પ્રશ્નરૂપે જે કંઈ પૂછ્યું હતું, ताम्=તે વાત, मे ब्रूहि इति=મને કહો, અર્થાત્ તે વર મને આપો.

તે ગૌતમ આરુણિએ કહ્યું: 'આપે મને જે વર આપવાને માટે પ્રતિજ્ઞા કરી છે, તે અનુસાર આપે કુમારને (મારા

---

૧ કારણ કે 'आस' આ ક્રિયાપદ છે, તેથી 'प्रवाहणः जैवलिः' આ તેનો કર્તા હોવો જોઈએ. ષષ્ઠી હોવાને લીધે જ 'आस'નો અર્થ 'આસન' કરવામાં આવ્યો છે.

પુત્ર શ્વેતકેતુને ) જે વાત પૂછી હતી તે મને કહો. ૫

**ભાષ્ય :** તે ગૌતમે કહ્યું : 'આપે આ પ્રતિજ્ઞામાં મને આ વર આપવાની પ્રતિજ્ઞા કરી છે–' કુમાર અર્થાત્ મારા પુત્ર આગળ આપે પ્રશ્નરૂપે જે વાત કહી હતી, તે જ આપ મને કહો, એ જ મારું વરદાન છે. આ વર આપવાને માટે આપ પોતાની જાતને હવે મક્કમ બનાવો.' ૫

## પ્રવાહણે તેને દૈવ વરદાન હોવાનું કહી બીજું માનુષ વરદાન માગવા માટે કહ્યું

**स होवाच दैवेषु वै गौतम तद् वरेषु मानुषाणां ब्रूहीति ॥६**

सः ह उवाच=તેણે ( રાજાએ ) કહ્યું, दैवेषु वरेषु तद् वै गौतम= હે ગૌતમ ! તે વરદાન તો દૈવ વરદાનોમાંનું છે, मानुषाणाम् ब्रूहि इति=તમે મનુષ્ય સંબંધી વરદાનોમાંથી કોઈ માગો.

તે રાજાએ કહ્યું: 'ગૌતમ ! તે વરદાન તો દૈવ વરદાનો-માંથી છે; તમે મનુષ્ય સંબંધી વરોમાંથી કોઈ વર માગો.'

**ભાષ્ય :** તે રાજાએ કહ્યું: 'ગૌતમ ! તમે જે વર માગો છો તે તો દૈવ વરદાનોમાંનું છે. માણસોને લગતાં વરદાનોમાંથી કોઈ વરદાન માગો.'

## આરુણિનો આગ્રહ અને પ્રવાહણે તેનો સ્વીકાર કરવાથી આરુણિ દ્વારા વાણી માત્રથી તેના શિષ્યત્વનો સ્વીકાર

**स होवाच विज्ञायते हास्ति हिरण्यस्यापात्तं गोअश्वानां दासीनां प्रवाराणां परिदानस्य मा नो भवान् बहोरनन्तस्यापर्यन्तस्याभ्यवदान्यो भूदिति स वै गौतम तीर्थेनेच्छासा इत्युपैम्यहं भवन्तमिति वाचा ह स्मैव पूर्व उपयन्ति स होपायनकीर्त्योवास ॥७॥**

सः ह उवाच=તે ગૌતમે કહ્યું, ह विज्ञायते (मम) अस्ति सः= આપ જાણો છો, તે તો મારી પાસે છે જ, हिरण्यस्य=સોનાની, गोअश्वानाम्=ગાય અને ઘોડાઓની, दासीनाम्=દાસીઓની, प्रवाराणाम्= પરિવારની, परिदानस्य अपात्तम् अस्ति=(અને) પરિધાન–વસ્ત્ર–આ બધાંની પણ મને પ્રાપ્તિ છે, भवान्=આપ, बहोः=પુષ્કળ, अनन्तस्य= અનંત, अपर्यन्तस्य=નિઃસીમ–પાર વિનાના ધન આપનારા હોઈને પણ, नः=અમારા પ્રતિ, अवदान्यः मा भूत् इति=અદાતા ન થશો અર્થાત્ અમને આપવામાં સાંકડું મન ન રાખશો. सः वै=એટલે તે રાજાએ કહ્યું, गौतम=હે ગૌતમ! तीर्थेन=શાસ્ત્રોક્ત વિધિથી તેને પામવાની, इच्छासै=ઇચ્છા કરો, इति=આમ કહેવામાં આવતાં, अहम्=હું, भवन्तम् उपैमि इति=આપના પ્રતિ શિષ્યમાત્રથી પ્રાપ્ત થાઉં છું, पूर्वे=પહેલાં (બ્રાહ્મણો), ह वाचा एव=વાણીથી જ, उपयन्ति स्म= શિષ્યભાવથી ક્ષત્રિયો પાસે જતા હતા, सः ह=(આથી) તે ગૌતમે પણ, उपायनकीर्त्या=ઉપસત્તિ શિષ્ય થવાના કથનમાત્રથી, उवास=તે પ્રવાહણ રાજાને ત્યાં નિવાસ કર્યો.

તે ગૌતમે કહ્યું : 'આપ જાણો છો કે, તે તો મારી પાસે છે; મારે ઘેર સોનું, ગાયો, ઘોડા, દાસીઓ, પરિવાર અને પરિધાન–કપડાં વગેરે પણ છે. આપ પુષ્કળ, અનંત અને પારવિનાનું ધન આપતા રહ્યા છો, તો મારા માટે આ અપાર અખૂટ વસ્તુ માટે અદાતા ન થશો અર્થાત્ તે મને આપવામાં સાંકડું મન ન રાખશો.' એટલે રાજાએ કહ્યું : 'તો ગૌતમ! તમારે શાસ્ત્રમાં કહેલી વિધિપૂર્વક એની ઇચ્છા માગણી કરવી જોઈએ.'

ગૌતમ કહે : 'હું આપની પાસે શિષ્યભાવે આવ્યો છું. પહેલાં બ્રાહ્મણો મોઢેથી એ પ્રમાણે બોલીને જ ગુરુને ત્યાં ભણવા જતા.'

એ રીતે બોલી ગૌતમ, રાજાને ત્યાં શિષ્ય થઈને રહેવા લાગ્યા. ૭

**ભાષ્ય :** તે ગૌતમે કહ્યું : 'આપ પણ જાણો છો કે, તે તો મારી પાસે છે જ. આપ જે મને મનુષ્ય સંબંધી વરદાન આપવા ચાહો છો, તે માગવામાં મારો કોઈ હેતુ છે જ નહીં; કારણ કે મારી પાસે પણ પુષ્કળ સોનું છે તેમ જ ગાય અને ઘોડાઓ પણ છે–તેમની પણ પ્રાપ્તિ છે–આ પ્રમાણે 'अपात्तम् अस्ति' આ ક્રિયા-પદનો બધે સંબંધ લગાડવો જોઈએ. અર્થાત્ દાસી, પરિવાર અને કપડાં વગેરે–આ બધાંની મને પણ પ્રાપ્તિ છે. મારી પાસે જે નથી તે જ મારે આપની પાસે માગવું જોઈએ. અને તે જ આપે આપવું પણ જોઈએ. આપે વર આપવાની પ્રતિજ્ઞા તો કરી જ છે, હવે અહીંયાં શું કરવું ઉચિત છે–તે આપ જ જાણો; આપે પ્રતિજ્ઞાનું પાલન તો કરવું જ જોઈએ.'

વળી મારો તો એવો અભિપ્રાય છે કે આપ સર્વત્ર દાતા હોઈને પણ અમારા પ્રતિ જ, અર્થાત્ કેવળ અમારા માટે જ અદાતા ન થશો–સાંકડું મન ન રાખશો. 'बहोः'–પુષ્કળ, 'अनन्तस्य'–અનંત ફળવાળી, 'अपर्यन्तस्य'–સમાપ્ત ન થનારી અર્થાત્ પુત્ર–પૌત્રાદિકોમાં પણ જનારી–આ પ્રકારની સંપત્તિના દાતા હોઈને પણ આપ કેવળ મારા માટે જ અદાતા ન થશો. બીજાંઓને આપવા માટે તો આપના માટે કશું જ અદેય નથી–ન આપવા જેવું કંઈ જ નથી.

આ પ્રમાણે કહેવામાં આવતાં રાજા બોલ્યો : 'વારુ, તો હે ગૌતમ! તમે 'तीर्थेन'–શાસ્ત્રવિહિત વિધિ અનુસાર મારી પાસેથી વિદ્યા ગ્રહણ કરવાની ઇચ્છા કરો.' આમ કહેવામાં આવ્યાથી ગૌતમે કહ્યું : 'उपैमि'–હું શિષ્યભાવથી આપની પાસે આવું છું. 'વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો, ક્ષત્રિય કે વૈશ્યોની પાસે અથવા તો ક્ષત્રિયો વૈશ્યોની પાસે આપત્તિકાળમાં કેવળ વાણી દ્વારા જ શિષ્યની ભાવનાથી જતા હતા; કોઈ પ્રકારની ભેટ આપીને અથવા

સેવા વગેરેથી તેમનું શિષ્યત્વ સ્વીકારતા ન હતા.' તેથી તે ગૌતમે 'उपायनकीर्त्या'–હું તમારો શિષ્ય બનું છું, આટલું કેવળ મોઢેથી બોલીને જ ત્યાં નિવાસ કર્યો, વસ્તુતઃ સેવા આદિ કરીને ત્યાં રહ્યા નહીં.' ૭

## પ્રવાહણની ક્ષમા માટે પ્રાર્થના અને વિદ્યા આપવા માટે તત્પરતા

**ભાષ્ય:** ગૌતમે આ પ્રમાણે આપદન્તર[૧] કહ્યાથી–

**स होवाच तथा नस्त्वं गौतम मापराधास्तव च पितामहा यथेयं विद्येतः पूर्वं न कस्मिंश्चन ब्राह्मण उवास तां त्वहं तुभ्यं वक्ष्यामि को हि त्वैवं ब्रुवन्तमर्हति प्रत्याख्यातुमिति ॥८॥**

सः ह उवाच=તે રાજાએ કહ્યું, यथा च तव पितामहाः=જેવી રીતે તમારા પિતામહોએ (અમારા પૂર્વજોના અપરાધ માન્યા નથી), तथा त्वम् नः मा अपराधाः=તેવી રીતે તમે અમારા અપરાધ માનશો નહી, इयम् विद्या=આ વિદ્યા, इतः पूर्वम्=આ પહેલાં, कस्मिन्चन ब्राह्मणे=કોઈ પણ બ્રાહ્મણને ત્યાં, न उवास=રહી નથી, ताम् तु=એ વિદ્યા, अहम्=હું, तुभ्यम् वक्ष्यामि=તમને કહીશ, हि=કારણ કે, एवम् ब्रुवन्तम्=આ પ્રમાણે વિનયપૂર્વક બોલનારા, त्वा (त्वाम्)=તમને, प्रत्याख्यातुम्=ના પાડવા માટે, कः=કોણ, अर्हति इति=સમર્થ છે ભલા?

રાજાએ કહ્યું: 'જેવી રીતે તમારા પિતામહોએ–વડવાઓએ અમારા પૂર્વજોના અપરાધ માન્યા નથી તેવી રીતે તમે અમારા અપરાધ માનશો નહીં. અમારા પર ક્રોધે ન ભરાશો. આ વિદ્યા આ પહેલાં કોઈ પણ બ્રાહ્મણને ત્યાં રહી નથી; એ હું તમને કહીશ, કારણ કે આ પ્રમાણે વિનય-

---

૧ પોતે વિદ્યા જાણતા ન હોવાથી કોઈ હીન વર્ણના પુરુષની પાસે શિષ્યભાવથી જવું–એ આપદન્તર (આપત્તિકાળ) કહેવાય છે.

પૂર્વક બોલનારા તમને ના પાડવા માટે ભલા કોણ સમર્થ છે ?

**ભાષ્ય :** તેને દુભાયેલો જાણીને રાજાએ ક્ષમાયાચના કરતાં કહ્યું : 'અમારાથી કોઈ અપરાધ થયો હોય તો તેને મન પર લેશો નહીં. આપના પિતામહોએ-વડીલોએ અમારા વડીલોના અપરાધો ગ્રહણ કર્યા ન હતા-ધ્યાન પર લીધા ન હતા. તાત્પર્ય એ છે કે આપે પણ આપના પૂર્વજોની જેમ વર્તવું જોઈએ ને તેમનાં આચરણોનું રક્ષણ કરવું જોઈએ. તમે જે વિદ્યા મેળવવા માટે પ્રાર્થના કરો છો તે આ વિદ્યા આ પહેલાં એટલે કે તમને આપતાં પહેલાં કોઈ પણ બ્રાહ્મણને ત્યાં રહી નથી, એ તમે પણ જાણો જ છો; આ વિદ્યા સર્વદા ક્ષત્રિય-પરંપરાથી જ આવી છે. જો બની શકે તો તે સ્થિતિ મારે પણ ટકાવી રાખવી જોઈતી હતી; તેથી જ મેં એમ કહ્યું હતું કે, 'હે ગૌતમ ! આ વરદાન તો દૈવ વરદાનોમાંનું છે, માટે મનુષ્ય સંબંધી વરદાનોમાંનું કોઈ વરદાન તમે માગો.' આ વરદાન તમને આપવા માટે અદેય-ન આપવા યોગ્ય છે, એમ તો છે જ નહીં. હવે પછી આ વિદ્યા ગુપ્ત રાખવાનો સંભવ નથી, તેથી એ વિદ્યા પણ હું તમારી આગળ કહી આપું છું; કારણ કે, આ પ્રમાણે બોલનારા તમને મારા સિવાય બીજો પણ એવો કોણ છે, જે 'હું નહીં કહું' આમ બોલીને ના પાડવામાં સમર્થ હોઈ શકે ? તો પછી ભલા હું તમને તો વિદ્યા શાથી નહીં કહું ?' ૮

## ચોથા પ્રશ્નનો ઉત્તર-પંચાગ્નિવિદ્યા

### ૧ : દ્યુલોકાગ્નિ

**ભાષ્ય :** 'असौ वै लोकोऽग्निर्गौतम, વગેરે મંત્રથી ચોથા પ્રશ્નનો પહેલાં નિર્ણય કરવામાં આવે છે. ક્રમભંગ કરવાનો હેતુ એ જ કે આ પ્રશ્નના નિર્ણયને અધીન જ બીજા પ્રશ્નોનો નિર્ણય છે.

**असौ वै लोकोऽग्निर्गौतम तस्यादित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ**

**देवाः श्रद्धां जुह्वति तस्या आहुत्यै सोमो राजा संभवति ॥९॥**

गौतम=હે ગૌતમ! असौ वै लोकः अग्निः=આ (દ્યુલોક) જ અગ્નિ છે, तस्य=તે દ્યુલોકનો, आदित्यः एव समित्=આદિત્ય જ સમિધ (ઈંધન) છે, रश्मयः धूमः=(તેનાં) કિરણો ધુમાડો છે, अहः अर्चिः=દિવસ જ્વાળા છે, दिशः अङ्गाराः=દિશાઓ અંગારા છે, अवान्तरदिशः विस्फुलिङ्गाः= અવાન્તર દિશાઓ–દિશાઓની વચ્ચેના ખૂણા તે તણખા છે; तस्मिन् एतस्मिन् अग्नौ=તે આ અગ્નિમાં, देवाः=દેવતાઓ, श्रद्धाम् जुह्वति=શ્રદ્ધાને હોમે છે, तस्या आहुत्यै (आहुत्याः)=તે આહુતિથી, राजा सोमः संभवति= રાજા સોમ ઉત્પન્ન થાય છે.

'હે ગૌતમ! પેલો દ્યુલોક તે યજ્ઞનો અગ્નિ છે. આદિત્ય એ તેમાં હોમવાની સમિધ (ઈંધન) છે. કિરણો તે ધુમાડો છે. દિવસ તે જ્વાળા છે. દિશાઓ અંગારા છે. દિશાઓની વચ્ચેના ખૂણા તે તણખા છે. એવા આ અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે. તે આહુતિથી રાજા સોમ ઉત્પન્ન થાય છે. ૯

**भाष्य**: હે ગૌતમ! આ દ્યુલોક અગ્નિ છે. સ્ત્રી અને પુરુષની જેમ અગ્નિ ન હોવા છતાંય દ્યુલોકમાં અગ્નિદૃષ્ટિનું વિધાન કરવામાં આવે છે. તે દ્યુલોકરૂપ અગ્નિને સારી પેઠે દીપ્ત કરનાર હોવાથી આદિત્ય તેની સમિધ છે, કારણ કે આદિત્યથી જ તે લોક સારી પેઠે પ્રકાશિત થાય છે.

કિરણો ધૂમ છે; કારણ કે જેમ ઈંધનમાંથી ધુમાડો નીકળે છે, તેમ આદિત્યરૂપી ઈંધનમાંથી નીકળવામાં આ કિરણોની ધુમાડા સાથે સમાનતા છે; કારણ આદિત્યમાંથી જ કિરણો નીકળે છે અને લોકમાં સમિધ(ઈંધન)માંથી ધુમાડો નીકળે છે. પ્રકાશમાં સમાનતા હોવાને કારણે દિવસ જ્વાળા છે; ઉપશમમાં સમાનતા હોવાથી દિશાઓ અંગારા છે તથા તણખાઓની જેમ વેરાયેલ હોવાને લીધે અવાન્તર દિશાઓ–ખૂણાઓ તણખા છે,

આવા ગુણોથી યુક્ત તે આ દ્યુલોકરૂપ અગ્નિમાં ઇંદ્રાદિ દેવતાઓ આહુતિદ્રવ્યસ્થાનીય શ્રદ્ધાને હોમે છે. તે આહુતિથી પિતરો અને બ્રાહ્મણોનો રાજા સોમ ઉત્પન્ન થાય છે.

ત્યાં દેવતા કોણ છે? તેઓ કઈ રીતે હવન કરે છે? અને શ્રદ્ધા સંજ્ઞાવાળું હવિ પણ શું છે?[૧] આ બધી વાતોનો વિચાર કરવાનો છે–આથી જ અમે આ બ્રાહ્મણના સંબંધભાષ્યમાં કહ્યું હતું કે, 'તું આ સાયંકાલિક, પ્રાતઃકાલિક અગ્નિહોત્રની બન્ને આહુતિઓની ઉત્ક્રાન્તિને જાણતો નથી' વગેરે. એવી જ રીતે ઉત્ક્રાન્તિ આદિ છ પદાર્થોના નિર્ણય માટે અગ્નિહોત્ર પ્રકરણમાં કહેવામાં આવ્યું છે–તે આ અગ્નિહોત્રની બંને આહુતિઓ હવન કરવામાં આવતાં ઉત્ક્રમણ કરે છે–ઉપર ઊઠે છે; તેઓ અંતરિક્ષમાં પ્રવેશ કરે છે; તેઓ અંતરિક્ષને જ આહવનીય અગ્નિ બનાવે છે, વાયુને સમિધ અને કિરણોને જ શુક્લ આહુતિ બનાવે છે; તેઓ અંતરિક્ષને તૃપ્ત કરે છે; ને તેના કરતાંય ઉપર જાય છે; તેઓ દ્યુલોકમાં પ્રવેશ કરે છે. ત્યાં તેઓ દ્યુલોકને આહવનીય બનાવે છે અને આદિત્યને 'સમિધ'; વગેરે પ્રકારથી ત્યાં કહેવામાં આવેલ છે.

(યજમાનના મૃત્યુ સમયે) અગ્નિહોત્રની આહુતિઓ સાધનની સાથે જ ઉત્ક્રમણ કરે છે. આ લોકમાં જે પ્રમાણે તે આહુતિઓ જે આહવનીય અગ્નિ, સમિધ, ધૂમ, અંગારા, તણખાઓ અને આહુતિ દ્રવ્યરૂપ સાધનોથી યુક્ત મનાય છે, તેવી જ રીતે તેઓ આ લોકથી તે લોક ભણી ઉત્ક્રમણ કરે છે. ત્યાં સર્ગના આરંભમાં અવ્યક્તાવસ્થામાં પણ પોતાના પરમ સૂક્ષ્મરૂપથી, અગ્નિ અગ્નિભાવથી, સમિધ સમિદ્ભાવથી, ધૂમ ધૂમભાવથી, અંગારા અંગારભાવથી, તણખાઓ વિસ્ફુલિંગભાવથી અને આહુતિદ્રવ્ય પણ દૂધ વગેરે આહુતિદ્રવ્ય-

---

૧ કારણ કે નથી તો ઇંદ્રાદિ દેવતાઓનો કર્મમાં અધિકાર; નથી તો દ્યુલોકાદિમાં હવન કરી શકાતું કે નથી શ્રદ્ધામાં દ્રવ્યત્વ.

ભાવથી જ રહે છે.[1]

તે સાધન સહિત અગ્નિહોત્રરૂપ કર્મ અપૂર્વરૂપથી વ્યવસ્થિત થઈ વિદ્યમાન રહીને જ જગત અભિવ્યક્ત થવાના સમયે ફરીથી તેવી જ રીતે અંતરિક્ષ આદિનો આહવનીયાદિ અગ્નિભાવ કરતો રહી વિપરિણામને પ્રાપ્ત થઈ જાય છે. એવી જ રીતે આ સમયે પણ અગ્નિહોત્રસંજ્ઞકકર્મ જગતનો આરંભક છે. આ પ્રમાણે આખું જગત અગ્નિહોત્રથી ઉત્પન્ન થયેલા અપૂર્વનું વિપરિણામરૂપ છે, એટલા માટે આગળ કર્મપ્રકરણમાં આહુતિઓની જ સ્તુતિ માટે ઉત્ક્રાન્તિથી લઈને યજમાનના ફરીથી પરલોકગમન માટે ઉત્થાન કરવા સુધી છ પદાર્થોનો નિર્ણય કરવામાં આવ્યો છે.

અહીં (આ બ્રાહ્મણમાં) તો કર્તાના કર્મફળના નિરૂપણની ઇચ્છા થતાં દ્યુલોકાગ્નિ વગેરેથી આરંભ કરી, વિશિષ્ટ ફળના ઉપભોગને માટે ઉત્તરમાર્ગની પ્રાપ્તિની સાધનભૂત પંચાગ્નિવિદ્યાનું વિધાન કરવાનું અભીષ્ટ છે, તેથી દ્યુલોકાગ્નિ વગેરે દૃષ્ટિ રજૂ કરવામાં આવે છે. તેથી અહીં વ્યવહારમાં જે આધ્યાત્મિક પ્રાણ અગ્નિહોત્રના હોતા છે, તે જ આધિદૈવિક રૂપમાં ફેરવાઈ જતાં ઇંદ્રાદિ થઈ જાય છે. તેઓ જ ત્યાં દ્યુલોકાગ્નિમાં હવન કરનારાઓ છે. તેમણે જ અહીં (આ લોકમાં) અગ્નિહોત્રનું ફળ ભોગવવા માટે અગ્નિહોત્ર કર્યો હતો. ફળના પરિણામ-કાળમાં પણ તેઓ જ તે ફળના ભોક્તા હોવાને કારણે તે તે સ્થાનમાં તેવા તેવા જ રૂપથી પરિણત થઈને દેવશબ્દવાચ્ય થયેલા હોતૃત્વને પ્રાપ્ત થાય છે.

આ લોકમાં જે અગ્નિહોત્રકર્મનું આશ્રયભૂત દૂધરૂપ દ્રવ્ય આહ-

૧ અર્થાત્ પ્રલયમાં એમનું સ્થૂળરૂપ ન રહેવા છતાંય આ બધા પદાર્થો પોતાની શક્તિઓના રૂપમાં રહે છે. તેથી આ બધા સામાન્ય ભાવને પ્રાપ્ત નથી થતા ને જ્યારે અગ્નિહોત્રની આહુતિઓથી ઉત્પન્ન થયેલા અપૂર્વથી પુનઃ સૃષ્ટિનો આરંભ થાય છે, ત્યારે તેઓ ફરીથી વ્યક્ત જગતના રૂપમાં પરિણત થઈ જાય છે.

વનીય અગ્નિમાં નાખવામાં આવ્યું હતું, તે અગ્નિ દ્વારા ભક્ષિત થઈને અદૃષ્ટ સૂક્ષ્મરૂપમાં ફેરવાઈને કર્તા યજમાન સહિત ધૂમાદિ ક્રમથી તે અંતરિક્ષલોકમાં ને પછી અંતરિક્ષથી દ્યુલોકમાં પ્રવેશ કરે છે. તે આહુતિનું કાર્યભૂત, શ્રદ્ધાશબ્દવાચ્ય, અગ્નિહોત્ર સંબંધી સૂક્ષ્મ 'આપ'–જળ સોમલોકમાં કર્તાના અન્ય શરીરનો આરંભ કરવા માટે કર્તા સહિત દ્યુલોકમાં પ્રવેશ કરતાં 'હવન કરવામાં આવે છે' આમ કહેવાય છે, તે ત્યાં દ્યુલોકમાં પ્રવેશી સોમમંડળમાં કર્તાના શરીરનો આરંભ કરે છે. એટલા માટે જ એમ કહેવામાં આવે છે કે 'દેવતાઓ શ્રદ્ધાને હોમે છે, તે આહુતિથી સોમરાજા ઉત્પન્ન થાય છે.' 'શ્રદ્ધા જ 'આપ' છે' આ શ્રુતિથી પણ આ જ સિદ્ધ થાય છે.

'શું તું જાણે છે કે કેટલી સંખ્યાવાળી આહુતિ હોમાયા પછી 'આપ' પુરુષશબ્દવાચ્ય થઈ ઉત્થાન પામી બોલવા માંડે છે?' આ પ્રશ્ન છે. તેનો નિર્ણય કરવાના પ્રસંગમાં 'આ દ્યુલોક જ અગ્નિ છે' આ પ્રમાણે આરંભ કરવામાં આવ્યો છે. તેથી એવો નિશ્ચય થાય છે કે કર્તાના શરીરનો આરંભ કરનારું કર્મસંબંધી 'આપ'–જળ શ્રદ્ધાશબ્દવાચ્ય છે. અન્ય ભૂતોના કરતાં જળની અધિકતા હોવાને લીધે 'આપઃ પુરુષવાચઃ' એમ કહેવાનો આશય એવો નથી કે બીજાં ભૂતો છે જ નહીં.

શરીરનો આરંભ કર્મપ્રયુક્ત જ છે ને કર્મ 'આપ'–જળ સાથે સંબંધ ધરાવે છે તેથી શરીરની રચના કરવામાં 'આપ'ની પ્રધાનતા છે. એ કારણથી પણ 'આપઃ પુરુષવાચઃ' આવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દરેક સ્થળે જન્મનો આરંભ કર્મને લીધે જ છે. ત્યાં અગ્નિહોત્રના પ્રકરણમાં જો કે અગ્નિહોત્રની આહુતિઓની સ્તુતિ દ્વારા ઉત્ક્રાન્તિ આદિ છ પદાર્થો રજૂ કરવામાં આવ્યા છે, તોપણ તેનાથી અગ્નિહોત્રાદિ બધાં જ વૈદિક કર્મો લક્ષિત થાય છે. અગ્નિ અને અગ્નિ સાથે સંબંધ રાખનારાં પાકક્ત કર્મોનો આરંભ કરીને 'કર્મથી પિતૃલોક પ્રાપ્ત થાય છે' આમ કહેવામાં આવ્યું છે ને આગળ પણ

'જેઓ યજ્ઞ, દાન અને તપથી લોકોને જીતે છે, પ્રાપ્ત કરે છે' આમ શ્રુતિ કહેશે. ૯ //

## ૨ : પર્જન્યાગ્નિ

**पर्जन्यो वा अग्निर्गौतम तस्य संवत्सर एव समिदभ्राणि धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादुनयो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमꣳ राजानं जुह्वति तस्या आहुत्यै वृष्टिः संभवति ॥**

गौतम=હે ગૌતમ ! पर्जन्यः वै अग्निः=મેઘ જ અગ્નિ છે, तस्य=તેની संवत्सरः एव समित्=સંવત્સર જ સમિધ છે, अभ्राणि धूमः=વાદળાંઓ ધુમાડો છે, विद्युत् अर्चिः=વીજળી જ્વાળા છે, अशनिः अङ्गाराः=અશનિ (ઇંદ્રનું વજ્ર) અંગારા છે, ह्रादुनयः=મેઘની ગર્જના, विस्फुलिङ्गाः= તણખા છે, तस्मिन् एतस्मिन् अग्नौ=તે આ અગ્નિમાં, देवाः=દેવતાઓ, सोमम् राजानम्=સોમ રાજાને, जुह्वति=હોમે છે, तस्या आहुत्यै ( आहुत्याः ) તે આહુતિથી, वृष्टिः=વર્ષા, संभवति=થાય છે.

હે ગૌતમ ! મેઘ જ અગ્નિ છે, સંવત્સર જ તેની સમિધ છે, વાદળાંઓ ધુમાડો છે, વીજળી જ્વાળા છે, અશનિ (ઇંદ્રનું વજ્ર) અંગારા છે, મેઘની ગર્જના તણખા છે, તે આ અગ્નિમાં દેવતાઓ સોમરાજાને હોમે છે; તે આહુતિથી વૃષ્ટિ થાય છે. ૧૦

**ભાષ્ય :** હે ગૌતમ ! મેઘ જ અગ્નિ છે અર્થાત્ આહુતિઓની આવૃત્તિના ક્રમથી બીજી આહુતિનો આધાર છે. વૃષ્ટિની સામગ્રીના અભિમાની દેવતાને પર્જન્ય ( મેઘ) કહેવામાં આવે છે. તેની સંવત્સર સમિધ છે. શરદથી લઈને ગ્રીષ્મ સુધી પોતાના અંશો દ્વારા વિભિન્ન રૂપથી ફરતા સંવત્સર દ્વારા જ મેઘરૂપ અગ્નિ દીપ્ત થાય છે.

અભ્ર (વાદળાં) ધુમાડો છે; કારણ કે તેઓ ધુમાડાથી ઉત્પન્ન થાય છે અથવા ધુમાડા જેવાં જણાય છે. વીજળી જ્વાળા છે; કારણ

કે પ્રકાશ સાથે તેની સમાનતા છે. ઉપશાંતપણામાં અને કઠણપણામાં સમાનતા હોવાથી 'અશનિ' ( ઇંદ્રનું વજ્ર ) અંગારા છે. 'હ્રાદુનયઃ' અર્થાત્ મેઘની ગર્જનાઓ વિક્ષેપ અને અનેકત્વમાં સમાનતા હોવાને લીધે તણખા છે.

'તે આ( અગ્નિ )માં' આમ કહીને આહુતિના અધિકરણનો નિર્દેશ કરવામાં આવ્યો છે–દેવતાઓ અર્થાત્ તે જ હોતાઓ' સોમ રાજાને હોમે છે. જે આ દ્યુલોકાગ્નિમાં શ્રદ્ધાનું હવન કર્યા પછી ઉત્પન્ન થયેલો 'સોમ' હતો, તેને જ આ બીજા પર્જન્ય( મેઘ )રૂપ અગ્નિમાં હોમવામાં આવે છે. તે સોમની આહુતિથી વૃષ્ટિ થાય છે. ૧૦

## ૩ : ઇહલોકાગ્નિ

**अयं वै लोकोऽग्निर्गौतम तस्य पृथिव्येव समिदग्निर्धूमो रात्रिरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वृष्टिं जुह्वति तस्या आहुत्या अन्नं संभवति ॥ ११ ॥**

गौतम=હે ગૌતમ ! अयम् वै लोकः अग्निः=આ લોક જ અગ્નિ છે, तस्य=તેની, पृथिवी एव समित्=પૃથિવી જ સમિધ છે, अग्निः धूमः= અગ્નિ જ ધુમાડો છે, रात्रिः अर्चिः=રાત્રિ એ જ્વાળા છે, चन्द्रमाः अङ्गाराः=ચંદ્ર અંગારા છે, नक्षत्राणि विस्फुलिङ्गाः=નક્ષત્રો તણખા છે, तस्मिन् एतस्मिन् अग्नौ=તે આ અગ્નિમાં, देवाः=દેવો, वृष्टिम् जुह्वति= વૃષ્ટિને હોમે છે, तस्याः आहुत्याः=તે આહુતિથી, अन्नम् संभवति=અન્ન ઉત્પન્ન થાય છે.

હે ગૌતમ ! આ લોક–જગત તે યજ્ઞનો અગ્નિ છે. પૃથ્વી તેમાં હોમવાની સમિધ છે. અગ્નિ તે ધુમાડો છે. રાત્રિ તે જ્વાળા છે. ચંદ્ર તે અંગારા છે. નક્ષત્રો તે તણખા છે. એવા આ અગ્નિમાં દેવો વરસાદને હોમે છે. એ આહુતિમાંથી અનાજ પેદા થાય છે. ૧૧

ભાષ્ય : હે ગૌતમ ! આ લોક જ અગ્નિ છે. આ લોક એટલે કે પ્રાણીઓના જન્મ અને ઉપભોગને આશ્રયભૂત તથા ક્રિયા, કારક અને ફળથી યુક્ત એવો જે આ લોક છે, તે જ તૃતીય અગ્નિ છે. તે અગ્નિની પૃથિવી જ સમિધ છે. પ્રાણીઓના અનેક ઉપભોગથી સમ્પન્ન આ પૃથિવીથી જ આ લોક દીપ્ત થાય છે.

અગ્નિ ધૂમ છે; કારણ કે પૃથિવીરૂપ આશ્રયથી ઊઠવામાં એની સમાનતા છે; કારણ કે જેવી રીતે સમિધના આશ્રયથી ધૂળ ઊઠે છે, તેવી રીતે પાર્થિવ ઇંધન દ્રવ્યનો આશ્રય લઈને જ અગ્નિ ઊઠે છે.

રાત્રિ જ્વાળા છે. સમિધના સંબંધથી ઉત્પન્ન થવામાં એની સમાનતા છે, કારણ કે અગ્નિ સાથે સમિધનો સંબંધ હોવાથી જ જ્વાળા ઉત્પન્ન થાય છે અને એવી જ રીતે પૃથિવીરૂપ સમિધના સંબંધથી. રાત્રિ થાય છે; પૃથિવીની છાયાને જ રાત્રિનો અંધકાર કહેવામાં આવે છે.

ચંદ્રમા અંગારા છે; કારણ કે જ્વાળાથી ઉત્પન્ન થવામાં એમની સમાનતા છે. જ્વાળાથી જ અંગારા થાય છે, એવી જ રીતે રાત્રે ચંદ્રમા હોય છે. અથવા ઉપશાંતત્વમાં સમાનતા હોવાથી ચંદ્રમા અંગારા છે. નક્ષત્રો તણખા છે, કારણ કે તણખાઓની જેમ આમ-તેમ વેરાયેલા રહેવામાં એમની પણ સમાનતા છે.

'तस्मिन्नेतस्मिन्' વગેરે વાક્યનો અર્થ પૂર્વવત્ છે. એમાં વૃષ્ટિને હોમે છે, તે આહુતિથી અન્ન થાય છે; કેમ કે ડાંગર, જવ વગેરે અન્ન વૃષ્ટિથી ઉત્પન્ન થતું હોવાનું પ્રસિદ્ધ જ છે. ૧૧

## ૪ : પુરુષાગ્નિ

**पुरुषो वा अग्निर्गौतम तस्य व्यात्तमेव समित् प्राणो धूमो वागर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुत्यै रेतः संभवति ॥१२॥**

गौतम=હે ગૌતમ ! पुरुषः वै अग्निः=પુરુષ જ અગ્નિ છે, तस्य=તેનું,

व्यात्तम् एव समित्=ઉઘાડું મોઢું જ સમિધ છે, प्राणः धूमः=પ્રાણ ધુમાડો છે, वाक् अर्चिः=વાણી જ્વાળા છે, चक्षुः=આંખ, अङ्गाराः= અંગારા છે, श्रोत्रम्=કાન, विस्फुलिङ्गाः=તણખા છે, तस्मिन् एतस्मिन् अग्नौ=તે એ અગ્નિમાં, देवाः=દેવતાઓ, अन्नम् जुह्वति=અન્નને હોમે છે, तस्या आहुत्यै (आहुत्याः)=તે આહુતિથી, रेतः संभवति=વીર્ય થાય છે.

હે ગૌતમ! પુરુષ જ અગ્નિ છે, તેનું ઉઘાડું મોઢું જ સમિધ છે, પ્રાણ ધુમાડો છે, વાણી જ્વાળા છે, ચક્ષુઓ અંગારા છે અને કાન તણખા છે, તે અગ્નિમાં દેવતાઓ અન્નને હોમે છે. તે આહુતિથી વીર્ય ઉત્પન્ન થાય છે. ૧૨

**ભાષ્યઃ** હે ગૌતમ! પુરુષ જ અગ્નિ છે. માથું, હાથ વગેરેથી યુક્ત એવો પ્રસિદ્ધ પુરુષ ચતુર્થ અગ્નિ છે. તેનું વ્યાત્ત અર્થાત્ ઉઘાડું મુખ જ સમિધ અર્થાત્ ઈંધન છે. બોલતી વખતે કે સ્વાધ્યાય વગેરે કરતી વખતે ખુલ્લા મુખવાળો પુરુષ, ઈંધનથી અગ્નિ પ્રજ્વલિત થયા સમાન દીપ્તિમાન જણાય છે. પ્રાણ ધુમાડો છે; કારણ કે ઈંધનમાંથી ઉત્થાન થવામાં ધુમાડા સાથે તેની સમાનતા છે. મુખ દ્વારા જ પ્રાણ ઊઠે છે.

વ્યંજકત્વમાં સમાનતા હોવાથી વાક્ એટલે કે શબ્દ જ્વાળા છે. જ્વાળા વસ્તુને પ્રકાશિત કરતી હોય છે, એવી જ રીતે વાક્ અર્થાત્ શબ્દ પણ વાચ્યને અભિવ્યક્ત કરતો હોય છે. ઉપશમમાં સમાનતા હોવાથી અથવા પ્રકાશનો આશ્રય હોવાને કારણે નેત્ર અંગારા છે. વિક્ષેપમાં—શ્રવણશક્તિ એના કાર્યની મર્યાદામાં વેરાયેલા જેવી હોવામાં સમાનતા હોવાને લીધે શ્રોત્ર વિસ્ફુલિંગ અર્થાત્ તણખા છે. (દેવતાઓ) આ પુરુષરૂપ અગ્નિમાં અન્નનો હોમ કરે છે.

**શંકા :** પરંતુ દેવતાઓ આમાં અન્નનો હોમ કરતા તો જોવામાં આવતા નથી?

**સમાધાન :** આ દોષ નથી; કારણ કે પ્રાણોને દેવ માની શકાય

છે. જે અધિદૈવ ઇંદ્રાદિ દેવ છે, તે જ અધ્યાત્મ પ્રાણ છે, તે જ પુરુષમાં અન્ન નાખનારા છે.

તે આહુતિથી વીર્ય ઉત્પન્ન થાય છે; કારણ કે વીર્ય અન્નનું જ પરિણામ છે. ૧૨

## ૫ : યોષાગ્નિ

**योषा वा अग्निर्गौतम तस्या उपस्थ एव समिल्लोमानि धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुत्यै पुरुषः संभवति स जीवति यावज्जीवत्यथ यदा म्रियते ॥ १३ ॥**

गौतम=હે ગૌતમ ! योषा वै अग्निः=સ્ત્રી જ અગ્નિ છે, तस्याः उपस्थः एव समित्=તેની જનનેન્દ્રિય જ સમિધ છે, लोमानि धूमः=લોમ ધૂમ છે, योनिः अर्चिः=યોનિ જ્વાળા છે, यत् अन्तःकरोति=એની અંદર જે (મૈથુનવ્યાપાર) કરે છે, તે अङ्गाराः=તે અંગારા છે, अभिनन्दाः विस्फुलिङ्गाः=આનંદલેશ–લેશમાત્ર સુખ તણખા છે, तस्मिन् एतस्मिन् अग्नौ=તે સ્ત્રી યજ્ઞરૂપ અગ્નિમાં, देवाः=દેવતાઓ, रेतः जुह्वति=વીર્ય હોમે છે, तस्याः आहुत्यै (आहुत्याः)=તે આહુતિથી, पुरुषः संभवति=પુરુષ ઉત્પન્ન થાય છે, सः जीवति=તે જીવિત રહે છે, यावत् जीवति=કર્મ જ્યાં સુધી શેષ રહે છે ત્યાં સુધી જીવિત રહે છે, अथ=અને, यदा म्रियते=જ્યારે મરી જાય છે–

હે ગૌતમ ! સ્ત્રી તે યજ્ઞનો અગ્નિ છે. તેની ગુહ્યેન્દ્રિય તેમાં હોમવાની સમિધ છે. વાળ તે ધુમાડો છે. યોનિ તે જ્વાળા છે. સંભોગ તે અંગારા છે. એનો આનંદ તે તણખા છે. એવા આ અગ્નિમાં દેવો વીર્યને હોમે છે. તેમાંથી પુરુષ ઉત્પન્ન થાય છે. તેનાં કર્મ જ્યાં સુધી શેષ રહે છે ત્યાં સુધી જીવે છે અને જ્યારે મરી જાય છે–૧૩

ભાષ્ય: હે ગૌતમ ! યોષા-સ્ત્રી જ અગ્નિ છે; યોષા એટલે કે સ્ત્રી આ પાંચમો હોમાધિકરણરૂપ અગ્નિ છે. ઉપસ્થ-ગુહ્યેન્દ્રિય જ તેની સમિધ છે. તેનાથી જ તે દીપ્ત થાય છે. ઉપર ઊઠવામાં ધુમાડા સાથે સમાનતા હોવાથી લોમ જ ધુમાડો છે. વર્ણમાં સમાનતા હોવાથી યોનિ જ્વાળા છે. જે અંદર (મૈથુન-વ્યાપાર) કરે છે, તે અંગારા છે; કારણ કે વીર્યનો ઉપશમ-શાંત થવાનો હેતુ હોવામાં તેમની સમાનતા છે. ક્ષુદ્રત્વમાં સમાનતા હોવાને કારણે અભિનંદ-લેશમાત્ર સુખ વિસ્ફુલિંગ-તણખા છે. તે(યોષાગ્નિ)માં દેવતાઓ વીર્ય હોમે છે. તે આહુતિથી પુરુષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે દ્યુલોક, મેઘ, ઇહલોક, પુરુષ અને સ્ત્રીરૂપ અગ્નિઓમાં ક્રમથી હોમાયેલાં શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન અને વીર્યરૂપથી સ્થૂલ તારતમ્યના ક્રમને પ્રાપ્ત થયેલો શ્રદ્ધાશબ્દવાચ્ય 'આપ' પુરુષશરીરનો આરંભ કરે છે. 'શું તું જાણે છે કે કેટલી સંખ્યાવાળી આહુતિઓનું હવન કરાયા પછી 'આપ' પુરુષશબ્દવાચ્ય બની ઊભો થઈને બોલવા માંડે છે?' આવો જે ચોથો પ્રશ્ન હતો તેનો એવો નિર્ણય થઈ ગયો કે યોષાગ્નિમાં પાંચમી આહુતિનું હવન કરવામાં આવતાં વીર્યભૂત 'આપ'-જળ પુરુષ-શબ્દવાચ્ય થાય છે.

આ ક્રમથી ઉત્પન્ન થયેલો તે પુરુષ જીવતો રહે છે. કેટલા વખત સુધી જીવતો રહે છે, તે કહે છે-'यावज्जीवति' જ્યાં સુધી આ શરીરમાં એને ટકાવી રાખવાનાં નિમિત્તભૂત કર્મો રહે છે, ત્યાં સુધી જીવતો રહે છે-આવું આનું તાત્પર્ય છે. તેમનો ક્ષય થયા પછી તે મરે છે ત્યારે-૧૩

## પહેલા પ્રશ્નનો ઉત્તર-અન્ત્યેષ્ટિસંસ્કારરૂપ અંતિમ આહુતિ

**अथैनमग्नये हरन्ति तस्याग्निरेवाग्निर्भवति समित् समिद् धूमो धूमोऽर्चिरर्चिरङ्गारा अङ्गारा विस्फुलिङ्गा विस्फुलिङ्गास्त-**

स्मिन्नेतस्मिन्नग्नौ देवाः पुरुषं जुह्वति तस्या आहुत्यै पुरुषो भास्वरवर्णः संभवति ॥ १४ ॥

अथ=ત્યારે, एनम्=એને, अग्नये हरन्ति=અગ્નિ પાસે લઈ જાય છે, तस्य=તે( આહુતિભૂત પુરુષ )નો, अग्निः एव अग्निः भवति=અગ્નિ જ અગ્નિ હોય છે, समित् समिद्=સમિધ સમિધ હોય છે, धूमः धूमः=ધુમાડો ધુમાડો હોય છે, अर्चिः अर्चिः=જ્વાળા એ જ્વાળા હોય છે, अङ्गाराः अङ्गाराः=અંગારા અંગારા હોય છે, विस्फुलिङ्गाः विस्फुलिङ्गाः=તણખા તણખા હોય છે, तस्मिन् एतस्मिन् अग्नौ=તે આ અગ્નિમાં, देवाः=દેવતાઓ, पुरुषम् जुह्वति=પુરુષને હોમે છે, तस्याः आहुत्यै( आहुत्याः )=તે આહુતિથી, पुरुषः=પુરુષ, भास्वरवर्णः=અત્યંત દીપ્તિમાન, संभवति=થઈ જાય છે.

ત્યારે માણસો એને અગ્નિ પર ચડાવવા (ચિતામાં બાળી નાખવા) લઈ જાય છે. તે આહુતિભૂત પુરુષનો એ ચિતાનો અગ્નિ તે યજ્ઞનો અગ્નિ બની જાય છે. સમિધ અર્થાત્ ચિતાનાં લાકડાં તેમાં હોમવાની સમિધ હોય છે. તેનો ધુમાડો તે યજ્ઞના અગ્નિનો ધુમાડો છે. અંગારા તે યજ્ઞના અગ્નિના અંગારા છે. તેના તણખા તે યજ્ઞાગ્નિના તણખા છે. એવા આ અગ્નિમાં દેવો પુરુષને હોમે છે. તે આહુતિમાંથી અત્યંત દીપ્તિમાન પુરુષ ઉત્પન્ન થાય છે. ૧૪

**भाष्य** : ત્યારે એ મૃતપુરુષને ‘अग्नये’ અગ્નિને જ માટે અંતિમ આહુતિના પ્રયોજનથી ઋત્વિજો લઈ જાય છે, તે આહુતિભૂત પુરુષને પ્રસિદ્ધ અગ્નિ જ હોમવાનું સ્થાન હોય છે, કોઈ કલ્પિત અગ્નિ નહીં. એને બાળવા માટેનાં લાકડાં એ જ સમિધ હોય છે, ધુમાડો ધુમાડો હોય છે, જ્વાળા જ્વાળા હોય છે, અંગારા એ અંગારા હોય છે અને તણખા એ તણખા હોય છે. તાત્પર્ય એ છે કે, આ બધાં જે પ્રમાણે વ્યવહારમાં જાણીતાં છે તે જ હોય છે.

તેમાં પુરુષરૂપ અંતિમ આહુતિને હોમે છે. તે આહુતિથી પુરુષ ભાસ્વરવર્ણ–અત્યંત દીપ્તિમાન થઈ જાય છે; ગર્ભાધાનથી લઈને અન્ત્યેષ્ટિ સુધીનાં બધાં કર્મોથી સંસ્કારયુક્ત હોવાને લીધે તે અત્યંત તેજસ્વી થઈ જાય છે. ૧૪

## પાંચમા પ્રશ્નનો ઉત્તર–દેવયાનમાર્ગનું વર્ણન

**ભાષ્ય :** હવે પ્રથમ પ્રશ્નનું નિરાકરણ કરતાં રાજા કહે છે:

**ते य एवमेतद् विदुर्ये चामी अरण्ये श्रद्धाँ सत्यमुपासते तेऽर्चिरभिसंभवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद् यान् षण्मासानुदङ्ङादित्य एति मासेभ्यो देवलोकं देवलोका-दादित्यमादित्याद् वैद्युतं तान् वैद्युतान् पुरुषो मानस एत्य ब्रह्म-लोकान् गमयति ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति तेषां न पुनरावृत्तिः ॥१५॥**

ते ये=તેઓ જે (ગૃહસ્થો), एवम्=આ પ્રમાણે, एतद् विदुः= આ પંચાગ્નિવિદ્યાને જાણે છે, ये च अमी=અને આ જે (સંન્યાસી કે વાનપ્રસ્થ), अरण्ये=વનમાં, श्रद्धाम्=શ્રદ્ધાયુક્ત થઈ ને, सत्यम्=સત્ય-(બ્રહ્મ અર્થાત્ હિરણ્યગર્ભ)ની, उपासते=ઉપાસના કરે છે, ते=તેઓ, अर्चिः अभिसंभवन्ति=જ્યોતિના અભિમાની દેવતાઓને પ્રાપ્ત થાય છે, अर्चिषः अहः=જ્યોતિના અભિમાની દેવતાઓથી દિવસના અભિમાની દેવતાને, अह्नः=દિવસના અભિમાની દેવતાથી, आपूर्यमाणपक्षम्=શુક્લ-પક્ષના અભિમાની દેવતાને, आपूर्यमाणपक्षात्=અને શુક્લપક્ષના અભિ-માની દેવતાથી, यान् षट्मासान्=જે ૭ મહિનાઓમાં, आदित्यः=સૂર્ય, उदङ्=ઉત્તરદિશાભણી રહીને, एति=ચાલે છે, (तान्=ને ઉત્તરાયણના ૭ મહિનાના) અભિમાની દેવતાઓને પ્રાપ્ત થાય છે, मासेभ्यः देव-लोकम्=એ ૭ મહિનાના અભિમાની દેવતાથી દેવલોકને, देवलोकात् आदित्यम्=દેવલોકથી આદિત્યને, आदित्यात् वैद्युतम्=આદિત્યથી વિદ્યુત

સંબંધી દેવતાઓને (પ્રાપ્ત થાય છે), तान् वैद्युतान्=તે વૈદ્યુત દેવોની પાસે, मानसः पुरुषः=એક માનસ પુરુષ, एत्य=આવીને, ब्रह्मलोकान् गमयति=એમને બ્રહ્મલોકમાં લઈ જાય છે, तेषु ब्रह्मलोकेषु=તે બ્રહ્મલોકોમાં, ते=તેઓ, पराः=પ્રકૃષ્ટ થઈને, परावतः=અનેક વર્ષો સુધી, वसन्ति=રહે છે. तेषाम्=તેમનું, पुनरावृत्तिः=(આ સંસારમાં) પુનરાગમન, न (भवति)=થતું નથી.

તેઓ કે જે માણસો આ પ્રમાણે આ પંચાગ્નિવિદ્યાને જાણે છે અને આ જે સંન્યાસી કે વાનપ્રસ્થ વનમાં શ્રદ્ધાપૂર્વક સત્ય બ્રહ્મ અર્થાત્ હિરણ્યગર્ભની ઉપાસના કરે છે, તેઓ જ્યોતિના અભિમાની દેવતાઓને પ્રાપ્ત થાય છે; જ્યોતિના અભિમાની દેવતાઓથી દિવસના અભિમાની દેવતાને, દિવસના અભિમાની દેવતાથી શુક્લ પક્ષના અભિમાની દેવતાને, શુક્લપક્ષના અભિમાની દેવતાથી ઉત્તરાયણના છ મહિનાના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. તે મહિનાઓમાંથી દેવલોકને પામે છે. દેવલોકમાંથી સૂર્યલોકને અને સૂર્યલોકમાંથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. ત્યાં મનનો બનેલો પુરુષ આવીને એમને વિદ્યુલ્લોકમાંથી બ્રહ્મલોકમાં લઈ જાય છે. એ બ્રહ્મલોકમાં તેઓ પ્રકૃષ્ટ થઈને–મોક્ષ પામીને અનેક વર્ષો સુધી વસે છે. ત્યાંથી તેમને પાછા આવવાનું રહેતું નથી. ૧૫

**ભાષ્ય :** તેઓ કોણ ? જેઓ આ પ્રમાણે આ પંચાગ્નિ વિદ્યાને જાણે છે. 'एवम्' શબ્દથી અગ્નિ, સમિધ, ધૂમ, જ્વાળા, અંગારા, તણખા અને શ્રદ્ધાદિવિશિષ્ટ પાંચે અગ્નિઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે. તે આ પાંચ અગ્નિઓને જે આ પ્રમાણે જાણે છે–આવું આનું તાત્પર્ય છે.

શંકા[૧] : પરંતુ આ દર્શન તો અગ્નિહોત્રની આહુતિઓના દર્શનના વિષયમાં જ છે. ત્યાં જ ઉત્ક્રાન્તિ વગેરે છ પદાર્થોનો નિર્ણય કરતાં 'દ્યુલોકને જ આહવનીય કરે છે' વગેરે કહેવામાં આવેલ છે. અહીંયાં પણ તે દ્યુલોકનું અગ્નિત્વ અને આદિત્યનું સમિત્ત્વ–સમિધપણું વગેરે સાથે ઘણું બધું સામ્ય છે; તેથી આ વિદ્યા તે અગ્નિહોત્રની આહુતિદર્શનનો જ શેષ છે.

સમાધાન : ના. કારણ કે આ ('एवं' શબ્દ)થી 'यतिथ्याम्' ઇત્યાદિ પ્રશ્ન અને તેનો ઉત્તર ગ્રહણ કરવામાં આવ્યો છે. 'यतिथ्याम्' ઇત્યાદિ પ્રશ્ન અને ઉત્તરનો જેટલો પણ પરિગ્રહ છે, તેટલો જ 'एवम्' શબ્દથી પરામર્શ કરવો ઉચિત છે, નહિ તો આ પ્રશ્ન વ્યર્થ થઈ જશે. વળી અગ્નિહોત્ર સંબંધી પદાર્થોની સંખ્યા તો સારી પેઠે ખબર જ છે, તેથી અગ્નિઓનો જ નિર્દેશ કરવો ઉચિત છે.

શંકા : સારી પેઠે જાણવામાં આવેલા વિષયનુંય અનુકથન તો કરાય જ છે ને!

સમાધાન : અનુકથન તો જે પદાર્થ જેવી રીતે પ્રાપ્ત છે, તેનું તેવી જ રીતે કરવાનું ઉચિત હોય છે, એમ નહિ કે તે દ્યુલોક અગ્નિ છે.[૨]

શંકા : આ દ્યુલોકાદિવાદ અંતરિક્ષ આદિના ઉપલક્ષણ માટે હોઈ શકે છે.

સમાધાન : તોપણ આરંભના અથવા અંતના પર્યાયથી ઉપલક્ષણ હોવાનું ઉચિત છે.[૩]

---

૧ 'एवं' શબ્દ પ્રકૃત પંચાગ્નિઓનો જ પરામર્શ કરે છે–આ વાતને સ્પષ્ટ કરવા માટે આ શંકા ઉઠાવવામાં આવે છે.

૨ કારણ કે વાસ્તવમાં તો દ્યુલોક અગ્નિ છે નહીં; તેથી આ અગ્નિના સ્વરૂપનું અનુકથન હોઈ શકે નહીં. અહીં તો દ્યુલોકમાં અગ્નિદૃષ્ટિ જ વિવક્ષિત છે.

૩ પાંચ પર્યાયો (પંચાગ્નિઓ)નું વર્ણન કરવાની કોઈ આવશ્યકતા ન હતી.

અન્ય શ્રુતિથી પણ આ જ વાત સિદ્ધ થાય છે. એના જ જેવા પ્રકરણમાં છાન્દોગ્ય શ્રુતિમાં 'पञ्चाग्नीन् वेद' આ પ્રમાણે 'પાંચ' સંખ્યાનું જ ગ્રહણ કરવાને કારણે આ પંચાગ્નિદર્શન અગ્નિહોત્રનો શેષ હોઈ શકતું નથી. વળી એનું જે અગ્નિ અને સમિધાદિરૂપ સામ્ય છે, તે તો અગ્નિહોત્રની સ્તુતિ માટે છે–એમ અમે કહી ચૂકયા છીએ. તેથી ઉત્ક્રાન્તિ આદિ છ પદાર્થોના જ્ઞાનથી જ અર્ચિ આદિ માર્ગની પ્રાપ્તિ થઈ શકતી નથી; કારણ કે અહીં 'एवम्' આ શબ્દથી પ્રકૃતના ગ્રહણ દ્વારા અર્ચિ આદિ માર્ગની પ્રાપ્તિનું વિધાન કરવામાં આવ્યું છે.

પરંતુ જેઓ આ પ્રમાણે જાણે છે, તેઓ કોણ છે? કેવળ ગૃહસ્થ.

Q4 શંકા: પરંતુ તેમના માટે તો યજ્ઞાદિ સાધન દ્વારા ધૂમાદિ માર્ગની પ્રાપ્તિનું વિધાન કરવાનું છે.

A4 સમાધાન: ના, કારણ કે જે ગૃહસ્થો આ પ્રમાણે જાણનારા નથી, તેમના માટે પણ યજ્ઞાદિ સાધનો હોઈ શકે છે. વળી સંન્યાસી અને વાનપ્રસ્થને અરણ્યના સંબંધથી ગ્રહણ કરવામાં આવ્યા છે, આ સિવાય પંચાગ્નિદર્શનનો સંબંધ પણ ગૃહસ્થના જ કર્મથી છે. તેથી 'एवं विदुः' આ વાકયથી બ્રહ્મચારીઓ પણ લઈ શકાતા નથી. તેમનો તો આ સ્મૃતિના પ્રમાણથી ઉત્તરમાર્ગમાં પ્રવેશ થાય છે–

'અઠ્યાસી હજાર ઊર્ધ્વરેતા (નૈષ્ઠિક બ્રહ્મચારી) ઋષિઓનો માર્ગ સૂર્યથી ઉત્તરની બાજુએ છે; તેઓ આપેક્ષિક અમરત્વને જ પામે છે.'

આથી જે ગૃહસ્થો આ પ્રમાણે 'હું અગ્નિજ–અગ્નિનો પુત્ર છું, આ પ્રમાણે ક્રમશઃ અગ્નિઓથી ઉત્પન્ન થયેલો અગ્નિરૂપ જ છું'–એમ જાણે છે, તેઓ અને જેઓ આ વનમાં–નિરંતર વનમાં રહેનારા વાનપ્રસ્થ અને સંન્યાસી 'શ્રદ્ધામ્'–શ્રદ્ધાયુક્ત થઈને સત્ય–બ્રહ્મ અર્થાત્ હિરણ્યગર્ભની ઉપાસના કરે છે, 'શ્રદ્ધામ્' શબ્દથી શ્રદ્ધાની ઉપાસના કરે છે, આમ ન સમજવું જોઈએ; તેઓ બધા અર્ચિ વગેરે માર્ગથી જાય છે.

જ્યાં સુધી ગૃહસ્થો પંચાગ્નિવિદ્યા અથવા સત્ય બ્રહ્મને જાણતા નથી, ત્યાં સુધી તેઓ શ્રદ્ધાદિ આહુતિઓના ક્રમથી પાંચમી આહુતિનું હવન કરાયા પછી તેનાથી સ્ત્રીરૂપ અગ્નિમાં ઉત્પન્ન થઈને ફરી લોકમાં ઉત્થાન કરનારા થઈને અગ્નિહોત્રાદિ કર્મનું અનુષ્ઠાન કરનારા થાય છે. તે કર્મ દ્વારા તેઓ ધૂમાદિ ક્રમથી ફરીથી પિતૃલોકમાં જાય છે અને પર્જન્યાદિ ક્રમથી ફરીથી આ લોકમાં પાછા ફરે છે. તેનાથી ફરી સ્ત્રીરૂપ અગ્નિમાં ઉત્પન્ન થઈને ફરી કર્મ કરીને (પિતૃલોકમાં જાય છે). આ પ્રમાણે ઘટીયંત્ર—રહેંટની જેમ આવવું-જવું ક્રિયા દ્વારા વારંવાર આવતા-જતા રહે છે. પરંતુ જ્યારે તેઓ આવું જાણે છે ત્યારે આ રહેંટની જેમ ચક્કર મારવામાંથી છૂટી જઈને અર્ચિ-માર્ગે જાય છે. આ અર્ચિ પણ કેવળ અગ્નિની જ્વાળા નથી; તો શું છે? અર્ચિના અભિમાની અર્ચિશબ્દવાચ્ય દેવતા છે, જે ઉત્તર-માર્ગરૂપ અને સ્થિર જ છે, તેમને એઓ પ્રાપ્ત થાય છે અર્થાત્ એ માર્ગે તેઓ જાય છે. પરિવ્રાજકોનો તો અગ્નિની અર્ચિ (જ્વાળા) સાથે સાક્ષાત્ સંબંધ પણ નથી, તેથી અહીં અર્ચિશબ્દવાચ્ય દેવતાઓ જ લેવામાં આવે છે.

અહીંથી તેઓ અહર્દેવતા(દિવસના અભિમાની દેવતા)ને પ્રાપ્ત થાય છે. મરણકાળનો કોઈ નિયમ હોઈ શકતો નથી, તેથી અહઃ શબ્દથી પણ દેવતાઓ જ અભિપ્રેત છે (સાક્ષાત્ દિવસ નહીં). આયુ ક્ષીણ થયા પછી જ મરણ થાય છે, આ પંચાગ્નિના ઉપાસકે દિવસમાં જ મરવું જોઈએ—આ પ્રમાણે તેના માટે દિવસે જ મરવારૂપ સમયનો નિયમ કરી શકાય નહીં. રાત્રિના સમયે મરણ પામેલા ઉપાસકો (આગળ જવા માટે) દિવસની પ્રતીક્ષા કરતા હોય—એવી વાત પણ નથી. 'જેટલી વારમાં મન આદિત્યની પાસે જાય છે, તેટલી જ વારમાં એ આદિત્યલોકમાં પહોંચી જાય છે' આ બીજી શ્રુતિથી પણ આ જ સિદ્ધ થાય છે.

'अह्न आपूर्यमाणपक्षम्'—અહર્દેવતાથી ઉપર લઈ જવામાં આવતાં

તેઓ આપૂર્યમાણપક્ષદેવતાને અર્થાત્ શુકલપક્ષના દેવતાને પ્રાપ્ત થાય છે. આપૂર્યમાણપક્ષ દેવતાથો જે છ મહિનાઓમાં સૂર્ય ઉત્તર દિશા ભણી જાય છે, તે મહિનાઓને, શુકલપક્ષના અભિમાની દેવતા દ્વારા પોતાના અધિકારથી બહાર ઉપર પહોંચાડાયા પછી, પ્રાપ્ત થાય છે.' 'માસાન્' આવું બહુવચન હોવાથી છ ઉત્તરાયણ-દેવતા સંઘચારી અર્થાત્ મળીને રહેનારા છે.

તે માસોથી અર્થાત્ છ માસદેવતાઓ વડે ઉપર લઈ જવાયા પછી તેઓ દેવલોકાભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. દેવલોકથી આદિત્યને અને આદિત્યથી વૈદ્યુત-વિદ્યુદભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. વિદ્યુત્ દેવતાને પ્રાપ્ત થયેલા આ ઉપાસકોને બ્રહ્મા દ્વારા મનથી રચાયેલો કોઈ બ્રહ્મલોકવાસી માનસ પુરુષ આવીને બ્રહ્મલોકોમાં લઈ જાય છે.

'ब्रह्मलोकान्' આવો બહુવચન પ્રયોગ હોવાથો એવું જણાય છે કે નીચે-ઉપરની ભૂમિના ભેદથી બ્રહ્મલોકોમાં ભેદ છે. ઉપાસનાના તારતમ્યથી પણ આવો ભેદ હોવાનો સંભવ છે. તે પુરુષ દ્વારા પહોંચાડાયેલા તે લોકોમાં તેઓ પોતે 'पराः'—પ્રકૃષ્ટ થઈ ને 'परावतः' પ્રકૃષ્ટ સંવત્સર અર્થાત્ અનેક વર્ષો સુધી રહે છે. તાત્પર્ય એ છે કે બ્રહ્માના અનેક કલ્પ સુધી રહે છે. તે બ્રહ્મલોકમાં ગયેલા પુરુષોની પુનરાવૃત્તિ નથી થતી અર્થાત્ આ સંસારમાં પુનરાગમન નથી થતું, કારણ કે 'इह न पुनरावृत्तिः' આવો બીજી શાખાનો પાઠ છે.

પૂર્વવાદી: પરંતુ 'इह' પદથી તો આકૃતિમાત્રનું ગ્રહણ થાય છે અર્થાત્ કેવળ આ જ સંસારનું નહીં, સામાન્ય રીતે બધા જ કલ્પોના સંસારનું ગ્રહણ થાય છે. જેમ કે 'પ્રાતઃકાળ થતાં પૌર્ણમાસ યાગ કરવો.' આ વાક્યમાં સામાન્યપણે બધા જ પ્રાતઃકાળનું ગ્રહણ થાય છે.

સિદ્ધાંતી: ના, એમ માનવાથી 'इह' આ વિશેષણ વ્યર્થ થઈ જશે. જો તેમની ક્યારેય પુનરાવૃત્તિ થતી જ નથી, તો 'इह'

(આ કલ્પના સંસારમાં) આ વિશેષણ નિરર્થક જ ઠરશે.[૧] 'પ્રાતઃકાળ થતાં પૌર્ણમાસ યાગ કરવો' આ વાક્યમાં તો 'પ્રાતઃકાળ' આ વિશેષણ જો શબ્દથી કહેવામાં ન આવે, તો આપમેળે તેનું જ્ઞાન થઈ શકતું નથી; તેથી ત્યાં વિશેષણ લગાડવાનું ઉચિત જ છે. જો ત્યાં પણ શ્વઃ (પ્રભાત)નો શબ્દાર્થ સામાન્ય રીતે પ્રભાતકાળ માત્ર ન હોય તો 'શ્વ' શબ્દનો પ્રયોગ પણ નિરર્થક જ સમજાશે. જ્યાં વિશેષણ શબ્દનો પ્રયોગ તો હોય. પણ ખોળવાથી તેનું કોઈ ફળ ન જણાતું હોય, ત્યાં વ્યર્થ હોવાથી તે વિશેષણ છોડી દેવાનું જ ઉચિત છે; વિશેષણના ફળનો બોધ થયા પછી તેને છોડી દેવાનું ઉચિત નથી. તેથી ('આ સંસારમાં' આવું વિશેષણ લગાડવાથી) એવું સૂચિત થાય છે કે આ કલ્પ પછી તેની પુનરાવૃત્તિ થઈ શકે[૨] છે ૧૫

## ધૂમયાનમાર્ગનું વર્ણન તથા બીજા અને ત્રીજા પ્રશ્નનો ઉત્તર

**अथ ये यज्ञेन दानेन तपसा लोकाञ्जयन्ति ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिँ रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान् षण्मासान् दक्षिणादित्य एति मासेभ्यः पितृलोकं पितृलो-**

---

૧. કારણ કે પુનરાવૃત્તિ સંસારમાં જ થાય છે, માટે 'इह' પદનો પ્રયોગ કર્યા વિના પણ તેનો બોધ થઈ જાત.

૨. અહીં જે બ્રહ્મલોકમાંથી પાછા આવવાની વાત કહી છે, તેનાથી એમ ન સમજવું કે તેઓ ફરીથી સંસારના બંધનમાં પડી જાય છે. તેમનું પુનરાગમન ભગવત્પ્રેરણાથી વિશ્વની પ્રવૃત્તિનું નિયંત્રણ અને સંચાલન કરવા માટે અથવા ભગવાનની અવતારલીલાઓના સમૂહરૂપથી થાય છે. તેઓ જન્મ લઈને પણ મુક્ત જ રહે છે. નારદ, વસિષ્ઠ અને અર્જુન આદિ મહાત્મા તેમ જ ભગવાનના પાર્ષદો આ જ કોટિમાં કહી શકાય છે. એમનો જન્મ કર્મના બંધનને લીધે થતો નથી, બલ્કે ભગવાનના કાર્યના સંચાલન માટે થાય છે.

काच्चन्द्रं ते चन्द्रं प्राप्यान्नं भवन्ति ताꣳस्तत्र देवा यथा सोमꣳ राजानमाप्यायस्वापक्षीयस्वेत्येवमेनाꣳस्तत्र भक्षयन्ति तेषां यदा तत् पर्यवैत्यथेममेवाकाशमभिनिष्पद्यन्त आकाशाद् वायुं वायोर्वृष्टिं वृष्टेः पृथिवीं ते पृथिवीं प्राप्यान्नं भवन्ति ते पुनः पुरुषाग्नौ हूयन्ते ततो योषाग्नौ जायन्ते लोकान् प्रत्युत्थायिनस्त एवमेवानुपरिवर्तन्ते अथ य एतौ पन्थानौ न विदुस्ते कीटाः पतङ्गा यदिदं दन्दशूकम् ॥ १६ ॥

अथ=અને, ये=જેઓ, यज्ञेन=યજ્ઞથી, दानेन=દાનથી, तपसा=તપથી, लोकान् जयन्ति=લોકોને જીતે છે, ते=તેઓ, धूमम्=ધૂમ( ધૂમના અભિમાની દેવતા )ને, अभिसंभवन्ति=પ્રાપ્ત થાય છે, धूमात्=ધૂમથી, रात्रिम्=રાત્રિ દેવતાને, रात्रेः=રાત્રિથી, अपक्षीयमाणपक्षम्=અપક્ષીયમાણ પક્ષ( કૃષ્ણપક્ષના અભિમાની દેવતા )ને, अपक्षीयमाणपक्षात्=અપક્ષીયમાણપક્ષથી, यान् षण्मासान्=જે છ મહિનાઓમાં, दक्षिणादित्यः एति=દક્ષિણ દિશા ભણી થતો આદિત્ય જાય છે-સૂર્ય દક્ષિણ દિક્ષા ભણી થઈને જાય છે તે છ મહિનાના દેવતાઓને, मासेभ्यः=તે છ માસના દેવતાઓથી, पितृलोकम्=પિતૃલોકને, पितृलोकात्=પિતૃલોકથી, चन्द्रम्=ચંદ્રમાને પ્રાપ્ત થાય છે, चन्द्रम् प्राप्य=ચંદ્રમામાં પહોંચીને, ते=તેઓ, अन्नम् भवन्ति=અન્ન થઈ જાય છે, तान्=( અન્ન થયેલા ) તેમને, तत्र=ત્યાં, यथा=જેવી રીતે ઋત્વિજો, सोमम् राजानम्=સોમ રાજાને, आप्यायस्व अपक्षीयस्व='આપ્યાયસ્વ અપક્ષીયસ્વ' આમ બોલીને ચમસમાં ભરીને પી જાય છે, एवम्=એવી જ રીતે, एनान्=એમને, देवाः=દેવતાઓ, भक्षयन्ति=ભક્ષણ કરી જાય છે. तेषाम्=તેમનું, तत=યજ્ઞ-દાનાદિરૂપ કર્મ, यदा=જ્યારે, पर्यवैति=બધી બાજુએથી ચાલ્યું જાય છે-ક્ષીણ થઈ જાય છે, अथ=ત્યારે તેઓ, इमम् आकाशम् एव=આ આકાશને જ, अभिनिष्पद्यन्ते=પ્રાપ્ત થાય છે, आकाशाद् वायुम्=આકાશથી વાયુને, वायोः=વાયુથી, वृष्टिम्=વૃષ્ટિને, वृष्टेः पृथिवीम्=

(અને) વૃષ્ટિથી પૃથ્વીને પ્રાપ્ત થાય છે, पृथिवीम् प्राप्य=પૃથ્વીને પ્રાપ્ત થઈને, ते=તેઓ, अन्नम् भवन्ति=અન્ન થઈ જાય છે, पुनः=ફરીથી, ते= તેમને, पुरुषाग्नौ=પુરુષરૂપ અગ્નિમાં, हूयन्ते=હોમવામાં આવે છે, ततः= તેનાથી, लोकान् प्रति उत्थायिनः=લોકના પ્રતિ ઉત્થાન કરનારા થઈને, ते=તેઓ, योषाग्नौ=સ્ત્રીરૂપ અગ્નિમાં, जायन्ते=ઉત્પન્ન થાય છે, एवम् एव=એવી જ રીતે, ते=તેઓ, अनुपरिवर्तन्ते=વારંવાર પરિવર્તિત થતા રહે છે–ફરતા રહે છે, अथ=અને, ये=જેઓ, एनौ पन्थानौ=આ બન્ને માર્ગોને, न विदुः=જાણતા નથી, ते=તેઓ, कीटाः पतङ्गाः=કીડા, પતંગિયાં, यत् इदम् दन्दशूकम्=(અને) જે આ ડાંસ–મચ્છર વગેરે હોય છે, તે થાય છે–બને છે.

અને જે માણસ યજ્ઞ વડે દાન વડે, તપ વડે, લોકોને મેળવે છે, તેઓ ધૂમના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ધુમાડામાંથી રાત્રિ દેવતાને, રાત્રિમાંથી કૃષ્ણપક્ષના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. કૃષ્ણપક્ષમાંથી દક્ષિણાયનના છ મહિનામાં જાય છે; તે મહિનાઓમાંથી પિતૃલોકમાં જાય છે. પિતૃલોકમાંથી ચંદ્રલોકમાં જાય છે; ચંદ્રલોકમાં જઈને અન્નરૂપ બની જાય છે. ત્યાં જેવી રીતે ઋત્વિજો 'आप्यायस्व अपक्षीयस्व'–વધો–ઘટો આમ બોલીને સોમ રાજાને ચમસમાં ભરીને પી જાય છે, તેવી જ રીતે દેવતાઓ અન્નરૂપ બનેલા આ માણસોને પણ આરોગે છે. એ માણસોનાં કરેલાં યજ્ઞ-દાનાદિરૂપ કર્મ જ્યારે ખૂટી જાય છે, ત્યારે તેઓ ચંદ્રલોક-માંથી પાછા આકાશમાં આવે છે. આકાશથી વાયુમાં આવે છે. વાયુમાંથી વરસાદમાં આવે છે; વરસાદમાંથી પૃથ્વી પર આવે છે. પૃથ્વી પર આવીને, તેઓ અનાજ બની જાય છે. તેઓ ફરીથી પુરુષરૂપ અગ્નિમાં હોમાય છે. ત્યાંથી સ્ત્રીરૂપ અગ્નિમાં જઈને જન્મે છે, અને ફરી પાછા પેલા

લોકો તરફ જવા યત્ન કરે છે. આ રીતે વારંવાર તેઓ ભમતા રહે છે. અને જેઓ આ-ઉત્તરાયણ અને દક્ષિણાયન બન્ને માર્ગોને જાણતા નથી તેઓ કીડા, પતંગિયાં, ડાંસ અને મચ્છર વગેરે રૂપે જન્મે છે. ૧૬

**ભાષ્ય**: અને જેઓ આ પ્રમાણે જાણીતા નથી પણ ઉત્ક્રાન્તિ આદિ અગ્નિહોત્રસંબંધી છ પદાર્થોને જ જાણનારા કેવળ કર્મી છે; તથા અગ્નિહોત્ર આદિ યજ્ઞ, વેદીની બહાર ભિક્ષા માગનારાઓને દ્રવ્ય વહેંચવારૂપ દાન તેમ જે વેદીની બહાર જ દીક્ષાદિથી અતિરિક્ત કૃચ્છ્રચાન્દ્રાયણાદિરૂપ તપ દ્વારા લોકોને જીતે છે, 'लोकान्' આવું બહુવચન હોવાથી ત્યાં પણ ફળનું તારતમ્ય માનવામાં આવ્યું છે, તેઓ ધૂમને પ્રાપ્ત થાય છે. ઉત્તરમાર્ગની જેમ અહીંયાં પણ દેવતાઓ જ ધૂમાદિશબ્દવાચ્ય છે. તાત્પર્ય એ છે કે તેઓ ધૂમદેવતાને પ્રાપ્ત થાય છે. આ દેવતાઓની અતિવાહકતા પણ તે ઉત્તરમાર્ગીય દેવતાઓના સમાન છે.

ધૂમથી રાત્રિ અર્થાત્ રાત્રિદેવતાને, ત્યાંથી કૃષ્ણપક્ષ એટલે કૃષ્ણ-પક્ષના અભિમાની દેવતાને અને ત્યાંથી જે છ મહિનામાં સૂર્ય દક્ષિણ દિશામાં થઈને ચાલે છે, તે મહિનાઓના ખાસ દેવતાઓને પ્રાપ્ત થાય છે. તે છ મહિનાના દેવતાઓથી પિતૃલોકને અને પિતૃલોકથી ચંદ્રમાને પ્રાપ્ત થાય છે. તે ચંદ્રમામાં પહોંચીને તેઓ અન્ન થઈ જાય છે. 'तांस्तत्र अन्नभूतान्'-જે પ્રમાણે અહીં યજ્ઞમાં ઋત્વિજો 'आप्यायस्व अपक्षीयस्व'-વધો-ઘટો આમ બોલીને સોમ રાજાનું ભક્ષણ કરે છે, એવી જ રીતે ચંદ્રમાને પ્રાપ્ત થયેલા આ અન્ન બનેલા કર્મીઓને, સ્વામી જેવી રીતે સેવકો પાસે સેવા કરાવે છે, તેવી જ રીતે દેવતાઓ ભક્ષણ કરે છે અર્થાત્ તેમનો ઉપભોગ કરે છે.

'आप्यायस्व अपक्षीयस्व' આ કોઈ મંત્ર નથી, તો પછી શું છે? તાત્પર્ય એ છે કે સોમને ચમસમાં 'आप्याय्य आप्याय्य' ભરી-ભરીને તેનો ભક્ષણ દ્વારા અપક્ષય કરીને વારંવાર આરોગે છે. એવી

જ રીતે જેમને ચંદ્રલોકમાં શરીર પ્રાપ્ત થયું છે, તે પોતાના ઉપકરણ-ભૂત–ભોગ્ય થયેલા કર્મીઓને દેવતાઓ પણ વારંવાર વિશ્રામ આપતા રહી–તેમને। કર્મને અનુરૂપ ફળ આપતા રહી, કારણ કે સોમના આપ્યાયનના સમાન આ જ તેમનું આપ્યાયન છે–આ પ્રમાણે (આપ્યાયન કરીને) તે પોતાના ઉપકરણભૂત કર્મઠોનો દેવગણ ઉપ-ભોગ (ઉપયોગ) કરે છે.

જ્યારે અર્થાત્ જે સમયે તે કર્મીઓનું તેમને સોમલોકની પ્રાપ્તિ કરાવનારું યજ્ઞ–દાનાદિરૂપ કર્મ 'પર્યવૈતિ'–બધી બાજુથી ચાલ્યું જાય છે અર્થાત્ પરિક્ષીણ થઈ જાય છે, ત્યાર પછી તેઓ આ પ્રસિદ્ધ આકાશને જ પ્રાપ્ત થઈ જાય છે. જે તે દ્યુલોકાગ્નિમાં હવન કરાયેલું શ્રદ્ધાશબ્દવાચ્ય 'આપ'–જળ સોમના આકારમાં પરિણત થયેલું રહે છે, જેના દ્વારા સોમલોકમાં કર્મીઓના જળમય શરીરનો આરંભ કરાય છે, તે 'આપ'–જળ કર્મોનો ક્ષય થતાં ગરમીના સંપર્કથી બરફના ગાંગડાની જેમ પીગળી જાય છે. તે પીગળી જઈને સૂક્ષ્મ અર્થાત્ આકાશ જેવું જ થઈ જાય છે, તેથી એમ કહેવામાં આવે છે કે તેઓ આ પ્રસિદ્ધ આકાશને જ પ્રાપ્ત થાય છે.

તે આકાશરૂપ શરીરવાળા કર્મીઓ વળી ફરીથી પૂર્વ વાયુ આદિથી અન્તરિક્ષમાં આમતેમ લઈ જવાય છે, એથી જ શ્રુતિ કહે છે– 'આકાશથી વાયુને પ્રાપ્ત થાય છે,' 'વાયુથી વૃષ્ટિને પ્રાપ્ત થાય છે.' એથી જ ઉપર કહ્યું છે: 'દેવગણ પર્જન્યાગ્નિમાં સોમ રાજાને હોમે છે.' ત્યાંથી તેઓ વૃષ્ટિરૂપ થઈને પૃથ્વી પર પડે છે, પૃથ્વી પર પહોંચ્યા પછી તેઓ ડાંગર તેમ જ જવ વગેરે અન્ન થઈ જાય છે. તેથી જ કહ્યું છે: 'દેવતાઓ આ લોકરૂપ અગ્નિમાં વૃષ્ટિને હોમે છે, તે આહુતિથી અન્ન થાય છે.'

અન્ન થયા પછી તેઓ વીર્યાધાન કરનારા પુરુષરૂપ અગ્નિમાં હોમાય છે; પછી વીર્યરૂપ થયેલા સ્ત્રીરૂપ અગ્નિમાં તેમનું હવન કરાય છે, ત્યાર પછી તેઓ પરલોકગમન માટે તૈયાર થઈને જન્મ લે છે અને

અગ્નિહોત્રાદિ કર્મનું અનુષ્ઠાન કરે છે. પછી ધૂમાદિના ક્રમથી વારંવાર સોમલોકને અને ફરીથી આ લોકને પ્રાપ્ત થતા રહે છે. તે કર્મીઓ આ પ્રમાણે નિરંતર આવતા-જતા રહે છે અર્થાત્ રહેંટની જેમ ચક્રાકાર થઈને ફર્યા કરે છે-ભમતા રહે છે; જ્યાં સુધી તેઓ બ્રહ્મને નથી જાણતા ત્યાં સુધી ઉત્તરમાર્ગ અથવા સદ્યોમુક્તિના માટે એવી જ રીતે ભમ્યા કરે છે. (ચોથા અધ્યાયમાં) 'કામના કરનારો આ પ્રમાણે સંસરિત થતો રહે છે' આમ કહ્યું પણ છે.

વળી જેઓ ઉત્તર કે દક્ષિણ-આ બન્નેય માર્ગોને નથી જાણતા, અર્થાત્ ઉત્તર કે દક્ષિણ માર્ગની પ્રાપ્તિ માટે જ્ઞાન અથવા કર્મનું અનુષ્ઠાન નથી કરતા, તેઓ શું થાય છે, તે કહેવામાં આવે છે: તેઓ કીડા, પતંગિયાં અને જે આ દંદશૂક અર્થાત્ ડાંસ અને મચ્છર વગેરે છે, તે થાય છે. આ પ્રમાણે આ સંસારગતિ ભારે કષ્ટવાળી છે. એમાં ડૂબેલાનો ફરી ઉદ્ધાર થવો એ જ દુર્લભ છે. આવી જ એક બીજી શ્રુતિ પણ છે: 'તેઓ આ ક્ષુદ્ર અને નિરંતર આવનારા-જનારા જીવો હોય છે, જન્મો અને મરો (-આવું તેમનું ત્રીજું સ્થાન હોય છે).'

એટલા માટે સ્વાભાવિક કર્મ અને જ્ઞાનને છોડી દઈ પૂર્ણ ઉત્સાહ સાથે યથાશક્તિ દક્ષિણ અને ઉત્તર માર્ગોની પ્રાપ્તિના સાધનભૂત શાસ્ત્રીય કર્મ અને શાસ્ત્રીય જ્ઞાન(ઉપાસના)નું અનુષ્ઠાન કરવું, આવું આ વાક્યનું તાત્પર્ય છે. વળી કહ્યું પણ છે: 'માટે આ વ્રીહિ-યવાદિભાવથી છૂટવું ઘણું કઠણ છે,' 'તેથી એનાથી બચતા રહેવું'-આ બીજી શ્રુતિઓથી તાત્પર્ય એ જ છે કે મોક્ષ માટે પ્રયત્ન કરવો. તેમાંય ઉત્તર માર્ગની પ્રાપ્તિના સાધનમાં જ મહાન યત્ન કરવો જોઈએ —આમ જણાય છે, કારણ કે (ધૂમાદિ માર્ગના વિષયમાં) એમ કહેવામાં આવ્યું છે કે, 'તેઓ આ પ્રમાણે હમેશાં આવતા-જતા રહે છે.'

આ પ્રમાણે બધા પ્રશ્નોનો નિર્ણય થઈ ગયો. 'असौ वै लोकोऽग्निर्गौतम' અહીંથી લઈને 'पुरुषः सम्भवति' અહીં સુધી 'यतिथ्यामाहुत्याम्' ઇત્યાદિ ચોથા પ્રશ્નનો પહેલાં ઉત્તર અપાયો છે. 'देवयान-

માર્ગની પ્રાપ્તિનું સાધન તથા પિતૃયાનનું સાધન શું છે?' આ પાંચમા પ્રશ્નનો દક્ષિણ અને ઉત્તરમાર્ગની પ્રાપ્તિનાં સાધન બતાવી બીજા ઉત્તર દ્વારા નિર્ણય કર્યો છે. તેનાથી જ પ્રથમ પ્રશ્નનો[1] પણ ઉત્તર થઈ જાય છે. (અન્ત્યેષ્ટિ–સંસ્કાર સમયે) અગ્નિમાં નંખાયા પછી ત્યાંથી કેટલાક અર્ચિરાદિ માર્ગને પ્રાપ્ત થાય છે અને કોઈક ધૂમાદિ માર્ગથી જાય છે. આ પ્રમાણે તેમને વિભિન્ન માર્ગોની પ્રાપ્તિ થાય છે. પુનરાવૃત્તિ બીજો પ્રશ્ન છે. તેનો 'આકાશાદિ ક્રમથી આ લોકમાં આવે છે'–આ પ્રમાણે નિર્ણય કરવામાં આવ્યો છે. એટલા માટે જ પરલોક ભરાઈ જતો નથી ને કેટલાકો કીડા–પતંગિયાં વગેરેની યોનિને પામે છે–તેથી પણ તે ભરાતો નથી–આ પ્રમાણે ત્રીજા પ્રશ્નનો પણ નિર્ણય થઈ ગયો છે. ૧૬

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં છઠ્ઠા અધ્યાયમાં દ્વિતીય કર્મવિપાક બ્રાહ્મણ ૨

## તૃતીય બ્રાહ્મણ

## શ્રીમંથકર્મ અને તેની વિધિ

**ભાષ્ય :** 'स यः कामयेत'–જ્ઞાન અને કર્મની ગતિ બતાવવામાં આવી. એમાં જ્ઞાન સ્વતંત્ર છે, પરંતુ કર્મ દૈવ અને માનુષ–આ બે વિત્તોને અધીન છે, તેથી કર્મ માટે વિત્તનું ઉપાર્જન કરવું જોઈએ. તે પણ, જે પ્રત્યવાય–હરકત કરનારો ન હોય, તે માર્ગથી ઉપાર્જન કરવું જોઈએ. તેથી મહત્ત્વની પ્રાપ્તિ માટે 'મંથ સંજ્ઞાવાળા' કર્મનો આરંભ કરવામાં આવે છે. મહત્ત્વ મળતાં તો વિત્ત સ્વતઃસિદ્ધ જ છે. તેથી જ કહેવાય છે–

---

૧. પહેલો પ્રશ્ન એ હતો–'શું તું જાણે છે કે આ પ્રજા મર્યા પછી કયા જુદા જુદા માર્ગોથી જાય છે?' તેનો કઈ રીતે નિર્ણય થયો છે-તે આ વાકયથી બતાવવામાં આવે છે.

## શ્રીમંથકર્મની સામગ્રી અને હવનવિધિ

स यः कामयेत महत् प्राप्नुयामित्युदगयन आपूर्यमाणपक्षस्य पुण्याहे द्वादशाहमुपसद्व्रती भूत्वौदुम्बरे कꣳसे चमसे वा सर्वौषधं फलानीति संभृत्य परिसमुह्य परिलिप्याग्निमुपसमाधाय परिस्तीर्यावृताज्यꣳ सꣳस्कृत्य पुꣳसा नक्षत्रेण मन्थꣳसंनीय जुहोति । यावन्तो देवास्त्वयि जातवेदस्तिर्यञ्चो घ्नन्ति पुरुषस्य कामान् । तेभ्योऽहं भागधेयं जुहोमि ते मा तृप्ताः सर्वैः कामैस्तर्पयन्तु स्वाहा । या तिरश्ची निपद्यतेऽहं विधरणी इति तां त्वा घृतस्य धारया यजे सꣳराधनीमहꣳ स्वाहा ॥ १ ॥

यः=જે, कामयेत=એમ ઇચ્છે કે, महत् प्राप्नुयाम् इति=હું મહત્ત્વ પ્રાપ્ત કરું, सः=તે, उदगयने=ઉત્તરાયણમાં, आपूर्यमाणपक्षस्य=શુક્લપક્ષના, पुण्याहे=પવિત્ર દિવસે, द्वादशाहम्=બાર દિવસ, उपसद्व्रती भूत्वा=પયોવ્રતી થઈને-દૂધ પર રહીને-દૂધ પીને, औदुम्बरे कंसे=ઉંબરાના વાટકામાં, चमसे वा=અથવા ચમસપાત્રમાં, सर्वौषधम्=સર્વૌષધ, फलानि=ફળ, इति संभृत्य=તથા અન્ય સામગ્રીઓ ભેગી કરી (જ્યાં હવન કરવાનું હોય તે સ્થાનનું), परिसमुह्य=પરિસમૂહન કરી-ડાભથી વાળી, परिलिप्य=પરિલેપન કરી-છાણ અને જળથી વેદીને લીંપી, अग्निम् उपसमाधाय=અગ્નિનું સ્થાપન કરી, परिस्तीर्य=અગ્નિની ચારે બાજુએ દર્ભ પાથરી, आवृता=ગૃહ્યસૂત્રમાં કહેલી વિધિથી, आज्यम् संस्कृत्य=ઘીનો સંસ્કાર કરી, पुंसा नक्षत्रेण=પુંલ્લિંગ નામવાળા (હસ્ત વગેરે) નક્ષત્રોમાં, मन्थम्=સર્વૌષધિના પિંડરૂપ મંથને, संनीय=પોતાની અને અગ્નિ વચ્ચે મૂકીને, जुहोति=હવન કરે છે. (તે વખતે આ મંત્ર ભણે છે) जातवेदः=હે જાતવેદ! त्वयि=તારા વશમાં રહેલા, यावन्तः देवाः=જેટલા દેવતાઓ, तिर्यञ्चः=વક્રમતિ થઈને, पुरुषस्य कामान् घ्नन्ति=પુરુષની કામનાઓનો પ્રતિબંધ કરે છે, तेभ्यः=તેમને ઉદ્દેશીને, भागधेयम्=

આ આજ્યભાગ, अहम्=હું તારામાં, जुहोमि=હવન કરું છું, तृप्ताः ते=તૃપ્ત થયેલા તેઓ, मा=મને, सर्वैः कामैः=તમામ કામનાઓથી, तर्पयन्तु= તૃપ્ત કરે, स्वाहा='સ્વાહા' (આમ બોલીને આહુતિ આપવી), अहम्=હું, विधरणी=બધાંના મૃત્યુને ધારણ કરનારો છું, इति या तिरश्ची त्वा निपद्यते=એમ માનીને જે કુટિલ મતિ દેવતા તારો આશ્રય કરીને રહે છે, संराधनीम् ताम्=સર્વ સાધનોના પૂર્તિ કરનારા તે દેવતા માટે, घृतस्य धारया=ઘીની ધારાથી, (अहम्) यजे=હું યજન કરું છું. स्वाहा='સ્વાહા' આમ બોલીને આહુતિ આપવી.

જે માણસ એમ ઇચ્છે કે, 'હું મોટું સ્થાન પામું" તેણે ઉત્તરાયણમાં શુક્લપક્ષમાં પવિત્ર દિવસે–એટલે તેવા દિવસથી માંડી બાર દિવસ સુધી કેવળ દૂધ પીને રહેવાનું ઉપસદ્વ્રત ધારણ કરી ઉંબરાના ઝાડના લાકડામાંથી બનાવેલા વાટકામાં અથવા ચમસ નામના પાત્રમાં સર્વ ઔષધિઓ તથા ફળો એકઠાં કરવાં; અને પછી જ્યાં હવન કરવાનો હોય તે જગ્યાને દર્ભથી વાળી નાખી, જળ અને છાણથી લીંપી ત્યાં અગ્નિનું સ્થાપન કરવું; પછી ત્યાં પૂર્વ દિશા તરફ અથવા ઉત્તર દિશા તરફ અગ્રભાગ રહે તેમ ચારે તરફ દર્ભ પાથરી ગૃહ્યસૂત્રમાં કહેલ સ્થાલીપાકમાં બતાવેલી રીતે ઘીનો સંસ્કાર કરી પુરુષજાતિનું હસ્ત વગેરે કોઈ નક્ષત્ર હોય ત્યારે પ્રથમ પાત્રમાં એકઠી કરી રાખેલી સર્વ ઔષધિઓ વગેરેનો જે મંથ (એટલે કે ચૂર્ણ બનાવી તેને દહીં, ઘી તથા મધ સાથે મેળવી રાખેલ હોય) તેને પોતાની અને અગ્નિની વચ્ચે મૂકીને આ મંત્રોથી અગ્નિમાં હોમવો: 'હે અગ્નિદેવ! તારા વશમાં રહેલા જેટલા દેવતાઓ વક્રગતિવાળા થઈને પુરુષની કામનાઓનો પ્રતિબંધ કરે છે–નાશ કરે છે, તેમને ઉદ્દેશીને આ આજ્યભાગ હું

તારામાં હોમું છું. (તારામાં આ હોમ કરી તેમને આપું છું.) એટલે તેઓ તૃપ્ત થઈ મારી તમામ કામનાઓ પૂર્ણ કરી મને તૃપ્ત કરે,—સ્વાહા.' તેમ જ 'હે અગ્નિદેવ! જે કુટિલ બુદ્ધિવાળો દેવ 'હું બધાંના મૃત્યુને ધારણ કરનારો છું' એમ માની તારો આશ્રય કરીને રહે છે, તેને પણ હું મારું કાર્ય સિદ્ધ કરનાર સમજી આ ઘીની ધારાથી તેનું યજન કરું છું—સ્વાહા.' આમ બોલીને ઉંબરાના સ્રુવાથી અગ્નિમાં તે મંત્રની આહુતિ આપવી. ૧

**ભાષ્ય** : તે જે માણસ કામના કરે અર્થાત્ તે જે વિત્તાર્થી અને કર્મનો અધિકારી કામના કરે; શી કામના કરે—શું ઇચ્છે? મહત્—મહત્ત્વ પ્રાપ્ત કરું અર્થાત્ મોટું પદ પામું—એમ ઇચ્છે.

હવે જેનું વિધાન કરવાનું અભીષ્ટ છે તે મંથકર્મ ક્યારે કરવું તેનો કાળ—સમય બતાવવામાં આવે છે—આદિત્યના ઉદગયન થતાં—સૂર્યની ગતિ ઉત્તર અયન તરફ થતાં અર્થાત્ ઉત્તરાયણનો સૂર્ય થાય ત્યારે, તે ઉત્તરાયણમાં સર્વત્ર પ્રાપ્તિ થાય છે, તેથી કહે છે, '**आपूर्यमाणपक्षस्य**'—શુક્લપક્ષની તેમાં પણ સર્વત્ર પ્રાપ્તિ થતાં કહે છે '**पुण्याहे**'—પવિત્ર અર્થાત્ પોતાના કર્મની સિદ્ધિ કરનારા અનુકૂળ દિવસે. '**द्वादशाहम्**'—જે પુણ્ય અર્થાત્ અનુકૂળ દિવસે કર્મ કરવા ઇચ્છે તેનાથી પહેલાનાં પુણ્ય દિવસથી જ આરંભ કરીને બાર દિવસ સુધી ઉપસદ્વ્રતી—જે વ્રત ઉપસદોમાં કરાય છે, જ્યોતિષ્ટોમયજ્ઞમાં 'ઉપસદ્' નામની ઇષ્ટિઓ પ્રસિદ્ધ છે, એમાં સ્તનોના ઉપચય અને અપચય—વૃદ્ધિ-ક્ષય દ્વારા દૂધનો આહાર કરવામાં આવે છે; તે ઉપસદ્વ્રત કહેવાય છે. પરંતુ અહીં તે કર્મનો ઉપસંહાર (સંગ્રહ) નથી કરવામાં આવ્યો, તેથી કેવળ—ઇતિ[1]કર્તવ્યતાથી રહિત પયોભક્ષણ માત્ર જ ગ્રહણ કરવામાં આવે છે.

---

૧ અર્થાત્ સ્તનોના ઉપચય—અપચયથી રહિત.

શંકા : પરંતુ જો 'ઉપસદ્વ્રતી' આ આખા પદનો 'ઉપસદ રૂપ જ વ્રત' આવો વિગ્રહ કરવામાં આવે ત્યારે તો આખુંય ઇતિ-કર્તવ્યતારૂપ કર્મ ગ્રહણ કરાવું જોઈએ; તો તે શાથી ગ્રહણ કરાતું નથી ?

સમાધાન : કહીએ છીએ—મંથકર્મ સ્માર્ત હોવાને લીધે. આ મંથકર્મ સ્માર્ત છે (તેથી અહીં વૈદિક 'ઉપસદ્વ્રત'નું ગ્રહણ થઈ શકતું નથી.)

શંકા : પરંતુ શ્રુતિવિહિત હોઈને પણ આ સ્માર્ત કઈ રીતે હોઈ શકે ?

સમાધાન : આ શ્રુતિ, સ્મૃતિનું અનુકથન કરનારી જ છે.[1] જો એને શ્રૌત માનવામાં આવશે તો જ્યોતિષ્ટોમ કર્મની સાથે એને પ્રકૃતિ—વિકારભાવ[2] સંબંધ થશે. આવી સ્થિતિમાં વિકારભૂત કર્મમાં પ્રાકૃત (જ્યોતિષ્ટોમ) કર્મના ઇતિકર્તવ્યતારૂપ ધર્મોને ગ્રહણ કરવાનું જરૂરી બનશે; પરંતુ (અહીં પરિસમૂહન—પરિલેપનાદિનો સંબંધ રહેવાને લીધે) આ શ્રૌતકર્મ નથી; માટે આ કર્મનું વિધાન આવ-સથ્યાગ્નિમાં જ છે. તેમ જ એમાં સમસ્ત આવૃત્ (ઇતિકર્તવ્યતા) સ્માર્ત જ છે.

ઉપસદ્વ્રતી થઈને અર્થાત્ પયોવ્રતી—દૂધ પીને જ રહેવાના વ્રતને ધારણ કરનારા—થઈ ને 'औदुम्बरे'—ઉદુમ્બર વૃક્ષમય કંસ—વાટકા-માં કે ચમસમાં; તે પ્રકૃતપાત્રનું જ આ વિશેષણ છે—કંસાકાર અથવા

---

૧ જો એમ કહેવામાં આવે કે શ્રુતિ તો સ્મૃતિ કરતાં પહેલાં પ્રગટ થઈ છે, તો તે સ્મૃતિનું અનુકથન કઈ રીતે કરી શકે? તો આમ કહેવું બરાબર નથી, કારણ કે શ્રુતિ ત્રણે કાળ સાથે સંબંધ ધરાવનારી છે, તેથી સ્મૃતિનું અનુકથન પણ તેના દ્વારા થવાનો સંભવ છે.

૨ પ્રકૃતિભૂત કર્મ સમગ્ર અંગોથી યુક્ત હોય છે અને વિકાર-ભૂત કર્મ અંગહીન હોય છે. શ્રૌત માનવાથી આ જ્યોતિષ્ટોમરૂપ પ્રકૃતિનો વિકાર થશે.

ચમસાકાર ઉંબરાના કાષ્ઠપાત્રમાં જ અર્થાત્ વિકલ્પ કેવળ આકારમાં જ છે, ઉંબરાની બાબતમાં વિકલ્પ નથી. તેમાં સર્વૌષધ–તમામ ઔષધિઓના સમૂહને અર્થાત્ યથાસંભવ અને યથાશક્તિ બધી ઔષધિઓ લાવીને ભેગી કરી તેમાં ગ્રામ્ય ઔષધિઓમાંથી આગળ બતાવવામાં આવનારી ડાંગર અને જવ વગેરે દશ ઔષધિઓ તો અવશ્ય લેવી જોઈએ; બીજી વધારે લેવામાં તો કોઈ દોષ છે જ નહીં; તેમ જ યથાસંભવ અને યથાશક્તિ ગ્રામ્યફળ પણ લાવીને મૂળમાં 'इति' શબ્દ બધી સામગ્રીનો સંગ્રહ પ્રદર્શિત કરવા માટે છે. તાત્પર્ય એ છે કે બીજી પણ સંગ્રહ કરવા યોગ્ય જે વસ્તુ હોય, તેનો સંગ્રહ કરીને, આનો ક્રમ ગૃહ્યસૂત્રોમાં જોવો જોઈએ.

પરિસમૂહન અને પરિલેપન–વાળવું અને લીંપવું, એ ભૂમિના સંસ્કાર છે. 'अग्निमुपसमाधाय' અગ્નિનું ઉપ-સમાધાન–સ્થાપન કરી–આ વચનથી જણાય છે કે, ગૃહ્ય અગ્નિમાં હોમ કરવો; કારણ કે અહીં 'अग्निम्' આવું એકવચન છે અને ઉપસમાધાન સંભળાયેલ છે. વિદ્યમાન અગ્નિનું જ ઉપસમાધાન થાય છે. દર્ભોને પાથરી, 'आवृता' વિધિથી, આ કર્મ સ્માર્ત છે, તેથી અહીંયાં સ્થાલીપાકરૂપ વિધિ ગૃહીત થાય છે. તેનાથી, ઘીનો સંસ્કાર કરી, 'पुंसा नक्षत्रेण'–પુંલિંગ નામવાળા નક્ષત્રમાં, જે પુણ્યતિથિથી યુક્ત હોય એવા દિવસે મન્થને–તમામ ઔષધિઓના વાટેલા પિંડાને તે ઉંબરાના ચમસમાં દહીં, મધ અને ઘીમાં નાખીને એક રવૈયાથી મથીને પોતાની અને અગ્નિની વચમાં તેને મૂકવું. પછી ઉંબરાના સ્રુવાથી 'यावन्तो देवाः' વગેરે મંત્રોથી આવાપસ્થાનમાં ઘીથી હવન કરવું. ૧

## હવનના મંત્રો

ज्येष्ठाय स्वाहा श्रेष्ठाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति प्राणाय स्वाहा वसिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति वाचे स्वाहा प्रतिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे

**सँस्रवमवनयति चक्षुषे स्वाहा सम्पदे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति श्रोत्राय स्वाहायतनाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति मनसे स्वाहा प्रजात्यै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति रेतसे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सँस्रवमवनयति ॥**

ज्येष्ठाय स्वाहा=સર્વથી મોટા હોય તેને માટે સ્વાહા, श्रेष्ठाय स्वाहा=શ્રેષ્ઠ હોય તેને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રોથી અગ્નિમાં હોમ કરીને, संस्रवम्=સંસ્રવ-હોમવાના સાધન-સરવાને જે ઘી ચોંટેલું હોય તેને, मन्थे=મન્થમાં-કાલવી રાખેલા દ્રવ્યમાં, अवनयति=નાખવું-ટપકાવવું, प्राणाय स्वाहा=પ્રાણ માટે સ્વાહા, वसिष्ठायै स्वाहा=વસિષ્ઠને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ બે મંત્રોથી અગ્નિમાં હોમ કરી, संस्रवम्=સંસ્રવને, मन्थे=મન્થમાં, अवनयति=ટપકાવવું, वाचे स्वाहा=વાણી માટે સ્વાહા, प्रतिष्ठायै स्वाहा=પ્રતિષ્ઠાને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ બે મંત્રોથી અગ્નિમાં હોમ કરીને, मन्थे=મન્થમાં, संस्रवम्=સંસ્રવ, अवनयति=ટપકાવવું, चक्षुषे स्वाहा=ચક્ષુ માટે સ્વાહા, सम्पदे स्वाहा=સમ્પત્તિ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ બે મંત્રોથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સંસ્રવ ટપકાવવું, श्रोत्राय स्वाहा=શ્રોત્ર માટે સ્વાહા, आयतनाय स्वाहा=આયતન-આશ્રયના સ્થાન માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ બે મંત્રોથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મન્થમાં, संस्रवम्=સંસ્રવ, अवनयति=નાખે છે અર્થાત્ સ્રુવાને ચોંટેલું ઘી ટપકાવવું, मनसे स्वाहा प्रजात्यै स्वाहा=મન માટે સ્વાહા, પ્રજાની ઉત્પત્તિના કારણ માટે સ્વાહા. इति अग्नौ हुत्वा=આ બે મંત્રોથી અગ્નિમાં હોમ કરીને, मन्थे=મન્થમાં, संस्रवम् अवनयति=સંસ્રવ-સ્રુવામાં લાગેલું ઘી ટપકાવવું, रेतसे स्वाहा=વીર્ય માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્ર બોલી અગ્નિમાં હોમ કરવો ને પછી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સંસ્રવ ટપકાવવું.

'ज्येष्ठाय स्वाहा, श्रेष्ठाय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં

હવન કરીને સંસ્રવ-સ્રુવામાં લાગેલું ઘી, મંથ-કાલવી રાખેલા દ્રવ્યમાં ટપકાવવું; 'प्राणाय स्वाहा, वसिष्ठायै स्वाहा'—આ મંત્રથી અગ્નિમાં હવન કરી સંસ્રવને મંથમાં નાખવું; 'वाचे स्वाहा प्रतिष्ठायै स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી સંસ્રવને મંથમાં નાખવું; 'चक्षुषे स्वाहा सम्पदे स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી સંસ્રવને મંથમાં નાખવું; श्रोत्राय स्वाहा आयतनाय स्वाहा' આ મંત્ર બોલી સંસ્રવને મંથમાં નાખવું; 'मनसे स्वाहा, प्रजात्यै स्वाहा' આ મંત્રોથી અગ્નિમાં હવન કરીને મંથમાં સંસ્રવ નાખવું અને પછી 'रेतसे स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી સંસ્રવને મંથમાં નાખવું-સ્રુવામાં ચોંટેલું ઘી મંથમાં ટપકાવવું. ૨

अग्नये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति सोमाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भुवः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति स्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूर्भुवः स्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति ब्रह्मणे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति क्षत्त्राय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूताय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भविष्यते स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति विश्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति सर्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति प्रजापतये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति ॥ ३ ॥

अग्नये स्वाहा=અગ્નિને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम्=સંસ્રવ, अवनयति=ટપકાવવું.

सोमाय स्वाहा=સોમ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम्=સંસ્રવ, अवनयति=ટપકાવવું; भूः स्वाहा=ભૂઃ સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, सꣳस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું; भुवः स्वाहा=ભુવઃ સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, सꣳस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું, स्वः स्वाहा=સ્વઃ સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથ-માં, संस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું; भूर्भुवः स्वः स्वाहा=ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સંસ્રવ–સ્રુવામાંનું ઘી ટપકાવવું; ब्रह्मणे स्वाहा=બ્રાહ્મણજાતિ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરીને, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સંસ્રવ–સ્રુવા-માંનું ઘી ટપકાવવું; क्षत्राय स्वाहा=ક્ષત્રિયજાતિ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, संस्रवम् मन्थे अवनयति=સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; भूताय स्वाहा=ભૂતકાળ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું; भविष्यते स्वाहा=ભવિષ્યકાળ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું; विश्वाय स्वाहा=સમગ્ર જગતને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, संस्रवम् मन्थे अवनयति=સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; सर्वाय स्वाहा=સર્વને માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હોમ કરી, मन्थे=મંથમાં, संस्रवम् अवनयति=સ્રુવામાંનું ઘી ટપકાવવું; प्रजापतये स्वाहा=પ્રજાપતિ માટે સ્વાહા, इति अग्नौ हुत्वा=આ મંત્રથી અગ્નિમાં હવન કરી, मन्थे=મંથમાં, संस्रवम्=સંસ્રવ–સ્રુવામાંનું ઘી, अवनयति=ટપકાવવું.

'अग्नये स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને

સંસ્રવ–સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; 'सोमाय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી સંસ્રવને મંથમાં ટપકાવવું; 'भूः स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; 'भुवः स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને મંથમાં સંસ્રવ ટપકાવવું; 'स्वः स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી મંથમાં સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'भूर्भुवः स्वः स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હોમ કરી સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; 'ब्रह्मणे स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરી મંથમાં સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'क्षत्त्राय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને સ્રુવામાંનું ઘી મંથમાં ટપકાવવું; 'भूताय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને મંથમાં સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'भविष्यते स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને મંથમાં સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'विश्वाय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને મંથમાં સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'सर्वाय स्वाहा' આ મંત્રથી અગ્નિમાં હવન કરીને મંથમાં સંસ્રવ–સ્રુવામાંનું ઘી ટપકાવવું; 'प्रजापतये स्वाहा' આ મંત્ર બોલીને અગ્નિમાં હોમ કરવો અને સર્વૌષધિ ચૂર્ણ વગેરે તથા વ્રીહી–ડાંગર, જવ વગેરેના લોટને દહીં, મધ અને ઘીમાં નાખીને રવૈયાથી મથી નાખીને બનાવેલા મંથમાં સંસ્રવન–સ્રુવામાંના ઘીને ટપકાવવું. ૩

**ભાષ્ય :** 'ज्येष्ठाय स्वाहा श्रेष्ठाय स्वाहा' અહીંથી લઈને બબ્બે આહુતિઓ હોમીને સંસ્રવને મંથમાં ટપકાવવું. અર્થાત્ સ્રુવામાં લાગેલું ઘી મંથમાં ટપકાવવું. આ 'ज्येष्ठाय श्रेष्ठाय' ઇત્યાદિ પ્રાણના લિંગથી જ એવો નિશ્ચય થાય છે કે, આ કર્મમાં જ્યેષ્ઠ–શ્રેષ્ઠાદિરૂપ પ્રાણના ઉપાસકનો જ અધિકાર છે. 'रेतसे स्वाहा' અહીંથી લઈને

એક એક આહુતિ હોમીને મંથમાં સંસ્રવ નાખે છે. પછી બીજા રવૈયાથી તેનું મંથન કરે છે. ૨,૩

## શ્રીમંથના સ્પર્શ–અભિમર્શનો મંત્ર

**अथैनमभिमृशति भ्रमदसि ज्वलदसि पूर्णमसि, प्रस्तब्धमस्येकसभमसि हिङ्कृतमसि हिङ्क्रियमाणमस्युद्गीथमस्युद्गीयमानमसि श्रावितमसि प्रत्याश्रावितमस्यार्द्रे संदीप्तमसि विभूरसि प्रभूरस्यन्नमसि ज्योतिरसि निधनमसि संवर्गोऽसीति ॥ ४ ॥**

अथ=ત્યાર પછી, एनम्=એ મંથને, भ्रमत् असि=પ્રાણરૂપથી તું બધા દેહોમાં ભમનારો છે; ज्वलत् असि=અગ્નિરૂપથી સર્વત્ર પ્રજ્વલિત થનારો છે; पूर्णम् असि=બ્રહ્મરૂપથી પૂર્ણ છે; प्रस्तब्धम् असि=આકાશરૂપથી અત્યંત સ્તબ્ધ (નિષ્કમ્પ) છે; एकसभमसि=બધા સાથે અવિરોધી હોવાને લીધે તું આ જગદ્રૂપ એક સભાના સમાન છે; हिङ्कृतम् असि=યજ્ઞના આરંભમાં પ્રસ્તોતા દ્વારા તું જ હિંકૃત છે; हिङ्क्रियमाणम् असि=ને એ જ પ્રસ્તોતા દ્વારા યજ્ઞમાં તું જ હિંક્રિયમાણ છે; उद्गीथम् असि=યજ્ઞના આરંભમાં ઉદ્ગાતા દ્વારા તું જ ઉચ્ચારથી ગવાનારું ઉદ્ગીથ છે; उद्गीयमानम् असि=અને તે યજ્ઞના મધ્યમાં તેના દ્વારા તું જ ઉદ્ગીયમાન છે; श्रावितम् असि=તું જ અધ્વર્યુ દ્વારા શ્રાવિત છે; प्रत्याश्रावितम् असि=અને આગ્નીધ્ર દ્વારા પ્રત્યાશ્રાવિત છે; आर्द्रे=મેઘમાં, संदीप्तम् असि=સારી પેઠે દીપ્ત છે; विभूः असि=તું વિભુ (વિવિધરૂપે થનારો) છે; प्रभूः असि=અને પ્રભુ (સમર્થ) છે; अन्नम् असि ज्योतिः असि=તું ભોક્તા અગ્નિરૂપથી જ્યોતિ છે; निधनम् असि=કારણરૂપથી સર્વનું પ્રલયસ્થાન છે, संवर्गः असि इति=સર્વનો સંહાર કરનારો હોવાથી સંવર્ગ છે, આ મંત્ર દ્વારા (મંથને) સ્પર્શે છે.

પછી એ મંથને સ્પર્શ કરવો (તે વખતે આ મંત્ર બોલવો : ) 'હે મંથ ! તું સર્વ પ્રાણીઓમાં પ્રાણરૂપે ભમે છે, અગ્નિરૂપે બળે છે, બ્રહ્મરૂપે પૂર્ણ છે, આકાશરૂપે અત્યંત સ્તબ્ધ

છે, બધાથી અવિરોધી હોવાને લીધે આ જગતરૂપે તું એક સભાના સમાન છે. તું જ યજ્ઞના આરંભમાં પ્રસ્તોતા દ્વારા હિંકૃત છે-હિંકાર છે. વળી તે જ પ્રસ્તોતા દ્વારા યજ્ઞમાં તું જ હિંક્રિયમાણ છે, યજ્ઞના આરંભમાં ઉદ્ગાતા દ્વારા તું જ ઉચ્ચ સ્વરથી ગવાનારું ઉદ્ગીથ છે, અને યજ્ઞના મધ્યમાં તેના દ્વારા તું જ ઉદ્ગીયમાન છે, અધ્વર્યુ વડે શ્રાવિત (સંભળાવેલ) તું છે અને આગ્નીધ્ર વડે પ્રત્યાશ્રાવિત (સામેથી સંભળાવેલ) તું છે, આર્દ્ર અર્થાત્ મેઘમાં સારી પેઠે દીપ્ત-પ્રકાશેલ એવી વીજળી તું છે; તું વિભુ (વિવિધરૂપે થનારો) છે અને પ્રભુ (સમર્થ) છે. તું ભોક્તા અગ્નિરૂપથી જ્યોતિ છે, કારણરૂપથી સર્વનું પ્રલયસ્થાન છે, અને તું વાણી વગેરેનો તથા અગ્નિ વગેરેનો પોતામાં સંહાર કરે છે, માટે સંવર્ગ છે.' ૪

**ભાષ્ય :** ત્યાર બાદ 'भ्रमदसि' ઇત્યાદિ મંત્રથી એનો સ્પર્શ કરે છે. ૪

## શ્રીમંથ ઉપાડવાનો મંત્ર

**अथैनमुद्यच्छत्यामꣳस्यामꣳ हि ते महि स हि राजेशानोऽधिपतिः स माꣳ राजेशानोऽधिपतिं करोत्विति ॥५॥**

अथ=પછી, आमंसि=તું સર્વ જાણે છે, ते महि=તારા મહિમાને, आमंहि=હું સારી પેઠે જાણું છું, सः हि=તે પ્રાણ જ, राजा=રાજા છે, ईशानः=ઈશાન-નિયંતા છે, अधिपतिः=અધિપતિ છે, सः=તે પ્રાણ, माम्=મને, राजा=રાજા, ईशानः=ઈશાન, अधिपतिम् करोतु इति=અધિપતિ કરે, આ મંત્રથી; एनम्=એ મંથને, उच्छयति=હાથમાં લે છે.

પછી 'आमंस्यामंहि ते महि' ઇત્યાદિ મંત્રથી મંથને હાથમાં લે છે. (આ મંત્રનો અર્થ આ પ્રમાણે છે:) 'તું

સર્વ જાણે છે; તારા મહિમાને હું સારી પેઠે જાણું છું; તે પ્રાણ જ રાજા છે; ઈશાન અર્થાત્ નિયંતા છે; અધિપતિ છે; તે પ્રાણ મને રાજા, ઈશાન અને અધિપતિ કરે–બનાવે.' ૫

**ભાષ્યઃ** ત્યાર પછી 'आमंस्यामंहि ते महि' ઇત્યાદિ મંત્રથી તે મંથને પાત્ર સાથે હાથે ઉપાડે છે. ૫

## શ્રી મંથભક્ષણનો વિધિ

अथैनमाचामति तत्सवितुर्वरेण्यम् । मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः । भूः स्वाहा । भर्गो देवस्य धीमहि । मधु नक्तमुतोषसो मधुमत् पार्थिवꣳ रजः । मधु द्यौरस्तु नः पिता । भुवः स्वाहा । धियो यो नः प्रचोदयात् । मधुमान्नो वनस्पतिर्मधुमाꣳ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः । स्वः स्वाहेति । सर्वां च सावित्रीमन्वाह सर्वाश्च मधुमतीरहमेवेदꣳ सर्वं भूयासं भूर्भुवः स्वः स्वाहेत्यन्तत आचम्य पाणी प्रक्षाल्य जघनेनाग्निं प्राक्शिराः संविशति प्रातरादित्यमुपतिष्ठते दिशामेकपुण्डरीकमस्यहं मनुष्याणामेकपुण्डरीकं भूयासमिति यथेतमेत्य जघनेनाग्निमासीनो वꣳशं जपति ॥ ६ ॥

अथ=ત્યાર પછી, 'तत्सवितुर्वरेण्यम्' સૂર્યના તે શ્રેષ્ઠ (પદનું હું ધ્યાન કરું છું, ઇત્યાદિ મંત્રથી), एनम्=એ મંથનું, आचामति=આચમન કરે છે–ભક્ષણ કરે છે, वातामधु ऋतायते=મધુર પવન મંદ ગતિથી વહી રહ્યો છે, सिन्धवः मधु क्षरन्ति=નદીઓ મધુરસનો સ્રાવ કરી રહી છે, नः ओषधीः माध्वीः सन्तु=અમારા માટે ઓષધીઓ મધુર થાઓ, भूः स्वाहा=ભૂઃ સ્વાહા (આટલા અર્થવાળા મંત્રથી મન્થના પ્રથમ ગ્રાસનું ભક્ષણ કરવું); देवस्य भर्गः धीमहि=અમે સવિતાદેવના તેજનું ધ્યાન કરીએ છીએ; 'नक्तम् उत उषसः मधु'=રાત અને દિવસ સુખકર થાઓ, पार्थिवम् रजः मधुमत्=પૃથ્વીના રજકણો શાંતિકર અર્થાત્

ઉદ્વેગ ન કરનારા થાઓ; द्यौः पिता नः मधु अस्तु=પિતા દ્યુલોક અમારા માટે સુખકર થાઓ; भुवः स्वाहा=ભુવઃ સ્વાહા ( આટલા અર્થવાળા મંત્રથી બીજા ગ્રાસનું ભક્ષણ કરવું ); यः नः धियः प्रचोदयात्=જે સવિતાદેવ અમારી બુદ્ધિઓને પ્રેરણા આપે; नः वनस्पतिः मधुमान्=અમારા માટે વનસ્પતિ ( સોમ ) મધુર રસમય થાઓ, सूर्यः मधुमान् अस्तु=સૂર્ય અમારા માટે મધુમાન થાઓ, गावः नः माध्वीः भवन्तु=કિરણો અથવા દિશાઓ અમારા માટે સુખકર થાઓ, स्वः स्वाहा=સ્વઃ સ્વાહા ( આટલા અર્થવાળા મંત્રથી ત્રીજા ગ્રાસનું ભક્ષણ કરવું ); अनु=એના પછી, सर्वाम् सावित्रीम्=સંપૂર્ણ સાવિત્રી (ગાયત્રી મંત્ર), सर्वाः च मधुमतीः=સમસ્ત–' मधु वाता ऋतायते '–આ મધુમતી ઋચા, ' अहम् एव इदम् सर्वम् भूयासम् '–આ સર્વ હું જ થઈ જાઉં', भूर्भुवः स्वः स्वाहा इति आह=' ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા ' આમ બોલીને, अन्ततः आचम्य=છેવટે બધું મંથ પી જઈ, पाणी प्रक्षाल्य=બંને હાથ ધોઈ, जघनेन अग्निम्=અગ્નિના પશ્ચિમ ભાગમાં, प्राक्शिराः=પૂર્વની બાજુમાં માથું રાખીને, संविशति=રાત્રે સૂઈ જવું; प्रातः=પ્રાતઃકાળમાં, दिशाम्= દિશાઓનો, एकम्=એક, पुण्डरीकम् असि=તું પુંડરીક અર્થાત્ અખંડ–શ્રેષ્ઠ છે, अहम्=હું, मनुष्याणाम्=માણસોમાં, एकम्=એક, पुण्डरीकम् भूयासम्=પુંડરીક થાઉં, इति=આ મંત્રથી, आदित्यम् उपतिष्ठते=આદિત્યનું ઉપસ્થાન ( નમસ્કાર ) કરે છે; यथेतम्=જે માર્ગથી ગયો હતો, एत्य= તેનાથી જ પાછો ફરીને, जघनेन अग्निम् आसीनः=અગ્નિના પશ્ચિમ ભાગમાં બેસીને, वंशं जपति=( આ આગળના મંત્રોમાં જણાવેલા ) વંશને જપે છે.

પછી એ મંથના જુદા જુદા (ચાર) ગ્રાસ–કોળિયા બનાવી તેમાંનો પહેલો કોળિયો આ મંત્રથી ખાય છે; 'સૂર્યના તે શ્રેષ્ઠ પદનું હું ધ્યાન કરું છું; વાયુઓ મધુર રીતે વાય છે; નદીઓ મધુર રસનો સ્રાવ કરી રહી છે; અમારા માટે ઔષધિઓ મધુર રસવાળી થાઓ; ભૂઃ સ્વાહા.' તે પછી બીજો

કોળિયો આ મંત્રથી ખાય છે : 'સૂર્ય દેવના તેજનું અમે ધ્યાન કરીએ છીએ; રાત અને દિવસો અમારા માટે સુખકર થાઓ; પૃથ્વીની રજ અમને ઉદ્વેગ ન કરનારી થાઓ અર્થાત્ આનંદ આપનારી થાઓ; પિતા દ્યુલોક–સ્વર્ગરૂપ પિતા અમારા માટે સુખકર થાઓ; ભુવઃ સ્વાહા.' તે પછી ત્રીજો કોળિયો આ મંત્ર બોલીને ખાય છે : 'જે સૂર્યદેવ અમારી બુદ્ધિઓને સન્માર્ગે પ્રેરે છે, તે અને વનસ્પતિરૂપ સોમ–અન્ન અમને આનંદ આપનારા થાઓ; તેમનાં કિરણો અમારા માટે સુખકર થાઓ; સ્વઃ સ્વાહા.' એમ ત્રણ કોળિયા ખાઈને આખી ગાયત્રી બોલી જવી અને 'મધુવાતા ઋતાયતે' વગેરે સર્વ મધુમતી ઋચા ભણી અને પછી 'હું જ સર્વસ્વરૂપ થાઉં' એમ કહેવું; અને 'ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા' એમ બોલી ચોથો કોળિયો ખાવો; પછી છેલ્લે એ મંથવાળું પાત્ર પણ ધોઈને તે પાણી પી જવું અને આચમન કરી, બન્ને હાથ ધોઈને અગ્નિની પશ્ચિમે પૂર્વ તરફ માથું રાખીને રાત્રે સૂઈ જવું; પછી સવારે પ્રાતઃ-સંધ્યા કર્યા પછી સૂર્યોદય સમયે સૂર્ય સામે નજર રાખી આ મંત્રથી ઉપસ્થાન કરવો : 'હે સૂર્ય ! જેમ તમે દિશાઓમાં અખંડ શ્રેષ્ઠ છો, તેમ હું મનુષ્યોમાં અખંડ શ્રેષ્ઠ થાઉં' એમ સૂર્યોપસ્થાન કર્યા પછી રાત્રે સૂતા પહેલાં જેમ આવ્યો હતો અર્થાત્ જે માર્ગથી આવ્યો હતો તે જ માર્ગે અગ્નિની પાસે જઈ અગ્નિની પશ્ચિમ બાજુ બેસી આગળના મંત્રોમાં જણાવેલા વંશનો જપ કરવો. ૬

**ભાષ્ય :** ત્યાર પછી તે મંથનું ભક્ષણ કરે છે. ગાયત્રીના પ્રથમ-પાદ, પ્રથમ મધુમતી–'મધુ વાતા ઋતાયતે૦'–ઋચા અને પ્રથમ (ભૂઃ સ્વાહા) વ્યાહૃતિથી પહેલો કોળિયો ખાય છે. ગાયત્રીનું બીજું પાદ,

બીજી મધુમતી–મધુ નક્ત૦–ઋચા અને દ્વિતીય (ભુવઃ સ્વાહા) વ્યાહૃતિથી બીજો કોળિયો ખાય છે અને ગાયત્રીના ત્રીજા પાદ, તૃતીય મધુમતી–મધુમાન્નો વનસ્પતિ૦–ઋચા અને ત્રીજી (સ્વઃ સ્વાહા) વ્યાહૃતિથી ત્રીજો કોળિયો ખાય છે. છેવટે સંપૂર્ણ ગાયત્રી, આખી મધુમતી ઋચા અને 'હું જ સર્વ થઈ જાઉં' એમ બોલતાં 'ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા' આમ કહી તમામ મંથ ખાઈ જવો.

આ મંથરૂપ તમામ દ્રવ્ય ચાર કોળિયામાં ખવાઈ જાય એ પ્રમાણે પહેલાં જ એના ભાગ કરી લેવા. વાસણમાં જે કંઈ બાકી રહી જાય તે વાસણને ધોઈને તે બધું મૌન રહી પી જવું. પછી બન્ને હાથ ધોઈને જળથી આચમન કરી 'जघनेन अग्निम्' અર્થાત્ અગ્નિના પશ્ચિમે પૂર્વ દિશા તરફ માથું રાખી રાત્રે સૂઈ જવું. સવારે સંધ્યાવંદન કરી 'दिशामेकपुण्डरिकमसि' આ મંત્રથી સૂર્યનું ઉપસ્થાન કરવું. પછી જે માર્ગથી ગયો હતો તેનાથી જ પાછા ફરીને અગ્નિના પશ્ચિમ ભાગમાં બેસીને (આગળના મંત્રોમાં જણાવેલા) વંશનો જપ કરવો.

## શ્રીમંથકર્મનો વંશ

**तꣳहैतमुद्दालक आरुणिर्वाजसनेयाय याज्ञवल्क्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥७॥**

तम् ह एतम्=તે આ મંથનો, उद्दालकः आरुणिः=ઉદ્દાલક આરુણિએ, अन्तेवासिने=પોતાના શિષ્ય, वाजसनेयाय याज्ञवल्क्याय उक्त्वा=વાજસનેય યાજ્ઞવલ્ક્યને ઉપદેશ કરીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે કોઈ, एनम्=(ભક્ષણ માટે સંસ્કાર કરવામાં આવેલા) આ મંથને, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠામાં, निषिञ्चेत्=સિંચન કરે–નાખે તો, शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે અને, पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે.

અરુણના પુત્ર ઉદ્દાલકે, આ મંથકર્મનો વાજસનિના

પુત્ર યાજ્ઞવલ્ક્ય નામના પોતાના શિષ્યને ઉપદેશ કરી કહ્યું પણ હતું કે, 'જે ઉપાસક આ (ઉપર દર્શાવેલા) મંથને સૂકા ઠૂંઠાં ઉપર સીંચે-છાંટે તો તે ઠૂંઠામાં પણ ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે.' ૭

**एतमु हैव वाजसनेयो याज्ञवल्क्यो मधुकायपैङ्ग्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्शाखाः प्ररोहेयुः पलाशानीति ॥८॥**

एतम् उ ह एव=આ જ મંથનો, वाजसनेयः=વાજસનિના પુત્ર, याज्ञवल्क्यः=યાજ્ઞવલ્ક્યે, अन्तेवासिने मधुकाय पैङ्ग्याय=પોતાના શિષ્ય મધુક પૈંગ્યને, उक्त्वा=ઉપદેશ આપીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે કોઈ, एनम्=એ સંસ્કારયુક્ત મંથ, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠા ઉપર, निषिञ्चेत्=છાંટે તો, शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે અને, पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે.

આ જ મંથનો વાજસનિના પુત્ર યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્ય મધુક પૈંગ્યને ઉપદેશ આપીને કહ્યું કે, 'જે કોઈ એ સંસ્કાર કરેલા મંથને સૂકા ઠૂંઠા ઉપર છાંટે તો તે ઠૂંઠામાં પણ ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે.' ૮

**एतमु हैव मधुकः पैङ्ग्यश्चूलाय भागवित्तयेऽन्तेवासिन उक्त्वोचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्शाखाः प्ररोहेयुः पलाशानीति ॥९॥**

मधुकः पैङ्ग्यः=મધુક પૈંગ્યે, अन्तेवासिने चूलाय भागवित्तये=પોતાના શિષ્ય ચૂલ ભાગવિત્તિને, एतम् उ ह एव=આ જ મંથકર્મનો, उक्त्वा=ઉપદેશ આપીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે ઉપાસક, एनम्=આ (ઉપર દર્શાવેલા) મંથને, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠા

ઉપર, निषिञ्चेत्=છાંટે, (તો) शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે (અને) पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે.

મધુક પૈંગ્યે પોતાના શિષ્ય ચૂલ ભાગવિત્તિને આ જ મંથકર્મનો ઉપદેશ આપીને કહ્યું પણ હતું કે જે ઉપાસક આ (ઉપર દર્શાવેલા) મંથને સૂકા ઠૂંઠા ઉપર છાંટે તો તેને ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે. ૯

**एतमु हैव चूलो भागवित्तिर्जानकय आयस्थूणायान्तेवासिन उक्त्वोवाचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्शाखाः प्ररोहेयुः पलाशानीति ॥ १० ॥**

चूलः भागवित्तिः=ચૂલ ભાગવિત્તિએ, अन्तेवासिने जानकये आयस्थूणाय=પોતાના શિષ્ય જાનકિ આયસ્થૂણને एतम् उ ह एव=આ જ મંથકર્મનો, उक्त्वा=ઉપદેશ આપીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે ઉપાસક, एनम्=આ મંથને, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠા ઉપર, निषिञ्चेत्=છાંટે (તો), शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે અને, पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે.

ચૂલ ભાગવિત્તિએ પોતાના શિષ્ય જાનકિ આયસ્થૂણને આ જ મંથકર્મનો ઉપદેશ આપીને કહ્યું પણ હતું કે, જે ઉપાસક આ મંથને સૂકા ઠૂંઠા ઉપર છાંટે તો તે સૂકા ઠૂંઠાને ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે. ૧૦

**एतमु हैव जानकिरायस्थूणः सत्यकामाय जाबालायान्तेवासिन उक्त्वोवाचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्शाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ११ ॥**

जानकिः आयस्थूणः=જાનકિ આયસ્થૂણે, अन्तेवासिने सत्यकामाय जाबालाय=પોતાના શિષ્ય સત્યકામ જાબાલને, एतम् उ ह एव=આ જ

મંથકર્મનો, उक्त्वा=ઉપદેશ આપીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે ઉપાસક, एनम्=આ સંસ્કાર કરેલા મંથને, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠા ઉપર, निषिञ्चेत्=છાંટે તો, शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે (અને) पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે.

જાનકિ આયસ્થૂણે પોતાના શિષ્ય સત્યકામ જાબાલને આ જ મંથકર્મનો ઉપદેશ આપીને કહ્યું પણ હતું કે, જે ઉપાસક આ (ઉપર દર્શાવેલા) મંથને સૂકા ઠૂંઠા ઉપર છાંટે તો તેને ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે. ૧૧

**एतमु हैव सत्यकामो जाबालोऽन्तेवासिभ्य उक्त्वोवाचापि य एनँ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्शाखाः प्ररोहेयुः पलाशानीति तमेतं नापुत्राय वानन्तेवासिने वा ब्रूयात् ॥ १२ ॥**

सत्यकामः जाबालः=સત્યકામ જાબાલે, अन्तेवासिभ्यः= પોતાના શિષ્યોને, एतम् उ ह एव उक्त्वा=આ જ મંથકર્મનો ઉપદેશ આપીને, उवाच अपि=કહ્યું પણ હતું કે, यः=જે ઉપાસક, एनम्=(ભક્ષણ કરવા માટે સંસ્કાર કરેલા) આ મંથને, शुष्के स्थाणौ=સૂકા ઠૂંઠા ઉપર, निषिञ्चेत्=છાંટે તો, शाखाः जायेरन्=ડાળીઓ ફૂટે અને, पलाशानि प्ररोहेयुः इति=પાંદડાં ઊગે, तम् एतम्=તે આ મંથકર્મનો, अपुत्राय=જે પુત્ર ન હોય તેને, वा=અથવા તો, अनन्तेवासिने=જે શિષ્ય ન હોય તેને, न ब्रूयात्=ઉપદેશ કરવો નહીં.

સત્યકામ જાબાલે પોતાના શિષ્યોને આ જ મંથકર્મનો ઉપદેશ આપીને કહ્યું પણ હતું કે, જે ઉપાસક ભક્ષણ કરવા માટે સંસ્કાર કરેલા આ મંથને સૂકા ઠૂંઠા ઉપર છાંટે તો ડાળીઓ ફૂટે અને પાંદડાં ઊગે; તે આ મંથકર્મનો જે પુત્ર અથવા તો શિષ્ય ન હોય તેને ઉપદેશ કરવો નહીં. ૧૨

भाष्यः 'तं हैतमुद्दालकः' અહીંથી આરંભ કરીને 'सत्यकामो

जाबालोऽन्तेवासिभ्य उक्त्वोवाचापि...प्ररोहेयुः पलाशानि ' અહીં સુધી ઉદ્દાલકથી માંડીને એક એક આચાર્યના ક્રમથી પ્રાપ્ત થયેલા આ મંથનો સત્યકામ જાબાલે ઘણા શિષ્યોને ઉપદેશ કરીને કહ્યું. બીજું શું કહ્યું, તે કહે છે : ' જો કોઈ ભક્ષણના માટે સંસ્કાર કરાયેલા આ મંથને કોઈ સૂકા–મરણ પામેલા સ્થાણુ–ઠૂંઠા ઉપર પણ છાંટી દે તો એ ઠૂંઠામાં શાખાઓ–વૃક્ષના અવયવો ઊગી નીકળશે અને પાંદડાંઓ પણ નીકળી આવશે, જેવાં કે લીલા–જીવતા ઠૂંઠામાં ઊગી નીકળેલાં હોય છે; તો પછી આ કર્મથી જો કામનાની સિદ્ધિ થઈ જાય તો તેમાં કઈ મોટી વાત છે! તાત્પર્ય એ છે કર્મ નિશ્ચિત ફળ આપનારું છે–આ પ્રમાણે આ ઉક્તિ કર્મની સ્તુતિ માટે છે.

વિદ્યા પ્રાપ્ત કરવા માટે છ[1] તીર્થ (અધિકારી) છે, તેમાંના આ પ્રાણદર્શનયુક્ત મંથવિજ્ઞાનની પ્રાપ્તિની અનુજ્ઞા પુત્ર અને શિષ્ય બે જ તીર્થોને માટે છે. ૭–૧૨

## શ્રી મંથકર્મની સામગ્રીનું વિવરણ

**चतुरौदुम्बरो भवत्यौदुम्बरः स्रुव औदुम्बरश्चमस औदुम्बर इध्म औदुम्बर्या उपमन्थन्यौ दश ग्राम्याणि धान्यानि भवन्ति व्रीहियवास्तिलमाषा अणुप्रियङ्गवो गोधूमाश्च मसूराश्च खल्वाश्च खलकुलाश्च तान् पिष्टान् दधनि मधुनि घृत उपसिञ्चत्याज्यस्य जुहोति ॥१३॥**

चतुरौदुम्बरः भवति=આ મંથકર્મ ચતુરૌદુમ્બર–ચાર ઔદુમ્બર–ઉંબરાના કાષ્ઠના પદાર્થોવાળું છે, औदुम्बरः स्रुवः=એમાં ઔદુમ્બર કાષ્ઠ–ઉંબરાના લાકડાનો સરવો, औदुम्बरः चमसः=ઉંબરાના લાકડાનું ચમસ,

૧ શિષ્ય, વેદનું અધ્યયન કરનાર શ્રોત્રિય, ધારણાશક્તિસંપન્ન પુરુષ, ધન આપનાર, પ્રિય પુત્ર અને એક વિદ્યા શીખીને જે બીજી શીખવનાર હોય–આ છ વિદ્યાદાનના અધિકારી છે.

औदुम्बरः इध्मः=ઉંબરાનાં સમિધ–હોમવાનાં લાકડાં, औदुम्बर्यौ उपमन्थन्यौ=ઉંબરાના લાકડાની મંથ હલાવવા માટે બે નાની દાંડીઓ; दश ग्राम्याणि धान्यानि भवन्ति=દશ ગ્રામ્ય ધાન્યો હોવાં જોઈએ, व्रीहियवास्तिलमाषाः=ડાંગર, જવ, તલ, અડદ; अणुप्रियङ्गवः=ચીણો, કાંગ; गोधूमाः=ઘઉં, मसूराः=મસૂર, खल्वाः=વાલ, च=અને, खलकुलाः=કળથી, तान् पिष्टान्=એમના લોટને, दधनि=દહીંમાં, मधुनि=મધમાં, घृते=ઘીમાં, उपसिञ्चति=પલાળે છે; आज्यस्य जुहोति=ઘીની આહુતિથી હવન કરે છે.

આ મન્થકર્મમાં ચાર વસ્તુઓ ઉંબરાના ઝાડના લાકડાની હોવી જોઈએ : સરવેઃ ઉંબરાનો, ચમસ (પાત્ર) ઉંબરાનું, સમિધ (હોમકાષ્ઠ) ઉંબરાનાં અને (મંથ હલાવવાની) નાની બે દાંડીઓ પણ ઉંબરાની હોવી જોઈએ; દશ ગ્રામ્ય ધાન્યો હોવાં જોઈએ : ડાંગર, જવ, તલ, અડદ, ચીણો, કાંગ, ઘઉં, મસૂર, વાલ અને કળથી. આ દશેને દળી લોટ બનાવી તેમાં દહીં, મધ અને ઘી નાખવું. પછી ઘીની આહુતિઓ આપી હવન કરવો. ૧૩

**ભાષ્ય :** ‘चतुरौदुम्बरो भवति’ આ વાક્યની વ્યાખ્યા શ્રુતિએ પોતે કરી છે. દશ ગ્રામ્ય ધાન્ય હોય છે. અમે પહેલાં કહી ગયા છીએ કે, ગ્રામ્ય ધાન્યોમાંનાં દશ તો અવશ્ય લેવાં જોઈએ. તે ક્યાં છે, તે કહે છે : ડાંગર, જવ, તલ, અડદ, ચીણો, કાંગ, ખલ્વ અથવા નિષ્પાવ–લોકવ્યવહારમાં એને વાલ કહેવામાં આવે છે. ખલકુલ એટલે કળથી. એ સિવાય બીજાં જે ધાન્યો યજ્ઞ સંબંધી નથી તેમને છોડી દઈ યથાશક્તિ બધી ઔષધિઓ અને ફળ લેવાં જોઈએ, એમ અમે કહી ચૂકયા છીએ. ૧૩

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં છઠ્ઠા અધ્યાયમાં તૃતીય શ્રીમન્થબ્રાહ્મણ ૩

॥३९ मां

## ચતુર્થ બ્રાહ્મણ

## સંતાનોત્પત્તિવિજ્ઞાન અથવા પુત્રમન્થ[1]કર્મ

**ભાષ્ય :** જે પ્રકારે જન્મ લેનારો, જે વિધિથી ઉત્પન્ન કરાયેલો અથવા જે ગુણોથી વિશિષ્ટપણાને પ્રાપ્ત થયેલો પુત્ર પોતાને માટે તથા પિતાને માટે લોક-પરલોકમાં હિતકારી હોય છે; તેવા પુત્રની ઉત્પત્તિ કઈ રીતે થાય ? એ બતાવવા માટે અથવા એવા પુત્રની પ્રાપ્તિનો ઉપાય પ્રાપ્ત કરવા માટે આ ચતુર્થ બ્રાહ્મણનો આરંભ કરવામાં આવે છે. જે પ્રાણોપાસક પુરુષે શ્રીમન્થકર્મનું સંપાદન કરી લીધું છે, તેનો જ પુત્રમંથકર્મમાં અધિકાર છે. સાધક જ્યારે પુત્રમંથકર્મ કરવા ચાહે છે, ત્યારે તે શ્રીમંથકર્મનું અનુષ્ઠાન કરીને પત્નીના ઋતુકાલની પ્રતીક્ષા કરે છે; આ વાત રેતસ્(શુક્ર)ને ઓષધિ આદિનો રસતમ (સારતમ) હોવાનું કહીને તેની પ્રશંસા કરવાથી જાણવામાં આવે છે.

**एषां वै भूतानां पृथिवी रसः पृथिव्या आपोऽपामोषधय ओषधीनां पुष्पाणि पुष्पाणां फलानि फलानां पुरुषः पुरुषस्य रेतः ॥ १ ॥**

एषाम् वै भूतानाम् रसः पृथिवी=આ ભૂતોનો રસ પૃથિવી છે, पृथिव्याः आपः=પૃથિવીનો રસ જળ છે, अपाम्=જળનો રસ, ओषधयः= ઔષધિઓ છે, ओषधीनाम् पुष्पाणि=ઔષધિઓનો રસ પુષ્પો છે, पुष्पाणाम् फलानि=પુષ્પોનો રસ ફળો છે, फलानाम् पुरुषः=ફળોનો રસ (આધાર) પુરુષ છે, पुरुषस्य रेतः=પુરુષનો રસ (સાર) શુક્ર છે.

---

[1] આ પહેલાં ત્રીજા બ્રાહ્મણમાં ધનની અભિલાષાવાળા પ્રાણોપાસકને માટે 'શ્રીમન્થ'કર્મનું વિધિપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. હવે મરજી પ્રમાણે સારા ગુણવાળાં સંતાન પેદા કરવાની યુક્તિ બતાવવા માટે 'પુત્રમન્થ'કર્મનું વર્ણન કરવામાં આવે છે.

પૃથ્વી આ પ્રાણીઓનો રસ (સાર) છે. પાણી પૃથ્વીનો રસ છે. વનસ્પતિઓ પાણીનો રસ છે. ફૂલો વનસ્પતિઓનો રસ છે. ફળ ફૂલોનો રસ છે. પુરુષ ફળોનો રસ છે. વીર્ય પુરુષનો રસ–સાર છે. ૧

**ભાષ્ય :** આ ચર–અચર બધાં પ્રાણીઓનો રસ–સારભૂત તત્ત્વ પૃથ્વી છે; કારણ કે 'પૃથ્વી સર્વ ભૂતો–પ્રાણીઓનો સાર (મધુ) છે,' આ વાત મધુબ્રાહ્મણમાં કહેવામાં આવી છે. પૃથ્વીનો રસ જળ છે; કારણ કે પૃથ્વી જળમાં ઓતપ્રોત છે. જળનો રસ ઓષધિઓ (અન્ન) છે. જળનું કાર્ય હોવાને લીધે ઓષધિઓને તેનો રસ કહ્યો છે ઓષધિઓનો રસ ફૂલ, ફૂલોનો રસ ફળ, ફળોનો રસ પુરુષ અને પુરુષનો રસ રેતસ્ (શુક્ર) છે. આ વાત 'આ વીર્ય પુરુષનાં બધાં અંગોમાંથી ઉત્પન્ન થયેલું તેજ છે' આ બીજી શ્રુતિથી પણ પ્રમાણિત થાય છે. ૧

**ભાષ્ય :** જો આ પ્રમાણે આ રેતસ્ (વીર્ય) સર્વ પ્રાણીઓનું સારતમ તત્ત્વ છે, તો એના આધાનને યોગ્ય પ્રતિષ્ઠા (આધારભૂમિ) શું છે? એવી જિજ્ઞાસા થતાં કહે છે :

**स ह प्रजापतिरीक्षांचक्रे हन्तास्मै प्रतिष्ठां कल्पयानीति स स्त्रियꣳ ससृजे ताꣳ सृष्ट्वाध उपास्त तस्मात् स्त्रियमध उपासीत स एतं प्राञ्चं ग्रावाणमात्मन एव समुदपारयत्तेनैनामभ्यसृजत ॥२**

सः ह प्रजापतिः=તે સુપ્રસિદ્ધ પ્રજાપતિએ, हन्त=અનુગ્રહ સાથે, ईक्षांचक्रे=વિચાર કર્યો કે. अस्मै=એ વીર્ય માટે, प्रतिष्ठाम् कल्पयानि इति= પ્રતિષ્ઠા અર્થાત્ આધારભૂમિની રચના કરું, એથી, सः=તેણે, स्त्रियम् ससृजे=સ્ત્રીને સર્જી. ताम् सृष्ट्वा=તેની સૃષ્ટિ–રચના કરીને, अधः उपास्ते= તેના અધોભાગની ઉપાસનારૂપ મૈથુનકર્મ કર્યું. तस्मात्=તેથી, स्त्रियम् अधः उपासीत=સ્ત્રીના અધોભાગનું સેવન કરવું; सः=તે પ્રજાપતિએ, एतम् प्राञ्चम् आत्मनः ग्रावाणम्=આ પ્રકૃષ્ટ ગતિવાળા પથ્થર

જેવા કઠણ પોતાના શિશ્નને (ઉત્પન્ન કરીને), समुदपारयत्=સ્ત્રીની યોનિ પ્રતિ પ્રેરિત કર્યું, तेन=તેનાથી, एनाम्=એ સ્ત્રીનો, अभ्यसृजत= સંસર્ગ કર્યો.

સુપ્રસિદ્ધ પ્રજાપતિએ અનુગ્રહ કરવાના હેતુથી વિચાર કર્યો કે, હું આ વીર્યની સ્થાપના માટે કોઈ યોગ્ય પ્રતિષ્ઠા—આધારભૂમિનું નિર્માણ કરું. તેથી તેમણે સ્ત્રીની રચના કરી-સર્જી. તેને સર્જીને તેમણે તેના અધોભાગની ઉપાસના કરી; માટે સ્ત્રીના અધોભાગનું સેવન કરવું. પ્રજાપતિએ આ ઉત્કૃષ્ટ ગતિશીલ પાષાણખંડ જેવા શિશ્નેદ્રિયને (ઉત્પન્ન કરીને) સ્ત્રી ભણી પ્રેરિત કરી, તેનાથી એ સ્ત્રીનો સંસર્ગ કર્યો. ૨

**ભાષ્ય :** તે સુપ્રસિદ્ધ સૃષ્ટિકર્તા પ્રજાપતિએ વિચાર કર્યો. વિચાર કરીને તેમણે સ્ત્રીને નિર્માણ કરી. તેને સર્જીને તેના અધોભાગની ઉપાસના કરી. મૈથુન નામક કર્મનું જ નામ અધોભાગની ઉપાસના છે, તે કર્મને જ સંપન્ન કર્યું; માટે સ્ત્રીના અધોભાગની ઉપાસના કરવી; કારણ કે માણસો શ્રેષ્ઠ પુરુષના આચાર–વ્યવહારનું અનુકરણ કરનારા હોય છે.

આ મૈથુનકર્મમાં વાજપેય યજ્ઞની સમાનતાની કલ્પના કરવામાં આવે છે–તે પ્રજાપતિએ આ પ્રકૃષ્ટ ગતિયુક્ત લોઢને, સોમરસ કાઢવા માટે ઉપયોગમાં લેવામાં આવતા એ સાધન જેવા પાષાણખંડ સદૃશ કઠણ પોતાના શિશ્નને–જનનેન્દ્રિયને ઉત્પૂરિત કર્યું–સ્ત્રીચિહ્ન ભણી પ્રેરિત કર્યું. તે જનનેન્દ્રિય વડે એ સ્ત્રીનો સંસર્ગ કર્યો.[1]

---

૧ સૃષ્ટિ-કાર્યમાં આ ક્રિયાની અત્યંત આવશ્યકતા છે. ભોગબુદ્ધિથી નહીં પણ કેવળ ઉત્તમ સંતાનના ઉત્પાદન માટે જો આ ક્રિયા થાય તો તે ધર્મસમ્મત છે અને આવશ્યક છે. આ ક્રિયામાં પ્રાણીમાત્રની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિ ભોગ માટે ન હોઈને કેવળ પ્રજોત્પત્તિ માટે સંયમિત અને સીમિત હોવી જોઈએ. એમાં

तस्या वेदिरुपस्थो लोमानि बर्हिश्चर्माधिषवणे समिद्धो मध्यतस्तौ मुष्कौ स यावान् ह वै वाजपेयेन यजमानस्य लोको भवति तावानस्य लोको भवति य एवं विद्वानधोपहासं चरत्यासाꣳ स्त्रीणाꣳ सुकृतं वृङ्क्तेऽथ य इदमविद्वानधोपहासं चरत्याऽस्य स्त्रियः सुकृतं वृञ्जते ॥ ३ ॥

तस्याः=તે સ્ત્રીની, उपस्थः=ઉપસ્થેન્દ્રિય, वेदिः=વેદી છે; बर्हिः लोमानि=લોમ તે દર્ભ છે, मध्यतः समिद्धः=યોનિનો મધ્ય ભાગ પ્રજ્વલિત અગ્નિ છે, तौ मुष्कौ=યોનિના પાર્શ્વભાગમાં જે બે કઠણ માંસખંડો છે તે મુષ્ક કહેવાય છે, એ બે મુષ્કો, चर्म अधिषवणे='અધિષવણ' નામથી પ્રસિદ્ધ ચર્મમય સોમફલક છે, वाजपेयेन वै=વાજપેય યજ્ઞ કરવાથી, यजमानस्य=યજમાનને, सः लोकः=તે લોક, यावान् भवति= જેટલો પ્રાપ્ત થાય છે, तावान्=તેટલો જ, एवम् विद्वान्=આ પ્રમાણે જાણીને, यः=જે, अधोपहासम् चरति=ગ્રામ્યધર્મનું સેવન કરે છે, अस्य लोकः भवति=તેને તે પુણ્યલોક પ્રાપ્ત થાય છે, आसाम् स्त्रीणाम्=તે આ સ્ત્રીઓનાં, सुकृतम् वृङ्क्ते=પુણ્યને અટકાવી દે છે, अथ=અને, यः=જે, इदम् अविद्वान्=એને જાણ્યા વિના, अधोपहासम् आचरति=મૈથુન સેવે છે, अस्य सुकृतम्=એના પુણ્યને, स्त्रियः वृञ्जते=સ્ત્રીઓ જ અટકાવી દે છે.

સ્ત્રીની ઉપસ્થેદ્રિંય વેદી છે, એના પરના લોમ દર્ભ

---

સ્વેચ્છાચાર અને અસંયમને જરાય અવકાશ નથી. શુભ તેમ જ શ્રેષ્ઠ સંતાનોત્પાદનના વિજ્ઞાનથી લોકો પરિચિત થાય, એટલા માટે જ શાસ્ત્રમાં આ વિષયનું સ્પષ્ટ વિધાન કરવામાં આવ્યું છે. આ વિજ્ઞાનના પ્રતિપાદનમાં અશ્લીલ માનવામાં આવતાં વાક્યો અને શબ્દોનો પ્રયોગ ગૂઢ રીતે પણ અનિવાર્યપણે થયો છે; કારણ કે એ જ વિષય સમજાવવાનો છે. ભગવાન શ્રી શંકરાચાર્યે આ વિષયને અશ્લીલ માન્યો નથી, એ વાત આ વિષય ઉપર એમણે રચેલા ભાષ્યથી પ્રતીત થાય છે. શ્રુતિ તો અશ્લીલ વિષયની ચર્ચા કરે જ નહીં, એ સુવિદિત છે.

છે; યોનિનો મધ્યભાગ પ્રજ્વલિત અગ્નિ છે; યોનિના પાર્શ્વ-ભાગમાં જે બે કઠોર માંસખંડો છે તેમને મુષ્ક કહેવામાં આવે છે, તે બંને મુષ્ક જ 'અધિષવણ' નામથી પ્રસિદ્ધ ચર્મમય સોમફલક છે. વાજપેય યજ્ઞ કરવાથી યજમાનને જેટલું પુણ્ય અર્થાત્ જેટલો લોક પ્રાપ્ત થાય છે, તેટલો જ તેને પણ પ્રાપ્ત થાય છે. જે આ પ્રમાણે જાણીને ગ્રામ્ય-ધર્મનું સેવન કરે છે, તે આ સ્ત્રીઓના પુણ્યને અટકાવી દે છે અને જે એને જાણ્યા વિના મૈથુનકર્મમાં પ્રવૃત્ત થાય છે, તેના પુણ્યને સ્ત્રીઓ જ અટકાવી દે છે. ૩

**ભાષ્ય :** 'तस्याः वेदिः' વગેરે બધી જ સમાનતાઓ પ્રસિદ્ધ છે. સ્ત્રીયોનિનો મધ્યભાગ પ્રજ્વલિત અગ્નિ છે. તે બન્ને મુષ્ક (યોનિના પાર્શ્વભાગના બે માંસખંડો) 'અધિષવણ' નામથી પ્રસિદ્ધ સોમ-ફલક છે; આ પ્રમાણે 'चर्माधिषवणे' પદનો દૂર રહેલા 'तौ मुष्कौ' આ પદોની સાથે સંબંધ છે. વાજપેય યજ્ઞ દ્વારા યજન કરનારાને જેટલો લોક પ્રાપ્ત થાય છે, તેટલો જ લોક જ્ઞાનીના મૈથુનકર્મનું ફળ છે, એમ કહીને અહીંયાં મૈથુનકર્મની સ્તુતિ કરવામાં આવે છે; માટે એનાથી ઘૃણા ન કરવી જોઈએ.

આ પ્રમાણે જાણનારો જે પુરુષ ગ્રામ્યધર્મ સેવે છે, તે આ સ્ત્રીઓના પુણ્યને રોકી લે છે અને જે વાજપેય યજ્ઞના સંપાદનની પ્રણાલીને નથી જાણતો, તે વીર્યનો રસતમ અર્થાત્ સારતમ રૂપમાં નથી અનુભવ કરતો. તે જો મૈથુન આચરે છે, તો તે અજ્ઞાનીના પુણ્યને સ્ત્રીઓ જ રોકી લે છે. ૩ //

**एतद्ध स्म वै तद् विद्वानुद्दालक आरुणिराहैतद्ध स्म वै तद्विद्वान्नाको मौद्गल्य आहैतद्ध स्म वै तद्विद्वान् कुमारहारित आह बहवो मर्या ब्राह्मणायना निरिन्द्रिया विसुकृतोऽस्माल्लो-कात् प्रयन्ति य इदमविद्वाँसोऽधोपहासं चरन्तीति बहु वा**

इदं सुप्तस्य वा जाग्रतो वा रेतः स्कन्दति ॥४॥

एतद् वै तद्=ખરે જ આ મૈથુનકર્મ, विद्वान्= વાજપેય-સંપન્ન જાણનારા, आरुणिः उद्दालकः आह स्म=અરુણના પુત્ર ઉદ્દાલકે કહેલ છે, एतद् वै=એ જ મૈથુનકર્મને, तद् विद्वान्=તે રૂપમાં જાણનારા, मौद्गल्यः नाकः आह स्म=મુદ્ગલના પુત્ર નાકે કહેલ છે, एतद् वै= વળી એને, तद् विद्वान्=તે રૂપમાં જાણનારા, कुमार हारितः आह= કુમાર હારિત પણ કહે છે, बहवः=ઘણા, मर्याः=મરણ પામવાના ધર્મવાળા, ब्राह्मणायनाः=કેવળ નામના જ બ્રાહ્મણો છે, ये=જેઓ, निरिन्द्रयाः= વેરવિખેર ઇંદ્રિયોવાળા—પ્રાણ વિનાના હોય તેવા, विसुकृतः=પુણ્ય વિનાના, अविद्वान्सः=મૈથુનવિજ્ઞાનને ન જાણતા હોવા છતાંય, अधोपहासम् चरन्ति=ગ્રામ્યધર્મ સેવે છે તેઓ, अस्मात् लोकात् प्रयन्ति इति=પરલોકથી ભ્રષ્ટ થઈ જાય છે, सुप्तस्य वा जाग्रतः=ઊંઘમાં અથવા તો જાગ્રત અવસ્થામાં, इदम् रेतः=વીર્ય, बहु वा स्कन्दति=( જો ) ઘણું, ( અથવા થોડું ) સ્ખલિત થઈ જાય તો.

ખરેખર જ આ મૈથુનકર્મ વાજપેયસમ્પન્ન જાણનારા અરુણના પુત્ર ઉદ્દાલકે કહેલ છે. એ જ મૈથુનકર્મને તે રૂપમાં જાણનારા મુદ્ગલના પુત્ર નાક કહે છે ને એને ઉક્ત રૂપમાં જાણનારા કુમાર હારિત મુનિ પણ કહે છે કે, 'ઘણા એવા મરણધર્મા નામમાત્રના બ્રાહ્મણો છે, જેઓ વેરવિખેર ઇંદ્રિયોવાળા, પ્રાણ વિનાના હોય તેવા, પુણ્ય વિનાના અને મૈથુનના વિજ્ઞાનને ન જાણતા હોવા છતાંય ગ્રામ્યધર્મ સેવે છે, તેઓ પરલોકથી ભ્રષ્ટ થઈ જાય છે. જો પત્નીને ઋતુકાળ પ્રાપ્ત થતાં પહેલાં આ પ્રાણોપાસકનું વીર્ય ઊંઘમાં અથવા જાગ્રત-અવસ્થામાં વત્તાઓછા પ્રમાણમાં સ્ખલિત થઈ જાય તો ( તેણે નીચેના મંત્રમાં જણાવ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ ). ૪

**ભાષ્ય :** અરુણના પુત્ર ઉદ્દાલક નિશ્ચયપૂર્વક એને ઉપર કહ્યાં પ્રમાણે જાણીને એટલે કે 'અધોપહાસ' નામનું મૈથુનકર્મ વાજપેય યજ્ઞના મહત્ત્વથી સંપન્ન છે, એમ જાણીને તથા મુદ્દ્ગલપુત્ર નાક અને કુમાર હારિત પણ એને ઉક્ત રૂપમાં જાણીને કહે છે; તેઓ શું કહે છે? તે બતાવે છે-ઘણા એવા મર્ય-મરણધર્મી મનુષ્યો બ્રાહ્મણાયન—બ્રાહ્મણો છે અયન જેમના તે બ્રહ્મબંધુ અર્થાત્ બ્રાહ્મણજાતિનું નામ લઈને જીવનારા, નિરિન્દ્રિય-જેમની ઈંદ્રિયો સંયુક્ત ન રહીને જુદી જુદી વેરવિખેર રહે છે તથા વિસુકૃત-પુણ્યકર્મરહિત અર્થાત્ મૈથુનવિજ્ઞાનથી અપરિચિત હોવા છતાંય મૈથુનકર્મમાં આસક્ત છે; તેમનું શું થાય છે? તેઓ પરલોકથી ભ્રષ્ટ થઈ જાય છે. મૈથુનકર્મ અત્યંત પાપનો હેતુ છે-એ દેખાડે છે-'જે અવિદ્વાન એને ન જાણતો હોવા છતાં પણ મૈથુનનું સેવન કરે છે,' વગેરે.

શ્રીમંથ કર્યા પછી જે માણસ બ્રહ્મચર્યના પાલનપૂર્વક પત્નીના ઋતુકાળની રાહ જુએ છે, તેનું આ વીર્ય જો રાગ-પ્રેમની પ્રબળતાને લીધે વત્તા-ઓછા પ્રમાણમાં ઊંઘમાં અથવા જાગ્રત અવસ્થામાં સ્ખલિત થઈ જાય-(તો નીચેના મંત્રમાં જણાવ્યા પ્રમાણે તેણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ.) ૪

**तदभिमृशेदनु वा मन्त्रयेत यन्मेऽद्य रेतः पृथिवीमस्कान्त्सीद् यदोषधीरप्यसरद् यदपः। इदमहं तद्रेत आददे पुनर्मामैत्विन्द्रियं पुनस्तेजः पुनर्भगः। पुनरग्निर्धिष्ण्या यथास्थानं कल्पन्तामित्यनामिकाङ्गुष्ठाभ्यामादायान्तरेण स्तनौ वा भ्रुवौ वा निमृज्यात् ॥ ५ ॥**

तत् अभिमृशेत्=તે વીર્યને હાથથી સ્પર્શ કરવો, वा अनुमन्त्रयेत= અને અભિમંત્રિત કરવું (અર્થાત્ સ્પર્શ કરતી આ પ્રમાણે બોલવું), मे=મારું, यत् रेतः=જે વીર્ય, अद्य=આજે સ્ખલિત થઈને, पृथिवीम् अस्कान्त्सीत्=પૃથ્વી ઉપર પડ્યું છે, यत्=જે (પહેલાં ક્યારેક), ओषधीः

अपि असरत्=અન્નમાં પણ પડ્યું છે, यत् अपः=(તે) જે જળમાંય પડ્યું છે, तत्=તે, इदम् रेतः=આ વીર્યને, अहम् आददे=હું ગ્રહણ કરું છું, इति=આમ બોલીને, अनामिकाअङ्गुष्ठाभ्याम् आदाय=અનામિકા તથા અંગૂઠાથી તે વીર્યને લઈને, स्तनौ वा भ्रुवौ वा अन्तरेण=બંને સ્તન તથા બંને ભવાંની વચ્ચે, निमृज्यात्=લગાડવું (અને તે સમયે આ પ્રમાણે બોલવું–), इन्द्रियम्=(જે સ્ખલિત વીર્યરૂપથી બહાર નીકળી ગઈ હતી, તે મારી) ઇંદ્રિય, पुनः=ફરીથી, माम् ऐतु=મારી પાસે આવી જાય, पुनः तेजः पुनः भगः=(મને) ફરીથી તેજ અને ફરીથી ઐશ્વર્યની પ્રાપ્તિ થાય, अग्निर्धिष्ण्याः=અગ્નિ જ જેમનું સ્થાન છે તે દેવતાઓ, पुनः=ફરીથી તે વીર્યને, यथास्थानम्=(મારા શરીરમાં) એના યોગ્ય સ્થાન ઉપર, कल्पन्ताम् इति=સ્થાપિત કરી દે.

તે વીર્યને હાથથી સ્પર્શ કરવો અને તેને અભિમંત્રિત કરવું અર્થાત્ સ્પર્શ કરતી વખતે આ પ્રમાણે બોલવું: 'મારું જે વીર્ય આજે સ્ખલિત થઈને પૃથ્વી ઉપર પડ્યું છે, જે પહેલાં ક્યારેક અન્નમાં પણ પડ્યું છે ને જળમાંય પડ્યું છે તે આ વીર્યને હું ગ્રહણ કરું છું–ઉપાડી લઉં છું.' આમ બોલીને અનામિકા આંગળી તથા અંગૂઠાથી તે વીર્યને લઈને બંને સ્તન અને ભવાંની વચ્ચે લગાડવું, લગાડતી વખતે આ પ્રમાણે બોલવું: '(જે સ્ખલિત વીર્યરૂપથી બહાર નીકળી ગઈ હતી તે મારી) ઇંદ્રિય ફરીથી મારી પાસે આવી જાય. મને ફરીથી તેજ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય. અગ્નિ જ જેમનું સ્થાન છે તે દેવતાઓ ફરીથી તે વીર્યને મારા શરીરમાં એના યોગ્ય સ્થાન ઉપર ગોઠવી દે.' ૫

**भाष्य :** તેને સ્પર્શ કરવો તેમ જ અનુમંત્રણ (અભિમંત્રણ) અર્થાત્ વારંવાર જપ કરવો. જ્યારે સ્પર્શ કરે ત્યારે 'यन्मे...થી લઈને...आददे' સુધી મંત્ર ભણીને અનામિકા આંગળી અને અંગૂઠા-

થી તે વીર્યને હાથમાં લેવું. પછી 'पुनर्माम्...થી લઈ ને...निमृज्यात्' સુધી મંત્ર ભણીને તે વીર્યને બંને ભવાં અને સ્તનોની વચ્ચે લગાડવું.[१] ૫

**अथ यद्युदक आत्मानं पश्येत्तदभिमन्त्रयेत मयि तेज इन्द्रियं यशो द्रविणꣳ सुकृतमिति श्रीर्ह वा एषा स्त्रीणां यन्मलोद्वासास्तस्मान्मलोद्वाससं यशस्विनीमभिक्रम्योपमन्त्रयेत ॥६॥**

अथ यदि उदके=અને જો પાણીમાં (કદી વીર્ય સ્ખલિત થઈ જાય ને તેમાં) आत्मानम् पश्येत्=ભૂલથી પોતાનું બિંબ જોવામાં આવી જાય તો, तत् अभिमन्त्रयेत=તે જળને આ પ્રમાણે અભિમંત્રિત કરવું. मयि=(દેવતાઓ) મારામાં, तेजः=તેજ, इन्द्रियम्=ઇંદ્રિય (વીર્ય), यशः, द्रविणम् सुकृतम् इति=યશ, ધન અને સત્કર્મ સ્થાપન કરે, स्त्रीणाम्=સર્વ સ્ત્રીઓમાં, एषा वै श्रीः=આ (મારી) પત્ની લક્ષ્મીસ્વરૂપ છે, यत्=કારણ કે, मलोद्वासाः=એના વસ્ત્રમાં રજસ્વલાપણાનાં ચિહ્ન જણાય છે, तस्मात्=તેથી, मलोद्वाससम् यशस्विनीम् अभिक्रम्य=(ત્રણ રાત્રિ પછી જ્યારે તે સ્નાન કરી લે ત્યારે) તે રજસ્વલાપણાથી શુદ્ધ થયેલી કીર્તિમતી પોતાની પત્ની પાસે જઈને, उपमन्त्रयेत=પુત્રના ઉત્પાદન માટે તેની સાથે ચર્ચા કરવી.

જો કદી જળમાં વીર્ય સ્ખલિત થઈ ગયા પછી ભૂલથી તેમાં પોતાનું બિમ્બ જોવામાં આવે તો તે જળને આ પ્રમાણે અભિમંત્રિત કરવું: 'દેવતાઓ મારામાં તેજ, ઇંદ્રિય (વીર્ય), યશ, ધન અને સત્કર્મની સ્થાપના કરે.' (ત્યારપછી જેનામાં ગર્ભધારણથી પુત્ર ઉત્પન્ન કરવો હોય તે પોતાની

---

૧ આ મંત્રથી બે કાર્ય કરવામાં આવે છે: વીર્યનું આદાન અને માર્જન. હાથમાં લેવું તે આદાન છે અને ભવાં અથવા સ્તનોની વચમાં લગાડવું તે માર્જન છે. આ કાર્યો જોતાં મંત્રના પણ બે ભાગ થઈ જાય છે. 'यन्मे'થી લઈને 'आददे' સુધી આદાનમંત્ર છે અને 'पुनर्माम्'થી લઈને 'निमृज्यात्' સુધી માર્જનમંત્ર છે.

પત્નીની આ પ્રમાણે પ્રશંસા કરવીઃ) ‘ આ મારી પત્ની સંસારની તમામ સ્ત્રીઓમાં લક્ષ્મીસ્વરૂપ છે; કારણ કે એના વસ્ત્રમાં રજસ્વલાપણાનાં ચિહ્ન સ્પષ્ટ દેખાય છે.’ ત્યારબાદ ત્રણ રાત્રિ પછી સ્નાન કરીને રજસ્વલાપણામાંથી શુદ્ધ થયેલી કીર્તિમતી પોતાની પત્ની પાસે જઈને તેની સાથે પુત્રના ઉત્પાદન વિષે ચર્ચા કરવી. ૬

**ભાષ્ય :** જો કદી જળમાં (વીર્ય સ્ખલિત થઈ ગયાથી તેમાં) પોતાને–પોતાના બિંબને જુએ તો ‘ **मयि तेजः** ’ વગેરે મંત્રથી જળને અભિમંત્રિત કરવું.

(જેનામાં ગર્ભધારણથી પુત્રની ઉત્પત્તિ કરવી હોય તે પોતાની પત્નીની આ પ્રમાણે પ્રશંસા કરવી.) આ પત્ની તમામ સ્ત્રીઓમાં લક્ષ્મીસ્વરૂપ છે, કારણ કે આ મલોદ્વાસા છે, રજસ્વલા થયાથી એના વસ્ત્રમાં રજનાં ચિહ્ન સ્પષ્ટ દેખાય છે. એથી તે મલોદ્વાસા (રજ-સ્વલા), યશસ્વિની શ્રીમતી પત્ની ત્રણ રાત્રિ પછી સ્નાન કરીને શુદ્ધ થયેલી હોય ત્યારે તેની પાસે જઈને ઉપમંત્રણા કરવી ને કહેવું કે, ‘ આજે આપણે બંનેએ એવી ક્રિયા કરવાની છે કે જેનાથી પુત્રની ઉત્પત્તિ થાય.’ ૬

**सा चेदस्मै न दद्यात् काममेनामवक्रीणीयात् सा चेदस्मै नैव दद्यात् काममेनां यष्ट्या वा पाणिना वोपहत्यातिक्रामेदि-न्द्रियेण ते यशसा यश आदद इत्ययशा एव भवति ॥७॥**

सा चेत्=તે (પત્ની) જો, अस्मै=એ(પતિ)ને. कामम् न दद्यात्= મૈથુન ન કરવા દે (તો), एनाम्=એ પત્નીને, अवक्रीणीयात्=આભૂષણ, વસ્ત્રાદિ વગેરે આપવાં ને પોતાનો પ્રેમ પ્રકટ કરવો, सा चेत्=(તેમ છતાં) જો તે પત્ની, अस्मै=એ(પતિ)ને, कामम् नैव दद्यात्=મૈથુન ન જ કરવા દે તો, एनाम्=એ (પત્ની)ને, यष्ट्या=લાકડીથી, वा=અથવા તો, पाणिना=હાથથી, उपहत्य=તાડન કરીને, इन्द्रियेण अतिक्रामेत्=(એની

સાથે ) બળપૂર્વક સમાગમ કરવો, (જો આ પણ સંભવિત ન હોય તો ), ते यशः=તારા યશને, यशसा आददे इति=મારા યશઃસ્વરૂપ ઇંદ્રિય દ્વારા લઈ લઉં છું, ( આમ તેને કહેવું ), अयशा एव भवति=( આથી તે) અયશસ્વિની વંધ્યા અથવા દુર્ભગા થઈ જ જાય છે.

તે પત્ની જો એ પતિને મૈથુન ન કરવા દે તો પતિ તેને તેની ઇચ્છા અનુસાર દાગીના, લૂગડાં વગેરે આપીને તેના પ્રતિ પોતાનો પ્રેમ દર્શાવે. તેમ છતાં પણ જો તે મૈથુનનો અવસર પોતાના પતિને આપે નહિ, તો પતિએ લાકડી અથવા તો હાથથી તેને તાડન કરવાની બીક દેખાડી તેની સાથે બળપૂર્વક સમાગમ કરવો. જો આ પણ ન બને તેમ હોય તો તેની પાસે જઈને કહેવું કે, 'હું મારી યશઃ-સ્વરૂપ ઇંદ્રિય દ્વારા તારા યશને લઈ લઉં છું.' આથી તે અયશસ્વિની વન્ધ્યા અથવા દુર્ભગા–અભાગણી થઈ જ જાય છે. ૭

**भाष्य** : તે ( ધર્મ )પત્ની જો એ આ પતિને મૈથુન ન કરવા દે તો આભૂષણ આદિ દ્વારા તેણે પોતાનો પ્રેમ તેના પર દેખાડવો. જો તેમ કરવા છતાંય તે મૈથુનનો અવસર ન આપે તો પતિએ પોતાની મરજી પ્રમાણે તેને તાડન કરવા વગેરેનો ભય દેખાડીને તેની સાથે બળપૂર્વક મૈથુન માટે પ્રયત્ન કરવો.

જો આનો પણ સંભવ ન હોય તો 'હું તને દુર્ભગા–અભાગણી, વંધ્યા બનાવી દઈશ' આમ કહીને 'હું મારા યશરૂપ ઇંદ્રિયથી તારો યશ છીનવી લઉં છું' આ મંત્ર બોલતાં તેની પાસે જવું. આમ કરવાથી તે 'દુર્ભગા' તેમ જ 'વંધ્યા' અર્થાત્ અયશસ્વિની થઈ જ જાય છે–તે વંધ્યા અને અભાગણી બને છે. ૭ //

**सा चेदस्मै दद्यादिन्द्रियेण ते यशसा यश आदधामीति यशस्विनावेव भवतः ॥ ८ ॥**

सा चेत्=તે પત્ની જો, अस्मै=એ પતિને, दद्यात्=મૈથુનનો અવસર આપે તો (પતિએ તેને આશીર્વાદ આપતાં કહેવું કે), यशसा इन्द्रियेण=હું મારી યશરૂપ ઇંદ્રિય વડે, ते=તારામાં, यशः आदधामि इति= યશની જ સ્થાપના કરું છું, यशस्विनौ एव भवतः=એથી તે બંને જણા યશસ્વી–સંતાનવાળાં–થાય છે.

તે પત્ની જો એ પતિને મૈથુનનો અવસર આપે તો પતિએ તેને આશીર્વાદ આપતાં કહેવું કે, હું મારી યશરૂપ ઇંદ્રિય વડે તારામાં યશની જ સ્થાપના કરું છું. આથી તે બંને જણાં સંતાનવાળાં થાય છે. ૮

**ભાષ્ય :** તે પત્ની જો આ પતિને મૈથુનનો અવસર આપે તો અર્થાત્ પતિને દરેક રીતે અનુકૂળ થઈને રહે તો 'હું યશોરૂપ ઇંદ્રિય દ્વારા તારામાં યશની જ સ્થાપના કરું છું.' આ મંત્ર ભણતાં પતિએ તેની પાસે જવું. આથી તે બંને જણાં યશસ્વી સંતાનવાળાં જ થાય છે. ૮

**स यामिच्छेत् कामयेत मेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ संधायोपस्थमस्या अभिमृश्य जपेदङ्गादङ्गात् संभवसि हृदयादधिजायसे। स त्वमङ्गकषायोऽसि दिग्धविद्धामिव माद- येमाममूं मयीति॥ ९॥**

सः=તે પુરુષ, याम्=પોતાની જે પત્ની વિષે, मा=મને, कामयेत= હૃદયથી ચાહે, इति=આ પ્રમાણે, इच्छेत्=ઇચ્છા કરે, तस्याम्=તે- (પત્ની)માં, अर्थम् निष्ठाय=પોતાના શિશ્નને સ્થાપિત કરીને, मुखेन मुखम् सन्धाय=પોતાના મુખ સાથે તેના મુખને લગાડી, अस्याः=એ પત્નીના, उपस्थम् अभिमृश्य=ઉપસ્થનો સ્પર્શ કરતાં, जपेत्=તેણે આ મંત્રનો જપ કરવો, अङ्गात् अङ्गात्=મારા અંગેઅંગમાંથી, संभवसि=હે વીર્ય ! તું ઉત્પન્ન થાય છે, हृदयात् अधिजायसे=(ખાસ કરીને) હૃદયમાંથી તારો પ્રાદુર્ભાવ થાય છે, सः=તે, त्वम्=તું, अङ्गकषायः असि=મારા

અંગનો રસ છે (માટે), दिग्धविद्धाम् इव=વિષ લગાડેલા બાણથી ઘાયલ થયેલી હરિણીની જેમ, अमूम् इमाम्=એ મારી પત્નીને, मयि=મારા વિષે, मादय इति=ઉન્મત્ત બનાવી દે–મારા વશમાં કરી દે.

તે પુરુષ પોતાની જે પત્ની વિષે એમ ઇચ્છે કે એ મને હૃદયથી ચાહે તેણે પોતાની પત્નીમાં પોતાના શિશ્નને સ્થાપિત કરીને પોતાના મુખ સાથે તેનું મુખ અડાડી એના ઉપસ્થનો સ્પર્શ કરતાં આ મંત્રનો જપ કરવો: 'अङ्गादङ्गादित्यादि' જેનો અર્થ એ છે કે, 'હે વીર્ય! તું મારા અંગે-અંગમાંથી ઉત્પન્ન થાય છે, ખાસ કરીને હૃદયમાંથી તારો પ્રાદુર્ભાવ થાય છે; તે તું મારા અંગનો રસ છે (માટે), હે વીર્ય! વિષ લગાડેલા બાણથી ઘાયલ થયેલી હરિણી મૂર્ચ્છિત થઈને વ્યાધને વશ થઈ જાય છે તેમ મારી આ પત્નીને તું મારા વિષે ઉન્મત્ત બનાવી દે–એને મારા અધીન કરી દે.' ૯

**ભાષ્ય :** તે પુરુષ પોતાની જે પત્નીના સંબંધમાં એમ ઇચ્છે કે, એ મારા પ્રતિ કામનાયુક્ત થાય–મને હૃદયથી ચાહે, તેણે તેના શરીરમાં પોતાના શિશ્નને સ્થાપિત કરીને તેના મુખ સાથે પોતાના મુખને અડાડી તેના ઉપસ્થનો સ્પર્શ કરતાં 'अङ्गादङ्गात् संभवसि...मादयेमाममूं मयीति' આ મંત્રનો જપ કરવો. ૯ //

**अथ यामिच्छेन्न गर्भं दधीतेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ संधायाभिप्राण्यापान्यादिन्द्रियेण ते रेतसा रेत आदद इत्यरेता एव भवति ॥ १० ॥**

अथ=અને, गर्भम् न दधीत=ગર્ભ ધારણ ન કરે, इति=આ પ્રમાણે, याम् इच्छेत्=જેના વિષે ઇચ્છે, तस्याम्=તે પત્નીમાં, अर्थम् निष्ठाय=શિશ્ન સ્થાપિત કરીને, मुखेन मुखम् संधाय=તેના મુખ સાથે મુખ અડાડી, इन्द्रियेण अभिप्राण्य=ઇંદ્રિય વડે અભિપ્રાણન કરી, अपान्यात्=

અપાનન ક્રિયા કરવી ( અને એમ બોલવું કે–), रेतसा=ઇંદ્રિયસ્વરૂપ વીર્ય દ્વારા, ते रेतः=તારા રેતસ્‌ને, आददे इति=ગ્રહણ કરું છું, अरेताः एव भवति=( આથી ) તે રેતસ્ વિનાની જ થઈ જાય છે.

અને આ મારી પત્ની ગર્ભધારણ ન કરે, આ પ્રમાણે જેના વિષે ઇચ્છે તે પત્નીમાં શિશ્ન સ્થાપિત કરીને તેના મુખ સાથે પોતાનું મુખ અડાડી અભિપ્રાણુન[1]કર્મ કરી અપાનન ક્રિયા કરવી ને કહેવું કે, 'ઇંદ્રિયસ્વરૂપ વીર્ય દ્વારા હું તારા રેતસ્‌ને ગ્રહણ કરું છું,' આમ કરવાથી તે રેતસ વિનાની થઈ જ જાય છે. ગર્ભિણી થતી નથી. ૧૦

**भाष्य :** પુરુષ પોતાની જે પત્નીના વિષયમાં એમ ઇચ્છે કે આ ગર્ભ ધારણ ન કરે–ગર્ભવતી ન થાય, તો તે તેના શરીરમાં . વગેરે અર્થ પહેલાંની જેમ સમજી લેવો.

अभिप्राण्य–પ્રથમ અભિપ્રાણુન કરીને, ત્યાર પછી 'इन्द्रियेण ते रेतसा रेत आददे' આ મંત્રથી અપાનન કરવું. આથી તે अरेताः—રેતસ્ વિનાની જ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે ગર્ભવતી થતી નથી.

**अथ यामिच्छेद् दधीतेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ सन्धायापान्याभिप्राण्यादिन्द्रियेण ते रेतसा रेत आदधामीति गर्भिण्येव भवति ॥ ११ ॥**

अथ=અને, याम् इच्छेत्=જેના વિષે એમ ઇચ્છે કે, दधीत इति= આ મારી પત્ની ગર્ભ ધારણ કરે, ( તો ) तस्याम्=તેની યોનિમાં, अर्थम् निष्ठाय=પોતાની જનનેન્દ્રિય સ્થાપિત કરીને, मुखेन मुखम् संधाय= મોઢા સાથે મોઢું અડાડીને, अपान्य=( પ્રથમ ) અપાનન ક્રિયા કરીને,

---

૧ પુરુષ પોતાના શિશ્ન દ્વારા સ્ત્રીના શરીરમાં જે વાયુને પ્રવિષ્ટ કરે છે, તેને 'અભિપ્રાણુન' કર્મ કહેવામાં આવે છે અને પોતાના શેફસને તેમાંથી બહાર કાઢતી વખતે તે વાયુને બહાર કાઢી નાખે છે, તે ક્રિયાને 'અપાનન' કહેવામાં આવે છે

इन्द्रियेण अभिप्राण्यात्=પોતાના મેઢ્રથી અભિપ્રાણુન ક્રિયા કરવી (અને કહેવું કે,) रेतसा=હું ઇન્દ્રિયરૂપ વીર્ય દ્વારા, ते रेतः=તારા રેતસ્‌નું, आदधामि इति=આધાન કરું છું, गर्भिणी एव भवति=આથી તે ગર્ભિણી થાય જ છે.

પોતાની જે પત્નીના સંબંધમાં પુરુષને એવી ઇચ્છા હોય કે એ ગર્ભ ધારણ કરે, તો તેની યોનિમાં પુરુષે પોતાના શેફસને સ્થાપિત કરીને તેના મુખ સાથે પોતાનું મુખ અડાડીને પહેલાં અપાનન[1] ક્રિયા કરવી; ને ત્યાર પછી મેઢ્રથી અભિપ્રાણુન કર્મ કરવું અને કહેવું: 'હું ઇંદ્રિયરૂપ વીર્ય દ્વારા તારા રેતસ્‌નું આધાન કરું છું.' આમ કરવાથી તે ગર્ભવતી થાય જ છે. ૧૧

भाष्य : જે પત્નીના સંબંધમાં એવો ઇચ્છા હોય કે એ ગર્ભ ધારણ કરે, તેની યોનિમાં પોતાનું લિંગ સ્થાપિત કરવું, વગેરે અર્થ પહેલાંની જેમ સમજવો. આ પહેલાંના મંત્રથી વિપરીત પ્રથમ અપાનન ક્રિયા કરવી અને ત્યાર પછી 'इन्द्रियेण ते रेतसा रेत आदधामि' આ મંત્ર દ્વારા અભિપ્રાણુન કર્મ કરવું. આમ કરવાથી તે સ્ત્રી ગર્ભવતી થાય જ છે. ૧૧ //

**अथ यस्य जायायै जारः स्यात्तं चेद् द्विष्यादामपात्रेऽग्निमुपसमाधाय प्रतिलोमꣳ शरबर्हिस्तीर्त्वा तस्मिन्नेताः शरभृष्टीः प्रतिलोमाः सर्पिषाक्ता जुहुयान्मम समिद्धेऽहौषीः प्राणापानौ त आददेऽसाविति मम समिद्धेऽहौषीः पुत्र पशूꣳस्त आददेऽसाविति मम समिद्धेऽहौषीरिष्टासुकृते त आददेऽसाविति मम समिद्धे-**

---

૧ ભાવના દ્વારા પહેલાં સ્ત્રીના રેતસ્‌યુક્ત વાયુનું આકર્ષણ કરવું એ અહીંયાં પ્રથમ 'અપાનન ક્રિયા' છે. અભિપ્રાણુન કર્મ તો પહેલાંની જેમ જ છે.

ऽहौषीराशापराकाशौ त आददेऽसाविति स वा एष निरिन्द्रियो विसुकृतोऽस्माल्लोकात् प्रैति यमेवंविद् ब्राह्मणः शपति तस्मादेवंविच्छ्रोत्रियस्य दारेणनोपहासमिच्छेदुत ह्येवंवित् परो भवति ॥१२

अथ=અને, यस्य=જે ગૃહસ્થ વિદ્વાનની, जायायै=પત્નીને, जारः स्यात्=જાર પુરુષ સાથે સંબંધ હોય, तम् चेत् द्विष्यात्=તેની સાથે દ્વેષ થતાં (તે જાર પુરુષને સજા કરવા ચાહનાર પુરુષે), आमपात्रे=માટીના કાચા વાસણમાં, अग्निम् उपसमाधाय=(પંચભૂ સંસ્કારપૂર્વક) અગ્નિની સ્થાપના કરીને, प्रतिलोमम्=વિપરીત ક્રમથી અર્થાત્ દક્ષિણાગ્ર કે પશ્ચિમાગ્ર ભાવથી, शरबर्हिः तीर्त्वा=કાસડો કે દર્ભની સળીઓ પાથરી, तस्मिन्=તે અગ્નિમાં, एताः सर्पिषाक्ताः शरभृष्टीः=એ ઘીમાં પલાળેલી દર્ભની સળીઓ, प्रतिलोमाः=વિપરીતપણે રાખેલી દશામાં જ, जुहुयात्=હોમવી, (ચાર આહુતિઓ આપતી વખતે દરેક વખતે આ પ્રમાણે બોલવું–) मम समिद्धे अहौषीः=(યૌવન આદિથી પ્રકાશિત) મારી પત્નીરૂપ પ્રજ્વલિત અગ્નિમાં તેં (વીર્યની) આહુતિ નાખી છે, असौ ते=એવા (અપરાધીરૂપ) તારા, प्राणापानौ आददे इति=પ્રાણ અને અપાનને હું લઈ લઉં છું, मम समिद्धे अहौषीः=(યૌવન આદિથી પ્રકાશિત) મારી પત્નીરૂપ પ્રજ્વલિત અગ્નિમાં તેં વીર્યની આહુતિ આપી છે, असौ ते=એવા (અપરાધીરૂપ) તારા, पुत्रपशून् आददे इति=પુત્ર અને પશુઓને હું લઈ લઉં છું, मम समिद्धे अहौषीः=(યૌવન આદિથી પ્રકાશિત) મારી પત્નીરૂપ પ્રજ્વલિત અગ્નિમાં તેં વીર્યની આહુતિ આપી છે, असौ ते=એવા (અપરાધીરૂપ) તારા, इष्टासुकृते आददे इति=યજ્ઞ અને પુણ્યને હું લઈ લઉં છું, मम समिद्धे अहौषीः (યૌવન આદિથી પ્રકાશિત) મારી પત્નીરૂપ પ્રજ્વલિત અગ્નિમાં તેં વીર્યની આહુતિ આપી છે, असौ ते=એવા(અપરાધીરૂપ) તારી, आशा पराकाशौ आददे इति=આશા તેમ જ વચનપૂર્ણ કરવાની પ્રતિજ્ઞાની પ્રતીક્ષાનું હું હરણ કરી લઉં છું, एवंवित् ब्राह्मणः=આ પ્રમાણે જાણનારો બ્રાહ્મણ,

यम् शपति=જેને શાપ આપે, सः वै=તે, निरिन्द्रियः विसुकृतः=ઇંદ્રિય-રહિત તેમ જ પુણ્ય વિનાનો થઈને, अस्मात् लोकात् प्रैति=આ લોકમાંથી ચાલતો થાય છે–મરણ પામે છે, तस्मात्=એટલા માટે, एवंवित् श्रोत्रि यस्य दारेण=પરસ્ત્રીગમનના આ ભયંકર પરિણામને જાણનારા કોઈ પણ માણસે શ્રોત્રિય વિદ્વાનની પત્ની સાથે, उपहासम् न इच्छेत्=ઉપહાસ–ઠઠ્ઠામશ્કરી કરવાના વ્યાપારની ઇચ્છા પણ ન કરવી. उत हि=કારણ કે, एवंवित्=અભિચાર કર્મને જાણનારો શ્રોત્રિય બ્રાહ્મણ, परः भवति=તેનો શત્રુ બની જાય છે. //

જે ગૃહસ્થ વિદ્વાનની પત્નીનો કોઈ જાર પુરુષ સાથે સંબંધ હોય, તે પતિ તે જાર પુરુષ સાથે દ્વેષભાવ રાખીને સજા કરવા ચાહે તો તેણે માટીના કાચા વાસણમાં (પંચભૂ સંસ્કારપૂર્વક) અગ્નિની સ્થાપના કરીને વિપરીત ક્રમથી અર્થાત્ દક્ષિણાગ્ર કે પશ્ચિમાગ્ર ભાવથી કાસડા કે દર્ભની સળીઓ પાથરીને તેમની બાણના આકાર જેવી તે સળીઓને ઘીમાં પલાળી, તેમના અગ્રભાગને વિપરીત દશામાં જ મૂકી તે અગ્નિમાં તેમની ચાર આહુતિઓ આપવી. તે આહુતિ-ઓના મંત્રો (આ પ્રમાણે છે:) 'मम समिद्धेऽहौषीः प्राणापानौ त आददे'[1] (આ મંત્ર ભણીને 'फट्'[2] શબ્દનું

---

[1] 'યૌવન આદિથી પ્રકાશિત મારી પત્નીરૂપ પ્રજ્વલિત અગ્નિમાં તેં વીર્યની આહુતિ નાખી છે માટે તું અપરાધી થયો છે; તેથી હું તારા પ્રાણ અને અપાનને હરી લઉં છું.' ચારે મંત્રોના અર્થ એક-સરખા છે. પહેલામાં શત્રુના પ્રાણ અને અપાનને, બીજામાં પુત્ર અને પશુઓને, ત્રીજામાં યજ્ઞ અને પુણ્યને તથા ચોથામાં આશા અને વચનપૂર્ણ કરવાની પ્રતિજ્ઞાની પ્રતીક્ષાના અપહરણની વાત કહેવામાં આવી છે.

[2] દરેક આહુતિ આપતી વખતે મંત્રને અંતે 'फट्' શબ્દનું ઉચ્ચારણ કરવું.

ઉચ્ચારણ કરી) પહેલી આહુતિ આપવી, (આહુતિને અંતે) 'असौ मम शत्रुः' આ પ્રમાણે બોલીને શત્રુનું નામ લેવું જોઈએ. ફરીથી પહેલાંની જેમ मम समिद्धेऽहौषीः पुत्र-पशूंस्त आददे' આ મંત્ર બોલીને બીજી આહુતિ આપવી અને છેડે 'असौ मम....' બોલીને શત્રુનું નામ લેવું. એવી જ રીતે 'मम समिद्धेऽहौषींरिष्टासुकृते त आददे' આ મંત્ર બોલીને ત્રીજી આહુતિ આપવી અને છેડે 'असौ' બોલીને શત્રુનું નામ લેવું તથા 'मम समिद्धेऽहौषाराशापराकाशौ त आददे' આ મંત્ર ભણીને ચોથી આહુતિ આપવી અને અગાઉ જણાવ્યા પ્રમાણે 'असौ' બોલીને શત્રુના નામનું ઉચ્ચારણ કરવું. આ પ્રમાણે મંથકર્મને જાણનારો પ્રાણદર્શી વિદ્વાન બ્રાહ્મણ જેને શાપ આપે છે, તે ઇંદ્રિયરહિત અને પુણ્યહીન થઈને આ લોકથી ચાલતો થાય છે—મરણ પામે છે. માટે પરસ્ત્રીગમનના આ ભયંકર પરિણામને જાણનારા પુરુષે કોઈ પણ શ્રોત્રિય વિદ્વાનની પત્ની સાથે સમાગમ કરવાના વિચારની વાત તો બાજુએ રહી પણ ઉપહાસ—ઠઠ્ઠા-મશ્કરી કરવાની પણ ઇચ્છા ન કરવી. કારણ કે ઉક્ત અભિચાર કર્મને જાણનારો શ્રોત્રિય તેનો શત્રુ બની જાય છે.

**ભાષ્ય :** હવે અભિચાર કર્મ કહેવામાં આવે છે. જે ગૃહસ્થ વિદ્વાનની પત્નીનો કોઈ જાર-ઉપપતિ હોય, તે પતિ તે જારની સાથે દ્વેષ ધરાવતો હોય તથા એના પ્રતિ અભિચારનો પ્રયોગ આદરીશ એવો વિચાર રાખતો હોય તો તેના માટે આ કર્મ છે. તેણે માટીના કાચા વાસણમાં (પંચભૂસંસ્કારપૂર્વક) અગ્નિની સ્થાપના કરીને તમામ ક્રિયા વિપરીત ક્રમથી કરવી; જેમ કે ઈશાનથી અગ્નિકોણ તરફ દક્ષિણાગ્ર કે પશ્ચિમાગ્ર ભાવથી કાસડો અથવા દર્ભ પાથરવાં વગેરે. તે અગ્નિમાં આ બાણાકાર સળીઓને પ્રતિલોમ (દક્ષિણાગ્ર કે પશ્ચિમાગ્ર)

ભાવથી મૂકી ઘીમાં પલાળી તેમની આહુતિ આપવી. 'मम समिद्धेऽहौषीः' ઇત્યાદિ ચાર આહુતિઓ આપવી અને બધાને છેડે દરેકની સાથે 'असौ' બોલીને શત્રુના નામનું ઉચ્ચારણ કરવું.

આ પ્રમાણે જાણનારો તે બ્રાહ્મણ જેને શાપ આપે છે, તે નિસુકૃત-પુણ્યકર્મ વિનાનો થઈને આ લોકમાંથી ચાલતો થાય છે અર્થાત્ મરણ પામે છે. તેથી પરસ્ત્રીગમનના આવા ભીષણ-ભયંકર પરિણામને જાણનારા પુરુષે શ્રોત્રિય વિદ્વાનની પત્ની સાથે ઉપહાસ-પરિહાસ—ઠઠ્ઠા-મશ્કરી કે ચાળા-ચસકા કરવાની પણ ઇચ્છા ન કરવી, તો પછી તેની સાથે સમાગમ કરવાની તો વાત જ ક્યાં રહી! કારણ કે આવા અભિચાર કર્મને જાણનારો વિદ્વાન પણ તેનો 'પર' એટલે કે શત્રુ બની જાય છે. ૧૨ //

**अथ अस्य जायामार्तवं विन्देत् त्र्यहं कꣳसे न पिबेदहतवासा नैनां वृषलो न वृषल्युपहन्यात् त्रिरात्रान्त आप्लुत्य व्रीहीनवघातयेत् ॥ १३ ॥**

अथ=અને, यस्य जायाम्=જેની પત્નીને, आर्तवम् विन्देत्=ઋતુભાવ-રજોધર્મ પ્રાપ્ત થાય, त्र्यहम्=ત્રણ દિવસ સુધી તેણે (પત્નીએ), कंसे=કાંસાના પાત્રમાં, न पिबेत्=પીવું નહીં, अहतवासाः=(ચોથા દિવસે સ્નાન કર્યા પછી) તે અહતવાસા થાય અર્થાત્ તેણે એવું વસ્ત્ર પહેરવું કે જે ફાટેલું ન હોય અને સ્વચ્છ હોય, एनाम्=એ રજસ્વલા સ્ત્રીને, न वृषलः न वृषली उपहन्यात्=શૂદ્ર પુરુષ અથવા તો શૂદ્ર સ્ત્રીએ અડવું નહીં; त्रिरात्रान्ते=ત્રણ રાત્રિ વીત્યા પછી, आप्लुत्य=સ્નાન કરી લઈને, व्रीहीन् अवघातयेत्=નાહેલી તે સ્ત્રીને ડાંગર ખાંડવાના કામે લગાડવી.

**જેની પત્નીને ઋતુભાવ-રજોધર્મ પ્રાપ્ત થાય, તેની તે પત્નીએ ત્રણ દિવસો સુધી કાંસાના વાસણમાં ખાવું-પીવું નહીં, ચોથા દિવસે સ્નાન કર્યા પછી તેણે એવું વસ્ત્ર**

પહેરવું કે જે ફાટેલું ન હોય ને સ્વચ્છ હોય. એને શૂદ્ર જાતિના કોઈ પણ પુરુષ કે સ્ત્રીએ અડવું નહીં. ત્રણ દિવસ વીતી ગયા પછી તે રજસ્વલા નારી સ્નાન કરી લે ત્યારે તેને ડાંગર ખાંડવાના કામમાં લગાડવી-એની પાસે ડાંગર ખંડાવવી. ૧૩

**भाष्य** : 'अथ यस्य जायामार्तवं विन्देत्' ઇત્યાદિ ગ્રંથને 'श्रीर्हि वा एषा स्त्रीणां' આ મંત્રભાગના પહેલાં સમજવો જોઈએ; કારણ કે અર્થના બળથી એ જ બરાબર જણાય છે. જેની પત્નીને આર્તવ-ઋતુભાવ (રજોધર્મ) પ્રાપ્ત થાય, તેની તે પત્નીએ ત્રણ દિવસ સુધી કંસાના વાસણમાં ન ખાવું અને ચોથે દહાડે સ્નાન કર્યા પછી એવું વસ્ત્ર પહેરવું જે ફાટેલું ન હોય, સ્વચ્છ હોય. સ્નાન કર્યા પછી ને તે પહેલાં પણ કોઈ શૂદ્ર જાતિની સ્ત્રી અથવા પુરુષે તેને અડવું નહીં.

ત્રણ રાત વીત્યા પછી-ત્રિરાત્રવ્રતની સમાપ્તિ થઈ ગયા પછી તેણે આપ્લવન અર્થાત્ સ્નાન કર્યા પછી જે ફાટેલું ન હોય એવું સ્વચ્છ વસ્ત્ર પહેરવું. આ પ્રમાણે વ્યવધાનયુક્ત 'અહતવાસા' પદની સાથે આ વાક્યનો સંબંધ છે. નાહી ચૂકેલી તે સ્ત્રી પાસે ડાંગર ખંડાવવી. તેને ડાંગર ખાંડવાના કામમાં જ લગાડવી. ૧૩

**स य इच्छेत् पुत्रो मे शुक्लो जायेत वेदमनुब्रुवीत सर्वमायुरियादिति क्षीरौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै ॥ १४ ॥**

सः यः इच्छेत्=જે પુરુષ એમ ઇચ્છતો હોય કે, मे पुत्रः=મારો પુત્ર, शुक्लः जायेत्=રૂપાળો જન્મે, वेदम् अनुब्रुवीत=એક વેદનું અધ્યયન કરે, सर्वम् आयुः इयाद् इति=પૂર્ણ આયુષ્ય-સો વર્ષનું આયુષ્ય ભોગવે એમ ઇચ્છે, क्षीरौदनम् पाचयित्वा=દૂધ અને ચોખા રાંધીને-ખીર બનાવીને, सर्पिष्मन्तम् अश्नीयाताम्=તેમાં ઘી મેળવીને બન્ને જણાં ખાય, ईश्वरौ जनयितवै=(આથી) તેઓ ઉપર જણાવેલી યોગ્યતાવાળા પુત્રને

ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે.

જે પુરુષ એમ ઇચ્છે કે મારો પુત્ર રૂપાળો જન્મે, એક વેદનું અધ્યયન કરનારો થાય, પૂરાં સો વર્ષ સુધી જીવતો રહે, એવી દશામાં દૂધ અને ચોખા રાંધીને તેની ખીર બનાવી તેમાં ઘી મેળવીને બન્ને જણાં ખાય તો તેઓ ઉપર જણાવેલી યોગ્યતાવાળાં પુત્રને ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે. ૧૪

**ભાષ્ય :** જે પુરુષની એવી ઇચ્છા હોય કે મારો દીકરો રૂપાળો જન્મે, એક વેદનું અધ્યયન કરનારો થાય તથા પૂર્ણ આયુષ્ય ભોગવી સો વર્ષ સુધી જીવતો રહે તો તે બન્ને ધણી–ધણિયાણીએ દૂધ–ચોખા રાંધી તેની ખીર બનાવીને તેમાં ઘી મેળવીને ખાવી. આમ કરવાથી તેવા પુત્રને જન્મ આપવામાં તેઓ સમર્થ થાય છે. ૧૪

**अथ य इच्छेत् पुत्रो मे कपिलः पिङ्गलो जायेत द्वौ वेदा-नुब्रुवीत सर्वमायुरियादिति दध्योदनं पाचयित्वा सर्पिष्मन्तम-श्नीयातामीश्वरौ जनयितवै ॥ १५ ॥**

अथ=અને, यः इच्छेत्=જે એમ ઇચ્છે કે, मे पुत्रः=મારો પુત્ર, कपिलः पिङ्गलः जायेत=કપિલ કે પીંગળા વર્ણવાળો જન્મે, द्वौ वेदौ अनुब्रुवीत=બે વેદ ભણનારો થાય, सर्वमायुः इयात्=પૂરાં સો વર્ષ સુધી જીવિત રહે, (તો) दध्योदनम् पाचयित्वा=દહીંની સાથે ભાત રાંધી, सर्पिष्मन्तम् अश्नीयाताम्=તેમાં ઘી મેળવીને તે બન્ને જણાં ખાય તો, ईश्वरौ जनयितवै (जनयितुम्)=તેવી યોગ્યતાવાળા પુત્રને ઉત્પન્ન કરવામાં તેઓ બન્ને જણાં સમર્થ થાય છે.

જે એમ ઇચ્છે કે મારો પુત્ર કપિલ કે પીંગળા વર્ણવાળો જન્મે, બે વેદ ભણનારો થાય, પૂરાં સો વર્ષ સુધી જીવિત રહે તો દહીંની સાથે ભાત રાંધીને તેમાં ઘી મેળવીને તે બન્ને જણાં ખાય તો તેવી યોગ્યતાવાળા પુત્રને

ઉત્પન્ન કરવામાં તેઓ સમર્થ થાય છે. ૧૫

**ભાષ્ય :** દધ્યોદન બનાવીને-દહીંની સાથે ચરુ રાંધીને (બન્ને જણાં—ધણી-ધણિયાણી ખાય). બે વેદ ભણનારો પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તે માટે આવા ખોરાકનો નિયમ છે. ૧૫

**अथ य इच्छेत् पुत्रो मे श्यामो लोहिताक्षो जायेत त्रीन् वेदाननुब्रुवीत सर्वमायुरियादित्युदौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै ॥ १६ ॥**

अथ=અને, यः इच्छेत्=જે એમ ઇચ્છે કે, मे पुत्रः=મારો પુત્ર, श्यामः=શ્યામ વર્ણનો (અથવા) लोहिताक्षः जायेत=અરુણ નેત્રવાળો થાય-જન્મે, त्रीन् वेदान् अनुब्रुवीत=ત્રણ વેદ ભણનારો થાય, सर्वम् आयुः इयात्=પૂરાં સો વર્ષો સુધી જીવતો રહે, इति उदौदनम् पाचयित्वा= કેવલ પાણીમાં ભાત બનાવીને, सर्पिष्मन्तम् अश्नीयाताम्=તેમાં ઘી મેળવીને ખાય, ईश्वरौ जनयितवै=તો બંને જણાં તેવી યોગ્યતાવાળા પુત્રને ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે.

જે એમ ઇચ્છે કે મારો પુત્ર શ્યામ વર્ણનો, અરુણ નેત્રવાળો જન્મે, ત્રણ વેદોનું અધ્યયન કરનારો થાય અને પૂરાં સો વર્ષ સુધી જીવતો રહે તો ધણી-ધણિયાણીએ કેવળ પાણીમાં ચોખા રાંધી ભાત બનાવવો અને તેમાં ઘી નાખી તે બન્ને જણાંએ તે ખાવો. આમ કરવાથી તેવી યોગ્યતાવાળો પુત્ર ઉત્પન્ન થાય છે. ૧૬

**ભાષ્ય :** કેવળ સ્વાભાવિક ભાત જ ખાવો. 'उद' શબ્દનો પ્રયોગ દૂધ વગેરે બીજા પ્રસંગોને ટાળવા માટે થયેલ છે. ૧૬ //

**अथ य इच्छेद् दुहिता मे पण्डिता जायेत सर्वमायुरियादिति तिलौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै ॥ १७ ॥**

अथ=અને, यः=જે, इच्छेद्=એમ ઇચ્છે કે, मे दुहिता=મારી

દીકરી, पण्डिता जायेत=વિદુષી થાય, सर्वम् आयुः इयात्=પૂર્ણ સો વર્ષ સુધી જીવે, तिलौदनम् पाचयित्वा=તેમણે તલ અને ચોખા રાંધીને, सर्पिष्मन्तम् अश्नीयाताम्=ઘી સાથે ખાવાં, जनयितवै (जनयितुम्) ईश्वरौ (भवतः)=(એમ કરવાથી) તેઓ તેવી યોગ્યતાવાળી દીકરીને ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે.

જે એમ ઇચ્છે કે મારી દીકરી વિદુષી થાય, પૂરાં સો વર્ષનું આયુષ્ય મેળવી જીવતી રહે તો તે પતિ-પત્નીએ તલ અને ચોખા રાંધીને તેમાં ઘી મેળવીને ખાવું. આમ કરવાથી તેઓ તેવી યોગ્યતાવાળી પુત્રીને ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે. ૧૭

**भाष्य :** ઘરકામમાં હોશિયાર થવું એ જ પુત્રીનું પાંડિત્ય છે; કારણ કે વેદમાં તેનો અધિકાર નથી. તિલૌદનનો અર્થ જ તલ ચોખાની ખીચડી એવો થાય છે. ૧૭

**अथ य इच्छेत् पुत्रो मे पण्डितो विगीतः समितिंगमः शुश्रूषितां वाचं भाषिता जायेत सर्वान् वेदाननुब्रुवीत सर्वमायुरियादिति माꣳसौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवा औक्षेण वार्षभेण वा ॥ १८ ॥**

अथ यः इच्छेत्=અને વળી જે એમ ઇચ્છે કે, मे पुत्रः=મારો પુત્ર, विगीतः=પ્રખ્યાત, पण्डितः=પંડિત, समितिंगमः=વિદ્વાનોની સમિતિમાં નિર્ભયપણે જનારો થાય, (અને) शुश्रूषिताम् वाचम्=સાંભળવામાં પ્રિય લાગે એવી વાણીને, भाषिता जायेत=બોલનારો થાય, सर्वान् वेदान् अनुब्रुवीत=બધા વેદોનું અધ્યયન કરનારો થાય, सर्वम् आयुः इयात्=પૂરાં સો વર્ષ સુધી જીવતો રહે, मांसौदनम् पाचयित्वा=ઓષધિ અથવા ફળનો ગર્ભ અને ચોખા તે પતિપત્નીએ પકવીને, सर्पिष्मन्तम् अश्नीयाताम्=ઘી મેળવીને બંને જણાંએ તેનું ભક્ષણ કરવું, औक्षेण वा ऋषभेण वा=उक्षा અથવા ઋષભ નામની ઓષધિના ગર્ભ સાથે ખાવાનો નિયમ છે,

जनयितवै ( जनयितुम् ) ईश्वरौ ( भवतः )=આમ કરવાથી તેઓ તેવી યોગ્યતાવાળા પુત્રને જન્મ આપવામાં સમર્થ થાય છે.

જે એમ ઇચ્છે કે મારો પુત્ર પ્રખ્યાત પંડિત, વિદ્વાનોની સભામાં નિર્ભયપણે પ્રવેશ કરનારો થાય તથા સાંભળવામાં પ્રિય લાગે એવી વાણી બોલનારો થાય, બધા વેદોનું અધ્યયન કરનારો થાય, પૂરાં સો વર્ષ સુધી જીવતો રહે, તે પુરુષ અને તેની પત્નીએ ઓષધિઓમાંનો માવો-ગર્ભ ચોખા સાથે રાંધી તેમાં ઘી નાખીને ખાવો. એમ કરવાથી તેઓ ઉપર જણાવેલી યોગ્યતાવાળા પુત્રને જન્મ આપવામાં સમર્થ થાય છે. ઉક્ષા અથવા ઋષભ નામની ઔષધિના ગર્ભની સાથે ભાત ખાવાનો નિયમ છે. ૧૮

**भाष्य :** અનેક પ્રકારથી જેની મોટાઈનાં ગુણગાન કરવામાં આવે, તે ' વિગીત ' કહેવાય છે. વિગીત એટલે પ્રખ્યાત. ' समितिंगमः '–નો અર્થ વિદ્વાન કે પંડિત એટલા માટે નથી કરવામાં આવ્યો કે મંત્રમાં પાંડિત્યનું જુદું ગ્રહણ થયેલું જોવામાં આવે છે. ' शुश्रूषिता '–સાંભળવામાં પ્રિય, રમણીય વાણી બોલનારો અર્થાત્ સંસ્કારયુક્ત અર્થસભર વાણી બોલનારો થાય.

ઓષધિ અથવા ફળના ગર્ભને ' માંસ ' કહેવાય. તેની સાથે મેળવેલા ભાતને અહીં ' मांसौदन ' કહેવામાં આવેલ છે. તે ઓષધિના ગર્ભના ભક્ષણ માટેનો નિયમ કરવા ખાતર કહે છે–ઉક્ષાના ગર્ભ–માવા સાથે. ગર્ભનું આધાન કરવામાં સમર્થ એવા સાંઢને ઉક્ષા કહેવામાં આવે છે. તેના સમાન શક્તિશાળી હોવાથી અમુક ખાસ ઔષધિનું નામ પણ ઉક્ષા[1] છે, તેનો જ ગર્ભ અહીં અભીષ્ટ છે.

---

૧ ' उक्षा ' શબ્દના, કોષમાં બે પ્રકારના અર્થ મળે છે : કલકત્તાથી પ્રકાશિત ' વાચસ્પત્યમ્ ' નામના મોટા કોષમાં તેને અષ્ટવર્ગમાંની ' ઋષભ ' નામની ઔષધિનો પર્યાય માનવામાં આવેલ છે–' ऋषभ

ઉપર જણાવેલા સાંઢ કરતાં પણ મોટી ઉંમરનો બળદ ઋષભ કહેવાય છે; તેના સમાન શક્તિશાળી ઔષધવિશેષનું નામ પણ ઋષભ[1] છે. તેના જ ગર્ભને અહીં 'આર્ષભ' સમજવું જોઈએ. ૧૮

---

ઓષધૌચ'. આંગ્લ વિદ્વાન સર મોનિયર વિલિયમ્સે પોતાના બૃહત્ સંસ્કૃત–અંગ્રેજી કોષમાં એને 'સોમ' નામના છોડનો પર્યાય કહ્યો છે.

૧ 'ઋષભ' નામની ઔષધિનો આયુર્વેદના અત્યંત પ્રાચીન તેમ જ પ્રામાણિક ગ્રન્થ 'સુશ્રુત–સંહિતા'ના 'સૂત્રસ્થાન' નામના પ્રથમ ખંડમાં ૩૮ મો અધ્યાય–જેને દ્રવ્ય-સંગ્રહણીય અધ્યાય પણ કહેવામાં આવે છે તેમાં સાડત્રીસ દ્રવ્યગણોમાં ઉલ્લેખ થયો છે.

'ભાવપ્રકાશ' નામના લઘુત્રયીના અંગભૂત પ્રસિદ્ધ સંગ્રહ-ગ્રંથના પૂર્વખંડમાંના હરીતકયાદિ વર્ગના ૧૧૩ વિષયમાં ઋષભની પ્રસિદ્ધ અષ્ટવર્ગ નામની ઔષધિઓમાં ગણના છે, લખે છે કે:

जीवकर्षभकौ मेदे काकोल्यौ ऋद्धिवृद्धिके ।
अष्टवर्गोऽष्टभिर्द्रव्यैः कथितश्चरकादिभिः ॥ ११३ ॥

જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ એ આઠ ઔષધિઓ મળીને અષ્ટકવર્ગ થાય છે; એ ચરક આદિ મુનિઓએ કહેલ છે. ૧૧૩ (એ જ વર્ગના વિષય ૧૧૫–૧૧૭ માં તેનું વર્ણન આ પ્રમાણે છે.)

जीवकर्षभकौ ज्ञेयौ हिमाद्रिशिखरोद्भवौ ।
रसोनकन्दवत् कन्दौ निःसारौ सूक्ष्मपत्रकौ ॥

જીવક અને ઋષભક–એ બે હિમાલયના શિખરમાં ઉત્પન્ન થાય છે; એ બેય લસણના કંદની પેઠે અંદર ગર્ભવગરના અને ઝીણાં પાંદડાંવાળા કંદ હોય છે.

जीवकः कूर्चकाकारः ऋषभो वृषशृङ्गवत् ।
जीवको मधुरश्शृङ्गो ह्रस्वाङ्गः कूर्चशीर्षकः ॥ ११६ ॥
ऋषभो वृषभो धीरो विषाणो द्राक्ष इत्यपि ।

अथाभिप्रातरेव स्थालीपाकावृताज्यं चेष्टित्वा स्थालीपाकस्योपघातं जुहोत्यग्नये स्वाहानुमतये स्वाहा देवाय सवित्रे सत्यप्रसवाय स्वाहेति हुत्वोद्धृत्य प्राश्नाति प्राश्येतरस्याः प्रयच्छति प्रक्षाल्य पाणी उदपात्रं पूरयित्वा तेनैनां त्रिरभ्युक्षत्युत्तिष्ठातो विश्वावसोऽन्यामिच्छ प्रपूर्व्यां सं जायां पत्या सहेति ॥ १९ ॥

अथ=ત્યાર પછી, अभिप्रातर् एव=પ્રાતઃકાળે જ ( સંધ્યાવંદનાદિ કરીને), उपघातम्=ડાંગર છડીને કાઢેલા ચોખાને, स्थालीपाकावृता=સ્થાલીપાકની વિધિથી રાંધીને, आज्यम् चेष्टित्वा=ઘીનો સંસ્કાર કરીને, स्थालीपाकस्य=સ્થાલીપાકના અન્નમાંથી, जुहोति=થોડું થોડું લઈને (આ જણાવેલા મંત્રો બોલી) આહુતિઓ આપવી—अग्नये स्वाहा=અગ્નિને માટે સ્વાહા, अनुमतये स्वाहा=અનુમતિ માટે સ્વાહા, देवाय सवित्रे सत्यप्रसवाय स्वाहा=સત્યપ્રસવ સવિતાદેવ માટે સ્વાહા, इति हुत्वा=આ પ્રમાણે હોમ કરીને, उद्धृत्य=સ્થાલીમાં બચેલા ચરુને એક પાત્રમાં કાઢીને તેમાં ઘી મેળવીને, प्राश्नाति=પહેલાં પતિ તે અન્નને ખાય છે, प्राश्य=ખાધા પછી તે જ ઉચ્છિષ્ટ અન્નને, इतरस्याः ( इतरस्यै ) प्रयच्छति=પોતાની પત્નીને આપે છે, पाणी प्रक्षाल्य=ત્યાર પછી હાથપગ ધોઈને આચમન કર્યા પછી, उदपात्रम् पूरयित्वा=જળપાત્ર ભરીને, तेन=તે જ જળથી, एनाम्=પોતાની પત્નીને, त्रिः=ત્રણ વાર, अभ्युक्षति= પતિએ અભિષેક

---

जीवकर्षभकौ बल्यौ शीतौ शुक्रकफप्रदौ
मधुरौ पित्तदाहास्रकार्श्यवातक्षयापहौ ॥ ११७ ॥

જીવકનો આકાર કુચ્ચા જેવો અને ઋષભકનો આકાર બળદનાં શીંગડાં જેવો હોય છે. જીવક, મધુરશૃંગ, હ્રસ્વાંગ અને કૂર્ચશીર્ષક — એટલાં જીવકનાં; તેમ જ ઋષભ, વૃષભ, ધીર, વિષાણ અને દ્રાક્ષ એવાં પણ ઋષભકનાં સંસ્કૃત નામો છે. એ બંને કંદ બળ આપનાર, ઠંડા, વીર્યને તથા કફને વધારનાર, મધુર હોઈ પિત્ત દાહ, રુધિરનાં દરદ, દૂબળાપણું, વાયુ તથા ક્ષયને મટાડનાર છે. ૧૧૬,૧૧૭

કરવો (અભિષેકનો મંત્ર આ પ્રમાણે છે—), 'उत्तिष्ठातो विश्वावसोऽन्यामिच्छ प्रपूर्व्यां सं जायां पत्या सह' इति=આ પ્રમાણે મંત્ર ભણી પતિએ પત્ની પર અભિષેક કરવો.

ત્યાર પછી ચોથે દિવસે સવારે જ (સંધ્યા-વંદન વગેરે કરીને) પત્નીએ છડેલી ડાંગરમાંના ચોખા લઈ સ્થાલીપાકની વિધિથી ઘીનો સંસ્કાર કરી તેને રાંધી તેનો પણ સંસ્કાર કરીને, સ્થાલીપાકના અન્નમાંથી થોડું થોડું લઈને પ્રધાન આહુતિઓ આપવી. તેના મંત્રો આ પ્રમાણે છે: 'अग्नये स्वाहा, अनुमतये स्वाहा, देवाय सवित्रे सत्यप्रसवाय स्वाहा' આ પ્રમાણે આહુતિઓ આપી 'स्विष्टकृत' હોમ કરીને સ્થાલીમાં વધેલા ચરુને (હુતદ્રવ્યને) એક વાસણમાં કાઢી લઈ, તેમાં ઘી મેળવી પ્રથમ પતિ તે અન્નને ખાય છે. ખાધા પછી તે જ ઉચ્છિષ્ટ અન્ન પોતાની પત્નીને આપે છે. ત્યારબાદ હાથ-પગ ધોઈ, શુદ્ધ આચમન કરીને જળપાત્ર ભરી તે જ જળથી પોતાની પત્નીને પતિએ ત્રણ વાર અભિષેક કરવો. અભિષેકનો મંત્ર આ પ્રમાણે છે:

उत्तिष्ठातो विश्वावसोऽन्यामिच्छ प्रपूर्व्यां सं जायां पत्या सह ॥

**ભાષ્ય :** ત્યાર પછી સવારે જ ડાંગર છડીને કાઢેલા ચોખા લઈ સ્થાલીપાકની વિધિથી ઘીનો સંસ્કાર કરી ચરુ રાંધીને સ્થાલીપાકની આહુતિ આપવી. સ્થાલીપાકમાંથી થોડું થોડું અન્ન લઈને 'अग्नये स्वाहा' વગેરે મંત્રોથી ત્રણ આહુતિઓ આપવી. અહીં બધી વિધિ પોતપોતાના ગૃહ્યસૂત્ર પ્રમાણે સમજી લેવી.

હોમ કર્યા પછી બાકીના ચરુને એક વાસણમાં કાઢી લઈ પતિએ પોતે તે ખાવો. ખાધા પછી બાકી રાખેલો ઉચ્છિષ્ટ ભાગ પોતાની પત્નીને આપવો. ત્યાર બાદ હાથ–પગ ધોઈ, શુદ્ધ આચમન કરી જળપાત્ર ભરીને તે જ જળથી પત્નીને ત્રણ વાર 'उत्तिष्ठात०'

ઇત્યાદિ મંત્રથી અભિષેક કરવો. મંત્ર એક જ વાર ભણવો. ૧૯

**अथैनामभिपद्यतेऽमोऽहमस्मि सा त्वँ सा त्वमस्यमोऽहं सामाहमस्मि ऋक् त्वं द्यौरहं पृथिवी त्वं तावेहि सँरभावहै सह रेतो दधावहै पुँसे पुत्राय वित्तय इति ॥२०॥**

अथ=પતિએ પોતાની કામના પ્રમાણે પત્નીને ખીર આદિ ખવડાવ્યા પછી, एनाम् अभिपद्यते=એની સાથે શયન કરી એને આલિંગન આપે છે (અને તે સમયે આ મંત્ર ભણવો:), अहम् अमः अस्मि='દેવી ! હું પ્રાણ છું', त्वम् सा=તું વાક્ છે, त्वम् सा असि=તું વાક્ છે, अहम् अमः=હું પ્રાણ છું, अहम् साम अस्मि=હું સામ છું, त्वम् ऋक्=તું ઋક્ છે, अहम् द्यौः=હું આકાશ છું, त्वम् पृथिवी=તું પૃથ્વી છે, एहि=માટે આવ, तौ संरभावहै=આપણે બંને એકબીજાનું આલિંગન કરીએ, सह=એક સાથે, रेतः दधावहै=રેતસ્ ધારણ કરીને, पुंसे पुत्राय वित्तये इति= જેથી કરીને આપણને પુરુષત્વની વિશિષ્ટતાવાળા પુત્રનો લાભ થાય.

પતિએ પોતાની કામના પ્રમાણે પત્નીને ખીર વગેરેનું ભોજન કરાવ્યા પછી એની સાથે શયન કરી એને આલિંગન આપવું. તે સમયે આ મંત્ર પતિએ ભણવો : 'अमोऽहमस्मि' વગેરે. (તે મંત્રનો ભાવ આ પ્રમાણે છે:) 'દેવી ! હું પ્રાણ છું, તમે વાક્ છો; તમે વાક્ છો, હું પ્રાણ છું; હું સામ છું, તમે ઋક્ છો; હું આકાશ છું, તમે પૃથ્વી છો. માટે આવો, આપણે બન્ને દમ્પતી એકબીજાનું આલિંગન કરીએ, એક સાથે રેતસ્ ધારણ કરીએ, જેથી આપણને પુરુષત્વની વિશિષ્ટતાવાળા પુત્રનો લાભ થાય. ૨૦

**भाष्य :** ત્યાર પછી એ પત્નીને અભિમંત્રિત કરીને જેવા સંતાનની ઇચ્છા હોય, તે અનુસાર ખીર વગેરેનું ભોજન કર્યા પછી તેની સાથે શયન કરવું. એવો ક્રમ સમજવો. શયનકાલમાં 'अमोऽ-

हमस्मि ' ઇત્યાદિ મંત્રથી પત્નીને આલિંગન કરવું. ૨૦ ||

**अथास्या ऊरू विहापयति विजिहीथां द्यावापृथिवी इति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ सन्धाय त्रिरेनामनुलोमामनुमार्ष्टि विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिꣳशतु । आसिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते । गर्भं धेहि सिनीवालि गर्भं धेहि पृथुष्टुके । गर्भं ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ २१ ॥**

अथ=ત્યાર પછી, अस्याः ऊरू=એ( પત્ની )ની બંને જંઘાઓને, विहापयति=પતિ પહોળી કરે છે, ( તે સમયે આ મંત્ર ભણવો : ) ' विजिहीथां द्यावापृथिवी इति '=હે ઊરુસ્વરૂપ આકાશ અને પૃથ્વી ! તમે બંને વેગળાં થાવ, तस्याम्=( ત્યાર બાદ ) પત્નીની યોનિમાં, अर्थम् निष्ठाय= પોતાની જનનેંદ્રિય સ્થાપિત કરીને, मुखेन मुखम् सन्धाय=મુખ સાથે મુખ અડાડી–જોડીને, अनुलोमाम् एनाम्=અનુલોમ ક્રમથી–પત્નીના માથાના વાળથી પગ સુધી આખા શરીરનું, त्रिः=ત્રણ વાર, अनुमार्ष्टि=માર્જન કરવું, ( માર્જનકાલમાં આ મંત્ર ભણવો– ) ' विष्णुर्योनिं कल्पयतु...( થી ) देवावाधत्तां पुष्करस्रजौ ' ( સુધી ), विष्णुर्योनिं कल्पयतु=સર્વવ્યાપી ભગવાન્ વિષ્ણુ તારી જનનેંદ્રિયને પુત્રની ઉત્પત્તિમાં સમર્થ બનાવે, त्वष्टा रूपाणि पिंशतु=ભગવાન સૂર્ય તારા ( તથા ઉત્પન્ન થનારા બાળકના ) અંગોને વિભાગવાર પુષ્ટ તથા દેખાવડાં બનાવે; प्रजापतिः आसिञ्चतु=પ્રજાપતિ મારામાં અભિન્નરૂપથી સ્થિત થઈ તારામાં વીર્યનું આધાન કરે, धाता ते गर्भम् दधातु=ધાતા તારાથી અભિન્ન ભાવે સ્થિત થઈ તારા ગર્ભને ધારણ કરે અને તેનું પોષણ કરે, सिनीवालि=ચંદ્રમાની એક કળા જેમાં શેષ રહેલી હોય છે એવી અમાવાસ્યારૂપ સિનીવાલી ! गर्भम् धेहि=તમે આ ગર્ભ ધારણ કરો. पृथुष्टुके= જેની પુષ્કળ સ્તુતિ કરવામાં આવે છે એવી હે સિનીવાલી ! गर्भम् धेहि=તમે આ ગર્ભ ધારણ કરો. पुष्करस्रजौ देवौ अश्विनौ=પોતાનાં કિરણરૂપ કમળોની માળા ધારણ કરનારા દેવો અશ્વિનીકુમારરૂપ સૂર્ય અને

ચંદ્રમા, મારાથી અભિન્નરૂપે મારામાં સ્થિત થઈને, તે गर्भम् आधत्ताम्=તારામાં ગર્ભનું આધાન કરે.

ત્યાર પછી પત્નીની બન્ને જંઘાઓને એકબીજાથી છૂટી પાડીને આ મંત્ર ભણવો: 'विजिहीथां द्यावापृथिवी इति' હે ઊરુસ્વરૂપ આકાશ અને પૃથ્વી! તમે બન્ને જુદાં પડો. ત્યાર બાદ પત્નીની યોનિમાં પોતાની જનનેન્દ્રિય સ્થાપિત કરીને, મુખ સાથે મુખ અડાડીને અનુલોમ ક્રમથી–પત્નીના માથાના વાળથી પગ સુધી આખા શરીરનું ત્રણવાર માર્જન કરવું. માર્જનકાળમાં આ મંત્ર ભણવો: 'विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु। आसिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते। गर्भं धेहि सिनीवालि गर्भं धेहि पृथुष्टुके। गर्भं ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ॥' એનો અર્થ આ પ્રમાણે છે: સર્વવ્યાપી ભગવાન વિષ્ણુ તારી જનનેન્દ્રિયને, હે પ્રિયે! પુત્ર ઉત્પન્ન કરવામાં સમર્થ બનાવે. ભગવાન સૂર્ય તારા તથા ઉત્પન્ન થનારા બાળકનાં અંગોને વિભાગવાર પુષ્ટ તથા દેખાવડાં બનાવે; વિરાટ પુરુષ ભગવાન પ્રજાપતિ મારાથી અભિન્નરૂપે મારામાં સ્થિત થઈ તારામાં વીર્યનું આધાન કરે; ભગવાન ધાતા તારાથી અભિન્ન ભાવે તારામાં સ્થિત થઈ તારા ગર્ભને ધારણ કરે અને તેનું પોષણ કરે. જેની પુષ્કળ સ્તુતિ કરવામાં આવે છે અને ચંદ્રમાની એક કળા જેમાં શેષ રહેલી હોય છે એવી, અમાવાસ્યા રૂપ સિનીવાલી![1] તમે આ ગર્ભ ધારણ કરો; તમે આ ગર્ભ ધારણ કરો. પોતાનાં કિરણરૂપ કમળોની માળા ધારણ કરનારા દેવો અશ્વિનીકુમારરૂપ સૂર્ય અને ચંદ્રમા મારાથી અભિન્ન-

---

૧ 'सा दृष्टेन्दुः सिनीवाली' ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં ચંદ્રમાની એક જ કળા શેષ રહેલી હોય છે, તેને 'સિનીવાલી' કહેવામાં આવે છે.

રૂપે મારામાં સ્થિત થઈને તારામાં ગર્ભનું આધાન કરે. ૨૧

ભાષ્યં : ત્યાર પછી 'विजिहीथां द्यावापृथिवी' આ મંત્રથી પત્નીની બન્ને જંઘાઓને એકબીજાથી છૂટી કરવી. 'तस्यामर्थं'—તેના શરીરમાં શિશ્નને...વગેરે મંત્રભાગનો અર્થ પહેલાની જેમ છે. 'विष्णुर्योनिं' વગેરે મંત્રોમાંથી દરેક મંત્ર ભણીને પત્નીના માથાથી પગ સુધીના આખા શરીરનાં અંગોનો ત્રણ ત્રણ વાર સ્પર્શ કરવો—માર્જન કરવું. ૨૧ //

**हिरण्मयी अरणी याभ्यां निर्मन्थतामश्विनौ तं ते गर्भं हवामहे दशमे मासि सूतये। यथाग्निगर्भा पृथिवी यथा द्यौरिन्द्रेण गर्भिणी। वायुर्दिशां तथा गर्भ एवं गर्भं दधामि तेऽसाविति ॥२२॥**

हिरण्मयी अरणी=(પ્રાચીન કાળમાં) જ્યોતિયુક્ત અરણીઓ હતી, याभ्याम्=જે બે અરણીઓથી, अश्विनौ=અશ્વિનીકુમારોએ, निर्मन्थताम्=મંથન કર્યું (જેનાથી અમૃતરૂપ ગર્ભ પ્રકટ થયો), तम् गर्भम्=તે જ ગર્ભને, ते=તારી કુક્ષિમાં, हवामहे=અમે બોલાવીએ છીએ—સ્થાપિત કરીએ છીએ; જેથી दशमे मासि सूतये=(તું) દશમા મહિનામાં સંતાનને જન્મ આપી શકે, यथा=જેવી રીતે, पृथिवी=પૃથ્વી, अग्निगर्भा=અગ્નિના ગર્ભવાળી છે અર્થાત્ પૃથ્વીનો ગર્ભ અગ્નિ છે, यथा=જેવી રીતે, द्यौः=સ્વર્ગભૂમિ, इन्द्रेण=ઇંદ્રથી, गर्भिणी=ગર્ભિણી છે, दिशाम्=દિશાઓનો ગર્ભ, वायुः=વાયુ છે, एवम्=એવી જ રીતે, तथा गर्भः=તેવા પ્રકારનો ગર્ભ, असौ=અમુક નામવાળી હે પત્ની! ते=તારામાં, (अहम्=હું) गर्भम् दधामि इति=પુત્રરૂપ ગર્ભ સ્થાપિત કરું છું.

પ્રાચીનકાળમાં જ્યોતિયુક્ત અરણીઓ હતી, જેમનાથી અશ્વિનીકુમારોએ મંથન કર્યું. તે મંથનથી અમૃતરૂપ ગર્ભ પ્રકટ થયો. તે જ અમૃતરૂપ ગર્ભને અમે તારી કુક્ષિમાં બોલાવીએ છીએ—સ્થાપિત કરીએ છીએ. જેથી તું એને

દશમા મહિનામાં ઉત્પન્ન કરી શકે. જેવી રીતે પૃથ્વીનો ગર્ભ અગ્નિ છે, જેવી રીતે સ્વર્ગની ભૂમિ ઇંદ્રથી ગર્ભવાળી છે, જેવી રીતે દિશાઓનો ગર્ભ વાયુ છે, તેવી જ રીતે હું તારામાં પુત્રરૂપ ગર્ભ સ્થાપિત કરું છું, અમુક નામવાળી હે પત્ની! ૨૨

**ભાષ્ય :** 'असौ' પદથી એવું જણાવવામાં આવ્યું છે કે છેલ્લે પત્નીનું નામ બોલવું જોઈએ. ૨૨

**सोष्यन्तीमद्भिरभ्युक्षति । यथा वायुः पुष्करिणीँ समिङ्गयति सर्वतः । एवा ते गर्भ एजतु सहावैतु जरायुणा । इन्द्रस्यायं व्रजः कृतः सार्गलः सपरिश्रयः । तमिन्द्र निर्जहि गर्भेण सावराँ सहेति ॥ २३ ॥**

सोष्यन्तीम्=પ્રસવકાળમાં પ્રસવ કરનારી સ્ત્રી પર, अद्भिः अभ्युक्षति=જળથી અભ્યુક્ષણ કરે છે—જળ છાંટે છે, તે સમયે 'यथा वायुः'.. વગેરે મંત્ર ભણવો. यथा=જેવી રીતે, वायुः=વાયુ, पुष्करिणीम्=તળાવડીના પાણીને, सर्वतः समिङ्गयति=બધી બાજુએથી ચંચળ કરી દે છે, एवा=એવી જ રીતે, ते गर्भः=તારો ગર્ભ, एजतु=પોતાના સ્થાનથી ચલિત થાય, जरायुणा सह अवैतु=અને તે જરાયુ—ઓર સાથે બહાર નીકળે, अयम्=આ, इन्द्रस्य व्रजः=પ્રસવવાયુને નીચે જવાનો માર્ગ છે, (તે) सार्गलः सपरिश्रयः कृतः=ગર્ભનો પ્રતિબંધક છે, એટલે કે ગર્ભને પડવા દેતો નથી, (તો) इन्द्र=હે પ્રસવવાયુ! तम्=તે માર્ગને પ્રાપ્ત કરીને, गर्भेण सह=ગર્ભની સાથે, તથા सावराम्=ઓરની સાથે, निर्जहि इति=બહાર નીકળી આવ.

પ્રસવકાળમાં પ્રસવ કરવા માટે તૈયાર થયેલી સ્ત્રીને (સુખેથી પ્રસવ થાય માટે) નીચે લખેલો મંત્ર ભણી તેના પર જળથી અભ્યુક્ષણ કરવું—જળ છાંટવું : 'यथा वायुः पुष्करिणीँ समिङ्गयति सर्वतः। एवा ते गर्भ एजतु सहावैतु

जरायुणा। इन्द्रस्यायं व्रजः कृतः सार्गलः सपरिश्रयः। तमिन्द्र निर्जहि गर्भेण सावराꣳ सहेति।' (એનો અર્થ આ પ્રમાણે છે:) જેવી રીતે વાયુ તળા વડીના જળને બધી બાજુએથી ચંચળ કરી મૂકે છે તેવી જ રીતે તારો ગર્ભ પોતાના સ્થાનથી ચલિત થાય અને તે જરાયુ–ઓરની સાથે બહાર નીકળે. ઇન્દ્ર અર્થાત્‌ પ્રસવવાયુને નીચે જવાનો આ (યોનિરૂપ) માર્ગ નક્કી થયેલો છે તે ગર્ભનો પ્રતિબંધક છે એટલે કે ગર્ભને પડવા દેતો નથી. તો હે પ્રસવવાયુ! તે માર્ગને પ્રાપ્ત કરીને ગર્ભ તથા ઓરની સાથે બહાર નીકળી આવ. ૨૩

**ભાષ્ય:** પ્રસવકાળમાં સુખપૂર્વક બાળક પેદા થાય તે માટે 'यथा वायुः पुष्करिणीं समिङ्गयति सर्वतः। एवा ते गर्भ एजतु' વગેરે આખો મંત્ર ભણીને પ્રસવ કરનારી સ્ત્રી પર જળ છાંટવું. ૨૩ //

**ભાષ્ય:** હવે જાતકર્મનું વર્ણન કરે છે:

**जातेऽग्निमुपसमाधायाङ्क आधाय कꣳसे पृषदाज्यꣳ संनीय पृषदाज्यस्योपघातं जुहोत्यस्मिन् सहस्रं पुष्यासमेधमानः स्वे गृहे। अस्योपसन्द्यां मा च्छैत्सीत् प्रजया च पशुभिश्च स्वाहा। मयि प्राणाꣳस्त्वयि मनसा जुहोमि स्वाहा। यत् कर्मणाऽत्यरीरिचं यद् वा न्यूनमिहाकरम्। अग्निष्टत्स्विष्टकृद् विद्वान् स्विष्टꣳ सुहुतं करोतु नः स्वाहेति ॥२४॥**

जाते=પુત્રનો જન્મ થયા પછી, अङ्के आधाय=તેને ખોળામાં લઈને, अग्निम् उपसमाधाय=અગ્નિની સ્થાપના કરી, कंसे=કાંસાના વાડકામાં, पृषदाज्यम् संनीय=દહીં અને ઘીનું મિશ્રણ રાખીને, पृषदाज्यस्य उपघातम्=તે દહીં અને ઘીનું મિશ્રણ થોડું થોડું લઈને, जुहोति=પિતાએ આહુતિ આપવી (અને તે સમયે આ મંત્ર ભણવો—), अस्मिन् स्वे गृहे=આ મારા પોતાના ઘરમાં, एधमानः=પુત્ર વગેરેથી

વૃદ્ધિને પ્રાપ્ત થતો હું, सहस्रम्=હજારો માણસોનું, पुष्यासम्=પોષણ કરનારો થાઉં, अस्य=મારા આ પુત્રના, उपसन्द्याम्=વંશમાં, प्रजया च पशुभिः च=પ્રજા તથા પશુઓની સાથે સંપત્તિનો, मा च्छैत्सीत्=ક્યારેય ઉચ્છેદ ન થાય, स्वाहा='સ્વાહા' આમ બોલી આહુતિ આપવી, मयि प्राणान्=મારામાં રહેલા પ્રાણોને, मनसा=મનથી, त्वयि जुहोमि स्वाहा=તારામાં હોમું છું સ્વાહા; कर्मणा=પ્રધાન કર્મની સાથે, यत्=જે, अत्यरीरिचम्=મેં વધુ કાર્ય કરી નાખ્યું હોય, वा=અથવા તો, इह=અહીંયાં, यत्=આવશ્યક કર્મમાં પણ જે, न्यूनम् अकरम्=અલ્પ કરીને (ભૂલ કરી હોય), नः तत्=તે અમારા કર્મને, विद्वान् अग्निः=વિદ્વાન અગ્નિ, स्विष्टकृत्=સ્વિષ્ટકૃત (અભીષ્ટ સાધક) થઈ ને, स्विष्टम् सुहुतम् करोतु=સ્વિષ્ટ અને સુહુત (ઓછાવત્તાપણાના દોષથી રહિત) કરી દે, स्वाहा इति='સ્વાહા' આમ બોલીને આહુતિ આપવી.

પુત્રનો જન્મ થયા પછી તેને ખોળામાં લઈને અગ્નિની સ્થાપના કરી કાંસાના વાડકામાં દહીં અને ઘી મેળવીને ભેગાં કરેલા મિશ્રણમાંથો થોડું થોડું લઈને પિતાએ 'अस्मिन् सहस्रम्' વગેરે મંત્રોથી અગ્નિમાં આહુતિ આપવી. (મંત્રનો અર્થ આ પ્રમાણે છે :) "આ મારા પોતાના ઘરમાં પુત્ર વગેરેથી વૃદ્ધિને પ્રાપ્ત થતો હું હજારો માણસોનું પોષણ કરનારો થાઉં. મારા આ પુત્રના વંશમાં પ્રજા તથા પશુઓની સાથે સંપત્તિનો ક્યારેય ઉચ્છેદ ન થાય; સ્વાહા. મારામાં રહેલા પ્રાણોનો મનથી ને મનથી તારામાં હોમ કરું છું, સ્વાહા. મેં પ્રધાનકર્મ કરવાની સાથે સાથે જે કંઈ વધારે કાર્ય કરી નાખ્યું હોય અથવા આવશ્યક કર્મમાં પણ જે કંઈ ખામી કે ઊણપ મારાથી રહી ગઈ હોય, તે મારા ભૂલભરેલા કર્મને વિદ્વાન અગ્નિદેવ સ્વિષ્ટકૃત (અભીષ્ટ સાધક) થઈને સ્વિષ્ટ અને સુહુત (ઓછાવત્તાપણાના દોષથી રહિત)

કરી દે,–સ્વાહા.' ૨૪

**ભાષ્ય:** પુત્રનો જન્મ થયા પછી અગ્નિની સ્થાપના કરીને પુત્રને ખોળામાં લઈને કાંસાના વાડકામાં દહીં મેળવેલું ઘી રાખીને તેમાંનું થોડું થોડું લઈને 'अस्मिन् सहस्रम्' વગેરે મંત્રથી અગ્નિના આવાપસ્થાનમાં–કુંડ અથવા વેદીમાં આહુતિ આપવી. ૨૪

**अथास्य दक्षिणं कर्णमभिनिधाय वाग् वागिति त्रिरथ दधि मधु घृतꣳ संनीयानन्तर्हितेन जातरूपेण प्राशयति । भूस्ते दधामि भुवस्ते दधामि स्वस्ते दधामि भूर्भुवः स्वः सर्वं त्वयि दधामीति ॥ २५ ॥**

अथ=સ્વિષ્ટકૃત હોમ થયા પછી, अस्य=એ બાળકના, दक्षिणम् कर्णम् अभिनिधाय=જમણા કાનને પોતાના મુખ આગળ ધરીને, वाक् वाक् वाक् इति त्रिः=વાક્ વાક્ વાક્ એમ ત્રણ વાર તેના કાનમાં કહેવું, अथ=ત્યાર પછી दधि मधु घृतम् संनीय=દહીં, મધ અને ઘી એકત્ર મેળવી, अनन्तर्हितेन जातरूपेण=કોઈ પણ અન્ય ધાતુની મેળવણી વિનાના ચોખ્ખા સોનાની ચમચીથી, प्राशयेत्=બાળકને તે ચટાડવું. (તે સમયે ચાર મંત્રો ભણવા:) भूस्ते दधामि=તારામાં ભૂલોકની સ્થાપના કરું છું, भुवस्ते दधामि=તારામાં ભુવર્લોકની સ્થાપના કરું છું, स्वस्ते दधामि=તારામાં સ્વર્લોકની સ્થાપના કરું છું, भूर्भुवः स्वः सर्वं त्वयि दधामि=ભૂર્ભુવઃ સ્વઃ બધા લોકોની સ્થાપના કરું છું.

સ્વિષ્ટકૃત હોમ થયા પછી એ બાળકના જમણા કાનને પોતાના મુખ આગળ ધરી 'વાક્ વાક્ વાક્' આ પ્રમાણે ત્રણવાર તેના કાનમાં કહેવું. (ત્રણવાર કહેવાનો આશય એ છે કે, તારી બુદ્ધિમાં વેદત્રયીરૂપ વાણી પ્રવેશ કરે.) ત્યાર પછી દહીં, મધ અને ઘી ભેગું કરી તે મિશ્રણ અન્ય ધાતુની મેળવણી વિનાના ચોખ્ખા સોનાની ચમચીથી બાળકને ચટાડવું. (તે સમયે આ ચાર મંત્રો ભણવા:)

'भूस्ते दधामि' 'भुवस्ते दधामि' 'स्वस्ते दधामि' 'भूर्भुवः स्वः सर्वं त्वयि दधामि.' २५

**भाष्य :** ત્યાર બાદ એ બાળકના જમણા કાન પાસે પોતાનું મોઢું ધરી 'વાક્ વાક્ વાક્' એમ ત્રણવાર એના કાનમાં કહેવું. પછી કાંસાના વાડકામાં દહીં, મધ અને ઘીનું મિશ્રણ લઈને કોઈ અન્ય ધાતુની મેળવણી વિનાના ચોખ્ખા સોનાની ચમચીથી 'भूस्ते०' વગેરે મંત્રો ભણતા રહી બાળકને ચટાડવું. २५

## નામ-કર્મ

**अथास्य नाम करोति वेदोऽसीति तदस्य तद् गुह्यमेव नाम भवति ॥२६॥**

अथ=એ પછી, अस्य नाम करोति=એ બાળકનું નામકરણ કરવું, वेदः असि इति='તું વેદ છે,' तत्=એ 'વેદ' એવું નામ, अस्य=એ બાળકનું, गुह्यम् एव नाम भवति=ગુપ્ત નામ જ હોય છે.

એ પછી એ બાળકનું નામકરણ કરવું. 'તું વેદ છે.' એ 'વેદ' એવું નામ એ બાળકનું ગુપ્ત નામ જ હોય છે.

**भाष्य :** એ પછી આ બાળકનું નામકરણ કરવું 'તમે વેદ છો.' તેથી 'વેદ' એ બાળકનું ગુહ્ય નામ જ હોય છે. ૨૬

**अथैनं मात्रे प्रदाय स्तनं प्रयच्छति यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद् यः सुदत्रः । येन विश्वा पुष्यसि वार्याणि सरस्वति तमिह धातवेऽकरिति ॥२७॥**

अथ=ત્યાર પછી, एनम्=એ બાળકને, मात्रे=માતાને, प्रदाय=આપીને, स्तनम्=સ્તન, प्रयच्छति=એના મોઢામાં આપે છે (એ સમયે આ મંત્ર ભણવો :) 'यस्ते स्तनः...' વગેરે, सरस्वति=હે સરસ્વતી ! तम् (स्तनम्)=તે સ્તન, इह=અત્યારે, धातवे=પાન કરવા માટે, अकः (कुरु) इति (प्रयच्छ)=આપ, ते=તારું, यः स्तनः=જે સ્તન, शशयः=

(शेते इति) બીજાઓથી અનુપભુક્ત હોવાથી સુપ્ત જેવું છે, यः मयोभूः=જે સર્વ પ્રાણીઓને સુખ પમાડે છે તેથી 'મયોભૂ' છે, यः रत्नधाः=જે રમણીય ધનને ધારણ કરનાર છે, यः च वसुवित्=જે વસુ અર્થાત્ ધનને પામે છે અથવા તેને જાણે છે, यः सुदत्रः=(सुष्ठु ददाति इति) જે કલ્યાણકારી છે, येन=જે સ્તનથી, विश्वा (विश्वानि सर्वाणि) वार्याणि (वरणीयानि) पुष्यसि=તું તમામ પોષવા લાયક વસ્તુ-ઓનું પોષણ કરે છે (એવા સ્તનને આ બાળકના મુખમાં આપ.)

ત્યાર પછી એ બાળકને માતાના ખોળામાં આપીને 'यस्ते स्तनः....तमिह धातवेऽकः इति' આ મંત્ર ભણતાં માતા પાસે ધવડાવવું. (મંત્રનો અર્થ આ પ્રમાણે છે:) 'હે સરસ્વતિ! તારું જે સ્તન સુપ્ત જેવું છે, જે સર્વ પ્રાણી-ઓને સુખ પમાડે છે, જે રમણીય ધનને ધારણ કરનાર છે, જે વસુ અર્થાત્ ધનને પામે છે અથવા તો તેને જાણે છે, જે કલ્યાણકારી છે, જે સ્તનથી તમામ પોષણ આપવા લાયક વસ્તુઓનું તું પોષણ કરે છે, તે સ્તન અત્યારે પાન કરવા માટે આ બાળકના મુખમાં આપ.' ૨૭

**भाष्य:** ત્યાર બાદ, પોતાના ખોળામાં બેસાડેલા તે બાળકને એની માના ખોળામાં આપીને 'यस्ते स्तनः' વગેરે મંત્રથી તેનું સ્તન બાળકના મુખમાં આપવું. ૨૭

**अथास्य मातरमभिमन्त्रयते । इलासि मैत्रावरुणी वीरे वीरमजीजनत् । सा त्वं वीरवती भव यास्मान् वीरवतोऽकरदिति । तं वा एतमाहुरतिपिता बताभूरतिपितामहो बताभूः परमां बत काष्ठां प्रापच्छ्रिया यशसा ब्रह्मवर्चसेन य एवंविदो ब्राह्मणस्य पुत्रो जायत इति ॥ २८॥**

अथ=ત્યાર પછી, अस्य मातरम्=એ બાળકની માતાને, अभिमन्त्रयते=

અભિમંત્રિત કરવી ( અને તે વખતે આ નીચે લખેલો 'इलासि' આ મંત્ર ભણવો ), इला असि=તું પૃથ્વીરૂપ છે અર્થાત્ તમામ ભોગ-સામગ્રીને આપનાર છે, मैत्रावरुणी (असि)=તું અરુંધતી છે, वीरे= વીર એવો હું નિમિત્ત કારણ હોવાથી, वीरम्=વીર પુત્રને, अजीजनत्= તેં ઉત્પન્ન કર્યો છે, सा त्वम्=એવી તું, वीरवती भव=વીર પુત્રવાળી થા, या=તેં કે જેણે, अस्मान्=અમને, वीरवतः अकरत् इति=વીર પુત્રવાળા (પિતા) કર્યા છે, तम् वै एतम् (दृष्ट्वा)=એને જોઈને, आहुः=લોકો કહે કે, बत अतिपिता अभूः=અરે વાહ ! તું તો તારા પિતા કરતાં પણ ચડી ગયો, बत अतिपितामहः अभूः=અરે વાહ ! તારા પિતામહ-દાદાથીય તું તો શ્રેષ્ઠ થયો, बत=અને વળી, श्रिया, यशसा ब्रह्मवर्चसेन= લક્ષ્મી, કીર્તિ અને બ્રહ્મતેજ દ્વારા, परमाम् काष्ठाम् प्रापत्=ઉન્નતિની ચરમ સીમાને પામ્યો છે, एवंविदः ब्राह्मणस्य=આ પ્રમાણે જાણનારા બ્રાહ્મણને, यः पुत्रः जायते इति=જે પુત્ર થાય છે તે પણ આવો સ્તુત્ય થાય છે અર્થાત્ એ પુત્રનો પિતા પણ એવો સ્તુતિપાત્ર થાય છે.

ત્યાર પછી એ બાળકની માતાને અભિમંત્રિત કરવી અને તે વખતે 'इलासि०'....આ મંત્ર ભણવો ( મંત્રનો ભાવ આ પ્રમાણે છે): 'તું પૃથ્વીરૂપ છે અર્થાત્ તમામ ભોગ સામગ્રીને આપનાર છે. તું મૈત્રાવરુણી-અરુંધતી છે. પુત્રની ઉત્પત્તિ માટે વીર એવો હું નિમિત્ત કારણ હોવાથી વીર પુત્રને તેં ઉત્પન્ન કર્યો છે. એવી તું, વીર પુત્રવાળી થા. તેં અમને વીરપુત્રવાળા પિતા કર્યા છે. એ પુત્રને જોઈને લોકો એમ કહે કે: અરે વાહ! તું તો તારા પિતા કરતાં પણ ચડી ગયો. અરે વાહ! તારા દાદા-પિતામહથીય તું તો શ્રેષ્ઠ થયો અને વળી લક્ષ્મી, કીર્તિ અને બ્રહ્મતેજ દ્વારા ઉન્નતિની ચરમ સીમાને તું પામ્યો છે.' આ પ્રમાણે વિશિષ્ટ

જ્ઞાનસંપન્ન જે બ્રાહ્મણને આવો પુત્ર ઉત્પન્ન થાય છે, તે પિતા પણ આવી જ રીતે સ્તુત્ય થાય છે–સ્તુતિપાત્ર બને છે. ૨૮

**ભાષ્ય:** ત્યાર પછી 'इलासि' વગેરે મંત્રથી બાળકની માતાને અભિમંત્રિત કરવી. 'तं वा एतमाहुः' આ વાક્યથી એમ બતાવવામાં આવ્યું છે કે શાસ્ત્રીય વિધિથી ઉત્પન્ન કરેલો પુત્ર પોતાના પિતા અને પિતામહથી પણ આગળ વધી જાય છે. વળી 'તું લક્ષ્મી, કીર્તિ તથા બ્રહ્મચર્ય દ્વારા ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચી ગયો'–આ પ્રમાણે બોલીને માણસો તેની પ્રશંસા કરે છે. એવા વિશિષ્ટ જ્ઞાનથી યુક્ત જે બ્રાહ્મણને ઘેર એવો પુત્ર થાય છે, તે પિતા પણ પુત્રની જેમ જ સ્તુતિપાત્ર થઈ જાય છે. ૨૮

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં છઠ્ઠા અધ્યાયમાં ચતુર્થ પુત્રમન્થ બ્રાહ્મણ ૪

## પંચમ બ્રાહ્મણ

## સમસ્ત પ્રવચનનો વંશ

अथ वꣳशः । पौतिमाषी पुत्रः कात्यायनीपुत्रात्‌ कात्यायनीपुत्रो गौतमीपुत्राद्‌ गौतमीपुत्रो भारद्वाजीपुत्राद्‌ भारद्वाजीपुत्रः पाराशरीपुत्रात्‌ पाराशरीपुत्र औपस्वस्तीपुत्रादौपस्वस्तीपुत्रः पाराशरीपुत्रात्‌ पाराशरीपुत्रः कात्यायनीपुत्रात्‌ कात्यायनीपुत्रः कौशिकीपुत्रात्‌ कौशिकीपुत्र आलम्बीपुत्राच्च वैयाघ्रपदीपुत्राच्च वैयाघ्रपदीपुत्रः काण्वीपुत्राच्च कापीपुत्राच्च कापीपुत्रः ॥ १ ॥

आत्रेयीपुत्रादात्रेयीपुत्रो गौतमीपुत्राद्गौतमीपुत्रो भारद्वाजीपुत्राद्‌ भारद्वाजीपुत्रः पाराशरीपुत्रात्पाराशरीपुत्रो वात्सीपुत्राद्वात्सीपुत्रः पाराशरीपुत्रात्पाराशरीपुत्रो वार्कारुणीपुत्राद्‌ वार्कारुणीपुत्रो वार्कारुणीपुत्राद्वार्कारुणीपुत्र आर्तभागीपुत्रादार्तभागी-

पुत्रः शौङ्गीपुत्राच्छौङ्गीपुत्रः साङ्कृतिपुत्रात् साङ्कृतिपुत्र आलम्बायनीपुत्रादालम्बायनीपुत्र आलम्बीपुत्रादालम्बीपुत्रो जायन्तीपुत्राज्जायन्तीपुत्रो माण्डूकायनीपुत्रान्माण्डूकायनीपुत्रो माण्डूकीपुत्रान्माण्डूकीपुत्रः शाण्डिलीपुत्राच्छाण्डिलीपुत्रो राथीतरीपुत्राद्राथीतरीपुत्रो भालुकीपुत्राद्भालुकीपुत्रः क्रौञ्चिकीपुत्राभ्यां क्रौञ्चिकीपुत्रौ वैदभृतीपुत्राद्वैदभृतिपुत्रः कार्शकेयीपुत्रात्कार्शकेयीपुत्रः प्राचीनयोगीपुत्रात्प्राचीनयोगीपुत्रः साञ्जिवीपुत्रात्साञ्जिवीपुत्रः प्राश्नीपुत्रादासुरिवासिनः प्राश्नीपुत्र आसुरायणादासुरायण आसुरेरासुरिः ॥ २ ॥

याज्ञवल्क्याद्याज्ञवल्क्य उद्दालकादुद्दालकोऽरुणादरुण उपवेशेरुपवेशिः कुश्रेः कुश्रिर्वाजश्रवसो वाजश्रवा जिह्वावतो बाध्योगाज्जिह्वावान्बाध्योगोऽसिताद्वार्षगणादसितो वार्षगणो हरितात्कश्यपाद्धरितः कश्यपः शिल्पात्कश्यपाच्छिल्पः कश्यपः कश्यपान्नैध्रुवेः कश्यपो नैध्रुविर्वाचो वागंभिण्या अम्भिण्यादित्यादादित्यानीमानि शुक्लानियजूंषि वाजसनेयेन याज्ञवल्क्येनाख्यायन्ते ॥३॥

समानमा साञ्जीवीपुत्रात् साञ्जीवीपुत्रो माण्डूकायनेर्माण्डूकायनिर्माण्डव्यान्माण्डव्यः कौत्सात् कौत्सो माहित्थेर्माहित्थिर्वामकक्षायणाद्वामकक्षायणः शाण्डिल्याच्छाण्डिल्यो वात्स्याद्वात्स्यः कुश्रेः कुश्रिर्यज्ञवचसो राजस्तम्बायनाद्यज्ञवचा राजस्तम्बायनस्तुरात्कावषेयात्तुरः कावषेयः प्रजापतेः प्रजापतिर्ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥४॥

હવે આ જ્ઞાન મેળવનારાઓની શાખાનો વંશ (આચાર્યપરંપરા) કહેવામાં આવે છે: પૌતિમાષીના પુત્રે

આ જ્ઞાન કાત્યાયનીના પુત્ર પાસેથી મેળવ્યું–તેણે ગૌતમીના પુત્ર પાસેથી; તેણે ભારદ્વાજીના પુત્ર પાસેથી; તેણે પારાશરીના પુત્ર પાસેથી; તેણે ઔપસ્વસ્તીના પુત્ર પાસેથી; તેણે પારાશરીના પુત્ર પાસેથી, તેણે કાત્યાયનીના પુત્ર પાસેથી; તેણે કૌશિકીના પુત્ર પાસેથી; તેણે આલંબીના પુત્ર અને વૈયાઘ્રપદીના પુત્ર પાસેથી; તેણે કાણ્વીના પુત્ર અને કાપીના પુત્ર પાસેથી. ૧

તેણે આત્રેયીના પુત્ર પાસેથી; તેણે ગૌતમીના પુત્ર પાસેથી; તેણે ભારદ્વાજીના પુત્ર પાસેથી; તેણે પારાશરીના પુત્ર પાસેથી; તેણે વાત્સીના પુત્ર પાસેથી; તેણે પારાશરીના પુત્ર પાસેથી; તેણે વાર્કારુણીના પુત્ર પાસેથી; તેણે (બીજી) વાર્કારુણીના પુત્ર પાસેથી; તેણે આર્તભાગીના પુત્ર પાસેથી; તેણે શૌંગીના પુત્ર પાસેથી; તેણે સાંકૃતીના પુત્ર પાસેથી; તેણે આલંબાયનીના પુત્ર પાસેથી; તેણે આલંબીના પુત્ર પાસેથી; તેણે જાયંતીના પુત્ર પાસેથી; તેણે માંડૂકાયનીના પુત્ર પાસેથી; તેણે માંડૂકીના પુત્ર પાસેથી; તેણે શાંડિલીના પુત્ર પાસેથી; તેણે રાથીતરીના પુત્ર પાસેથી; તેણે ભાલુકીના પુત્ર પાસેથી; તેણે કૌંચિકીના બે પુત્રો પાસેથી; તેમણે વૈદભૃતીના પુત્ર પાસેથી; તેણે કાર્શકેયીના પુત્ર પાસેથી; તેણે પ્રાચીનયોગીના પુત્ર પાસેથી; તેણે સાંજીવીના પુત્ર પાસેથી; તેણે પ્રાશ્નીના પુત્ર આસુરિવાસી પાસેથી; તેણે આસુરાયણ પાસેથી; તેણે આસુરિ પાસેથી; ૨

તેણે યાજ્ઞવલ્ક્ય પાસેથી; તેણે ઉદ્દાલક પાસેથી; તેણે

અરુણ પાસેથી; તેણે ઉપવેશિ પાસેથી; તેણે કુશ્રિ પાસેથી; તેણે વાજશ્રવા પાસેથી; તેણે જિહ્વાવાન બાધ્યોગ પાસેથી; તેણે અસિત વાર્ષગણ પાસેથી; તેણે હરિત કશ્યપ પાસેથી; તેણે શિલ્પ કશ્યપ પાસેથી; તેણે કશ્યપ નૈધ્રુવિ પાસેથી; તેણે વાક્ પાસેથી; તેણે અંભિણી પાસેથી; તેણે સૂર્ય પાસેથી; સૂર્ય પાસેથી મળેલો આ શુક્લ યજુર્વેદ યાજ્ઞવલ્ક્ય વાજસનેયે કહ્યો છે. ૩

એ જ જ્ઞાન સાંજીવીના પુત્ર પાસે કેવી રીતે આવ્યું, તે કહે છે: સાંજીવીના પુત્રે તે માંડૂકાયનિ પાસેથી મેળવ્યું. માંડૂકાયનિએ માંડવ્ય પાસેથી; તેણે કૌત્સ પાસેથી; તેણે માહિત્થી પાસેથી; તેણે વામકક્ષાયણ પાસેથી; તેણે શાંડિલ્ય પાસેથી; તેણે વાત્સ્ય પાસેથી; તેણે કુશ્રિ પાસેથી; તેણે યજ્ઞવચા રાજસ્તંબાયન પાસેથી; તેણે તુરકાવષેય પાસેથી; તેણે પ્રજાપતિ પાસેથી; તેણે બ્રહ્મ પાસેથી; બ્રહ્મ સ્વયંભુ છે. એ બ્રહ્મને નમસ્કાર! ૪

**ભાષ્ય :** આ પછી હવે સમસ્ત પ્રવચનનો વંશ-જ્ઞાન મેળવનારા આચાર્યોની પરંપરા બતાવવામાં આવે છે. સ્ત્રીની પ્રધાનતા હોવાથી ગુણવાન પુત્ર થાય છે-આવો પ્રસંગ છે તેથી સ્ત્રીવિશેષણથી જ પુત્રનું વિશેષણ આપીને આચાર્યપરંપરાનો ઉલ્લેખ કરવામાં આવે છે. તે આ યજુઃશ્રુતિઓ શુક્લ અર્થાત્ બ્રાહ્મણ સાથે મિશ્ર થયેલી નથી. બ્રાહ્મણથી અવ્યામિશ્ર (મિશ્ર થયા વિનાની) છે અર્થાત્ એમનામાં પૌરુષેયત્વનો દોષ નથી. અથવા તો આ જે યજુઃશ્રુતિઓ છે તે શુદ્ધ છે-આવું આનું તાત્પર્ય છે.

પ્રજાપતિથી લઈને પૌતિમાષી પુત્ર સુધી તો આ અધોમુખ-

વંશ નિયત આચાર્યપરંપરા અનુસાર છે, એમાં સાંજીવીપુત્ર સુધી બધા આચાર્યો સમાન (એક વાજસનેયિ શાખામાં જ) છે. બ્રહ્મ અર્થાત્ પ્રવચનનામક બ્રહ્મના સંબંધથી. તે આ બ્રહ્મ પ્રજાપતિથી માંડી પરંપરાથી આવીને આપણા બધામાં અનેક પ્રકારથી ફેલાયેલ છે. તે અનાદિ અનંત સ્વયંભુ બ્રહ્મ નિત્ય છે, તે બ્રહ્મને નમસ્કાર છે અને તેના અનુવર્તી ગુરુઓને પણ નમસ્કાર છે. ૧–૪

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્યમાં છઠ્ઠા અધ્યાયમાં પંચમ વંશબ્રાહ્મણ. ૫

**શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય ભગવાન શ્રી શંકરાચાર્યે રચેલા બૃહદારણ્યક ઉપનિષદ્ ભાષ્યમાં છઠ્ઠો અધ્યાય સમાપ્ત ૬**

બૃહદારણ્યક ઉપનિષદ્‌ભાષ્ય સંપૂર્ણ

ૐ તત્સત્

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥

ॐ शान्तिः! शान्तिः!! शान्तिः!!!

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

### રામાયણો

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ—૧,૨ | ૧૨—૦૦ |
| વાલ્મીકિ રામાયણ—૧,૨ | ૧૨—૦૦ |
| આત્મરામાયણ ... | ૧—૫૦ |
| ગિરધરકૃત રામાયણ | ૫—૦૦ |
| શ્રીરામચરિતમાનસ (મૂળ) | ૨—૫૦ |
| શ્રીરામચરિતમાનસ | ૬—૫૦ |
| શ્રીરામચરિતમાનસકોશ | ૦—૫૦ |
| તુલસીરામાયણનાં મહાવાક્યો ... | ૦—૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| સો ઉપનિષદો ... | ૫—૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ | ૧—૨૫ |
| કઠોપનિષદ ... | ૧—૨૫ |
| પ્રશ્નોપનિષદ ... | ૧—૦૦ |
| મુણ્ડકોપનિષદ ... | ૧—૦૦ |
| માણ્ડૂક્ય ઉપનિષદ | ૩—૦૦ |
| છાંદોગ્ય ઉપનિષદ ... | ૫—૦૦ |
| ઐતરેય ઉપનિષદ ... | ૦—૭૫ |
| તૈત્તિરીય ઉપનિષદ... | ૧—૫૦ |
| મહાવાક્યરત્નાવલી ... | ૧—૦૦ |

### પુરાણો

| | |
|---|---|
| મહાભારત—ભાષાંતર | ૬૪—૦૦ |
| શાંતિપર્વ—મહાભારતનું | ૧૦—૦૦ |
| મહાભારતસાર ... | ૪—૦૦ |
| વિષ્ણુપુરાણ ... | ૪—૫૦ |
| શ્રીશિવમહાપુરાણ—૧,૨ | ૧૨—૦૦ |
| શ્રીહરિવંશપુરાણ | ૧૦—૦૦ |
| શ્રીમાર્કંડેયપુરાણ | ૫—૦૦ |
| શ્રીમદ્ ભાગવત—૧,૨ | ૧૦—૫૦ |
| એકાદશ સ્કંધ— (એકનાથી ટીકા) | ૬—૦૦ |
| એકાદશ સ્કંધ— (શ્રીમદ્ ભાગવતનો) | ૨—૫૦ |
| દશમ સ્કંધ ... | ૪—૦૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત | ૭—૫૦ |

## સાંપ્રદાયિક પુસ્તકો

| | |
|---|---|
| ષોડશ ગ્રંથો ... | ૧—૫૦ |
| ધમ્મપદ—ધર્મનાં પદો | ૧—૨૫ |
| જપજી ... ... | ૦—૬૯ |
| સમાધિશતક ... | ૦—૪૦ |
| શિક્ષાપત્રી ... | ૦—૨૫ |
| ગોરખનાથ ... | ૦—૩૭ |

